*Published by*

Naginbhai Ghelabhai Javeri, 325 Javeri Bazar Bombay,

AND

*Printed by*

Matubhai Bhaidas at the "Surat Jain Printing Press",
Khapatia Chakla—SURAT.

Sheth Devchand Lâlbhâi Jain Pustkoddhâr Fund series. No. 14.

# THE ANAND-KAVYA-MAHODADHI.

*(A collection of Old Gujarati Poems.)*

**PART I.**

*Edited and collected*

by

**Jivanchand Sakerchand Javeri.**

*Published by*

**Naginbhai Ghelabhai Javeri,**

*One trustee.*

*Sold by*

LIBRARIAN

SHETH DEVCHAND LALBHAI J. P. FUND.
C/o Sheth Devchand Lalbhai Dharmashâlâ.
Badekha Chakla, Gopipura, SURAT.



*1912*

**Re. 0—10—0.**

यद्गोभद्रः सुरपरिवृढो (वृतो) भूषणाद्यं ददौ य-
ज्जातं जायापदपरिचितं कम्बलीरत्नजातम् ॥
पण्यं यच्चाजनि नरपतिर्यच्च सर्वार्थसिद्धिः ।
तद्दानस्याद्भुतफलमिदं शालिभद्रस्य सर्वम् ॥ १ ॥

उपदेशतरङ्गिणी।

पादाम्भोजरजःप्रमार्जनमपि क्ष्मापाललीलावती ।
दुष्प्राप्याद्भुतरत्नकम्बलदलैर्यद्वल्लभानामभूत् ॥
निर्माल्यं नवहेममण्डनमपि क्लेशाय यस्यावनी-
पालालिङ्गनमप्यसौ विजयते दानात् सुभद्राङ्गजः ॥१॥

ભાવ.

દેવોએ પરિવરેલ એવા **ગોભદ્રદેવે** જેને આભૂષણાદિ આપ્યાં, રત્નકંબલ જેની સ્ત્રીઓની પાદરજ સાથે મિશ્ર થયા; જેને રાજા વસાણારૂપ થયો, અને જેને અન્તે સર્વાર્થસિદ્ધ-વિમાન મેળવ્યું; એવા તે **શાલિભદ્રને** આ સૌ અદ્ભુત દાનફળથી પ્રાપ્ત થયું. ॥ ૧ ॥

જેની સ્ત્રીઓના પાદયુગલઉપર ચોંટેલી રજનું પ્રમાર્જન રાજાની રાણીને પણ દુઃષ્પ્રાપ્ય એવા રત્નકંબલોના ટુકડાવડે થયું, જેને નવ નવ સુવર્ણભૂષણો પણ પ્રતિદિન નિર્માલ્યવત્ થયા, તથા જેને ભૂપાલ-આલિંગન ક્લેશકારક થયું, એવો **સુભદ્રાપુત્ર-શાલિભદ્ર** પૂર્વે કરેલ દાનથી વિજયવન્તો છે. ॥ ૧ ॥

## ક્રમારોહણ.

કાવ્યસાગરમાં વિહરી, કલ્લોલોમાં પછડાઇ, સસ્નેહ અનેક મૌક્તિક એકત્ર કરી, તેની માળા ગુંથી, સજનકંઠમાટે તૈયાર કરી. માળા તૈયાર તો કરી, પણ પરિપૂર્ણરીતે તેને કંઠમાં સજી અન્યોને પરિમલયુક્ત કરવાં, એ કર્તવ્ય રસપ્રજ્ઞોનુંજ છે; કારણ કમલને—કાવ્યને વિકસિત—પ્રકાશ કરવાનું કાર્ય તો સૂર્યનું—સુજનોનું—પંડિતોનુંજ છે. વારિ તો માત્ર કમલપોષણજ કરી શકે છે.

જીવન.

# મુખ્ય સુધારો.

## પાનું ૧લું, લાઈન ૨૭.

"શ્રીમતિસાગરપ્રણીત" છે, તેને બદલે
"શ્રીમતિસારપ્રણીત" જોઇએ.

## પાનું ૨૬૨, ગાથા ૧૫, ટીપ ૧.

"જ્ઞાનાવરણ, દર્શનાવરણ, વેદનીય, અને મોહનીય" એ ચાર ઘાતીકર્મ નહિ, પણ "જ્ઞાનાવરણ, દર્શનાવરણ, મોહનીય, અને અંતરાય" એ ચાર ઘાતીકર્મ જાણવા.

## પાનું ૩૫૬, ગાથા ૬૦

"કોરટમાંહિ" નહિ, પણ "કોટરમાંહિ"

આ શિવાય પણ અનેક ભૂલો અનેક કારણોથી રહે, એ અસંભવિતતો નથીજ. જે માટે વાંચકવર્ગને સુધારી વાંચવા વિનંતી છે. તેવી ભૂલોને એકત્ર કરી સદરહુ ફંડ તરફ મોકલી આપવામાં આવશે તો અવશ્ય ઉપકારસહિત તેનો સુધારો દ્વિતીય-સંસ્કારસમયે કરવા લક્ષ દેવામાં આવશે.



वीरँवन्दे.

## મુખબન્ધ.

પ્રાચીનગૂજરાતીસાહિત્યના માયાબન્ધનમાં કોણ નહિ પડ્યું હોય ? એવાં પ્રાચીન સુરસકાવ્યોને બહાર આણવામાં સાક્ષરવર્ગની જરૂર હતી, પરન્તુ " તે સમયસૂધી અટકવું, અને હસ્તગત થયેલ કાવ્યોને હજુપણ દાબી રાખી અન્યોને લાભ નહિ આપવો, તે મને રુચ્યું નહિ". અને શ્રીયુત્ ભગુભાઇ કારભારીનું "માત્ર સંસ્કૃતપ્રાકૃત કાર્ય કરાવવા સાથે બાળલોકોપયોગી રાસાઓનું કાર્ય પણ સાથે સાથે કરાવો !" એવું વખતોવખત કહેવું એજ આને વેળાસર બહાર પાડવાનું પ્રબળ કારણ છે.

" જૈનસાહિત્ય " એ નામ સાંભળી અત્યારસૂધી બ્રાહ્મણાદિ, જન્મતાંવેંતજ પાવામાં આવેલી ગલથુથીના આધારે, અને પૂર્વે કરાયેલા જૈનોપરના અયોગ્ય આક્ષેપોને લીધે ચોકતા હતા. પરન્તુ તે ચોંકને, હાલના કાળબળવશાત્ દિ० બ० મણિભાઇ, સ્વ० મી० ત્રિપાઠી, રા० બ० હરગોવિન્દદાસ કાંટાવાળા, અને રા० રા० કેશવ-લાલ ધ્રુવાદિના ધૂણવાપણાથી—વાતાવરણ ફેરવવાના કરેલા પ્રયાસથી—આપણે દૂર થયેલી જોવા ભાગ્યશાલી થયા છીએ. આમાં——આ ગ્રન્થમાં એકત્ર કરવામાં આવેલ પ્રાચીનકાવ્યો, એ, " ગૂજરાતી-જૈનસાહિત્ય " છે. અને એ સાહિત્યને—કાવ્યને " રાસરૂપે " ઓલખવામાં આવે છે. " રાસનો " સામાન્ય અર્થ " ધ્વનિ કરવો, લલકારવું, રાસક્રીડા, અને કથા " એવો થાય છે.

તે ઉપરથી "પદ્યકાવ્યકથાઓને " રાસ, રાસો અને રાસા " કહેવાનો પ્રથા પડયો હોય અગર લોકોમાં સંસ્કૃતપ્રાકૃતજ્ઞાનની ખામી થઇ અને ગૂજરાત તેમજ અન્ય પ્રદેશોમાં પ્રચલિત ભાષા

તે તે પ્રદેશોમાં ઓળખાતી થઇ ત્યારે, ગૂજરાતીગદ્યની અંદર રસની ખામી રહી તેથી શ્રોતાઓને રસઉત્પન્ન કરી નીતિને રસ્તે જોડે આનંદ આપનારા, તથા મહજ્જનોની ખ્યાતિ કાયમ રાખનારા પદ્યકથાબન્ધ ગૂજરાતીગ્રંથને રાસા તરીકે કહ્યા હોય, તેમ અવબોધાય છે.

જ્યારે પૂર્વે સંસ્કૃતભપા સંજીવનીભાષા તરીકે કામ કરતી હતી ત્યારે તે વખતે જૈનકવિઓએ તે ભાષામાં પણ અસ્ખલિતપણે પુસ્તકોનો–સાહિત્યનો સારો જમાવ કરી ધર્મ અને સમાજસેવા બજાવી હતી.–આ વાત આ વર્ષે શ્રીમન્તના વડોદરામાં તથા પહેલાના વર્ષોમાં અન્ય સ્થલે ગૂર્જરસાહિત્યસભામાં જાહેર થયેલા સાક્ષરોના અભિપ્રાયથી પણ સ્પષ્ટ છે.–પરન્તુ જ્યારે પછીના યુગમાં જનસમાજમાંથી સંસ્કૃત-પ્રાકૃતભાષાની ઓછાશ થતી ગઈ અને તે સ્થાન જ્યારે [1]ગૂર્જરભાષાએ લીધું, (આશરે ૧૨ મા ૧૩ મા શતકમાં) ત્યારે તે ભાષામાં પણ જૈનકવિઓ જનોપદેશને માટે ગ્રન્થરચન કરવા લાગ્યા ગૂર્જરભાષાનું આવું ગ્રન્થભંડોળ જોકે સંવત્ ૧૦૦૦ પૂર્વેનું તો નથીજ. પણ અત્યારે હાથ લાગેલમાંથી જૂનામાંજૂનું ૧૩ મા સૈકાનું તો છેજ. આવા પ્રકારનું ગૂજરાતી સાહિત્ય જૈનપંડિતોદ્વારા બે પ્રકારથી ગુંથાયેલું જોવામાં આવે છે. એક તો "ગદ્યરૂપ" (ગ્રન્થો તથા સૂત્રોના બાળાવબોધો) અને બીજું "પદ્યરૂપ" (પણ ત્રીજા–"ચમ્પૂરૂપમાં" ગૂજરાતીજૈનસાહિત્ય વિશેષ હોય, તેવું, હજુસૂધી દૃષ્ટિગત થયું નથી) આવા બે પ્રકારનું ગૂર્જરીસાહિત્ય વિક્રમના તેરમાં સૈકાથી આજસૂધી તે તે સમયની ચાલુ ભાષાઓમાં જૈનકવિઓને હાથે અવિચ્છિન્નધારારૂપ રચાયેલું છે.

૧–અમારા એક મિત્ર તરફથી સૂચવવામાં આવ્યું છે કે—"વચ્ચે પાલીપ્રાકૃતમાં ગ્રન્થો થયેલા તે વાત જણાવવા જેવી છે" પરન્તુ તે ગ્રન્થો જૈનધર્મને નહિ પણ બૌદ્ધધર્મને ઉપયોગી હોવાથી તે વિષે અત્રે કાંઈ કહેવું તે અમોને યોગ્ય લાગ્યું નથી.

આવા પ્રકારનું ગૂજરાતીસાહિત્ય, જૈનેતર કોઇપણ ગુજરાતી કવિઓએ એટલા જૂના કાળમાં રચ્યું હોય એવું હજુસૂધી તો કોઇ સાહિત્ય-સંશોધકના જાણવામાં આવ્યું હોય તેવું જણાયું નથી.

આ કાવ્યોને જોતાં પૂર્વે આપણે નીચલી વાતોનો વિચાર કરવો, એ વધારે સુગમતા ભરેલું થઇ પડશે.

૧ ગૂજરાતીભાષામૂલ જૈનોથી છે, કે જૈનેતરોથી ?

૨ આવી ગૂજરાતીભાષામાં કઇ કઈ ભાષા જોડાણ થવા પામી છે?

૩ ગૂજરાતીકાવ્યો કરનારાઓમાં પહેલ જૈનોની છે, કે અન્યોની ?

૪ આ કાવ્યકથાઓ, (કેવળ) કવિકલ્પિત છે, કે ખરેખરી બનેલી કથાઓ છે ?

૫ આવી ભાષા કર્ણકઠોર છે ? કે, નહિ સમજનારાઓની મતિનો નમૂનો છે ?

આ પાંચ બાબતમાં પહેલાં આપણે—

ગૂજરાતીભાષામૂલ જૈનોથી છે, કે જૈનેતરોથી ? તથા ગૂજરાતીકાવ્યો કરનારાઓમાં પહેલ જૈનોની છે, કે અન્યોની ?–

તે તપાસીએ તો, સંસ્કૃત અને સામાજીક પ્રાકૃતભાષાવડે જનસમાજવ્યવહાર જ્યારે ખંડિત થવા લાગ્યો, ત્યારે તે સ્થાન ગૂજરાતમાં ક્રમેક્રમે અપભ્રંશપ્રાકૃતમાંથી ગૂજરાતીને મળ્યું પરન્તુ સંપૂર્ણરીત્યા તેનું સમ્યક્ખેડાણ તો વિક્રમના લગભગ ૧૪૦૦ વર્ષો વિત્યાબાદજ થવા લાગ્યું. અર્થાત્ તે પૂર્વેની ૧૨ મા ૧૩ મા શતકથી લેઇને ૧૪ મા શતકસૂધીની તો અપભ્રંશપ્રાકૃતજ રહેવા પામેલી જણાયછે. " ગૂજરાતીભાષામૂળ જૈનોથીજ રોપાણું છે " એ

[1]એકદમ કહી દેવું તે જરા વિચારવા જેવું છે, પરન્તુ એટલું તો અવશ્ય છેજ કે જૈનોએ તેને બાળપણથી તે અત્યારસૂધી સર્વ-પ્રકારે લાલી–પાલી છે. અને તેથી ભાષામૂલ "જૈનોથી" છે એમ કહેવામાં કશી અતિશયોક્તિ કહેવાશે નહિ. અથવા સંસ્કૃતઉપરથી પ્રાકૃત, પ્રાકૃતઉપરથી અપભ્રંશ, અને અપભ્રંશઉપરથી ગૂજરાની ભાષા થઈ. સંવત ૧૧૬૮માં **મહારાજા સિદ્ધરાજના** વખતમાં **હેમચંદ્રાચાર્યે** રચેલું અપભ્રંશભાષાનું વ્યાકરણ આપણી પાસે વિદ્યામાન છે, અને સંવત્ ૧૪૫૦માં રચાયેલું ગૂજરાતી વ્યાકરણ "મુગ્ધાવબોધ મૌક્તિક" બુધ્ધિપ્રકાશમાં પ્રસિદ્ધ થયું છે. **સ્વ. શાસ્ત્રી વ્રજલાલ કાલિદાસ** ગૂજરાતી ભાષાના ઇતિહાસમાં લખે છે કે "જૂની ગૂજરાતીભાષા કહિયે તો સંવત્ ૧૧૦૦ના આરંભથી તે સંવત્ ૧૫૦૦ના અંત લગી જાણવી ત્યાર પછીની ગૂજરાતીભાષાને નવી ગૂજરાતી જાણવી" આ વાક્યમાં અમને એટલો ફેરફાર કરવા જેવું લાગે છે કે જૂની ગૂજરાતી સંવત્ ૧૫૦૦ના અંત લગી નહિ પણ સંવત્ ૧૬૦૦ના અંત લગીની છે અને તે પછીની ભાષાનાં ઘણાખરા રૂપો હાલની ગૂજરાતીને મળતાં થયાં છે.

આ રીતે જોતાં જે અપભ્રંશભાષામાંથી જૂની ગૂજરાતીભાષા ઉત્પન્ન થઈ તે અપભ્રંશના નિયામક–વ્યાકરણકર્ત્તા એક જૈન મુનિ છે. તેમજ જૂની ગૂજરાતીનું વ્યાકરણ રચવાનું માન પણ એક જૈન મુનિએ મેળવ્યુ છે. એટલે ગૂજરાતીભાષાની ઉન્નતિમાં જૈનોનો મુખ્ય હાથ છે, એમ કહ્યા વિના ચાલતુ નથી.

---

૧–અમારા કેટલાક મિત્રોનુ કહેવું છે કે—"ગૂજરાતીભાષાનું મૂલ જૈનોથીજ રોપાયુ છે, અને તેના પુરાવા તરીકે રાસાઓ સાક્ષી પૂરે છે તો પછી, વાદીની દલીલો મજબૂત હોઈ પ્રતિવાદીની દલીલો ટકી શકતી ન હોવાથી અનિશ્ચયાત્મક વાક્ય મૂકવાની જરૂર શી ? છાતી ઠોકી સત્યવાત શા માટે ન જણાવવી ?"

ગૂજરાતીકાવ્યોની પહેલ કરવાનું લ્હાણુ પણ જૈનોનેજ મળે છે. કારણ કે:—

"અંગ્રેજીમાં આદિકવિ **હોમર** કહેવાય છે. સંસ્કૃતમાં **વાલ્મિક**, તેમ ગૂજરાતીમાં **નરસિંહ મેહેતાને** તે પદ પ્રાપ્ત થયું છે. × × × × × તુરતને માટે આદિકવિનું પદ તો **નરસિંહ મેહેતાને** માટેજ રાખવું પડશે." એવી જૂઠી તાલાવેલી, હવે, તેથી વહેલાંના પ્રાપ્ત થતાં કાવ્યોથી રહી શકતી નથી ! કેમકે સાહિત્યપરિષદ્‌નાં અનેક સમેલનમાં સૌથી વધારેમાં વધારે પ્રતિષ્ઠિત અને સૌથી વધારેમાં વધારે જવાબદાર વિદ્વાનોએ **નરસિંહ મેહેતાની** પૂર્વના કેટલાક કવિઓનાં નામ અને કૃતિ રજુ કર્યા પછી **નરસિંહ મેહેતાને** "તુરતને માટે" આપેલી જગો ઉપર હવે તેમને વધારે વખત કાયમ રાખી શકાશે નહિ, એમ અમને લાગે છે. તથા **નરસિંહમેહેતા** ૧૬મા શતકની સહજ પૂર્વે થયા છે. અને તે પહેલાં તો **શ્રીગૌતમરાસાના** લેખક **શ્રીવિજયભદ્ર**મુનિએ સંવત્ ૧૪૧૨ ના આશો વદિ ૦))ને દિને **શ્રીગૌતમરાસ** પૂર્ણ કર્યો છે. આ રાસની ભાષા ઉગતી ગૂર્જરી હોવા સાથે એટલીતો સુન્દર છે કે ભાષાની ઉત્તમતાના ત્રાજવે નાંખવાથી તેનું પલ્લું **નરસિંહ મેહેતાના** પલ્લાંને ઉંચું રાખ્યા વિના રહેશેજ નહિ. **ગૌતમરાસો** કેટલીક અન્ય વ્યક્તિઓથી મુદ્રિત્વને ધારણ કરી શકયો છે. છતાં પણ તેના સૌન્દર્ય અને માધુર્ય જણાવવા અર્થે અત્રે તેનાં થોડાંક પાદો પૂરીશું તો તે અસ્થાને તો નહીજ લેખાય.

" તવ ચડિઓ ઘણમાણ ગજે, **ઇંદભૂઇ** ભૂદેવ તો;
હુંકારો કરી સંચરિય, કવણ સુ જિણવર દેવ તો. ૧૭
" યોજનભૂમિ સમોસરણે, પેખે પ્રથમારંભ તો;
દહદિસિ દેખે વિબુધ વધુ, આવંતી સુર–રંભ તો." ૧૮

વત્થુછંદ—

" ઇંદભૂઇઅ ઇંદભૂઇઅ, ચડિય બહુમાને,
હુંકારો કરી કંપતો સમોસરણે પુહુતો તુરંત;
અહ સંસા સામિ સવે ચરમનાહ ફેડે ફુરંત.
બોધિ બીજ સંજાય મને ગોયમ ભવહ વિરત્ત,
દિખ્ખ લહિય સિખ્ખા સહિઅ, ગણહરપય સંપત્ત. " ૨૭

" ઇણે અનુક્રમે, ઇણે અનુક્રમે, નાણ સમ્પન્ન,
પન્નરહસય પરિવરિય, હરિઅ દુરિઅ જિણનાહ વંદઇ;
જાણેવિ જગગુરૂવયણ, તિહ નાણ અપ્પાણ નિંદઈ,
ચરમ જિણેસર (તવ) ઇમિ ભણે, ગોયમ! મ કરિસ ખેઉ;
છેહિ જઈ આપણે સહી, હોસ્યું તુલ્લા બેઉ. " ૪૪

ભાષાછંદ.—

" જિમ માનસસર નિવસે હંસા, જિમ સુરવર સિરિ કણયવતંસા,
જિમ મહુયર રાજીવ વનિ;
જિમ રયણાયર રયણે વિલસે, જિમ અંબર તારાગણ વિકસે,
તિમ ગોયમગુણ કેલિવનિ. ૫૨

" પુનમદિન ( નિસિ ) જિમ સસિહર સોહે, સુરતરૂમહિમા જિમ જગ મોહે,
પૂરબદિસિ જિમ સહસકરો;
પંચાનન ( પંચાયણ ) જિમ ગિરિવર રાજે, નરવર ધર જિમ મયગલ ગાજે,
તિમ જિનસાસન મુનિપવરો. ૫૩

" જિમ સુરતરૂવર સોહે સાખા, જિમ ઉત્તમમુખ મધુરી ભાષા,
જિમ વનકેતકી મહમહે એ;
જિમ ભૂમિપતિ ભૂયબલ ચમકે, જિમ જિનમંદિર ઘંટારણકે,
ગોયમ લબ્ધે ગહગહે એ. ૫૪

" ચઉદહસય બારોત્તર વરિસે (ગોયમગણહરકેવળદિવસે.)
**ખંભ**નયર પ્રભુ **પાસ**પસાયે,
કિઉં કવિત ઉપગાર પરો;
આદિહી મંગળ એહ ભણીજે, પરવમહોત્સવ પહિલો દીજે (લીજે),
ઋદ્ધિવૃદ્ધિ કલ્યાણ કરો. ૫૮
" ધન માતા ! જેણે ઉઅરે ધરિયા, ધન પિતા ! જિન કુલે અવતરિયા
ધન સહગુરૂ ! જિણે દીખ્ખિયાએ;
વિનયવંત વિદ્યાભંડાર, જસુ ગુણ પુહવી ન લભે પાર,
વડ જિમ શાખા વિસ્તરેએ. ૫૯
" **ગોયમ**સ્વામીનો રાસ ભણીજે, ચઉવિહસઘરળિયાયત કીજે,
સયલસંઘ આનંદ કરો;
કુંકુમચંદન છડો દેવરાવો, માણકમોતીના ચોક પૂરાવો,
રયણસિંહાસણ બેસણું એ. ૬૦
" તિહાં બેસી ગુરૂ દેશના દેશે, ભવિકજીવનાં કાજ સરેસે,
ઉદયવંત (વિજયભદ્ર) મુનિ એમ ભણેએ;
**ગૌતમ**સ્વામીતણો એ રાસ, ભણતાંસુણતાં લીલવિલાસ,
સાસયસુખનિધિ સંપજે એ ?" ૬૧

આથી પાછલ જતાં સંવત્ ૧૪૧૦ માં રચાયેલ બે રાસાઓ પણ ઉપલબ્ધ છે.

( ૧ ) ક્ષેમપ્રકાશરાસ કર્ત્તા શ્રીજયાનન્દસૂરિ.
( ૨ ) ભરતબાહુબલીરાસ કર્ત્તા શ્રીગુણરત્નજી.

આથી પણ પૂર્વે જોતાં સંવત્ ૧૩૨૭માં કોઇક જૈનસાધુથી રચાયેલો **સપ્તક્ષેત્રી**–સાતખેત્રરાસ પ્રાપ્ત છે. તે ભાષા શુદ્ધ-ગૂજરાતી તો નહિજ કહેવાય. પરંતુ ગૂજરાતી જેમાંથી જન્મ લઇ શકી છે તેવી અપભ્રંશપ્રાકૃતને અનુસરતી તે ભાષા છે. તેમાંના થોડાંક નમૂનારૂપ ફકરા અત્રે ઉતારીશું.

"सवि अरिहन्त नमेवि, सिद्धसूरिउवझ्झाय;
पनरकर्म भूमि साहु, तीए पणमिय पाय. १

"ससक्षेत्ति जिन कहिया महामुनि,
वितु वावेजिउ विवहपार;
जिनवचसु आराधिउ अवक्रसु साधिऊ,
लहइ पारु संसारु सारे. १८

"संवत तेरसत्तावीस ए महामसवाडइ,
गुरूवारि आवा यदसामियहि लइ पखवाडइ;
तहि पुरू हूऊ रासु सिवसुखनिहाणू,
जिण चुविसइ भवियणह करिसिइ कल्याणूं. ११७

"जां सिसिरवि गयणंगणिहि ऊगइ महिमण्डलि,
ताव रहऊ एउ रासु भवियणा! जिणसासणि;
निम्मलज ग्रह नक्षत्ततारिका व्यापइं,
जयवन्तु श्रीसङ्घ अनइ जिणसासणू. ११८"

આટલાંજ મળે છે એમ નથી પણ તે પૂર્વેનાં કાવ્ય પણ જૈનપંડિતોથી રચાયેલાં સુપ્રાપ્ત છે. પરતુ ભાષા ઉપરસમાન અપભ્રંશપ્રાકૃતને બંધ બેસ્તી છે. સાંભળવા પ્રમાણે તે રાસ રા૦ રા૦ કેશવલાલ હર્ષદરાય ધ્રુવના જોવામા આવ્યો છે અને પ્રાયે સાલ ૧૨૨૫ ની તેમાં નોંધાયલી છે.

આ ઉપરથી, ગૂજરાતીભાષામૂલને પોષનાર, અને કાવ્યાદિની આદ્ય શરૂઆત કરી અત્યારસૂધી સળંગ સાંકળને સાચવી રાખનાર કોણ છે તે સ્પષ્ટ માલુમ પડી આવે છે. હવે આપણે—

આવી ગૂજરાતીભાષામાં–રાસામાં કઈ કઇ ભાષા જોડાણુ થવા પામી છે?—

અર્થાત્ આવા રાસાઓમાં કઇ કઈ ભાષાઓનું થોડું બહુ જોડાણુ થવા પામ્યું છે, તે તપાસીશું તો ગૂજરાતી, માગધી, શૂરસેની, અપભ્રંશ, પ્રાકૃત, અને મારવાડી તથા હિન્દીભાષાઓનું જોડાણુ થયેલું જોવામાં આવે છે. તથા કેટલાક રાસાઓ તો પૂર્ણ માગધી અને પ્રાકૃતમાં રચાયેલા પણ જણાય છે. તથા ઘણા રાસાઓ તો **પડિમાત્રા** અને લખાણભેદને લીધેજ ગણાતાં જૂની ભાષાના પણ છે પરંતુ માત્ર લખાણભેદને લીધેજ તેને જૂની ભાષા કહેવી, એ વિવેકથી આઘાં રહેવા બરોબર છે. પરન્તુ ખરી રીતે તે લહિયાઓની **ગ્વાલિયરી**લિપિ લખવાની પદ્ધતિને લીધેજ જૂની ભાષા તરીકે ઓળખાય છે. પરંતુ તેમ નથી. પણ આજથી લગભગ ૨૦૦–૩૦૦ વર્ષપર લહિયાઓમાં **પડિમાત્રા** અને **ગ્વાલિયરી**લિપિ લખવાનો એક જાતનો રિવાજજ પડી ગયેલો હતો. જે થોડોઘણો અત્યારે પણ ઘણાં લહિયામાં દૃષ્ટિગોચર થાય છે. આવી પડિમાત્રા અને ગ્વાલિયરીલિપિના થોડાંક રૂપો અત્રે આપીશું.

## ग्वालियरीलिपिना नमूना.

" दहदिशि निरखइ लोयणइ, विविधविनोद अपार;
गुणावली पूछइ जीकइ, सासू कहइ सुविचार. ६९

" पहिलइ आरइ जोअण अइंसीमान,
बीजइ सित्तिरि त्रीजइ साठिप्रमाण;
पंचास चोथाइ मान. ७९

" पइसइ पाहिलइ पोलिमां, तव पोलइ रखवालइ;
आवो चंदनरेसरु, बोलइ बोल रसालइ. ९०"

एनुं सीधुं रुप आ प्रमाणे छे–

“ दहदिशि निरखे लोयणे, विविधविनोद अपार;
गुणावली पूछे जीके, सासू कहे सुविचार. ६९

“ पहिले आरे जोअण अंसीमान,
बीजे सित्तिरि त्रीजे साठिप्रमाण;
पंचास चोथाए मान. ७९

“ पेसे पहिली पोलिमां, तव पोली रखवाली;
“ आवो चंदनरेसरु, बोले बोल रसाली. ९०”
[ प्रेमलालच्छी--रास. ]

पडिमात्राना नमूना.

“राय काहं सुण सुन्दरी, ाअ छे रुाडा ठाम;
संताांडा ावाग करी, न जााण ाकाइ मुज नाम. १

\+ + + + +

ाहे ! ाहे ! आ स्युं ए थऊं, कार ासो हाहाकार. ५”

एनुं सीधुं रुपः—

“राय कहें सुण सुन्दरी, ए छे रुडो ठाम;
संताडो वेगे करी, न जाणे कोइ मुज नाम. १

\+ + + + +

है ! है ! आ स्युं ए थऊं, करे सौ हाहाकार. ५”

[ ^- ]

આ વિના લહિયાઓમાં ઘણા શબ્દોઉપર અનુસ્વાર ચઢાવવાનો પણ રિવાજ પડી ગયો હતો, જયારે સંસ્કૃતવ્યાકરણની રીતિ–પ્રમાણે અનુસ્વારની જગોપર મ્ અને ન્ અર્થાત્ આગળ આવેલા વર્ગનો છેલ્લો અક્ષર મૂકવામાં આવતો હતો. (ચિત્રબંધને માટે જોકે તે અનુસ્વાર લેવામાં આવતો હતો પણ તે અપવાદ છે.)

**આ કાવ્યકથાઓ કવિકલ્પિત છે, કે ખરેખરી બનેલી છે? તથા આવી રાસભાષા કર્ણકઠોર છે? કે, નહિ સમજનારાઓની મતિનો નમૂનો છે?—**

તે ઉપર આપણે કાંઇક વિચાર કરીશું તો સત્યવસ્તુ શી શી છે તે સ્હેજે જણાઇ આવશે. કારણ કે રા૦ બ૦ હરગોવિન્દદાસ દ્વા૦ કાંટાવાળાને, શ્રીમન્ત સરકાર સયાજીરાવ ગાયકવાડ તરફથી બહાર પાડવા મળેલ શ્રીશીલવતીરાસના સમયે શંકા થઇ કેઃ—

"રાસામાં કથેલી કથાઓ કવિકલ્પિત હશે કે મૂળમાં કાંઇ સત્યતા હોઇને તેમાં કવિની કલ્પનાએ વધારો કર્યો હશે,"

ભલે તેઓને આવી શંકા થઈ, શંકા આવવી એ સારાને માટેજ છે, કારણકે તે વિના સત્યશોધન ઉત્તમરીતે થવું એ અસંભવિત છે. પરન્તુ તે સાથે તેઓએ પોતાની માનીનતા કેવા પ્રકારની છે, અથવા તેમાંથી તેઓ પોતે સત્ય કેટલું ખોજી શકયા છે, તે જણાવી સામાન્યવર્ગને જો સત્યના તરફ દોર્યા હતે તો તો તે વર્ગ સહજમાં સમજી શકતે. પરન્તુ તેઓએ તેમ ન કરતાંઃ–

"એ વિષે અહીં વિવેચન કરતા નથી, કેમકે તે વાતતો ગ્રન્થના સ્વરૂપ ઉપરથીજ સ્પષ્ટ જણાઈ આવે એમ છે."

એવીજ વાકયરચના કરી પડતું મૂકયું. આ વાકયરચના સાક્ષરોમાટે તો ઠીકજ છે. કારણ તેઓ તો સ્વમત્યનુસારે આડા–

અવળાં કાંઈક આધારોથી સત્ય શોધી શકે પણ તેટલી નિપુણતા નહિ ધરાવનારાઓ પણ કાવ્યાદિ વાંચનના શોખીનો હોય છે, તેવાઓને તો રા૦ બ૦ હરગોવિન્દદાસે ત્રિશંકુસ્થિતિમાંજ રાખ્યા, એ કહેવું અયથાર્થ તો નહિજ ગણાય. તેમજ મી૦ શંભુપ્રસાદ શિવપ્રસાદ મહેતાએ, "ગરવી ગુજરાતના પુરાણાં સાહિત્યનું ઇતિહાસની દૃષ્ટિથી વિવેચન" કરતાં લખ્યુ છે કે—

"સામળ અને જૈનકવિ નેમવિજયજી–" શીલવતીનો રાસ " એ કાવ્યના કર્ત્તા–નવલવાર્તાના લખનાર તરીકે કીરતીને પોતાનીજ અવિભક્ત પણે–પ્રસ્તુત કાળમાં તો–કરી મુકી હતી એમ કહેતાં દોપ નહીં મનાય."

જો કે " चरिय च कप्पिय च आहरण दुविह भवे " ઇત્યાદિ મહાસિદ્ધાન્તિક વાકયોથી કથા બે પ્રકારની (૧ બનેલી. ૨જી શિષ્યોને સમઝાવવામાટે દૃષ્ટાન્તતરીકે ઉપમારૂપે કે રૂપકરૂપે જણાવેલી) હોય છે. પણ તેના સ્વરૂપને ઓળખવામાં વાંચનારને વધારે મ્હેનત પડતી નથી. કારણકે બીજા પ્રકારની કથામાં—

૧ " પીપલ પાન ખરંતાં, હસતી કુંપલીઆં; મુજ વીતી તુજ વીતશે, ધીરી બાપલીયાં ॥૧॥" એવા પત્રમાં કિશલયના વાકયો.

૨ પુષ્કરાવર્ત્તના મેઘમાં પણ લવમાત્ર જલને નહિં પરગમાવનાર મુદ્ગશૈલના દૃષ્ટાન્તમાં મેઘ અને પુષ્કરાવર્ત્તના ઉલ્લાપ.

૩ દયાહીન થઇને નદીના પૂરપ્રવાહમાં વીંછીને વ્હેતા મ્હેલનાર ફકીરને હસતા વીંછીના વાકયો વગેરે સ્પષ્ટપણે તે કથાની અસંભવિતતા જણાવે છે, અને તેથી તે સ્હેજે કલ્પિત છે એમ જણાઈ આવે છે. અને ગ્રન્થકારો તેવા સ્થળે સ્પષ્ટ લખે તથા સૂચવે છે કે " આ કથા કલ્પિત–ઉપમા કે રૂપક તરીકેજ જણાવવામાં આવી છે, અને આ ઉપરથી સાર

આવી રીતે લેવાનો છે." મતલબ એ છે કે અસંભવિતપણું ન હોય તો કલ્પિત માનવાનું કે કહેવાનું કઇ પણ કારણ નથી. છતાં જ્યારે શ્રેણિકમહારાજની વિદ્યમાનતા ઇતિહાસથી સિદ્ધ થયેલી છે તો તેના સંબંધમાં આવેલ અને જેનાં સ્થાન, દીક્ષા, અનશન વગેરે પ્રત્યક્ષ પૂર્વદેશની મુસાફરી કરનારને માલમ પડે છે, તેવા ધન્ન શાલિભદ્રને કલ્પિત માનવા જાય તો તો તે અક્કલની બહાર છે એમ કહેવુ અનુચિત નથી. બીજા રાસાઓમાં પણ ઔષધિ-મંત્ર-આદિના અદ્વિતીય ચમત્કારને માનનારો પુરૂષ કોઇ દિવસ તેમાં વર્ણવેલા બનાવને અસંભવિત ગણશે નહિ અને જો તેમ ન ગણે તો તે કથા-રાસના નાયકને કલ્પિત માનવાનું કંઈ પણ કારણ રહેતું નથી. વિશેષમાં જ્યારે અમુક દૃષ્ટાન્તે પ્રવૃત્તિ કરાવવામાટે કથા-રાસનાયકનું ચરિત્ર જણાવવામાં આવે તો તે કલ્પિત હોવાનો અંશે પણ સંભવ ન હોય જો તેવી રીતે ગ્રંથકાર સ્પષ્ટ ન કહે તો ખરેખરી વાત તરીકે જણાવતાં સકલ-અનર્થનું મૂલ મૃષાવાદ તેઓને (સ્પષ્ટપણે ખુલાસો કર્યા શિવાય દૃષ્ટાન્ત તરીકે કલ્પિત કથા કહેનારાઓને) છે કે નહિ? આટલાજ માટે તે તે સ્થળોએ (આવશ્યક ઉત્તરાધ્યયન-પિંડનિર્યુક્તિ યાવત્ ઉપમિતિભવપ્રપંચ વિગેરે વિગેરેમા) તે તે મહાત્માઓએ સ્પષ્ટપણે તે તે કથાઓનું કલ્પિતપણું જણાવી દીધું છે. ગ્રન્થકારની શૈલી. વૃત્તિ ત્યાગ અને રાસનાયકનું વર્તન જોતાં કોઇપણ સુજ્ઞ આ કથાઓને કલ્પિત માનવાનું સાહસ કરી શકે નહિ છતાં દૂધમાંથી પોરા કહાડવાની માફક કદિ કોઇક તેમ કરે તો તેવાઓની યુક્તિરિક્ત વાત કેવલ ઉપેક્ષાપાત્ર થાય તે સ્વાભાવિક છે! કથાઓમાં સત્યવસ્તુ શી છે, એનો વિચાર કરીને, હવે—

રાસભાષાઓ કર્ણકઠોર છે કે કેમ!—તે વિષે કાંઇક વિવેકપૂર્વક વિચારણા કરીશુ. **બૃહત્કાવ્યદોહન** ગ્રન્થ ૧ લો બહાર પાડનાર, તેમાં "ગૂજરાતી કવિતા," એ વિષય લખતાં લખેછે કે.—

" ગૂજરાતીકવિતાના સમ્બન્ધમાં એક ત્રીજો વર્ગ પણ છે, જે જૈનકવિનો છે, જૈનધર્મસમ્બંધી ઘણા રાસો જૈનકવિઓએ લખ્યા છે. એ કવિતા રસભરી છે, એમ તો કહેવાયજ નહીં. ભાષામાં ઘણાક માગધી ને જુની ગૂજરાતીના શબ્દો જોવામાં આવે છે. જેથી તે કર્ણકઠોર થઇ પડી છે. "

" ભાષામાં ઘણાક માગધી ને જુની ગૂજરાતીના શબ્દો જોવામાં આવે છે. " તે વાત કબૂલ છે, પરન્તુ,—

" જેથી તે કર્ણકઠોર થઇ પડી છે "

એ લખતાં કાં તો તે અચકાયો હોત, અથવા કાંઇ વિચારપૂર્વક લખ્યું હોત, તો હમો કાંઈક સન્તોષ પકડત. પણ તેમ નથી તેઓએ તો જે અણવિચાર્યું પગલું ભર્યું છે, તે માત્ર તેઓની જૈનિયોપ્રત્યે દ્વેષબુદ્ધિ હોવાથી લખ્યું હોય એમ માનતા નથી. કારણકે પરિચયવાળું કર્ણકઠોર લાગતું નથી જેઓને જૈનકવિતા વાંચવાનો પરિચય હોય નહિ, અથવા તેમાં આવતા શબ્દોનો ઘણો અભ્યાસ કે આઘાત થયો હોય નહિ, તેઓને કદાપિ કર્ણકઠોર લાગે એ માનવા સરખુ છે; પરતુ આ ભાઇએ જો તે સમઝાવવા માટે કયાં કયાં કાવ્યો, અથવા કાવ્યવાકયો કર્ણકઠોર છે તેના થોડાક ઉતારા આપ્યા હતે, તો ચોકકસ હમો તેવીજ કઠોરતાવાળા કાવ્યો, જૈનેતર કવિ, ભક્ત, વા પંડિતે પણ લખ્યાં છે કે નહિ! તે પૂરાવાસહિત બતાવી દેવાને અભાગ્યશાલી તો નજ થાત! જો તે પોતે એવાં જૈનકવિઓથી રચાયેલાં કાવ્યોને નહિજ સમજી શકવાથી કર્ણકઠોર લખે તો તો હમારો તે પ્રત્યે ઉપાયજ નથી. કારણ કે " સૂર્યને નહિ દેખનારો કોઈ મનુષ્ય ભલે કહે, કે દુનિયામાં સૂરજજ નથી !" તો તેવાને સૂર્ય દેખાડવામાં કોઇ પણ વ્યકિત જેમ ફળીભૂત યત્નવાળી નથી, તેવુંજ અત્ર પણ સમજી લેવું. અથવા જેમ પોતે કહે છે તેમ " માગધી ને જુની ગૂજરાતીના શબ્દો જોવામાં

આવે છે. જેથી તે કર્ણકઠોર થઇ પડી છે. ” જો એટલાં પૂરતીજ તે કાવ્યકૃતિઓ કર્ણકઠોર થઇ પડી હોય, તો કર્ણપ્રિય થઇ પડે એવી અન્યકૃત વિશેષ પ્રાચીન કૃતિઓ કયાં છે ? કે જે આ કૃતિઓ-સમીપ ખડી થઈ પોતાના પ્રિયપણાથી આ કૃતિઓને તે કઠોર કેરવી શકે ? ગુહ્ય ભાષાર્થ અને તત્ત્વમાં મતિ કામ નહિ કરતી હોવાથી એકદમ તેને કર્ણકઠોર કહી મૂકી દેવાનો માર્ગ કદાપિ વિદ્વાનો તો હાથ નજ ધરે એવું મારૂં માનવું છે. અને તે કર્ણકઠોરતા દૂર ટાળવાર્થે થોડાક ઉતારા મૂકીશું તો તે પ્રિય છે, વા કઠોર ! તે વિચારવંતોને સહજમાં જણાઇ આવશે.

## જાટણીની દેશી.

“ રૂપ દેખી સ્થિર સ્થંભિયા, શશિ-રવિ દોય ગગન્ન;
કામીજન મદ મારવા, જાણે કાળ પ્રસન્ન.
મુજરો લ્યોને મારા મહિપતિ. ૪

કૂર્મપરે તે ઉન્નતા, તાસ ચરણ છે દોય;
હંસ દ્વિપદ હરાવિયો, વસિયો સરોવર જોય. મુજરો૦ ૫
ચરણે ઝાંઝરી ઘૂઘરી, રણઝણ વાજતી જોર;
ત્રણ લોકે તેણે પાઠવ્યો, અગ અનંગ અઘોર. મુજરો૦ ૬
કદળી-થંભ જે રંભ છે, ઉરૂ કદળી-ફળ જેમ;
જેણે સંગે કરી કામિયા, વાધે દેખીને પ્રેમ. મુજરો૦ ૭
કગ-ચનકુંભજયમ પૃષ્ઠ છે, ગુદતણા દોય ભાગ;
ઉન્નત સૌમ્ય સોહામણા, કામી મન વે'રાગ ? (વૈરાગ ) મુજરો૦ ૮
જેણે કટિ લીધે કેસરી, વસિયો વનમાં જાય;
કટિ હરી લીધી હરિતણી, કામી મન લલચાય. મુજરો૦ ૯
મત્સ્યોદર કૃશ જેહનું, જાણે સરોવર માન;
મહિતલમાં જે માનવી, દેખી તજ્યાં ગુમાન. મુજરો૦ ૧૦

ચંચ એ ટાલીને દોય કર્યા, ગિરિવર એહીજ મેર;
દો ધૂમે કગ્ચનકુંભજયમ, કામી કીધલા જેર. મુજ રે૦ ૧૧

× × × × × × ×

× × × × × × ×

નાસા કિરની ચાંચડી, અધર તે જાણે પ્રવાળ;
રવિ–શશિ માનું એ દો ખડા, કપોળ જાસ રસાળ. મુજરે૦ ૧૫
આંખ્યો અમ્બુજપાંખડી, કુંતા કામીને એહ,
જાણે (જાલિમ) મનમથ કેરડી, મૃગનયની ગુણગેહ મુજરે૦ ૧૬
મૃગ પણ હારીને વન ગયા, લાજ્યા લાજની રેખ,
શશુ આગે જસ ફેરવી, રાખે જેને દૂપ.–મુજરે૦ ૧૭
અષ્ટમીશશિસમ ભાળની, તેની કેવીરે હોડ;
ઇન્દુ હારીને નભે ગયો, આણી અગમાં ખોડ. મુજરે૦ ૧૮

× × × × × × ×

× × × × × × ×

રૂપે રંભા ને અપ્સરા, વળી ઇન્દ્રાણી હરાય;
સાચી એ જગમોહિની, સતીમાંહે શિરરાય મુજરે૦ ૨૨
ધર્મનુ રજ વાસે વસે, ધર્મનણી રખવાળ;
લીલા લહેર લક્ષનાતણી, વાધ્યો યૌવનવ્યાળ મુજરે૦ ૨૩
વરનારી તસ આગળે, દાસી રેહસમાન;
ગુણવતી જગ ગોરડી, ઓરડી દૂજો જહાણ મુજરે૦ ૨૪
એવી એહ સસારમાં, લાભે નહિ કોઇ નાર;
નેમ કહે ભવિજન સાંભલો, ગુણનો પામે ન પાર ! મુજરે૦ ૨૫
(સં ૧૭૦૦) [ શીલવતીરાસ ખંડ ૧લો, ઢાલ ૮ મી. ]

કેસરવરણો હો ! કાઢી કસુબો મારા લાલ,–એ દેશી.

" નજરે નીહાળો હો, બોલ સંભાલો મારા લાલ,
કામિત ટાલો હો, વાંકા મહાલો મારા લાલ;

તું રઢિયાળો હો, હોયે કેમ આળો મારા લાલ,
દૂર નિકાળો હો, વિરહી ચાળો મારા લાલ. ૧
શીલવતી સારી હો, મોહનગારી મારા લાલ,
સુકર્મની કયારી હો, પ્રેમદુલારી મારા લાલ;
કુસંગે ન્યારી હો, શુદ્ધવિહારી મારા લાલ,
આપ સઝારી હો, શીલે સમારી મારા લાલ. ૨
તું મુજ વ્હાલો હો, થા મત કાલો મારા લાલ,
વયે મતવાલો હો, ક્રોધને (પાલો) ટાલો મારા લાલ;
સીધા ચાલો હો, વેર મ ઘાલો મારા લાલ,
પ્રેમ નિવાલો હો, ભરિયે પ્યાલો મારા લાલ. ૩
કિન્નરી નારી હો, અપચ્છરી ભારી મારા લાલ,
હરણી હારી હો, નયણ કટારી મારા લાલ;
શ્યામા તારી હો, કામ-અટારી મારા લાલ,
નારી શ્રીકારી હો, દોષ નિવારી મારા લાલ. ૪
× × × × × × ×
× × × × × × ×
મૂકી ટાલી હો, એમ વિચારી મારા લાલ,
કીધી પ્યારી હો, પેહેલા વારી મારા લાલ;
વાત વિચારી હો, સૂધી ધારી મારા લાલ,
મૂઢ ગમારી હો, જે કરે ત્યારી મારા લાલ. ૯
એમ ન કીજે હો, નેહ વહીજે મારા લાલ,
પ્રેમ પાળીજે હો, હીણ ન થીજે મારા લાલ;
સત ન ખોજે હો, લાહો લીજે મારા લાલ,
દુરીજન છીજે હો, પીયુષ પીજે મારા લાલ. ૧૦
ઉત્સાહને પાળે હો, કુપ્રીતિને ટાળે મારા લાલ,
વેણુ સભાળે હો, પંચની સાલે મારા લાલ;

વૈર ન ચાલે હો, વિરહો આલે મારા લાલ,
મધ્યમકાળે હો, એહવો સાલે મારા લાલ. ૧૧
(સં. ૧૭ ૦) [શીલવતીરાસ ખંડ ૨જો, ઢાલ ૮મી.]

## લલનાની દેશી.

" દેશ મનોહર માલવો, અતિ ઉન્નત અધિકાર લલના;
દેશ અવર માનું ચિહું દિશેં, પરવરિયા પરિવાર લલના,
દેશ મનોહર માલવો. ૧
તસ શિર મુગટ મનોહરૂં, નિરૂપમ નયરી ઉજ્જેણુ લલના;
લખમી લીલા જેહની, પાર કલીજેં કેણુ લલના. દેશ૦ ૨
સરગપુરી સરગેં ગઇ, આણી જશ આશંક લલના;
અલપુરી અલગી રહી, જલધિ ઝંપાવી લંક લલના. દેશ૦ ૩
પ્રજાપાલ પ્રતપેં તિહાં, ભૂપતિ સવિ શિરદાર લલના;
રાણી સૌભાગ્યસુન્દરી, રૂપસુન્દરી ભરતાર લલના. દેશ૦ ૪
× × × × × × ×
× × × × × × ×
સુરપરેં સુખ સંસારનાં, ભોગવતા ભૂપાલ લલના;
પુત્રી એકેકી પામીએ, રાણી દોય રસાળ લલના. દેશ૦ ૬
એક અનુપમ સુરલતા, વાધે વધતે રૂપ લલના;
બીજી બીજતણીપરે, ઇન્દુકલા અભિરૂપ લલના દેશ૦ ૭
× × × × × × ×
× × × × × × ×
ચતુર કલા ચોસઠ ભણી, તે બિહુ બુદ્ધિનિધાન લલના;
શબ્દશાસ્ત્ર સવિ આવડયાં, નામ નિઘંટુ નિદાન લલના. દેશ૦ ૧૨
કવિતકલા ગુણ કેલવે, વાજિત્ર ગીત સંગીત લલના;
જ્યોતિષ વૈદ્યક વિધિ જાણે, રાગરંગ રસરીત લલના. દેશ૦ ૧૩
સોળકળાપૂરણ શશી, કરવા કળા-અભ્યાસ લલના;

જગતિ ભમે જસ મુખ દેખી, ચોસઠકલા વિલાસ લલના. દેશ૦ ૧૪
(સં. ૧૭૩૮) [ શ્રીપાલરાસ ખંડ ૧લો, ઢાલ ૧લી. ]

## કડખાની દેશી.

" ચંગ રણરંગ મંગળ હુઆ અતિ ઘણાં,
ભૂરિ રણતૂર અવિદૂર વાજે;
કૌતુક(કી) લાખ દેખણ મિલ્યા દેવતા,
નાદ દુંદુભીતણો ગયન ગાજે.
ચંગ રણરંગ મંગળ હુઆ અતિ ઘણાં. ૧
ઉગ્રતા કરણ રણભૂમિ તિહાં શોધિએ,
રોધિએ અવધિ કરી શસ્ત્રપૂજા;
બોધિએ સુભટકુલવંશ શંસા કરી,
યોધિએ કવણવિણ તુજ્ઝ દૂજા. ચંગ૦ ૨
ચરચિએ ચારૂચંદનરસે સુભટ—તનુ,
અરચિએ ચંપકે મુગટ શિસે;
સોહિએ હત્થ વરવીર-વલયે તથા,
કલ્પતરૂપરિ બન્યા સુભટ દીસે. ચંગ૦ ૩
કોઇ જનની કહે જનક મત લાજવે,
કોઇ કહે માહરૂં બિરૂદ રાખે;
જનકપતિ પુત્ર તિહું વીર જસ ઉજ્જલા,
સોહિ ધન જગતમાં અણિય આખે. ચંગ૦ ૪
કોઇ રમણી કહે હસિય તું સહિશ કિમ ?
સમર કરવાલ શર કુંત ધારા;
નયણબાણે હણ્યો તુજ્ઝ મેં વશ કિયો,
તિહાં ન ધીરજ રહ્યો કર વિચારા. ચંગ૦ ૫
કોઇ કહે માહરો મોહ તું મત કરે,
મરણજીવન તુઝ ન પીઠ છાંડું;

અધરરસ અમૃતરસ દોય તુજ સુલભ છે,
જગતજયહેતુ હો અચલખાંડું. ચંગ૦ ૬
ઇમ અધિક કૌતુકે વીરરસ જાગતે,
લાગતે વચન હુઆ સુભટ તાતા;
સૂર પણ ક્રુર હુઇ તિમિરદલ ખંડવા,
પૂર્વદિસિ દાખવે કિરણ રાતા. ચંગ૦ ૭

(સ. ૧૭૩૮) [ શ્રીપાલરાસ ખંડ ૪ થો, ઢાલ ૪થી. ]

**આશાવરી રાગ.**

"પન્થડો નિહાળુ રે બીજાજિનતણો રે, અજિત અજિત ગુણધામ;
જે તેં જીત્યારે તેણે હું જીતિયોરે, પુરૂપ કિશ્યું મુજ નામ. પંથડો૦ ૧
ચરમનયણ કરી મારગ જોવતો રે, ભૂલો સયલ સંસાર;
જેણે નયણે કરી મારગ જોઇએ રે, નયન તે દિવ્ય વિચાર પથડો૦ ૨
પુરૂપ પરપર અનુભવ જોયતાં રે, અંધોઅંધ પુલાય;
વસ્તુ વિચારે રે જો આગમે કરીરે, ચરણ ધરણ નહિ ઠાય. પંથડો૦ ૩
તર્ક વિચારે રે વાદ પરંપરા રે, પાર ન પહોચે કોય;
અભિમતે વસ્તુ વસ્તુગતે કહેરે, તે વિરલા જગ જોય. પંથડો૦ ૪
વસ્તુ વિચારેરે દિવ્યનયણતણોરે, વિરહ પડયો નિરધાર;
તરતમયોગેરે તરતમ વાસનારે, વાસિત બોધ અપાર. પથડો૦ ૫
કાળલબ્ધિ લહી પથ નિહાલશુ રે, એ આશા અવિલબ;
એ જન જીવેરે જિનજી જાણજોરે, **આનન્દઘન** મત અંબ. પંથડો૦ ૬.

[ શ્રીઆનદઘન—સ્તવનાવલી. ]

**નમણી ખમણી ને મન ગમણી-એ દેશી.**

" શ્રીજયશેખર આખે સુરિન્દા, સુણજો રોચક ભવિજન વૃંદા;
અધ્યાતમનો એ અધિકાર મીઠો માનું અમૃતધાર. ૧
મૂરખ મોહદશામા રાચે, લૌકિક ચતુર કથા કરી માચે;
કહી પરને નિજ જ્ઞાન દીપાવે, આપ પ્રબોધમાં કબહૂ નાવે. ૨

પઢિ ગુણુ ગ્રન્થ વડાઇ પાઈ, શાન્તિદશા મનમેં કછુ નાઇ;
જ્યું ભદ્રકગજ મોતી ધારે, પણુ તેહના ગુણફળ ન વિચારે. ૩
શૃંગારમાં નર બહુ છે રસિયા, શાન્તિતણે ઘર વિરલા વસિયા;
શીત–તાપમાં બહુ દીન હોઇ, શુભ જાણે મેરે દિન કોઇ. ૪
અસિ પડે જે પત્થર સેંતી, બહુલા લાભે ધરતી સેંતી;
ચન્દ્રકાન્તે જે અમૃત વરસે, તેહવો સમરસ વિરલો ફરસે. ૫
અણુવાવ્યા પણ વનના ધાન, ઉપજે નિપજે કો નહિ માન;
શાલિના જતન ઘણાં વળી કીજે, ઉત્તમલોકા આદર દીજે. ૬
સમરસ શાલિસરિખો જાણો, બીજા રસ તુચ્છ મનમાં આણો;
સમરસ અનુભવતાં સુખદાઇ, બીજા રસ દુઃખ રાચે ભાઇ. ૭
ઉત્તમનર ઉત્તમકુલ જાયો, તીણુ એ ભાગ્યસંયોગે પાયો;
મૂઢલોક બીજા રસ સેવે, અંતરદૃષ્ટિ તે કબહુ ન દેવે. ૮

× × × × × × ×
× × × × × × ×

અધ્યાત્મશૈલિનો સાચો, રાજનીતિમાં નહિ જે કાચો;
કોવિદ કવિતાગુણનો ધારી, તે ઇણ ગ્રન્થતણો અધિકારી. ૧૫
પહેલી ઢાલે શાંતરસ ગાયો, ઉદાસીન મેં મંદિર પાયો;
સૂર ભવિકજન મનમાં ભાયો, **ધર્મમન્દિર** સુખ સવાયો. ૧૬

(સં. ૧૭૪૧) [શ્રીમોહવિવેક—રાસ ખંડ ૧ લો, ઢાલ ૧ લી.]

**વેલાવળ રાગ.**

“ જોગ જુગતિ જાણ્યા વિના, કહા નામ ધરાવે;
રમાપતિ કહે રંકકૂં, ધન હાથ ન આવે. જો૦ ૧
ભેખ ધરી માયા કરી, જગકું ભરમાવે;
પૂરણ પરમાનન્દકી, સુધિ રંચ ન પાવે. જો૦ ૨
મન મુંડયાવિન મુંડકું, અતિ ઘેટ મુંડાવે;
જટાજુટ શિર ધારકે, કોઉ કાન ફરાવે. જો૦ ૩

ઉર્ધ્વબાહુ અધોમુખે, તન તાપ તપાવે;
ચિદાનન્દ સમજ્યાવિના, ગિણતી નવિ આવે. જો૦ ૪

"આજ સખી મેરે વાલમા, નિજ મંદિર આયે;
અતિ–આનન્દ હિયે ધરી, હસી કંઠ લગાયે. આ૦ ૧
સહજસ્વભાવજલેં કરી, રૂચિ ધર નવરાયે;
થાલ ભરી ગુણસુખડી, નિજ હાથ જિમાયે. આ૦ ૨
સુરભિ અનુભવરસ ભરી, બીડાં ખવરાયે,
ચિદાનન્દ મિલ દંપતિ, મનોવંચિત પાયે." આ૦ ૩

[ ચિદાનંદ–પદરત્નાવલિ. ]

દાનશીલતપભાવ, એ ચાર બાબતોને જૈનાચાર્યોએ પ્રધાનપણે માનેલી છે. અને સંસારપરિભ્રમણના નિસ્તારમાં પણ એ ચાર વસ્તુજ મૂલપાયારૂપ છે. આ ચારે વસ્તુઓનું વિસ્તારથી વિવરણ "દ્રવ્ય-–અનુયોગ ગણિત–અનુયોગ ચરણકરણ–અનુયોગને અવલંબીને" ધર્મકથાનુયોગમાં કરવામાં આવેલ છે. અર્થાત્ જિનસિદ્ધાન્તને, જે, ચાર 'અનુયોગમાં' વ્હેચવામાં આવેલ છે, તેમાંથી અંતિમ "ધર્મકથાનુયોગમાં" દાનશીલતપભાવનું વિવિધદૃષ્ટાન્તસહિત બાલજીવોના હિતાર્થે પ્રગટીકરણ કરવામાં આવ્યું છે. પાછલ કહ્યું છે તેમ -આ રાસાઓને એક જાતનું કથાનુંજ રૂપ આપવામાં આવ્યું છે. અર્થાત્ આવી કાવ્યકથાઓને "રાસારૂપે" ઓળખવામાં આવે છે. ધર્મકથાનુયોગમાં, "સામાન્યજીવોને ગમ્મતસાથે જ્ઞાન આપવું જોઇએ," તદ્–અનુસાર વિવિધપ્રકારની કથાઓસાથે દાનશીલતપભાવાદિ–ધર્મનું જ્ઞાન–ધર્મમાં જોડવામાટે–આપવામાટે કૃપાકાંક્ષી આચાર્યોએ અથાગ પરિશ્રમ ઉઠાવેલો છે. તેજ પ્રમાણે આ પુસ્તકમાં જોડવામાં આવેલ ચારે રાસાઓમાં દાનશીલતપ-ભાવનો મુખ્યપણે નીચે પ્રમાણે ઉપદેશ કરવામાં આવેલો છે.

૧ લા શાલિભદ્રરાસમાં દાનવિષય.

૨ જા કુસુમશ્રી
૪ થા પ્રેમલાલચ્છી } રાસમાં શીલવિષય. અને

૩ જા અશોકરોહિણીરાસમાં તપવિષયનો.

જેમ દાનશીલતપભાવ, ક્રમશઃ બોલાય છે, તેવીજ રીતે આ પુસ્તકમાં પણ તે તે વિષયને વર્ણવનાર રાસાઓ ક્રમશઃ ગોઠવાઇ ગયા છે. માત્ર સહુથી છેલ્લો અથવા ૪ થો રાસો દ્વિતીય શીલવિષયને વર્ણવવાવાળો, ભાવવિષયને સ્થાને આવી ગયોછે. અને એ પણ ખરૂં કે, કેવલભાવસ્વરૂપ જણાવવાવાળા રાસાઓની પ્રાપ્તિ પણ ઓછીજ છે. કારણ બહુધા દાનશીલતપવિષયનાંજ રાસાઓ ઉપલબ્ધ છે. આથી "જૈનોએ માત્ર આ ત્રણ વિષયોપરજ ટિપ્પણી કરી છે," એમ સમજવાનું નથી. પણ વ્યાવહારિક, ઐતિહાસિક વિગેરે બીજાં અનેક વિષયોઉપર પણ ઘણાં રાસાઓ યોજેલા છે. માત્ર એટલુંજ કે, દાનશીલતપભાવમાં કેવલભાવવિષયપ્રતિપાદનરૂપ રાસાઓ, ઉપલા ત્રણ વિષયોના જોવામાં આવે છે, એટલા તો નથીજ!

આ એકત્ર કરેલાં ચારે કાવ્યોમાં પહેલી પંક્તિએ મૂકવા લાયક ધર્મોપદેશ, **શ્રીઅશોકરોહિણીમાં,** બીજીએ આવે એવો **શ્રીશાલિભદ્ર** અને **શ્રીકુસુમશ્રીમાં** તથા ત્રીજી પંક્તિમાં મૂકાય એવો **શ્રીપ્રેમલાલચ્છીમાં** કરવામાં આવ્યો છે. આ ચારે કર્ત્તાની કાવ્યશક્તિમાટે અને જ્ઞાનસામર્થ્યમાટે મારે કાંઇ કહેવું, એનાં કરતાં તટસ્થ કવિજનનેજ તેની ઉત્તમતાદિમાટે વિચાર કરી લેવા ભલાવવું એ મને વધારે રૂચિકર છે. કારણકે તેવી તોલના કરવી એ કવિજનનું સ્વતંત્ર કાર્ય છે. પરન્તુ એટલું તો ખરૂંજ છે કે, શ્રીમાન્ જ્ઞાનવિમળનું જ્ઞાનસામર્થ્ય, સાધારણદષ્ટિથી ચારે કૃતીઓ જોતાં વધારે ઉત્તમ હોય એમ અમોને ભાસ થાય છે.

ગૂજરાતીભાષામાં લખાયેલાં જૂના પુસ્તકો પ્રકટ કરવા સંબંધી કાંઇ પ્રયાસ **ગૂજરાત વર્નાક્યુલર સોસાયટીએ** હાથ ધર્યો

હતો. પણ તે ખાતા તરફથી માત્ર **ભાલણકૃત રામાયણ** રા. બ. હરગોવિંદદાસના પ્રયાસથી બ્હાર પડયું છે. આવીજ રીતે નામદાર ગાયકવાડે મર્હુમ **દિ. બ. મણિભાઇ જશભાઇના** ખાસ પ્રયાસથી પ્રાચીનકાવ્યમાળા તરીકે ૩૫ મણકા રા. બ. હરગોવિંદ કાંટાવાળા અને મર્હુમ રા રા નાથાશંકર પૂજાશંકરભાઇના શ્રમથી પ્રકટ કરાવ્યાં હતાં તેમજ નડીઆદમાં કોઇ ભ.પાપ્રેમી ગૃહસ્થે **પ્રાચીનગૂજરાતી** નામે એક માસિક બહાર પાડી જૂની ગૂજરાતીભાષા તરફ વાંચકવર્ગનું ધ્યાન ખેંચ્યું હતુ પણ આટલુંજ થયા પછી જો જૂની ગૂજરાતીને પ્રસિદ્ધીમાં રાખવા કાંઇ પણ પ્રયાસ થયો હોય તો અત્રેના ગૂજરાતી પ્રેસ તરફથી **કાવ્યદોહનના ૭** પુસ્તકો પ્રકટ થયાં છે, તેજ છે પણ આ પ્રયાસ બહુધા પુનરાવર્તન જેવોજ છે—કેમકે આ કાવ્યસંગ્રહમાં પ્રકટ થયેલાં કાવ્યો મ્હોટા ભાગે પ્રસિદ્ધ થયેલાં ગૂજરાતી કાવ્યોજ છે આમ ઘણો વખત થયાં પ્રાચીનગૂજરાતીભાષાનો ભંડાર મેળવવા કે તે કેવા પ્રકારનો છે તે જોવા આપણા ગૂર્જરસાક્ષરો આગળ વધતા જણાતા નથી મર્હુમ ગો. મા ત્રિપાઠીએ પ્રથમ સાહિત્યપરિષદ્‌ના પ્રમુખસ્થાનપરથી બોલી જૈનોએ આપેલાં ગૂજરાતીભાષાના ફાળાસંબંધી કહ્યું હતુ, તેમજ તે પછી ભરાયેલી પરિષદોમાં પણ જૈનસાહિત્યસંબંધી ઘણુ કહેવામાં આવ્યુ હતુ આમ જૈન ગૂજરાતીભાષાસંબંધી ચળવળ થવા છતાં અમારા કોઈ પણ જૈનપુસ્તક પ્રસિદ્ધ કરનાર ખાતાએ ગૂર્જરલિપિમાં રાસાના સમુદાયરૂપે જૈન ગૂજરાતી પુસ્તકો પ્રકટ કરવાનો પ્રયાસ કર્યો નથી પણ શેઠ દેવચંદ લાલભાઇ પુસ્તકોદ્ધાર ટ્રસ્ટ ફંડની માહીતી થતા કેટલાક જૈનસાક્ષરોએ મારૂ લક્ષ જૈનરાસ પ્રસિદ્ધ કરવા તરફ ખેંચ્યું. તેથી અનેક ભંડારોમાંથી તેમજ પૂજય મુનિમહારાજાઓ પાસેથી મેં હસ્તલેખીત પ્રતો મેળવી આ પ્રયાસ શરૂ કર્યો છે.

આવા પ્રાચીનકાવ્યોનો જે સંગ્રહ છે તે આવા ૫૦-૭૫ પુસ્તકોનો થવા જશે એમ અનુમાની શકાય છે.

આથી મને પૂર્ણ આશા છે કે ગૂજરાતીભાષાના શોખીન બંધુઓ જરૂર આવાં પુસ્તકો ખરીદી ગૂજરાતીભાષાના સુધારા-માટે પ્રયાસ કરશે તથા ગૂર્જરસાહિત્યપ્રેમી સાક્ષરો, આ કાવ્યોને અથેતિ અવલોકી, રહેલા દોષોમાટે મુખ નહિ મચકોડતાં સમભાવ ધારણ કરશે ! અને યોગ્ય રીતિએ સેવકને સૂચના કરી આભારી કરશે. કારણ-"ગતિ કરનારનું પ્રમાદથી અવશ્ય કોઇ સ્થળે પડવું થાયજ છે, તેમાં સાધુપુરૂષો તો સમતા-સમભાવજ ધારણ કરે છે અને દુર્જનપુરૂષોજ તેને હસે છે." માટે દોષોને સુધારી જો આ સંસ્થાપ્રત્યે પાઠવવા તસ્દી લેશે તો પુનઃસંસ્કારમાં તેનો યથાયોગ્ય સદુપયોગ રવામાં આવશે.

આ કાવ્યોમાં સામા - પાઠાંતર તે તે શબ્દો અને અક્ષરોની બાજુમાં ( ) કૌંસમાંજ જણાવવામાં આવ્યા છે. તથા કેટલેક સ્થળે જણાતી પાદની અપૂર્ણતા પણ [ ] ( ) કૌંસમાંજ જણાવી દીધી છે. તથા જ્યાં જ્યાં જણાવવાને શક્તિ ચાલી શકી નથી, ત્યાં ત્યાં × × × × × આવી ચોકડીઓ મૂકી પાદ અપૂર્ણજ રાખ્યા છે. કેટલેક સ્થળે મૂળપ્રતિમાં એક પાઠ હોય, તે પાઠ અથવા અક્ષર અયોગ્ય જણાયાથી નવો પાઠ તથા અક્ષર ગોઠવી, તે જૂના અક્ષર અને પાઠને બાજુમાં ( ) કૌંસમાં કાયમ રાખ્યો છે. જેમ કરવાનું કારણ એટલુંજ છે કે, વખતે કોઇ પ્રયોગથી તે પાઠનો પણ અર્થ બંધ બેસી શકતો હોય !

આ એકત્ર કરેલાં કાવ્યોને—

**સસ્તાં સાહિત્ય—**

તરીકે બહાર પાડવામાટે,-"શેઠ દેવચંદ લાલભાઇ જૈનપુસ્તકો-

દ્ધારભંડારમાંથી" મુદ્રિત કરાવવામાં આવ્યા છે. શેઠ દેવચંદ લાલ- ભાઇ જવેરીએ સ્વમૃત્યુપત્રમાં રૂ. ૧,૦૦,૦૦૦-૦-૦ની રકમ ધર્મસ્થાને વાપરવા જણાવેલી હતી, જેમાં રૂ. ૫૫,૦૦૦-૦-૦ની જીર્ણોદ્ધાર વિગેરેમાં વ્યવસ્થા કરવા સાથે વિગતવિનાની દર્શાવેલી રૂ. ૪૫,૦૦૦–૦–૦ (પીસ્તાળીશહજાર.) ની શુભકાર્યમાં વાપરવાની રકમનો; તેના વિશ્વાસુઓએ, ૦- 'ક્ષરશિરોમણિ **શ્રીમાન્ આનંદસાગરગણિના** ઉપદેશથી અને **શા૦ ગુલા ચંદ દેવ ંદ જવેરીની** સમ્મતિરૂપ આજ્ઞાથી "આવા પ્રાચીન સંસ્કૃત, ગૂજરાતી, અંગ્રેજી વિગેરે ભાષામાં લખાયેલ વંચાયેલ પુસ્તકો, કાવ્યો, નિબંધાદિ મુદ્રિત કરવામાટે" **શેઠ દેવચંદ લાલ ાઇ જૈન–પુસ્તકોદ્ધાર ંડાર** સ્થાપી યોગ્ય વ્યવસ્થા જળવાઇ રહેવામાટે ત્રસ્ટીઓ નીમી ત્રસ્ટડીડ બનાવરાવ્યું.

આ ફંડનું ભંડોળ નીચે પ્રમાણે થઈ આજ લગભગ રૂ. ૧૦૦૦૦૦–૦–૦ ( એકલાખ રૂપિયા ) ના આશરાનું થયું છે. અને તેમાંથી ઉત્તરોત્તર પ્રાચીનગ્રન્થોને પ્રસિદ્ધી પમાડવામાં આવે છે.

| | |
|---|---|
| ૪૫૦૦૦–૦–૦ | શેઠ દેવચંદ લાલભાઇ જવેરીએ પોતાના અંતપત્રમાં તપસીલ વિનાની દર્શાવેલી રકમ. |
| ૨૫૦૦૦–૦–૦ | શા૦ ગુલાબચંદ દેવચંદે તેમના (દે૦ લા૦ ના.) પુન્યાર્થે કાઢેલી અન્ય રકમ. |
| ૨૫૦૦૦–૦–૦ | ( આશરે ) શેઠ દેવચંદ લાલભાઇ જવેરીની પુત્રી અને શા૦ મૂલચંદ નગીનદાસની વિધવા બાઇ **વીજકોરે** પોતાની તમામ મિલકત આ ફંડને આપવાની સ્વવિલમાં દર્શાવેલી હતી તે રકમ. |
| ૫૦૦૦–૦–૦ | ( આશરે ) વ્યાજાદિની ઉપજની રકમ. |
| ૧૦૦૦૦૦–૦–૦ | |

શ્રીમાન્ આનંદસાગરગણ્યુપદેશથી આ ભંડારની સ્થાપના થયેલી હોવાથી તેઓનું નામ ચિરંજીવ રાખવાના ઈરાદાસહ આ કાવ્યોના સંગ્રહનું નામ "શ્રીઆનંદકાવ્યમહોદધિ" રાખવામાં આવ્યું છે. અંતમાં હું તેઓનો ઉપકાર માનું છું, કે જેઓએ મને આ કાવ્યો બહાર પાડવામાં કેટલીક મદદ આપી છે.

પંન્યાસ શ્રીકેશરવિજયગણિ,
મુનિ શ્રીદેવવિજય,
શ્રીમદ્વલ્લભવિજયશિષ્ય મુનિ શ્રીલલિતવિજય,
મુનિ શ્રીકલ્યાણવિજય,
તથા શ્રીસૌભાગ્યવિજયનો ઉપકાર માની અત્રેજ વિરામ પામીશ.

શ્રીવાલુકેશ્વરગિરિ,
મુંબાઇ ૩–૨–૧૯૧૩.
મેરૂ ત્રયોદશી, ૧૯૬૯.

સત્સેવક
**જીવણચંદ સાકરચંદ જવેરી.**
સંશોધન અને સંગ્રહકર્ત્તા.

ॐ श्रीवरदायै नमः

# ગ્રન્થકારો અને ગ્રન્થવિવેચન



## શાલિભદ્ર.

આ રાસના કર્ત્તા **શ્રીમતિસારને** કોઇ **શ્રીમતિસાગર** પણ કહે છે, પરંતુ **શ્રીમતિસાર** એ નામ વધારે યોગ્ય છે ! કારણકે તેઓશ્રી "ખરતરગચ્છ" ના છે, અને તે ગચ્છમાં "સાર" એ મુનિઓના નામની સાથે અંતમાં જોડાયેલું છે, જેમકે જ્ઞાનસાર, પુણ્યસાર વિગેરે. કર્ત્તા પોતાની પ્રશસ્તિ એ આપે છે કે—

"જિનસિંહસૂરી શીસ મતિસારે, ભવિયણને ઉપગારેજી;"

આમાં **શ્રીજિનસિંહસૂરિ** પોતાના ગુરૂ છે એમ દર્શાવ્યું છે અને તે બીજા કોઇ નહિ પણ ખરતરગચ્છના ૬૨મા પટ્ટધરજ છે. શ્રીજિનસિંહસૂરિનું ટુંક વૃત્તાંત પણ અત્ર જણાવીશું તો અસ્થાને નહિ લેખાય !

**શ્રીજિનસિંહ**—પિતા શાહ **ચાંપશી**, માતા **ચતુરંગાદેવી**, ગોત્ર **ગણધર** ચોપડા, જન્મ **ખેસરગ્રામમાં** સં૦ ૧૬૧૫ ના માર્ગશીર્ષ શુદિ પૂર્ણિમા, મૂલ નામ **માનસિંહ**, દીક્ષા બીકાનેરમાં સં૦ ૧૬૨૩ ના માઘશીર્ષ વદિ પંચમી, વાચકપદ જેસલમેરમાં સં૦ ૧૬૪૦ માઘશ્રિત પંચમી, આચાર્ય પદ લાહોરમાં સં૦ ૧૬૪૯ ફાલ્ગુણ શુદિ બીજ, સૂરિપદ વેનાતટમાં સં૦ ૧૬૭૦, અને કાળગમન મેડતામાં સં૦ ૧૬૭૪ પોષકૃષ્ણ ત્રયોદશીને દિને.

કોઇ એમ માને કે આ જિનસિંહસૂરિ લઘુખરતરગચ્છના સ્થાપક હોવા જોઇએ. પરંતુ તે ભૂલ ભરેલુંજ ગણાય કારણ કે તે શાખાની સ્થાપના તો સં૦ ૧૩૩૧ માં થઈ છે. અને આ કર્તા તો ૧૭મા સૈકામાં થયા છે તેમજ ઉપરોક્ત જણાવ્યા શિવાય બીજા કોઇપણ

જિનસિંહ હોઇ શકે તેમ નથી, કારણ કે આ ખરતરગચ્છમાં એઓશ્રી અને લઘુખરતર શાખાના સ્થાપક શિવાય અન્ય કોઇપણ સૂરિનું નામ "જિનસિંહ" હોય એવું જણાયું નથી. કાલનિર્ણય માટે પ્રશસ્તિમાં જણાવ્યું છે કે—

"સોળ સેં અઠ ત્તર વરસે, આસો વદિ છઠ દિવસેંજી."

તે ઉપરથી ૧૬૭૮ નો સંવત્ જણાય છે, પણ બીજી અન્ય પ્રતોમાં કે કદાચ ભૂલથી વાંચતાં એવું જણાવેલું બતાવવામાં આવે છે કે—

"સો સેં અડિ ત્તરિ વરસે, આસો વદિ છઠ દિવસેં ."

તેમાં "ઠ" નો "ડ" ભૂલથી લખાયો યા વંચાયો હોય તેવું અમોને જણાય છે, અને તેથીજ સં૦ ૧૬૩૮ કેટલાંક વાંચે-ધારે છે. હમણાં પણ કોઇ એમ ધારે કે સંવત ૧૬૩૮ જ માનનીય છે તો તે મે અમે કહીશું કે બીજાં વિશ્વસનીય પ્રમાણથી પૂરવાર થાય છે કે સં૦ ૧૬૭૮ નો પાઠજ ખરો છે. જુઓ! કર્તા પોતાને જિનસિંહસૂરિના શિષ્ય તરીકે જણાવે , પરંતુ ૧૬૩૮ પૂર્વે જિનસિંહસૂરિને વાચક, ાચાર્ય, કે સૂરિપદ મલ્યુંજ નહોતું તે ઉપર જણાવેલી બીનાથી ાબીત થાય છે. તે વખતે તો માત્ર તેઓ ફક્ત 'સાધુ' હતા. તેઓને સૂરિપદ ૧૬૭૦ મા મલ્યું અને તેથીજ આ રાસની રચના ૧૬૭૮મા થયેલી ગણવી એજ સપ્રમાણ અને ઉચિત છે!

આ રાસ જૂદીજૂદી વખતે (૧૬૩૮ અને ૧૬૭૮મા) જૂદીજૂદી રીતે એકજ કર્તાથી રચાયા હોય એ માનવું યોગ્ય અને બંધબેસતું લાગતું નથી, કારણ કે બંનેની મિતિ "આસો વદિ છઠ દિવસેં " એ પ્રમાણે એકજ-મળતીજ છે. કોઇએ વળી ભંડારની ટીપ કરતાં યા અન્ય પ્રસંગે સં૦ ૧૭૨૦ આસપાસ એવી અટકલ કરી આ રાસાના નામે તેના કર્ત્તા જિનસિંહસૂરિશિષ્ય એવું લખી ત્રીજો રાસ પણ તેઓએ એકજ જણના ચરિત્રનો બનાવ્યો છે એવું લખ્યું , પણ, મને લાગે છે કે પ્રતિમાં પ્રતિ લખ્યાનો સં૦ ૧૭૨૦ લખ્યો

હશે તે ઉપરથીજ રચ્યાનો સં૦ ૧૭૨૦ બંધ બેસાડી દેવાની,, ભૂલ થયેલી જણાય છે. જુઓ સાક્ષર મનઃસુખ કિરતચંદ મેહતા-(કે જેણે જૂદીજૂદી ટીપોપરથી લખેલી છે.) કૃત જૈન રાસમાલા—

| | | |
|---|---|---|
| શાલિભદ્રરાસ | ૧૭૨૦ આસપાસ | જિનસિંહસૂરિશિષ્ય. |
| ,, | ૧૬૩૮ | મતિસાગર |
| ,, | ૧૬૭૮ | ,, |

તો જણાવવાનું કે આ અનુમાન ખોટું છે અને આ કર્ત્તાએ શાલિભદ્રનો એકજ રાસ રચેલો છે પણ ઉપર જણાવ્યા પ્રમાણેની ભૂલો થયેલી હોવી જોઇએ. આ રાસ ઉપરાંત ગ્રન્થકર્ત્તાની બીજી કૃતિઓ નીચે પ્રમાણે છે—ચંદરાજારાસ, સંઘયણીરાસ સં૦ ૧૬૭૫, અને ચંપકસેનરાસ સં૦ ૧૬૭૫ (પાટણ ભંડાર ત્રીજો). આ પ્રમાણે ગ્રન્થકાર વર્ણન સમાપ્ત કર્યા બાદ—

## ગ્રન્થવિવેચન—

પર ઉતરીશું. વિવેચનપૂર્વે મારે જણાવવું જોઇએ કે આ રાસની એક પ્રતિ શ્રીમાન્ પંન્યાસ **કમળવિજય**પાસેથી સંવત્ ૧૭૨૦માં લખેલી પ્રાપ્ત થઈ. જો કે તેના અક્ષરાદિ સારી રીતે લખેલ હતા છતાં પણ જોઇએ તેવી શુદ્ધતો નજ હતી. આને પ્રથમ—

## ભાષાવલોકન-

તરીકે તપાસીએ તો કહેવું જોઈએ કે, જેવી જૂની લગભગ ૧૫માથી ૧૭મા સૈકાની-ભાષા વાપરેલી છે તેવીજ ભાષા લઇ લઇએ તો વાંચકોને તે ભાષા અગમ્ય અને ગુંચવાડા ભરેલી થઇ પડે. તેથી તે ભાષાને ચાલુ ભાષામાં ફેરવી તે પ્રમાણે સુધાર્યું છે. આ પ્રત એટલી બધી અશુદ્ધ નહિ હોવાથી વિશેષ પાઠફેરઆદિ કાંઇ કરવું જરૂરતું થઇ પડયું નથી. ભાષામાત્રમાં જે ફેર કર્યો છે તે નીચે પ્રમાણે છે. અર્થાત્ મૂલભાષા આ પ્રમાણે છે.

## ઢાલ પહેલી પાનું બીજું.

" મગધદેશ શ્રેણિકભૂપાળ, પોતઇ ન્યાય કરઇ ચઉસાલ;
ભાવભેદ સૂધા સરદહઇ, જિણવર–આણ અખંડિત વહઇ. ૧"

## પાં ૩ જું. દુહો.

" હિવ નીપજતાં ખીરનઇ, વાર ન લાગી કાઇં;
કારણ સકળ મિલા પછી, કારિજ સિદ્ધિજ થાઈ. ૧ "

## પાનું ૫ મું. દુહો.

" સંગમ વાત ન કા કહી, પાછલી વિતઇ જેહ;
દેઇ દાન પ્રકાશ્યસ્યઇ, ફલ નીગમસ્યઈ તેહ. ૧
દેઈ દાન પરકાસસ્યઇં, વરિં ન પડસ્યઇ તેહ;
ફલ તો તેહિજ લે રહ્યા, જીભ ન વૂહી જાહ. ૨ "

## પાનું ૮ મું. દુહો.

" અગનીઝાલમઇ ધોવતા, મલ છંડઈ તતકાલ. ૧
જે પહિરસ્યઈ સો જાણસ્યઇ, અવર ન જાણઇ ભેઉ;
પરદેસી ઉભા કહઈ, રયણકંબળ કો લેઉ? ૨ "

## પાનું ૧૦ મું. ઢાલ.

" અંતરજામી ઉપરઈ, જઓ તનધન ઉવારિજઇરે;
તઓ કંબળનું સ્યું અછઇ, પણિ સુજવાત સુણીજઇરે. ૩
નારી કુંજરની વસૂ, પહિરયાં સાથળ ઘાસઇરે;
તે તો મારૂ ધાબલા, પહિરઈ કેમ તમાસઇરે. ૪ "

## પાનું ૪૫ મું. દુ ા.

" પેખિ સિલાપટઉપરઇં, પેંઢયો પુત્રરતન; ૧
એવડઇ વિરહઇ વિહસતો, જતન કરઈ લખ કોડિ. ૨ "

## પાનું ૪૫ મું ઢાલ.

" ઇતલા દિન હું જાણતીરે હાં, મિલસ્યઈં વાર બિચ્યાર;
હિવઈ વચ્છમેલો દોહિલોરે હાં, જીવનપ્રાણઆધાર. ૧

માયડી નયણિ નિહારી, બોલો બોલ બિચ્યારી;
અણબોલ્યાં ઇણિવારિ, થાયઇ કિમ કરારી. ૨"

**પાનું ૪૭. મું. ઢાલ છેલ્લી.**

" ઇણિ અવસરિ શ્રેણિક પરચાવઇ, ભદ્રા ફિરિ ઘર આવઇજી;
પડિલાભી ન સકી પ્રસ્તાવઇ, તિણિ ગાઢઉ પ્રછતાવઇજી. ૧
પોતાનો બોલ્યો સંભાલઈ, હરષિત હુયઓ તિણુ કાલંઇજી; ૫
પરતષિ દાંનતણાં ફળ જાણી, ભાવ અધિક મનિ આંણીજી;
અઢલિક દાંન સમંપો પ્રાણી, એ શ્રીજિણવરવાંણીજી. ૭"
વિગેરે, વિગેરે.

અત્ર, ભાષાવલોકનસંબંધે જણાવવું જરૂરનું થઇ પડશે કે, આ આખા વૉલ્યુમમાં આણેલાં ચારે રાસાઓની ભાષા તમામ "શુદ્ધગુર્જરી છે," એમ તો કથી શકાશે નહિજ. પણ જૈન-કવિઓદ્વારા રચાયેલ કાવ્યોમાં, વિશેષે આટલી ભાષાઓનો સમાવેશ પણ મ્હોટે અંશે થયેલો જોવામાં આવે છે.

ગૂજરાતી,
માગધી,
શૂરસેની,
અપભ્રંશ,
પ્રાકૃત,
મારવાડી,
અને હિન્દી.

ગૂજરાતીમાં પણ કાઠિયાવાડી અને કચ્છીભાષાઓનો પ્રયોગ ઘણેક અંશે માલૂમ પડે છે. આંહી એટલું દર્શાવવું અયોગ્ય ગણાશે નહિ કે "માગધીભાષામાં" કેટલાક આખા રાસાના રાસાઓ પણ જૈનકવિઓએ રચ્યા છે.

આ **શાલિભદ્ર**રાસો, વિક્રમના પંદરમાં સૈકામાં થયેલ

શ્રીજિનકીર્ત્તિસૂરિના " દાન-કલ્પદ્રુમ, અથવા ધન્નાચરિત " અને શ્રીધર્મકુમારકૃત " શાલિભદ્રચરિત્ર " નામના સંસ્કૃત-ગ્રન્થોઉપરથી શ્રીમતિસારે રચ્યો હોય, તેવું અનુમાનવા ઉપર હું તે ગ્રન્થો અને રાસ જોતાં આવ્યો છું. જો કે આ અનુમાન ા ઉપરથી થયું તે લંબાણથી જણાવવું, એ વધારે સારૂં છે, છતાં એકદમ જરૂરીયાતજ છે તેવું મને ભાસતું નથી. બન્ને કાવ્યો જોતાં તફાવત માત્ર એટલોજ છે કે તે સંસ્કૃતગ્રન્થોમાં શાલિના ભવથીજ આરંભ કરી, પછી પૂર્વભવ જણાવ્યો છે, જયારે આમાં પ્રથમ પૂર્વભવ કહી, પછી શાલિનો ભવ આરંભ્યો છે. ધન્નાચરિત્રમાં વિશેષ ધન્નાનીજ વાત છે, કે જે ધન્નો શાલિભદ્રનો બનેવી હતો. જૈન-પંડિતોએ કથા, ચરિત, અને સુન્દરશ્લોકમાં મુખ્યત્વે દાનશીલત-પ ાવઆદિ ધર્મપ્રતિપાદનરૂપ કેવો બોધદાયક ઉપદેશ કરી જન-માજપર ઉપકાર કર્યો છે તે આવી આવી તેઓની અનહદ કૃતિઓ જોવાથી જણાઈ આવે છે. ધર્મસાથે, નીતિ; રીતી; ગ્રામ્ય-શરીર--રૂપાદિ વર્ણન; ઐતિહાસીક બનાવઅને વ્યવહારૂધર્મ વિગેરેનો ભાવ; તથા ાતિરિક કથાઓને પણ આબેહૂબ ચિતરવામાં તેએ ચૂકયા નથી. મુખ્યે ધર્મમાર્ગમાં દાનશીલતપભાવને પ્રધાનરૂપ માનેલ છે. અને તેમાં પણ વિશેષે સંસારત્યાગી નહિ તેવાઓને કાજે તો વડપણે ાનધર્મજ માન્ય થયેલો છે. અને આ શાલિરાસામાં મુખ્યપણે તેનીજ-દાનનીજ વાત, ફળ, અને મહાત્મ્ય વિગેરે આણેલાં છે.

કવિ પ્રારંભમાં મંગળ-આચરણ કરી શું શું વાત કહીશું તે તે જણાવી શાલિના પૂર્વભવથી પહેલી ઢાલ શરૂઆતે છે. પૂર્વ-વમાં શાલિનો જીવ, શાલ ામમાં દરિદ્રાવસ્થાવાળી ધન્ના નામની વિધવાનો સંગમ નામનો પુત્ર હતો. ધન્ના ંગમસહિત ઉદરપૂરણા માટે શાલગ્રામથી શ્રેણિકની રાજગૃહીમાં આવી, ઘેરે ઘેરે વૈતરૂં કરી, મહાવિટંબનાએ અડધું સડધું પેટ ભરી ખાતી. તથા સંગમ લોકોના

વાછરૂઆં ગામ બહાર ચરાવી લાવવાનું કામ કરતો. એક વેળા કોઈ પર્વવિશેષ હોવાથી ગામના લોકોને ક્ષીરભોજન જમતાં જોઈ સંગમને પણ મનસા થઇ, અને માતાપાસે ક્ષીરભોજનની માગણી કરી. પણ જ્યાં ઘંટીગાળામાં બંટીનાંજ ફાંફાં, તો પછી પાયસલાલચ્છા શી રીતે પૂર્ણ થાય! માતાએ ડાંગેરના પણ વણખા બતાવ્યા. છેવટે મા અને દીકરાને શોકમય જોઈ ચાર ચતુર પાડોસણોએ ખાંડ, ઘી, દૂધ, શાલિ આપ્યા, એટલે ખીર પ્રાપ્ત થતાં વાર ન થઈ. કારણ—

" કારણ સકલ મિલાં પછી, કારજ સિદ્ધજ થાય. ૧ "

તદ્નિયમાનુસારે ખીર થઇ, પુત્રને થાળી માંડી બેસાડયો, અને માતા કાર્યવશાત્ રસોડું છોડી બીજા ખંડમાં ગઇ. ખીર ઉષ્ણ હોવાથી સંગમ હળવે હળવે ફૂંકતો હતો તેટલામાં એકમાસના ઉપવાસી સાધુ ભિક્ષાર્થે ત્યાં આવ્યા. સંગમને અત્યાનંદ થયો, અને પાયસથાળ ઉપાડી સઘળી સાધુને અર્પી, પોતાને બહુધન્ય માનવા લાગ્યો. કારણ—

" ભવભવ ભમતાં દોહિલાજી, ચિત્ત, વિત્ત, ને પાત્ર;
કોણ ત્રણે લહી સામટાજી, ઢીલ કરે ખિણ માત્ર? ૬"

અભય, સુપાત્ર, ઉચિત, કીર્તિ, અને અનુકંપાદાનમાં પાત્ર-સુપાત્રને દાન દેવું તેજ વધારે યોગ્ય ગણાય છે.

હમેશાં સંસારની ઉપાધિને તિલાંજલિ દઈ અભયદાનમાંજ પ્રવર્તત્તા, અને અકલંકિતવૃત્તિવાળા સાધપુરૂષોનેજ સુપાત્ર ગણી શકાય છે. તેજ પ્રમાણે સારૂં પાત્ર, પ્રફુલ્લિત સ્વચિત્ત, અને યોગ વિત્ત–ખીર ત્રણે એકત્ર થવાથી સંગમને દુઃકરદાનનો મહાલાભ થયો, અને ઘણું પુણ્ય ઉપાર્જ્યું. ખીર વહોરાવી, સાધુ વિદાય થયા, થાળમાં અવશેષ ક્ષીર બાકી રહી, અને માતા પાછી ત્યાં પુત્રપાસે આવી. થાળમાં થોડી ખીર બાકી રહેલી જોઇ માતાએ ફરીને બીજી

વધેલી ખીર પીરસી, પુત્રે ખાધી, અને માતાને વિચાર થયો કે-

" એટલી ભૂખ ખમે સદા, ધિક્ મારો જમવાર. ૩ "

આ વિચારઉપરથી પુત્રને માતાની પણ દૃષ્ટિ લાગી, સાંઝે વિષુચિકા–કોલેરા થયો, અને મરણ પામી સંગમ તેજ રાજગૃહીમાં ગો. દ્રશેઠને ત્યાં પુત્રપણે ઉપન્યો. આંહીથી કથાની શરૂઆત થાય છે. આ ભવની માતાએ સ્વપ્નમાં શાલિક્ષેત્ર જોયું તેથી શાલિ નામ સ્થાપ્યું. અનુક્રમે બાળ ગઇ, યૌવના પ્રાપ્ત થઇ, એટલે માતા પિતાએ ૩૨ શ્રેષ્ઠિપુત્રીઓ પરણાવી. અને ગોભદ્રશેઠે-

" સકજ પૂત જે ઘર રહે, તાસુ જન્મ અકથ્થ. ર "

નો વિચાર કરી સંયમ લીધું. છેવટે ગોભદ્ર કાળ પામી સુરલોકે ઉત્પન્ન થયો પુત્રસ્નેહવશે તે દેવ દરરોજ ગગનમાર્ગેથી ૩૩ પેટીઓ મોકલવા લાગ્યો (કેટલેક એમ જોવામાં આવે છે કે ૩૩ પેટી નહિ, પણ રોજ ૯૯ પેટીઓ તે મોકલતો ૩૩ વસ્ત્રની, ૩૩ આભૂપણોની, અને ૩૩ ભોજનની) આ રાસામાં તેત્રીશમાત્રજ જણાવેલી છે. દરેક જાતની તેટલી લેવાથી બન્નેનો પ્રતિપાદ્ય અર્થ એકજ રહી શકે છે. રોજ પેટીઓ આવતી, શાલિ અને સ્ત્રીઓ તેને ઉપભોગતી, અને બીજે દિવસે તે તે વસ્ત્ર અને ભૂષણ નિર્માલ્ય થતાં. આ પછી રત્નકંબલવાળા સોદાગરોની કંબલો, રાજગૃહીમાં કોઈ પણ સ્થળે ન ખપવાથી, તેઓને શાલિમ્હેલ પાસેથી પાછા જતાં, ભદ્રા તેઓને તેડાવે છે. રત્નકંબલ સોળમાત્ર હોવાથી માતા દિલગીર થાય છે, છેવટે બત્રીશ વધૂમાટે બત્રીશ ટુકડા કરવા ફરમાવે છે. " વ્યાપારીઓ અવિશ્વસનીયજ હોય છે" તેમ આંહી પણ બને છે. "વખતે પૈસા મળશે, કે જતા રહેશે " તેવા ભયથી સોદાગરો અગાઉથી નાણાંની માંગણી કરે છે, તે સ્વીકારાય છે, કંબલના બબે ટુકડા કરાવાય છે, અને બત્રીશ વધૂઓને વાંટી દેવામાં આવે છે. કવિ, શાલિઋદ્ધિનું અત્ર થોડુંક વર્ણન કરે છે—

"કોઠારી કોઠાર ખોલાવે, ગણવા ત્રીજો જણુ ખોલાવે;
જાતો કુણુ જોવે રૂપૈયા, પગસ્યું ઠેલીજે સોનૈયા. ૯
હીરાઉપર પગ દઈ હાલે, માણીક કુણ મંજુસે ઘાલે;
પાર ન કો દીસે પરવાલે, કાચતણી પેરે પાચ નિહાલે. ૧૦
લાખગમે દીસે લસણીયા, મોતી મૂલ ન જાણુ ગણીયા;
એણીપેરે ઋદ્ધિ દેખી થંભાણો, પાછો ન ફીરી શકે લેઇ નાણો. ૧૧"

આ ઉપરથી આપણને શાલિભદ્રની દાનપુન્યબળે પ્રાપ્ત થયેલી ઋદ્ધિનું ભાન થાય છે.

**શ્રેણિકની ચેલણારાણીએ** કંબલ માટે હઠ ત્યજી નહિ. રાજાએ કંબલવ્યાપારીઓને તેડાવ્યા, અને એક કંબલ મોઢે માગ્યા દામ આપવા કબુલીને માંગી. વણિકે, "ભદ્રામાતાએ સોળે કંબલો રોકડા દામ આપીને હમો પાસેથી લઈ લીધી" એમ જણાવ્યું. રાજાએ ભદ્રાને ત્યાં અનુચર મોકલી કંબલ મંગાવી, ભદ્રાએ "સોળે કંબલના બબ્બે ટુકડા કરી બત્રીશ વહૂઓને આપી દીધી, અને તેઓએ હાથ પગ લુંછીને ઉકરડે નાંખી દીધી" તેમ જણાવ્યું. રાજાને તેવા ભાગ્યશાલિ શાલિકુમરને મળવા ઈચ્છા થવાથી, **અભયકુમારને** ભદ્રા પાસે મોકલાવે છે. ભદ્રાને આ રૂચતું નથી. અને તેથી અભયકુમારસાથે અમૂલ્ય વસ્તુઓનું ભેટણું લઈ રાજા પાસે આવી, રાજાને પોતાને ત્યાં પધારવા વિજ્ઞપ્તિ કરે છે. રાજા કબૂલે છે, અને શાલિની સમૃદ્ધિ જોવા શાલિકુમારને મ્હેલે જવા નીકળે છે. રાજાનું આગમન થતાં ભદ્રા સ્વાગત કરી ચોથા માળઉપર રાજાને બેસાડી પોતે ઉપર શાલિકુમારને તેડવા જાય છે. માતાએ "શ્રેણિક ચોથે માળે આવ્યા છે, માટે સ્ત્રી-આદિનો ત્યાગ કરી નીચે આવો" જણાવ્યું. "એમાં પૂછોછો શું ? અગાઉ કદિ કાંઈ પણ પૂછતાં નહિ ! માટે એનું જે મોલ હોય તે આપીને લઇને ભંડારમાં ભરી રાખો." આમ શાલિએ કહ્યું. માતાએ કહ્યું, "એ કાંઇ કરિયાણું

નથી ! પણ આપણા જેવા હજારો લક્ષ્મીવાન્ જેને મસ્તક નમાવે , તે મગધેશ શ્રેણિકરાય છે !" માતૃવાક્ય સાંભળતાંજ શાલિને ખેદ થયો અને વિચાર થયો કે—

" પરમપુરૂષવિણ કેહની, શીસ ન ધારૂં આંણ;
કેસરી કદિ ન સાંસહે, તુરિયાં જેમ પલ્હાણ ! ૩ "

"ધિક્કાર છે મને ! મ્હારા માથે પણ ધણી છે, તો પછી હવે આ, આથનું પ્રયોજન શું ? જે આથ નરનાહની મરજીવિના રાખી શકાતીજ નથી, તો હું એનો–આથનો સર્વથી પહેલો ત્યાગ કરૂં." ઇત્યાદિ વિચારી, છેવટે માતાનું વચન માન્ય રાખી સ્ત્રીઓ-સહિત રાજાને મળવા નીચે ઉતરે છે. રાજા જોઇ આનંદ માને છે અને પોતાના ખોળામાં, પુત્રવત્ ગણી બેસાડે છે. પરન્તુ "હસ્ત સ્પર્શથી જેમ ઘૃત એસરી જાય છે," તેમ, રાજાના સ્પર્શનથી શાલિ પાણી પાણી થઇ ગયો. માતાએ નૃપને છોડી દેવા વિનવ્યો, અને શાલિ ત્યાંથી ઉઠી સ્વભૂમિપર ગયો.

ભદ્રા નૃપભક્તિમાં પ્રથમ તેને સ્નાનાદિ કરાવે છે. સ્નાન કરતાં રાજાની વીંટી પડી જાય છે. રાજા પોતાનો હાથ ઉંચો લઇને તપાસે છે, પરન્તુ લજ્જાવશાત્ તેનાથી કાંઇ બોલી શકાતું નથી. ભદ્રા ચેતી જાય છે, અને દાસીને સાન કરી જળકળ ચલાવી નૃપવીંટી કઢાવી આપે છે. અંતે રાજાને પરિવારસમેત દિવ્યવસ્તુઓનું ભોજન કરાવી, તાંબુલાદિ આપી, વસ્ત્રાભૂષણાદિકનું ભેટણું કરી વિદાય કરે છે. રાજા સ્વ, અને શાલિરિદ્ધિ જોઈ વિચાર કરે –

" ચિંતે મગાધાધીશ, પુન્ય પટંતરો, સ્યો સેવક ! ને સ્યો ધણી એ!;
સું કરવો વિષવાદ, દેખી પરધન, ધાટ કમાઇ આપનીએ. ૮ "

શાલિને, શ્રેણિકને સ્વામી જાણી વૈરાગ્ય થયો, અને સ્ત્રીઆદિ પરિવારપર અહેતાળુ થયો. બત્રીશે સ્ત્રીઓએ વિવિધઉપાય યોજ્યા, માતાએ પણ સુંદરરીત્યા સમજાવ્યો, પણ " વીરપુરૂષો જેમ હાથમાં

ખેંચેલા તીરને પાછું ખેંચતા નથી" તેમ, શાલિ પણ વિરાગથી પાછો હઠયો નહિ. આવામાં **શ્રીધર્મઘોષસૂરિ** ત્યાં પધાર્યા, શાલિભદ્ર સપરિવાર વન્દનાર્થે ચાલ્યો, ગુરૂએ ઉપદેશ દીધો, અને શાલિ વૈરાગ્ય-પ્રત્યે સુદૃઢ બન્યો. ત્યાંથી માતા પાસે આવી સંસારત્યાગમાટે આજ્ઞા માંગે છે. માતા ફરી યુક્તિઓથી સમજાવે છે. વધારામાં એમ પણ સમજાવે છે કે, "તું તો વારંવાર કહેતો હતો કે—

"વાત મ કાઢો વ્રતતણી, અનુમતિ કોઇ ન દેસીરે
સુખ ભોગવી(શ) સંસારના, પાછોસી વ્રત લેસીરે. ૧"

છેવટે માતા દશ દિવસ રહેવા અત્યાગ્રહ કરે છે, અને શાલિ-કુમાર તે પ્રમાણે કરવા મરજીવાન્ થાય છે. અનુક્રમે શાલિકુમાર રોજની એક એક નારી ત્યજે છે અને તે પ્રમાણે ચાર દિનમાં ચાર નારીઓનો ત્યાગ કરે છે.

આંહીથી કવિ ધન્નાવૃત્તાંત કહેવા માંડે છે. શાલિભદ્રની એક ન્હાની બહેન સુભદ્રા છે. તેને તેજ ગામમાં ધન્નાશેઠની વેરે પરણાવેલી છે. એક દિવસે ધન્નાને સ્નાન કરાવતાં સુભદ્રાને ભાઇનો વૈરાગ્ય સ્મૃતિમાં આવતાં હૃદય ભરાઇ આવ્યું, અને ધારા વહી ધન્નાઉપર એક અશ્રુબિન્દુ પડયું. કારણ પૂછતાં "શાલિભદ્ર નિત્યની એક એક સ્ત્રી તજે છે, અને સંયમ લેવાનો છે" તે જણાયું. સાહસીક ધન્નાએ મોઢું ફેરવ્યું અને શાલિરીતિને ધિક્કારવા લાગ્યો. શાલિને કાયર કહેવા લાગ્યો, અને એ પણ કહી દીધું કે "ત્હારા ભાઇ જેવો કોણ? ત્હારો ભાઇ દમવિનાનો છે. છોડવી હતી તો સામટીજ બત્રીશ શું નહીં છોડી શકાતે?" બહેનથી પ્રીતમવચન સાંખી શકાયું નહિ "ગમે તેવો તોપણ ભાઇ, એકજ લોહી, અને એકજ માતના પુત્ર" તેણે સ્વપતિને તેઓનું વચન અસંભવિત ધારી ઠપકો આપ્યો અને હાસ્યમાં ટાણો પણ માર્યો કે—

" દિવસ બત્રીશે છોડશેજી, વીર બત્રીશે નાર;
પોતે આઠ જીકે અછેજી, છોડી ! એકણવાર ? ૧૩ "

**સુભદ્રાવચન** સાંભલતાંવેતજ **ધન્નાની** અંતરજ્યોતિ પ્રકટ થઇ, અને, " તું બહેન અને હું ભાઇ " કહી ઉઠી ચાલવા લાગ્યો. સુભદ્રાએ અને બીજી સાતેએ ઘણો સમજાવ્યો પણ ધન્નાએ માન્યું નહિ, અને સામો તે આઠેને ઉપદેશ દીધો. આથી આઠે જણીઓ સાથેજ દીક્ષા લેવા તૈયાર થઈ. અહીં કવિએ સ્ત્રીમુખથી નીકળેલા હાસ્યગર્ભિત વચનનો પણ ધન્નાએ કેવો ઉપયોગ કર્યો, સ્ત્રીઓએ કેવી રીતે સમજાવ્યો, અને ધન્નાએ ફરી કેવા પ્રકારથી ઉપદેશી તે વિષય ખરેખર અમૂલ્ય વિરચ્યો છે.

આંહીથી ધન્નો શાલિ-આંગણે આવી શાલિને પુકારી કાયર અને વીરપુરૂષ શી રીતે કાર્ય કરે છે તેનું સ્મરણ કરાવે છે, શાલિને તેથી બમણો પ્રેમ સંજમમાર્ગે પ્રવર્તવા થાય છે, તેજ વખતે તેઓના સુભાગ્યે શ્રી જનરાજ—**મહાવીરસ્વામી** પધારે છે એવા સમાચાર મળે છે, અને તેથી તેઓ "હવે આપણી આશા ફળીભૂત થ " તેમ વિચારી આનન્દે છે. પરન્તુ શાલિભદ્ર માતા—આજ્ઞાની રાહ જુએ છે એટલામાં ધન્નાશેઠ તો સ્વમંદિરે જઇ ધનાદિકને સુકાર્યમાં વાપરી શ્રીમહાવીર પાસે જઈ દીક્ષિત બને .

શાલિને માતા, અને પછી સ્ત્રીઓ સમજાવે છે, ીઓ પુરૂષ યોગ્ય કેટ ક ઠપકો પણ આપે છે. છેવટે—

" સદા નિહોરો નિર્બળનો, નેં સબળારી લાત. ૨ "

તે નિયમથી તેએ ા થાકે છે, અને રજા આપે . શાલિભદ્ર પણ ધન્નાની પેઠે દ્રવ્યને સુમાર્ગે વ્યવસ્થિત કરી વીરહસ્તે સાધુ થાય છે. ભદ્રામાતા પૂતવિયોગે દિલગીર છતે પણ,—

" પૂત પનોતા શ્યું થયું, સંજમ લીધા માટેં રે;
જે, તપ કરી કાયા કસે, ફળતો તેહીજ ખાટેં રે. ૮ "

ઇત્યાદિ ઇત્યાદિ

ઉપદેશ દઇને પુત્રને સંયમવ્રતે સુદૃઢ કરે છે. મહાવીરસાથે બન્ને જણાઓ ગ્રામાન્તર ફરતાં ફરતાં, વિવિધપ્રકારથી કર્મપાપને તપાવતાં તપાવતાં એક સમયે ફરી રાજગૃહીમાં આવે છે. ધન્નાશાલિએ પારણાનિમિત્ત ભિક્ષાર્થે જવા શ્રીવીરકને આદેશ માગ્યો. શ્રીવીરે શાલિપ્રત્યે વધારામાં “ હે વત્સ ! આજ તને ત્હારી માતાને હાથે પારણું થશે ” એ સૂચવ્યું. બન્ને મુનિઓ શ્રીવીરવચનથી ભદ્રાને ત્યાં વહોરવા ગયા, પણ ભદ્રા અને પરિવારાદિ નન્દનવન્દનસામગ્રીમાં ધુંટાયા હોવાથી કોઇએ જોયા નહિ, તેથી તેઓ પાછા ગયા. ફરી શ્રીવીરવાક્યસિદ્ધાર્થે તેઓ ત્યાં ગયા, પણ પૂર્વનીજ રીત દેખી તેઓ પાછા વળ્યા. રસ્તે તેઓને મહિ વેચનારી શાલિની પૂર્વભવની માતા ધન્ના મલે છે, તે તેઓને જોતાં એકદમ અટકે છે, તથા પૂર્વપ્રીતિની લીધે તેના સ્તનમાંથી પય ઝરે છે, અને માતાને તેઓપર અત્યંત પ્રેમ થવાથી પોતા પાસેનું સામટું ગોરસ તેઓને ભિક્ષાવી દે છે. મુનિઓ પણ, શુદ્ધાહારને જોઈ, લઇ, શંકાવાળા થઈ શ્રીવીરપાસે આવે છે. જગદ્ગુરૂ શ્રીવીર તે પૂર્વની ધન્નામાતાજ છે તેમ જણાવી; સંસારની વિચિત્રસ્થિતિ, ભવભ્રમણ, પુણ્યપાપફલની વિવિધતા જણાવી શંકાનો નાશ કરાવે છે. ત્યાંથી બન્ને સાધુઓ, અનિત્યભાવનાના ભાવમાં ચઢવાથી શ્રીવીર–આદેશ લેઇ ગિરિશિખરે “ અનશનવ્રત ” આદરવામાટે જાય છે.

આ પ્રમાણે બધું બની જાય છે એટલે ભદ્રામાતા વહૂઓસમેત વીર અને પુત્રવન્દનકાજે આવે છે. વીરને વાંદી પુત્રને ન જોવાથી પૂછે છે, અને પોતાના ભાગ્યને અત્યંત ધિક્કારે છે. છેવટે ગિરિપર ચઢે છે, શ્રેણિક પણ ત્યાં આવે છે અને માતા ઘણો વિલાપ કરતી હોવાથી તેને સમજાવી શ્રેણિક પાછી વાળે છે. ત્યાર પછી કવિ તેઓનું ભવિષ્ય, અને ગ્રન્થપ્રશસ્તિ કહ્યા બાદ ગ્રન્થને સમ્પૂર્ણ કરે

છે. ભવિષ્યવૃત્તાંતમાં, તેઓ કાળ કરી "સર્વાર્થસિદ્ધવિમાનમાં[1]" જશે, અને ત્યાંથી એકભવ **મહાવિદેહમાં** કરી સર્વદુઃખરહિત થશે. અંતમાં કવિ--

"પરતખ **દાન**તણાં ફળ જાણી, ભાવ અધિક મન આણીજી;
અઢળક દાન સમર્પો પ્રાણી, એ શ્રીજિનવરવાણીજી. ૭"

કહી ગ્રન્થને સમ્પૂર્ણ છે. એ પ્રમાણે--

अनुत्तरं दानमनुत्तरं तपो
ह्यनुत्तरं मानमनुत्तरं यशः ;
श्रीशालिभद्रस्य गुणा अनुत्तरा,
अनुत्तरं धैर्यमनुत्तरं पदम्.

શાલિભદ્રસમાન ઋદ્ધિવાલો કોઈ થયો નથી (દિલગીરીસહ જણાવવું પડે છે કે પૂર્વનું ફારમ કંપલીટ થયા પછી કેટલીક બીના ઉપલબ્ધ થવાથી આંહી દાખલ કરવી પડી છે, તે આ પ્રમાણે છે.) અને તેનું કારણ તેને અપૂર્વ ઋદ્ધિ પ્રાપ્ત થઇ હતી અને તેથીજ નવા વર્ષના ચોપડાનું શારદાપૂજન વેપારીઓ કરે છે ત્યારે લખે છે કે 'શાલિભદ્રની ઋદ્ધિ હોજો.' આ ચરિત્રનાયકનું ચરિત્ર મૂળ સંસ્કૃતમાં ધર્મકુમારમુનિએ સં. ૧૩૩૪ માં રચ્યું છે તે શિવાય, **વિનયસાગર, પ્રભાચન્દ્ર** અને **સોમપ્રભે** પ્રાકૃતમાં ચરિત્ર લખેલ છે. આ ઉપરાંત શાલિભદ્રના બનેવી અને તેની સાથેજ દીક્ષિત થયેલ ધન્યકુમાર (ધન્ના અણુગાર) ચરિત્ર નામે ધન્નાચરિત્ર અથવા દાનકલ્પદ્રુમ જિનકીર્તિસૂરિએ, તેમજ **જ્ઞાન** [illegible]ગર અને ગુણ[illegible]દ્રસૂરિએ લખેલ છે. આ બંને ધન્નાશાલી-એમ સાથેજ ઓળખાયછે કારણકે

---

૧-સર્વાર્થસિદ્ધવિમાનમાં શાલિભદ્ર "અહમિન્દ્ર" તરીકે ઉત્પન્ન થાય છે. "અહમિન્દ્ર" એટલે તેને શિર કોઈ બીજો સ્વામી ન હોય તેવા, અર્થાત્ પોતેજ સ્વામી હોય છે.

એકબીજાને અતલગ સંબંધ રહેલ છે. એકનું ચરિત્ર લખતાં બીજાનો ઉલ્લેખ થાયજ નહિ એમ બને તેવું નથી-**શ્રીપૂર્ણભદ્રે** બંનેનાં ચરિત્ર સાથેજ સં. ૧૨૮૫માં "ધન્યશાલિચરિત્ર" એ નામે ગ્રંથમાં ગુંથેલાં છે.

ગૂર્જરભાષામાં આ રાસ શિવાય અન્ય રાસો રચાયા છે. એક **હંસમુનિએ** શાલિભદ્રરાસ રચ્યો છે કે જે અપ્રગટ છે અને બીજો સં. ૧૭૨૭માં **જિનવિજયે** "ધનાશાલિભદ્રરાસ" રચ્યો છે કે જે **શ્રીજિનકીર્તિ**સૂરિકૃત સંસ્કૃત ચરિત્રનો અનુવાદ છે અને પ્રગટ પણ થઇ ગયો છે. આ ઉપરાંત નીચે પ્રમાણે આ પુરૂષોના રાસ લખાયા:—

| | | | |
|---|---|---|---|
| ધન્નાચરિત્ર | ૧૫૧૪ | મતિશેખર | રત્નવિજયનો ભંડાર અમદાવાદ. |
| ,, | ૧૫૧૫આસપાસ. | જિનવર્ધન | ,, ,, |
| ધન્નારાસ | ૧૬૦૯ | નેમરાજ | લીંબડી ભંડાર |
| ધન્નાચરિત્ર | ૧૬૮૮ | પુણ્યકીર્તિ | |
| ,, | ૧૭૨૭ | જ્ઞાનસાગર (વિધિપક્ષ) | |
| ,, | ૦ | જયવલ્લભ | રત્નવિ. ભંડાર |
| ધન્નાકુમાર | ૦ | હર્ષસાગર | |
| ,, શાલિભદ્ર | ૦ | કલ્યાણ | |
| ,, ,, | ૦ | ઉત્તમવિજય | ચંચલબાઇ ભંડાર અમદાવાદ. |
| ,, ,, | ૦ | સાધુ હંસમુનિ (મુનિ-સુંદરસૂરિશિષ્ય.) | |

દ્વિતીયકાવ્યમાં—

# શ્રીકુસુમશ્રીરાસો-

લેવામાં આવ્યો છે. એ રાસ મુનિ **શ્રીગંગવિજયજીએ** વિક્રમના ૧૭૧૭ માં **માતર** ગામ કે જે ખેડા પાસે છે તેમાં રચીને પૂર્ણ કીધો છે. એઓએ બીજી ભાષાસેવામાં **ગજસિંહકુમારરાસ** સં. ૧૭૭૨માં રચ્યો છે. સંસ્કૃત–પ્રાકૃતગ્રન્થો એઓએ રચ્યા હોય તેવું અદ્યાપિપર્યન્ત જણાયું નથી. જે ઉપરથી તેઓશ્રીનું વિશેષ વૃત્તાંત જાણવું એ કઠિન છે.

તેમજ કેટલીક પટ્ટાવલિઓ પણ જોતાં તેઓશ્રી સંબંધે કાંઇ વધુ જાણવાનું પ્રાપ્ત થઇ શક્યું નથી. માત્ર જે વિચાર કરી શકીયે તે આ રાસને અંતે પ્રશસ્તિ છે. તે ઉપરજ છે. પ્રશસ્તિમાં—

" તપગચ્છમણ્ડણ ભાનુંસમાણ, **શ્રીવિજયદેવ** શ્રી[સુરિ]રાયાજી;
તસ પાટેં શ્રીવિજયપ્રભસૂરિસર, તેજવન્ત સવાયાજી. ૧૫
તસ પાટેં પ્રગટ્યો જગવન્દીત, શ્રીવિજયરત્નસૂરિરાયાજી;
**શ્રીવિજયક્ષિમાસૂરિસર**રાજ્યેં, મેં શીલતણાં ગુણ ગાયાજી. ૧૬

× × × × × × ×
× × × × × × ×

**શ્રીવિજયદેવસૂરિસરસેવક**, **શ્રીલાવણવિજય** ઉવઝાયાજી;
**શ્રીનિત્યવિજયકવિરાયપસાયે**ં, **ગંગવિજયે**ં ગુણ ગાયાજી. ૨૧"

જે ઉપરથી તપગચ્છના ૬૦મા પટ્ટધર ભટ્ટારક શ્રીવિજયદેવસૂરિના સેવક, **શ્રીલાવણ્યવિજયઉવઝાયના** વંશમાં શ્રીનિત્યવિજયકવિના શિષ્ય શ્રીગંગવિજય હતા, અને તેઓએ ભટ્ટારક શ્રીવિજયક્ષમાસૂરિના શાસનમાં આ રાસ રચ્યો એટલુંજ જાણી શકાયું છે.

## ભાષાવલોકન—

માં આ પ્રતિમાં વિશેષ જૂની ગુજરાતી જોવામાં આવતી નથી, માત્ર જુજ જે ફેરફાર છે તે આ પ્રમાણે છે.

**પાનું ૪૯ મું. દુહો.**

"પુરીસાદાંણી પાસજી, તેવીસમો જિનચંદ;
સૂખસંપત્તિ જિણનામથી, પામૈ પરમઆણંદ. ૧
વળી ગણધરઆદેં નમું, ચૌદસૈ બાવન્ન;
સમરંતા પાતિક મિટૈ, જપીઇ સાચેં મન્ન. ૧"

**પાનું ૫૧ મું. દુહો.**

"કુસુમશ્રી ભરયૌવના, થઈ તે બુદ્ધિનિવાસ;
સોળશૃંગાર પહિરાવીને, માત્રે મોકલી રાય પાસ. ૨
સભામઝિ આવી હર્ષસ્યું, તે કુમરી ગુણવંત;
વિવરી બોલે બોલડાં, સાંભલી સભા હરષંત. ૩"

**પાનું ૫૪ મું. ઢાલ ઉલ્હાલાની.**

"લગનસમેં જવ આવસ્યૈં, સભાલોક બેઠાંરે જોસ્યેં;
કરસુંકાવણીયેં મુઝ આજ, સ્યું લેસ્યો કહો મહારાજ! ૧"

વિગેરે, વિગેરે, વિગેરે.

આગલ ચાલતાં જે કામ થયું છે તે, જૂની ભાષા રાખવા માટે તેજ પ્રમાણે કરવામાં આવ્યું છે, (આ ગ્રન્થસંબંધી કેટલુંક કાર્ય થયા બાદ બે ત્રણ સાક્ષરો અને ભાષાશાસ્ત્રીઓનો અભિપ્રાય લેતાં તેઓએ જૂની પ્રતિવાલી ભાષા રાખવાનો મત દર્શાવ્યો. ત્યારે પછીનું લખાણ અસલની શૈલિમાંજ રાખવામાં આવ્યું છે. જો કે આ પદ્ધતિ દરેકને રૂચે એ સંભવતો નથીજ ! તેથી ભાષાશાસ્ત્રી અને સામાન્ય પાઠકગણ બંને આ ગ્રન્થનો લાભ સંપૂર્ણપણે લઇ શકશે કે નહીં એ સવાલ છે તથાપિ આ ગ્રન્થનો જે જે ભાગ જેટલે જેટલે અંશે જેને જેને પ્રિય, ઉપયોગી, અને જ્ઞાનસાથે આનંદ

આપનારો થશે તેટલે અંશે હું મારો શ્રમ સફળ થયો એમ માનીશ.) જેથી તેનાં નમૂના અર્પવાની જરૂરીયાત જણાઈ નથી. પરંતુ જૂની ભાષા તરીકે વધુમાં આ પ્રમાણેજ ફેરફાર છે.

૧–મોટે ભાગે ઘણે સ્થળે અનુસ્વાર.

૨–"સ, સે, શે" ને ઠેકાણે "સ્ય, સ્યે, સ્યે," એવા પ્રયોગો છે.

૩–અને "ખ" કારને સ્થળે "ષ" કાર વાપરવાનો રિવાજ તો જૂની તમામ પ્રતિઓમાં છેજ.

આમાં કેટલેક સ્થળે કેટલાક અક્ષરોની ફેરબદલી કરવામાં આવી છે તે આ પ્રમાણે—

| મૂલપ્રતિનો નમૂનો, | ફેરબદલીનો નમૂનો. |
|---|---|
| મુઝ, તુઝ, મુઝ્ઝ, તુઝ્ઝ. | મુજ, તુજ. |
| આવસ્યેં, જોસ્યેં. | આવસેં, જેસેં. |
| ષ, સ. | ખ, શ. |
| નાંમ, ગુંણ, રાંણુ, ધાંન. | નામ, ગુણ, રાણી, ધાન્ય. |
| નિદ્ધાંન, નિવ્વાસ. | નિધાન, નિદાન, નિવાસ, |

વિગેરે, વિગેરે, વિગેરે.

## ગ્રન્થવિવેચન.

ગ્રન્થકાર પ્રથમ નમસ્કારાદિ મઙ્ગલાચરણ કરી, શીલમહિમાધિકારમાં **કુસુમશ્રીનો** વૃત્તાન્ત શરૂ કરવા જણાવે છે. પહેલી ઢાલથી કથારમ્ભ શરૂ થાય . તેમાં **રતનપુરીના રણધવલ** રાજાથી **રતનવતીને** ગર્ભ રહે છે, પુત્રી જન્મે છે, અને તેનું નામ **કુ મશ્રી** સ્થાપવામાં આવે છે. કાળે કુસુમશ્રી ભરયૌવના થતી હોવાથી તેના જેવાજ ગુણ–રૂપવાળો જમાઇ શોધવાને **રણધવલ,** મંત્રીને જણાવે છે. મંત્રી **કનકશાલના** રાજા **અરિકે** રીપાસે, તેનાં યુવરાજ **વીરસેનસાથે કુસુમશ્રીના** લગ્ન કરવા વિનવે છે, રાજા માન્ય

કરે છે, અને **વીરસેનને** તે મન્ત્રીસાથે લગ્નમાટે રત્નપુરી વિદાય કરે છે.

**કુસુમશ્રી, વીરસેનને** લગ્નપૂર્વે મળે છે, અને પાણિમૂકાવણીયે પોતાના પિતા પાસે શું માંગશો તે પૂછે છે. વીરસેન શુ માંગવુ તે તેનેજ પૂછે છે તેથી **કુસુમશ્રી,** "કમળા નામનો અશ્વ, કામિત પલંગ, અને વિશુદ્ધચૂડામણિ સુડો" માંગવા ભલામણ કરી છૂટી પડે છે. લગ્નદિવસે વીરસેને રાજા પાસે ઉપલી વસ્તુઓની માંગણી કરવાથી રાજા નાખુશ થાય છે, પરન્તુ જમાઇને રાજી કરવા તે આપે છે. પછી વીરસેન અને કુસુમશ્રી ત્રણ દિવસ રહી ત્યાંથી પોતાને ગામ જવા નીકળે છે. રસ્તે જતાં પોતાના સર્વ પરિવારને અગાઉથી વિદાય કરી, તેઓ ત્રણે રત્નોની પરીક્ષા કરવા વિચાર કરે છે. જેથી તે; કુસુમશ્રી, સૂડો, અને પલંગસહિત ઘોડાઉપર સ્વાર થઇ ઘોડાના કાનમાં **કનકશાલના** ઉદ્યાનની બદલે ભયાતુરથી **કુસુમપુરી**ઉદ્યાનમાં મૂકવા બોલી દે છે, એટલે ઘોડો ગગનમાર્ગે ઉછળી કુસુમપુરીના ઉદ્યાનમાં લાવી તેઓને મૂકે છે. વીરસેન, કનકશાલને બદલે આંહી લાવવાથી ઘોડાઉપર ગુસ્સે ભરાય છે, તેને પોપટ આશ્વાસન આપી "તમેજ ભૂલથી આંહી લાવવા સૂચવ્યું હતુ" એમ સમજાવે છે. વીરસેન નિર્જન કુસુમપુરીના દિદાર જોવા પોતે જવા ધારેછે. કુસુમશ્રી, પોપટ, અને પલંગને ત્યાં મૂકી વીરસેન ઘોડાઉપર બેસી નિર્જન નગરપ્રત્યે જાય છે. કવિએ જનશૂન્ય નગરવર્ણન આલ્હાદદાયક ચિતાર્યું છે—

"સપ્તભૂમિ દીસે માલીયારે લાલ,
 સુન્દર હાટની ઓળ, મન મો૦
ગોખ ચિહુંદિશે સોભતા હો લાલ,
 અનુપમ નગરની પોળ, મન મો૦ કુ૦ ૧૧
ઠામ ઠામે દીસે દીર્ઘિકા હો લાલ,
 સ્ફટિક સોપાન ઝલકંત, મન મો૦

શીતલજલ ભર્યાં નિર્મલાં હો લાલ,
પણ હાલાં કો ન દીસન્ત, મન મો૦ કુ૦ ૧૨
ધ્વજાસહિત દીપે ભલારે લાલ,
કનકમય પ્રાસાદ; મન મા૦
કોશીસાં ઝલકે ઘણાંરે લાલ,
જેણે દીઠે ઉપજે આલ્હાદ, મન મો૦ કુ૦ ૧૩"
વિગેરે વિગેરે, વિગેરે.

નગરી જોઇ વીરસેન પાછો આવી, રાત્રીવાસો ત્યાંજ રહે છે. રાતના આછી નાટિકધ્વની વીરસેનને કાને પડવાથી, દિશાએ જવાનું બાનું કાઢી તે, તે જોવા જાય છે. નાટિક દેવોનું હોવાથી મશગુલ થઇ લાંબો વખતસૂધી ત્યાંજ જોવાને ઉભો રહે છે. વીરસેનને આ-વતાં વાર લાગવાથી કુસુમશ્રી ઘણો ઉચાટ કરે છે, અને નિદ્રા આ-વવાને લીધે સૂઈ જાય છે. પાછલથી કોઇ ધૂતારો આવી પલંગ અને અશ્વ ચોરી લે છે. પરોઢિઉં થતાં પોપટ અને કુંવરી જાગે છે, કુંવર પણ એટલામાં આવી પહોંચે છે અને અશ્વપલંગ નહિ જોવાથી બેહદ કલ્પાન્ત કરે છે. છેવટે થાકી પાદ્રદેવીમન્દિરે ત્રણ દિવસના ઉપવાસ કરી બેસે છે. દેવી પ્રસન્ન થઇ, "ઘણે કાળે રત્નો સાંપડશે" એમ કહી, રત્નપુરે જવામાટે સમુદ્રતટે ધ્વજાપાસે બેસવા કહે છે, જે પ્રમાણે તેઓ આવીને ત્યાં બેસે છે. **સાગર** ધનપતિનું વ્હાણ, તે ધ્વજા જોઇ ત્યાં અચકાય છે, અને **સાગરશેઠ** તેઓનો વ્હાણમાં લઇ પ્રમોદયુક્ત આશ્વાસન આપે છે. પરંતુ કુસુમશ્રી તો તેના કપટિપણાને કળિ જઇ **સાગર**શેઠનો ભરૂસો ન કરવા વારોવાર વીરસેનને કહે છે, પણ તે, "ભાવિપ્રબલ" ન્યાયે ગણકારતો નથી. સાગરશેઠ, કુસુમશ્રીની રૂપલાવણ્યતા જોઇ મોહાંધ બની, વીરસેનને સાગરમાં હડસેલી દેવડાવે છે. કુસુમશ્રી પણ તે જાણી વિરહાનળથી પરજળે છે, અને સાગરશેઠથી પોતાનું શીલ બચાવવા સાગરને શરણ જવા ભૂસકો મારે છે એટલામાં, પાદ્રદેવીના સ્મરણથી વીરસેન આવી

કુસુમશ્રીને મલે છે, અને શાહનો દોષ છે, એમ સઘળાં બેસારૂઓને માલૂમ પડે છે.

અનુક્રમે વ્હાણને ચાલતાં એક ઉત્પાત નડે છે. દરિયાના ડુંગરની કડાણમાં અથડાઈ તે ભૂમિતળે બેસે છે. તેમાથી વીરસેન અને કુસુમશ્રી બન્ને જણાંઓ જૂદે જૂદે ફલકે રહી, જૂદી જૂદી દિશામાં નીકલી જાય છે. વચમાં વચમાં શાણો સૂડો એકએકના એકએકને કુશલસમાચાર સુણાવે છે, એવામાં પોપટને અતિ તૃષા લાગવાથી કુમરકુમરીનો આદેશ લઈ કિનારે જળ પીવા જાય છે. આંહીથી કવિ વીરસેનને દરિયામાં રાખી પહેલાં કુસુમશ્રીનો વૃત્તાંત શરૂ કરે છે.

પાટીઆઉપર તરતા તરતા કુસુમશ્રીને એક મગરમત્સ્ય ગળે છે. આગળ ચાલતાં તે મગર **શ્રીપુરનગરના** ધીવરની જાલથી પકડાઇ પુષ્ફા (પુષ્પા) વેશ્યાને ત્યાં વેચાય છે. વેશ્યા તેને વિદરાવતા અંદરથી કુસુમશ્રીને નીકલતી જોઇ, "સ્વધંધામાં ભાગિણી મળી" એમ વિચારી આનંદમાને છે. ત્યાંથી પુષ્ફા તેને પોતાને ઘેર લાવે છે. કુસુમશ્રી મૂર્ચ્છામાંથી જાગૃત થઇ જુવે છે તો સુન્દરમહેલમાં પોતાને જોવાથી વિચારે છે કે—

"એતો મૌલ નૃપસારીખો, દીસે છે કોઈ ઇભ્ય લાલરે;
પણ પુરૂષ કો દીસે નહીં! જિહાં તિહાં નારીયું સભ્ય લાલરે.
હવે૦ ૧૫

ઇમ વિચારી મન ચિંતવે, એહ કારણ વિષવાદ લાલરે,
અસંભવ વાત દીસે અછે, નહિ! ઇભ્યિતણો પ્રાસાદ લાલરે.
હવે૦ ૧૬"

તેથી કુસુમશ્રી, આ મકાનો કોનાં છે એમ પાસે રહેલી પુષ્ફા વેશ્યાને પૂછે છે, પણ વેશ્યા પહેલાં કુસુમશ્રીનો પ્રબંધ જાણવા ઉત્સુક થાય છે. જેથી કુસુમશ્રી પોતાનો ખરો વૃત્તાંત નીચકુલના ભયને લીધે નહિ જણાવતાં આડકથનથી પોતાનું નામ, " **વસન્તપુરના**

**દેવદત્ત** વ્યવહારીની પુત્રી **રત્નવતી** છે " તેમ જણાવે . વેશ્યા પોતાનો નીચ ધંધો કરવા સતીને સમજાવે છે, છેવટે ન માનવાથી ધમકી આપી વેશ્યા થવા દબાણ કરે છે. જેથી કુસુમશ્રી હાલ તુરત તો "ખુંત્યું ગાડું કાઢો" એ નિયમથી તેને તે કહે તેમ કરવા હા કહે છે. પણ છમાસ સૂધી દાનશાલા માંડી ગરિબગુરબાં અને પક્ષ્યાદિને દાણો આપવા વિનવે છે, જેમ કરવા ખૂશી થઇ વેશ્યા તેને રોજ અનાજ પૂરૂં પાડે છે. નિત્ય પરદેશનાં નવાનવા પક્ષીઓ આવીને ચૂણ ચણે છે, પરન્તુ કુસુમ શ્રીનો આ પ્રયત્ન તો પોતાના પોપટ માટે છે, જે પ્રયત્ન પણ ક્રમથકી ફળીભૂત થવા પામે છે, અને સ્વકીર આવીને મલે છે. એ કએકને અત્યંત પ્રમોદ સાથે સ્વવીતક સંભલાવી સાથે રહે છે. સૂડા અને પુફ્ફાનો મિલાપ થતાં પુફ્ફા સૂડાપર અત્યંત પ્યાર બતાવી સૂડાને વનવાસની વાત સંભલાવવા કહે છે. સૂડો તે વાત ભેગો પુફ્ફાને આ પ્રમાણે અત્યુત્તમઉપદેશ આપે છે.—

"કહે કિર મોટા નર પતિ માતજી ! **વિક્રમ-ભો** જેવા નિર્મળાજી;
નાવી વસુધા તેને સાથ મા૦ તે પણિ મૂકી ગયાં એકલાજી. ૨
વળી જસરિખો જોય મા૦ જે જગમાંહી પરગડોજી;
જે ! **રાવણ**સરિખો રાય મા૦ તે **લંકા** મૂકી ગયાં એકલીજી. ૩
કહું છું ખરૂં હું એહ મા૦ સુકૃતપુણ્ય તમે સંચજોજી;
રૂડુ કિજે તિહાં તિહાં જેહ મા૦ પાપે લોક ન વંચજયોજી.૪"
વિગેરે, વિગેરે, વિગેરે.

છેવટ ગણિકા પોપટઉપર રાજી થઇ સુવર્ણનું પાંજરૂં કરાવી પોપટને **કુસુમ શ્રી**પાસે રાખે છે. કુસુમશ્રી, "પોતાનું શીલવ્રત ગણિકાદ્વારે કેમ રહેશે ? તથા અત્યારસૂધી છમહિનાની અવધિ કરી રાખ્યું છે, અને તેનો છેલ્લો દિવસ પણ આજજ છે," વિગેરે પોપટને જણાવે છે. પોપટ કાંઇ પણ ચિન્તા નહિ કરવા

કહે છે. અને "કાંઈ બુદ્ધિપ્રપંચ કરી તમારૂં શીલ જાલવીશ !" એમ જણાવે છે. "કે જેવો બુદ્ધિપ્રપંચ **ધનવતીએ** કર્યો હતો, અને પોતાનું શીલ જાલવી શકી હતી." કુંવરી તે **ધનવતીપ્રબંધ** જાણવા ઈંતેજારીથી જુવે છે. પોપટ તેને ધનવતીવૃત્તાંત પાના ૧૦૧ થી ૧૩૩ માં કહી સંભલાવે છે. આ વૃત્તાંતને કવિએ આબેહુબ ચિતાર્યો છે. વિસ્તારભયથી ત્યાંજ જોઇ લેવા ભલામણ કરવી પડે છે. આ વૃત્તાંતને એક જૂદા કાવ્ય તરીકે પણ યોજી શકાય તેવો છે. કવિ પણ વૃત્તાન્તાન્તે બુદ્ધિને વખાણુતાં કહે છે કે—

"બુદ્ધિના મહિમાથી **ધનવતીઇં**, રાખ્યું શીલવ્રત સારરે;
**ગંગવિજય** કહે સડત્રીસમી ઢાલે, સુવટે કહ્યો અધિકાર.
સ૦ એ૦ ૧૭"

સૂડો પણ તે પ્રમાણે કરી રતીશીલ સાચવવા વચનથી બંધાય છે. પછી તેજ દિવસે છમહિનાની અવધિ ખલાસ થતી હોવાથી વેશ્યાએ જારપુરૂષને કુસુમશ્રીપાસે મોકલવામાટે પૂછાવ્યું. પોપટે ૫૦૦ દીનાર લઇ, રાત્રીના ચાર પહોરમાત્રજ રહેવા જે ઇચ્છા દર્શાવે તેવાજ લપટોને મોકલવા સૂચવ્યું. આથી ૫૦૦ દીનાર આપી શકે તેવો કામીજન ત્યાં પહેલે દિવસે આવી, કુંવરીને જોઇ, "પોતાનું ધન ઓવારી નાંખું તોપણ ઓછું છે!" એમ ચિંતવતો કામપાસમાં વધુવધુ સપડાતો ગયો. સૂડાને તે પુરૂષે જણાવ્યું "હવે વિલંબ કેમ છે ?" સૂડાએ "તમોનેજ મલવાની તૈયારીઓ ચાલે છે," વિગેરે કહી ધીરજ ધરવા કહ્યું. અ તે સૂડો અને કુસુમશ્રી તે પુરૂષને ઠગવાનો નીચે મુજબ વિચાર કરી રાખે છે.

## દુહો.

"તવ કુંવરીને; સૂડલો, તેડી કહે પ્રપંચ;
સપ્તભૂમિ ઇણિં માલિયે, કરવો એહવો સંચ. ૧
ભૂમિ ચ્યારોમાં જૂજૂઈ, રાખો દાસી ઉદાર;

પહિલે પહોર સ્નાનવિધિ, બીજે ભોજન સાર. ૨
ત્રીજે પહોરે જીભરસ, ચૌથિ નાટિક ખાસ;
મોલ્યો તે નવિ જાણુસ્યે, પછે કાઢસ્યું તાસ. ૩"

એ પ્રમાણે તે સ્ત્રીએ કર્યું; અને ચાર પહોર રાત્રી તો આનંદ વિનોદમાંજ, કુસુમશ્રીનો સ્પર્શ પણ કર્યા વિનાજ, વીતિ ગઈ. રાત્રી પૂરી થતાં તુરતજ પોપટે આવી તે પુરૂષને એકદમ ઘરમાંથી બહાર કાઢ્યો. નિરૂપાયે બહાર જઈ નિરાશીપણાને લીધે તે આમણદુમણો દીસવા લાગ્યો. એક મિત્રે તેનું કારણ પૂછવાથી "પૌંક ન ચાખ્યો હાથે દાઝ્યો" એવી વાત મને થઇ, એમ કહી સઘળો બનાવ કહી સંભલાવ્યો. મિત્રે હિંમત ધરી તે સતીને સ્પર્શવાનું બીડું ઝીલ્યું. તે પણ તે પ્રમાણે રાત્રે ત્યાં ગયો, અને પહેલાની માફકજ વિલે મુખે પાછો ફર્યો. આ વાત આખા ગામમાં પ્રસરી, નિત્ય નવલા પ્રેમી જનો આવવા લાગ્યા અને આશાભંગજ વિલખાઇ પાછા ફરવા લાગ્યા. વેશ્યા, કુમરીને દરરોજ આ પ્રમાણે પોતાને ધનસંપાદન કરી આપવામાટે વિનવવા અને ધન્યવાદ દેવા લાગી. આ પ્રમાણે હરરોજ સુખેસમાધે ચાલે છે, અને કવિ હવે શ્રોતાઓને બીજી દિશામાં, અર્થાત્ કુમરનો અધિકાર જાણવા તે તરફ દોરે છે.

**વીરસેન** સમુદ્રમાં પાટીઆપર ૭ દિવસ અથડાઇ એક કિનારે બહાર નીકળે છે. ત્યાં આગળ તેને એક કોઇ સાર્થપતિ પુત્રસમાન ગણી પોતા પાસે રાખે છે. થોડા દિવસ પછી તે સાર્થવાહ **વીરસેનને** કોઇ કન્યાસાથે લગ્ન કરવા સૂચવે છે, જેમ કરવા વીરસેન નાખુશી બતાવી, પોતે આપબળથી જ્યાંસૂધી ધનપ્રાપ્ત કરે નહિ ત્યાંસૂધી થોભવા વિચાર બતાવે છે, અને ધનપ્રાપ્તિમાટે પરદેશ જવા ઇચ્છા બતલાવે છે. સાર્થપતિ નવનવા કરિયાણાદિ આપી તેને પરદેશ મોકલાવે છે. અનુક્રમે તે **શ્રીપુરનગરે** આવે છે. અને ત્યાં કોઇ

વ્યાપારીમુખથી વેશ્યાના ઘરની વાત લહીને કુસુમશ્રી અને પોપટનો મેલાપ આંહી થશે એમ નિર્ણય કરે છે. **વીરસેન** પણ એક રાતના પુષ્કલા વેશ્યાને ઘેર જાય છે. કુસુમશ્રી, વીરસેનને આવતો જોઇ, પોપટને હર્ષવધામણી આપે છે. પોપટ **વીરસેનને** પણ આજરાત્રે પાછો વાળવા કહે છે. પરન્તુ વિરહાનલથી વ્યાકુલ બાળા તેમ કરવા સાફ નાજ પાડે છે. **વીરસેન** ત્યાં આવી બેસે છે, **કુસુમશ્રી** તેને જોઇ "વેશ્યાઘરે મારો વાસ હોવાથી મારાઉપર વિશ્વાસી થશે કે નહિ!" એવા વિમાસણમાં પડી સલજ્જ ઉભી રહે છે. વીરસેન પણ એને હાવભાવાદિ કામચેષ્ટાવિનાની ઉભેલી જોઇ વિચારે છે કે—

"હવે, કુમર ચિંતવે, એ ગુણ વેશ્યામેં નહોય;
હાવભાવ દીસેં નહી, વળી અંગચાલો નવિ કોય. ૩
મુખથકી બોલતી નથી, નિજર ન મિલેં નવિ જોય,"

પાનું ૧૪૬ દુહા.

આવા વિચારમાં તેની નજર પોપટઉપર પડે છે. પોપટ **વીરસેનના** ખોલામાં બેસી, "આજ તમારી સ્ત્રી કુસુમશ્રી છે" એમ કહે છે! આ સાંભલતાં વેંતજ વીરસેન, કુસુમશ્રી અને પોપટપર કોપાયમાન થઇ, વેશ્યાઘેર રહી આવા નીચ કાર્ય માટે ઠબકો આપે છે. પછી પોપટ તેને સમજાવવાસારૂ ઉત્તર આપવા જાય છે તેવામાં એક અચાનક પ્રસંગ ત્યાં બને છે. કવિ કહે છે કે "આ પ્રસંગ કુસુમશ્રીકલંક ટાલવામાટેજ બને છે." અર્થાત્ આ કૌતુકપ્રસંગથી કુસુમશ્રીઉપરનો વ્હેમ દૂર જાય છે.

ત્યાંનાજ રાજમંદિરમાં તે વખતે એકાએક એક મોટો કોલાહલ થાય છે, અને તે જોવાસારૂ વીરસેન ત્યાંથી એકદમ નીકલી પડી રાજભુવનતરફ જવા પ્રેરાય છે. આપછી પોપટની આજ્ઞાથી રાણી, જયાંસૂધી **વીરસેન** મળે નહિ ત્યાંસૂધી દેહોત્સર્ગધ્યાનમાં લીન રહેવાનું વ્રતારોપણ ગ્રહણ કરે છે.

વીરસેન ત્યાંથી નીકળી રાજમંદિરે જઇ જુએ છેતો રાજાને સપ્તબંધન વડે કોઈ દેવીએ બાંધેલો છે. વિવિધોપચાર કર્યે સતે પણ રાજાના તે બંધન તૂટતાં નથી. અંતે વીરસેનના આરાધનથી દેવી પ્રત્યક્ષ થઇ, રાજાને છોડવા ના કહે છે. કારણકે "એજ તારા બે રત્નોને ચોરનાર છે" એમ જણાવે છે. છેવટે અત્યાગ્રહથી, દેવી, "રત્નો આણી આપે તો છૂટો થાય !" એમ કહે છે. રાજાનો સચીવ તે રત્નો લાવી આપે છે. અને દેવી પોતાનું અસલ રૂપ-જે **કુસુમપુરી**નગરની પાદ્રદેવી હતી તે રૂપ કરીને હાજર થાય છે. વીરસેન રાજાને છોડવા વિનવે છે, પરન્તુ "તે તારી સ્ત્રી કુસુમશ્રીવિના છૂટશે નહિ !" તેમ જણાવી કુસુમશ્રીને તેડવાકાજે વીરસેનને મોકલે છે. વીરસેન આવી કુસુમશ્રીને કાયોત્સર્ગમાંથી ઉઠાડી, વેશ્યાને રોતી રાખી, ત્યાં રાજા પાસે લાવે છે. કુસુમશ્રી પાણિમાં પાણી લઇ રાજાપર છાંટી તેને દુઃખમુક્ત કરે છે. **મય ાર** રાજા બંનેને બહૂમાનપૂર્વક પોતાને ત્યાં રાખી તેઓની મેમાનગિરી સાચવે છે.

થોડાક દિવસ ત્યાં રહ્યા પછી **મયસારની** રજા મેલવી, વીરસેનકુમાર પોતાના વિરહથી દુઃખી થતાં માતા-પિતાને મલવાસારૂ જવા નીકલે છે. પિતા પણ ઘણી ખોજ કરાવી છેવટે પોતેજ તેની તપાસસારૂ નીકલેલો છે, તે, રસ્તામાંજ તેઓને મલે છે. પછી આનંદસહ માતાને મલવા પોતાને ગામ **કનકશાલે** આવે છે. ત્યાં સાંસારિક સુખભોગ ભોગવતાં **કુસુમશ્રીપેટે**; (૧) **કમલસેન**, (૨) **કમલગુપ્ત**, (૩) **જયસેન**, અને (૪) **શ્રીજય** મલી ચાર પુત્રની પ્રાપ્તિ થાયછે. અનુક્રમે ત્યાં આગલ **શ્રીશ્રુતસાગરસૂરિ** આવે છે. અને તેના ધર્મોપદેશથી **અરિકેશરી** રાજા, વીરસેનને રાજ્યારોહણ કરી પોતે દીક્ષા અંગીકાર કરે છે.

એક દિવસ **વીરસેન શ્રીપુરે** આવી **મય ારને** મલે છે. મયસાર પણ પોતાનું રાજ્ય પુત્રાભાવકારણથી વીરસેનને આપી પોતે દીક્ષા લે છે. વીરસેન બીજા પુત્ર **કમલગુપ્તને** તેડાવી **શ્રીપુરની** ગાદીપર તેને બેસાડી, પોતે **કનકશાલે** પાછો આવે છે.

ત્યારપછી એક વખતે **રતનપુરીના રણધવલને** ત્યાંથી પુત્રી અને જમાઇને તેડવા માણસ આવે છે. તે સાથે વીરસેન કુસુમશ્રીને લઇને સસરાને મલવા **રતનપુરી** જાય છે. ત્યાં રણધવલને પણ પુત્રનો અભાવજ હોવાથી જમાઇને રાજ્ય આપી પોતે દીક્ષા ગ્રહે છે. વીરસેન તે રાજ્ય ત્રીજા પુત્ર **જયસેનને** આપી પોતે સ્વપુરે પાછો આવે છે.

એકદા વીરસેને કુસુમપુરીની પાદ્રદેવીને સમરી, **કુસુમપુરીમાં** લોકોને વસાવવા જણાવ્યું. દેવીએ તતક્ષણ ત્યાં લોકોનો વાસો કરાવી વીરસેનને જણાવવાથી વીરસેને ચોથા પુત્ર **શ્રીજયને** ત્યાંનો રાજા બનાવ્યો. આ પછી કનકશાલે **શ્રીધર્મઘોષમુનિ** આવે છે. તેની પાસેથી પોતાનો પૂર્વભવ જાણવાથી વીરસેનને જાતિસ્મરણ થાય છે. આથી તે પોતાનું રાજ્ય મ્હોટા પુત્ર **કમળસેનને** આપી, પોતે કુસુમશ્રીસમેત સાધુપણું અંગીકાર કરી, કાળસમયે સંલેષણાદિ કરી, દેહ ત્યાગ કરી બારમાં દેવલોકે દેવપણે ઉત્પન્ન થાય છે. ત્યાંથી **મહાવિદેહમાં** જન્મ લઇ, સર્વદુઃખરહિત, એવી સિદ્ધશ્રેણી પ્રાપ્ત કરશે અર્થાત્ મોક્ષે જશે. અંતમાં પણ કવિ શીલગુણગાન કરતાં.—

"એ શીયલગુણ અમૂલિક જગમાં, જાણું શિવરમણી એ માલાજી;
એહવું જાણી શીલવ્રતરખોપું, કરજો થઈ ઉજમાલાજી ધન૦ ૨૦"
પાનું ૧૭૭

વિગેરે જણાવી ગ્રન્થને સમાપ્તે છે. પણ વીરસેનને પુત્રસમાન ગણનાર સાર્થવાહનું શું થાય છે તે કશું આમાંથી જણાતું નથી.



ત્રીજો રાસ શ્રીમાન્ .ાનવિમ કે જે આચાર્યપદની પ્રાપ્તિ પહેલાં **શ્રીનયવિમલના** નામથી ઓલખાતાં હતાં તેઓશ્રીએ બનાવેલો—

# શ્રીઅશોકરોહિણી—

પસંદ કરવામાં આવ્યો છે. જ્ઞાનવિમલસૂરિએ 'શ્રીતપગચ્છમાં', વિમળની શાખામાં, શ્રીધીરવિમળકવિપાસે દીક્ષા અંગીકાર કરી હતી અને તે વખતે ગચ્છાધિકાર શ્રીમદ્ વિજયસિંહસૂરિના હાથમાં હતો. તેઓને આચાર્યપદ શ્રીમદ્દવિજયપ્રભસૂરિના રાજ્યમાં પ્રાપ્ત થયું હતું. તેઓએ સંસ્કૃતભાષામાં ગદ્યાત્મક **શ્રીશ્રીપાલચરિત્ર** રચ્યું છે. ગૂર્જરભાષામાં તો તેઓએ અતિઉત્તમ અને અતિવિશાલ કૃતિઓ કરી છે. જેમાંની કેટલીક આ મુજબ છે.

| નામ | | ક્યારે રચ્યો. |
|---|---|---|
| શ્રીચન્દ્રકેવલી, અથવા આનન્દમન્દિરરાસ. | (ગૂર્જરભાષા) | ૧૭૨૯ |
| રણસિંહરાજર્ષિ. | | ૧૭૪૦ લગભગ |
| અશોકચંદ્ર ને રોહિણી. | | ૧૭૭૨ |
| જંબુસ્વામીરાસ. | | ૧૭૩૭ |
| બારવ્રતગ્રહણરાસ. | | ૧૭૫૦ અમદાવાદ ભંડાર. |
| શ્રીશાન્તિનાથકળશ. | | મલી નથી |
| આઠદૃષ્ટિની સજ્ઝાય— | | તેપર બાળાવબોધ |
| આનંદઘનજી ચોવીશી— | | ” |
| ચોવીશી— ૨૪ પ્રભુના સ્તવનો. | | |
| મૌન એકાદશીના દેવવંદન. | | |

આ વિના પણ ઘણા ન્હાના ન્હાના સ્તવનો અને પદો વિગેરે બનાવેલું છે. તેઓએ ગૂજરાતીભાષાને, અને કથાનુયોગને બહૂજ સારીરીતે પોષેલો છે, જે તેઓની કૃતિઓ જોવાથી સહજમાં જણાઈ આવે તેમ છે. તેમજ સૂરિપદપૂર્વે જ્યારે તેઓનું દીક્ષિતનામ **નયવિમળ** હતું, તે વખતે તે નામથી પણ તેઓએ અનેક સજ્ઝાયસ્તવનાદિ રચેલા છે.

તેઓએ આ રાસને સુરતના સૈયદપુરામાં ૧૭૭૨ વિક્રમમાં પૂર્ણ કીધો છે. અને જેમ "શ્રીચન્દ્રકેવલીરાસમાં, આંબિલવર્ધ્ધમાનતપને," સારીરીતે ઔપદેશ્યો છે, તેમ, આમાં "રોહિણીતપને" યથાયોગ્ય ઉપદેશ્યો છે. આ વિષયોને ખરા આંતર્ભાવથી વર્ણવ્યા હોય તેમ જણાય છે. કારણ કે આજ રાસમાં તપવિષયનું વર્ણન કરતાં પાને ૩૧૦ માં તેઓના આ મુજબ આંતરૂદ્ગાર નીકલતાં જણાય છે.

" વાસુપૂજ્યજિનતનય મઘવાપુત્રીથકી,
' રોહિણીતપ ' તથા હર્ષ યોગી. શ્રી ૨૩
જિમ શ્રીચંદ્રકેવલીથકી વિસ્તર્યો,
' આંબિલવર્દ્ધમાનાભિધાનો; ' ૨૪ ":

શ્રીજ્ઞાનવિમળસૂરિના સમકાલીન ભાષાપોષકસાધુઓમાં: વિદ્વચ્છિરોમણિ મહોપાધ્યાય શ્રીયશોવિજયજી, શ્રીમહ્આનંદઘનજી, શ્રીઉદયરત્ન, ઉપાધ્યાય માનવિજય, શ્રીસકલચન્દ્ર, અને ઉપાધ્યાય વિનયવિજયાદિ હતા. શ્રીમાન્ની કવિત્વશકિત પણ કેટલાક બીજા રાસો કરતાં અધિકપ્રકારની છે

આ શિવાય તેઓનો જન્મદેશ, દીક્ષાપ્રયોજન, સ્થિતિસમય, સાધુકાળ, અને કાળગમન વિગેરે જાણવાને બની શકયું નથી. કારણ કે જેમ આજથી પાંચસો વર્ષપૂર્વે આચાર્યોના ચરિત્રાદિ, પટ્ટાવલ્યાદિ, અને ગુર્વાવલ્યાદિ લખવાનો સામાન્ય રિવાજજ હતો, અને જે રિવાજ સાંપ્રતે પણ નજરે પડે છે, તે રિવાજ, આજથી લગભગ ૨૦૦–૪૦૦ વર્ષોપર પણ હતો, છતાં, તેઓની પરમ્પરામાં તેવા વિદ્વાન ગ્રન્થકારો ન હોવાથી, તે તે સમયના અમુક અમુક આચાર્યોમાટે સારીરીત્યા તેઓનું ચરિત્ર સંપાદન કરવું, તે લૂણપૂતલીને જળમાં કાયમ રાખવા બરોબરજ છે. છતાં પણ તેઓશ્રી સં. ૧૭૨૯ થી ૧૭૭૨ સૂધીમાં અવશ્ય વિદ્યમાન હતા, એમ તેઓની કૃતિઓની મળતી સાલઉપરથી જાણી શકાય તેમ છે. તેમજ તેઓને સૂરિપણું

સં. ૧૭૧૦થી ૧૭૩૩ વચ્ચે મળ્યાનું અનુમાન થાય છે. કારણ કે **શ્રીવિજયપ્રભસૂરિએ**–કે જેમના રાજ્યમાં એઓએ સૂરિપદ મેળવ્યું તેમને—સં૦ ૧૭૧૦માં સૂરિપદ મલ્યું હતું અને ૧૭૩૩મા તેમનો સ્વર્ગવાસ થયો હતો. આ સૂરિપદ **શ્રીયશોવિજય** જેવા મહાન્ ન્યાયવિશારદ, અને તાર્કિકશિરોમણિને ન મળતાં આમને શા કારણથી મલ્યું તે હકીકત ખાસ ઉપલબ્ધ કરવા જેવી છે. કેટલીક વાત છે પણ જ્યાંસૂધી તે પ્રમાણભૂત ન જણાય ત્યાંસુધી આંહી આપવી યોગ્ય ધારી નથી. આમાં

## ભાષાવલોકન

કાંઇ જાણવા લાયક નથી. કારણ કે ભાષાને ફેરવ્યા વિના પ્રતિપ્રમાણે છાપવામાં આવી છે માટે ભાષાવલોકન છોડી દઇ,—

## ગ્રન્થવિવેચન—

પ્રત્યે નજર દોરીશું. પ્રારંભમંગલમાં કવિ, **રોહિણીપ્રબન્ધ** કહેવા જણાવી **મગધદેશના રાજગૃહી** નગરમાં **શ્રીમહાવીરના** મુખ્ય પટોધર **શ્રીસુધર્માસ્વામી** આવી સમોસર્યાનું જણાવે છે. ત્યાં સુધર્માસ્વામી સભાસમક્ષ ધર્મોપદેશ દેતાં તપવ્રતનું ગૌરવ સભાને જણાવવા સારૂં, રોહિણીએ તપ આદરી મોક્ષ સાધ્યાનું જણાવતાં, સભા તે **રોહિણી**ચરિત્ર જાણવા ઉત્સુક થવાથી, **શ્રીસોહમસ્વામી;** સ્વમુખે તે ચરિત્રનો આરંભ કરે છે.

જંબુના ભરતમા **શ્રીવાસુપૂજ્યસ્વામીની** જન્મભૂમિ **ચંપા** નામની નગરી છે. તેમાં શ્રીવાસુપૂજ્યસ્વામીના પુત્ર **મઘવા રાજાને લક્ષ્મીવતી** પટરાણીથી આઠ પુત્ર અને **રોહિણ** નામ કન્યાનો ક્રમશઃ જન્મ થાય છે. આંહી– કવિએ રોહિણીના બાહ્યપુદ્ગલનું વર્ણન એવી ખુબીવાળું વર્ણવ્યું છે કે, જે જોતાં ભાગ્યવાન્ મહાન્સતીસ્ત્રીઓનું રૂપ કેવું હોય છે તેનું આપણને ભાન થાય છે. તે આ પ્રમાણે છે.—

———

"રતિ તેજસ આગલિ રતિરે લો, તિલોત્તમા તિલમાત્ર, રા.
રંભા રંભા થંભપરિરે લો, અસાર થયા અવદાત. રા. પુ. ૨
ઉર્વસી પણિ મનિ નવિ વસીરે લો, હંસી ગઈ અંબરમાંહિં; રા.
ઇંદ્રાણી પાણી વહેરે લો, મણા કિસી નહિ કાંઇ. રા. પુ. ૩
મનું ! તસ રૂપને જોઇવારે લો, સુર થયા અનિમેષ; રા.
સહસનયન ઇન્દ્રેં કર્યાંરે લો, જોવા રૂપની રેખ. રા. પુ. ૪
બ્રહ્મા તસ ગુણ બોલવે રે લો, કીધાં ચ્યાર વદન્ન; રા.
મનું ! તસ ગુણગણ સાંભલીરે લો, આઠ કરી નિજકન્ન. રા. પુ. ૫

× × × × × ×

× × × × × ×

ચરણકમલથી હારિઓરે લો, પંકજગણ જળમાંહિ; રા.
શીતધાંમ સહે તિહાંરે લો, લહવા તસ ઉપમાન. રા. પુ. ૮
ઉર[રૂ]યુગ રંભા જીતતોરે લો, માંહિ અસાર તિણેં હેતિ; રા.
કૃપણચિત્તપરિ કૃશ અછેરે લો, મધ્યદેસ સંકેત. રા. પુ. ૯
ઉત્તમગુણપરિ જેહનુ રે લો, હૃદયસ્થળ સુવિશાલ; રા.
બાહુયુગલ મૃદુ જેહનુ રે લો, સ્પર્દ્ધ[કે] કમલમૃણાલ. રા. પુ. ૧૦

× × × × × ×

× × × × × ×

વદને વિધુ જીત્યો રહેરે લો, આકાશેં થઇ દીન; રા.
નયણે મૃગ પણિ જીતીયારે લો, જઈ રહ્યો તિહાં થઇ લીન. રા. પુ. ૧૩
વચન સુધારસ આગલિ રે લો, અદશ્ય થયા સુધાકુંડ; રા.
કુંડળજયોતિ શોભિઇરે લો, તેહનું નિરૂપમ કુંડ. રા. પુ. ૧૪
કેશકલાયે જીતીયોરે લો, મોરશિખંડનો ભાર; રા
અથવા વાધ્રસંગે આસિકીરી લો, માનું ! નાગિણી અનુસાર. રા. પુ. ૧૫"

વિગેરે, વિગેરે, વિગેરે.

પાનું ૧૮૫.

અનુક્રમે **રોહિણી** બાળવયને ત્યાગી લગ્નકાળને યોગ્ય થાય છે. **મઘવા** તેનાં લગ્નમાટે ગામ બહાર સ્વયંવરમંડપ રચાવી દેશદેશના માલિકોને તેડાવે છે. કવિ આંહી પણ લગ્નમંડપ અને કયા કયા દેશના રાજાઓ આવે છે તે વર્ણનને છટાયુકત પ્રકાશે છે. સ્વયંવરમાં રોહિણી, કરમાં વરમાળને ગ્રહણ કરી વર પસંદ કરવા નીકળે છે. આગાડી છડીદાર સ્ત્રી દરેક ભૂપતિઓની ઓલખ કરાવે છે, અને રોહિણી તે બધામાંથી **કલિંગદેશના અશોકચંદ્રને** વરમાળ આરોપે છે. થોડા દિવસ અશોક–રોહિણી ત્યાં રહી મઘવા અને લક્ષ્મીવતીની રજા લઈ પોતાને ગામ આવે છે. ત્યાં આગલ તેનો પિતા પોતાના વૃદ્ધાવસ્થાનો સમય જાણી અશોકચંદ્રને રાજ્યગાદીપર બેસાડી પોતે સાધુધર્મ ગ્રહણ કરે છે.

કવિ કહે છે કે—

"ધર્મતણો અવસર લહી, કરસેં જેહ વિલંબ,
તે પછતાવો પાંમસ્યેં, [જિમ] પાકી ચાંચે અંબ. ૪
પુત્ર સકજેં લાલચી, થઇ રહી ગૃહવાસ;
તેણેં સ્યું આવી સાધીઉં! તસ સંસારનો પાસ. ૫"

પાનું ૨૦૧

અશોકચંદ્રને પુત્રવત્ પ્રજાનું લાલ્યપાલ્ય કરતા રોહિણીરાણીથી સાત પુત્રનો, પછી વચમાં ચાર પુત્રીનો અને સહુથી છેલ્લો એક પુત્ર, એમ આઠ પુત્રનો ક્રમે ક્રમે લાભ થાય છે. કોઇક પ્રસંગે અશોક–રોહિણિ ન્હાના પુત્ર **લોગપાળને** સાથે લઇ મહેલના ગોખમાં બેસી આનંદવિનોદ કરતા હતા તેવે વખતે, કોઇ પુરજનના પુત્રમરણથી તેની માતા વિધવિધ વિલાપ કરતી હતી, તેનો શબ્દ તેઓને કાને પડયો. ગુણમણિની રોહિણી, કે જેણે સ્વપ્ને પણ દુઃખરેખા દીઠીજ નથી, તેને, આ, કોઇ નાટકધ્વનિ થાય છે એમ લાગ્યું જેથી તેને **અશોકને** "આ કયા પ્રકારનું નાટિક છે?"

એમ પૂછ્યું. અને "આ નાટિકધ્વનિ સાંભલતાં મને અચરજ પ્રાપ્ત થાય છે." એમ કહ્યું. **અશોકચંદ્ર** રોહિણીવચનથી ચિંતવે છે કે "યદ્યપિ આ રોહિણી મને વ્હાલી છે, તો પણ આ સમયે મને ક્લેશની કરાવનારી થઇ પડી છે" વિગેરે. કારણકે—

"પરદુઃખ દેખી દુઃખ ન પામેં જે નરા,
મગસેલ પત્થરનેં તોલિ કહીજેં તે ખરા;
ભાંજેં પરના દુઃખ તેહી જન જીવતા,
જયવંતા જગમાંહિં રહો તે સાસતા."

પાનું ૨૦૯

વળી વિચારે છે કે—

" સ્ત્રી માયાનું મંદિર કપટની કોથલી,
બાંધે સ્ત્રીનો વેદ અનંત પાપે મિલી;
ભવપ્રપંચનું બીજ નરકગતિ દીપિકા,
શોકકંદ કલીદંદ કાયરજન જીપિકા. ૧૩
સર્વ કામનું ધામ વિષમ વિષયા નદી,
કોઇ અપૂરવ વ્યાધિ અનેમા શ્રીજિનેં વદી;
જન્મથકી જિણેં છાંડી તે મહાતમા,
ધનધન તેહની માય રહ્યા [ જે ] એતમા. ૧૪ "

પાને ૨૦૯–૨૧૦

ઇત્યાદિ વિચારી, ક્રોધાનળથી તપી, રોહિણીને રાગ શીખવવા તેનાં ખોલામાંથી **લોગપાલને** માંગ્યો. રોહિણીએ લોકપાલને, "એમાંથી કોઇ નવી પ્રકારનો રાગ પરગટ થશે" એમ ધારી રાજાના હાથમાં આપ્યો. રાજાએ તુરતજ સર્વનાં દેખતાં તે બાલકને સાતમી ભૂમિથી હેઠો રસ્તામાં ફેંકી દીધો. પરંતુ રોહિણીનાં મોઢાઉપર જરા પણ દુઃખ, કે ક્રોધની નિશાની જોવામાં આવી નહિ. કારણ કે તે તો " આમાંથી કોઇ રાગજ ઉદ્ભવ પામશે " એમ સમજતી હતી. તથા "મરણ કોણે કહે છે અને કેમ થાય છે, " તે

પણ તે તેનાં અતુલપુન્યબલથી જાણતી નહોતી. પુત્રને રાજાએ નીચે ફેંકયો કે તુરતજ તે નગરની દેવીએ તેને સિંહાસનપર ઝીલી લીધો, જેથી બાલકને કશી પણ ઇજા થઇ નહિ. રાજાએ રાણીનું મુખ દેખી, પોતે અવિચાર્યું સાહસ કર્યાનું લેખવ્યું. રાણીએ પુત્રને પાછો માંગી, " રાગ કયારે દાખવશો " તે પૂછ્યું. રાજાએ પુત્રને નીચેથી મંગાવી, રાણીને આપી, હાલમાં " નાટકરાગ બતાવવાનો સમય નથી, " એમ કહ્યુ. છતાં પણ રાજા, આ અચંબા જેવી વાતને માટે દરરોજ વિચારમય બની રહેતો કે, " આ દુઃખ-હેતુમાં પણ રાણીએ શોકને જાણ્યો નહિ. " વિગેરે. એહવે અવસરે શ્રીરૂપકુંભ, અને શ્રીસુવર્ણકુંભ નામા બે સાધુ આવે છે. તેને અશોકચંદ્ર રોહિણીને શોક ન થવાનું કારણ પૂછી, પૂછે છે કે " પૂર્વજન્મમાં રોહિણીએ એવું તે શું પુન્ય ઉપાર્જન કર્યું છે ? " સાધુઓ રોહિણીરાણીનો પૂર્વભવ કહી, " પૂર્વમાં તપ તપવાથી રાણીને દુઃખ, અને શોકાદિ દૂર ગયાં છે" તેમ જણાવે છે. આ પૂર્વભવ પાના ૨૨૪થી ૨૬૫ સૂધીમાં વર્ણવેલો છે. અને તેમાં રોહિણીના પૂર્વના ભવની સાથે સંબંધ ધરાવતાં એક બે વૃત્તાંતો યથાવિધિ સમજાવવામાં કવિએ કચાશી રાખી નથી. અને સાથે સાથે તપવિષયને પણ બહુજ ઉત્તમરીત્યા વર્ણવેલો છે. રોહિણીના પૂર્વભવ પછી રાજા, પોતાનો અને પોતાના પુત્રપુત્રીનો પૂર્વસંબંધ જણાવવા સાધુઓને અરજે છે. જે ઉપરથી તે સાધુઓ અનુક્રમે તે સઘળાંનો પૂર્વભવ પાના ૨૬૬ ૨૯૦ સૂધીમાં કહી સંભળાવે છે. ત્યાર પછી અશોક-રોહિણી ઘણો કાળ ખમાં વ્યતીત કરે . તે વખતનું શહેર વર્ણન, કવિ, આંહી આ પ્રમાણે કરે છે.

" હવે અ ાકચંદ્ર રાય, અનુમે આવી પાય;
આજ હો ! સારારે સીમાડા, આવીને મિલેજી. ૧

પુન્યબલિં સવિ આથી; આવિ મિલે જિમ બાથિ!
આજ હો! જાણું રે વરસાલેં, નદીયાં સર ભરેંજી. ૨
ઉન્ન તજે ન વિહાર, મનુ! ભૂભામિની ઉરહાર;
આજહો! સર્ગેરે વૈજયંત છે એક, અનેક ઇંહાં અછેંજી. ૩
ધરિ ધરિ ગોરી ઇંભ, ધરિ ધરિ ઈસર બંભ;
આજ હો! સર્ગં એક [અનેક] જીહાંકણિ પામિઇંજી. ૪

× × × × ×

ધરિ ધરિ ધનદ છેં લોક, વરસ્યેં કંચન થોક;
આજ હો! દાતારે માતા છે, રાતા દાનમાંજી. ૬
પોહલી પોઢી પોલિ, ચિઉં દીસે ચઉટા ઓલી,
આજ હો! જાણેરે જસ શોભા આવણ ઉમહીજી. ૭

× × × × ×

× × × × ×

ગણુપતિ ઠામો ઠામિ, કરતાં દીસે પ્રણામ;
આજ હો! લોકેંરે બહુ થોકે રોક ધનાશયેંજી. ૧૦
ષટઋતુવાસ ઉદ્દામ; એહવાં વન ઉદ્યાન;
આજ હો! ફુલેરે બહુમૂલ કમલ વિરાજતાંજી. ૧૧
વાવિ સરોવરિ ઠામિ, દીસેં અતિ અભિરામ;
આજ હો! જાણેરે ક્રીડાને હેતેં વરૂણના કુંભ છેજી. ૧૨
ધર્મિજનની ગોઠિ, પુણ્યતણી જાણેં પોટિ;
આજ હો! દેખીરે મન તુઠી સજનનેં હોયેજી. ૧૩

× × × × ×

× × × × ×

વ્યસન વ્હાર્યાં દૂરિ, ન્યાયેં જલધીનેં પૂર;
આજ હો! જાણેંરે જે વ્યસનનેં (જે) તે આવી નમ્યાજી. ૨૨
ઉત્તમજનસ્યું પ્રેમ, કરતાં વાધે ક્ષેમ (પ્રેમ);

આજ હો ! વાધે'રે કસોટી જીણપરિ હેમનીજી. ૨૩
શરણાગત પ્રતિપાલ, દુસમનકેરા પ્રતિયાલ;
આજ હો ! દીસે'રે રઢીયાલા માની મરહટાજી. ૨૪
પદમનિ પતિમન પામિ, શીલવતિ અભિરામિ;
આજ હો ! સોહે'રે સોહાસણ સઘળે' સુન્દરીજી. ૨૫
ઐરાવણ અનુરાજ, લક્ષગમે ગજરાજ;
આજ હો ! કરતાંરે મદ પૂરે' જલ ધરતા જતાજી. ૨૬
હરિહય જીત્યા ગર્વ, કોટિગમે ઇમ અપૂર્વ;
આજ હો ! જાણે'રે રવિહયને' દોટ દિઈ ગતિ'જી. ૨૭

પાનું ૨૯૧ થી ૨૯૩.

વિગેરે, વિગેરે, વિગેરે.

'**इदमपि गमिष्यति**' ના પ્રમાણે, સુખીયાનો સુખમાં અને દુ:ખીયાનો દુ:ખમાં કાળ જવા લાગ્યો. અનુક્રમે ત્યાં **શ્રીમઘવામુનિ** પધારે છે. તેનાં ઉપદેશથી **અશોકચંદ્રરાજા**, પોતાના ન્હાના પુત્ર **લોગપાલને** રાજ્યભાર આપી સાતપુત્ર, ચારપુત્રી અને રાણીસહિત મઘવામુનિપાસે દીક્ષા લે છે. તેઓ સ્વવીર્યને અસંતપણે ફેરવી અંતે પુત્રપુત્રીસહિત કેવળજ્ઞાનને પ્રાપ્ત કરી, **સંસારફેરીથી** મુક્ત થાય છે, **અશોકરાજા** પોતાના ચોરાસીલાખવર્ષના આયુષ્યમાં ત્યાસીલાખવર્ષ સંસારમાં ન્યાયથી પસાર કરે છે, અને છેવટનું એકલાખવર્ષનુ આયુષ્ય સાધુપર્યાયપણામાં ગાળી આત્મસાર્થક કરે છે.

આ અશોકરોહિણી ૧૨ મા શ્રીવાસુપૂજ્યસ્વામીના વારામાં થયાં છે. જેને નિર્વાણ પામ્યાને આજે ૪૬ સાગરોપમ ૬૫૮૬૪૨૯ વર્ષ જેટલો કાળ થયો છે. આ કાળસંખ્યામાટે ઘણાંઓને શંકા અને હાસ્ય થશે, એમ મારૂં મન કહે છે પરંતુ તે અનુચિતજ લેખાશે. કારણ કે આદિતીર્થંકર શ્રીઆદિનાથે, પોતા પછી કેટલે

કેટલે સમયે કયા કયા તીર્થનાથો થશે તે જણાવ્યું હતું. અને તે છેક અંતિમતીર્થંકર શ્રીમહાવીરસૂધી બરોબર ચાલી આવ્યું હતું. ત્યાર પછી પણ તે વાતને શ્રીકેવલીભગવાને પોતાના જ્ઞાન-બળથી વાસ્તવિક રીતે જોઇ, જણાવી હતી. અને તેવા કેવળીઓ-ના વચનથી તે વાતને સિદ્ધાંતાદિ પુસ્તકોમાં દાખલ કરી જાળવી રાખવામાં આવેલ છે કે જેના પ્રતાપે આજ આપણે તે ઘણાં યુગોની વાત પણ જાણી શકીએ છીએ.

કવિ ગ્રંથને બંધ કરતાં પણ તપવિષયમાટે જણાવે છે કે,—

દર્શનજ્ઞાનચારિત્રની, જિહાં આરાધના હોય;
નિરાશંસભાવેં વધે, તે સઘળો તપ જોય. ૩
'નોકારસી'—આદિ કરી, યાવત્ 'ચરિમ(ત)' ઓસાસ;
પણ અતિચારવિના હોઈ, અનીરછ(ધ) કરણેં અભ્યાસ. ૪
સાતિચારતપ જેટલો, નહિ ક્ષિમાદિક—લેશ;
તે ભવબંધનનેં હોઈ, કર્મ શુભાશુભ દેશ. ૫
અહિંસા સંયમતપ કહ્યો, ધરમ પરમ જિનદેવ;
તે! માનસ—કાવિક—વાચિકેં, ત્રિવિધ ત્રિશુદ્ધિ હેવ. ૬
સુખનું મૂલ ખીમા અછે, ખિમા સકળ ધર્મમૂલ;
ધર્મમૂલ નિરાશંસતા, તેહીજ તપ અનુકૂળ. ૭

× × × × ×
× × × × ×

કર્મ નિકાચિત ભેદવા, તપ બોલ્યો ભડભીમ;
અરિહંતાદિ મહાજનેં, નવિ લોપિ તપસીમ. ૧૦
ઘણું ઘણું સ્યું ભાખિયેં, આરાધો ભવિલોક;
સેવા ગુણપદની કરો, જિમ [ન] લહો ભવશોક. ૧૨
વિગેરે, વિગેરે, પાનું ૪૧૧.

જણાવી છે કે સુધર્માસ્વામીથી ગચ્છપરંપરા બતાવી અંતમાં પોતાના ગુરૂઓની પરંપરા, પોતાના નામની કરેલી ફેરબદલી અને રચ્યાની સાલ ગામ જણાવી પુસ્તકને બંધ કરે છે.

આ પ્રત જે હમોને પંન્યાસ કમળવિજય તરફથી મલી હતી તે પ્રતને એક સાધુએ પોતાના હિતને માટે સ્વઅક્ષરે લખી હતી, એવો પ્રતાંતે ઉલ્લેખ હોવાથી તે આખો ઉલ્લેખ હમોએ છેડે રાસની નીચે લોકજાણમાટે મૂકી દીધો છે. શ્રીમાન્ જ્ઞાનવિમળસૂરિનું કાવ્યજ્ઞાન, અને ધર્મશ્રદ્ધાન અતિઉત્તમપ્રકારનું હોય તેમ આખો ગ્રન્થ જોતાં જણાઈ આવે છે. તેઓના સમયમાં ચાલતાં યતિઓના શિથિલાચાર-સંબંધે તથા આપમતિથી ચાલતા સાધુઓસંબંધે પણ અંદર ઇસારો કરેલો હોય તેવું અમોને જણાયછે. છતાં પોતે તો " ાત્ર્યાતિ :" એ અનુસારે તેઓની દયાજ ખાઇ, પરને નિંદા નહિ કરવા પ્રમાણે શીખવે છે.

"શિથલાચાર દેખી કરી, ધરીઈ કર્મનો ચાર;
નિંદા તો નવિ કીજઇ, એ સમજનું સાર. ૧૦
નિંદાથી પરભવ હોઇ, દુઃખનુ ભાજન તેહ;
વયર વિરોધ વધે ઘણો, નિષ્ઠુર મનવચ જેહ. ૧૧"

પાનું ૩૧૬.



ચોથો રાસ-

# શ્રીપ્રેમલાલચ્છી-

નો છે. આ રાસ કવિ **શ્રીદર્શનવિજયે** સંવત્ ૧૬૮૯મા રચી પૂર્ણ કર્યો છે. આ કવિશ્રી પણ તપગચ્છમાંજ, શ્રીહીરવિજયસૂરિના રાજ્યમાં ઉપાધ્યાય શ્રીમુનિવિજયના હાથે દીક્ષિત થયા હતા. આ શિવાય તેઓના માટે પણ કાંઇ વધુ ચરિત્ર હમોને પ્રાપ્ત થઇ શકયું નથી. તોપણ, આજ રાસકારે પોતાના પૂર્વજોમાં થયેલ **શ્રીતિલકવિજયસૂરિનો** રાસ રચ્યો છે તેથી, તે ઉપરથી આ રાસકારમાટે કઇંક વધુ અજવાળું પડી શકશે એવું ધારીને તેઓશ્રીના પૂર્વજોસમ્બન્ધે સહજ ઇશારો કરીશ તો તે સ્થાનેજ લેખાશે.

રાસકાર રાસાન્તે પોતાની પરંપરા આ પ્રમાણે દર્શાવે છે.

જગદ્‌ગુરૂશ્રીહીરવિજયસૂરિ. ( ૫૮મી પાટે. )
|
**સવાઇજગદ્‌ગુરૂ**શ્રીવિજયસેનસૂરિ. ( ૫૯મી પાટે.)
|
શ્રીવિજયતિલકસૂરિ.
|
શ્રીવિજયાનન્દસૂરિ.
|
શ્રીમુનિવિજયઉપાધ્યાય.
|
શ્રીદર્શનવિજય. ( રાસકાર. )

આમાં બીજા **શ્રીવિજયસેન**સૂરિને લાહોરમાં **અકબ્બર બાદશાહના સૂબા દરીખાંને,** તેઓએ તર્કવિદ્યાથી પાંચસે ભટ્ટને (આ રાસમાં પાને ૪૫૯મા ૩૦૦ જીત્યાનું જણાવ્યું છે.) જીત્યાં તેથી રાજી થઇ " સવાઇજિગદ્‌ગુરૂ " એ નામ આપ્યું. તથા બાદશાહ

અકબરે "કાલિસરસ્વતી" એ બિરૂદ આપ્યું હતું. આમનું સ્વર્ગગમન સં. ૧૬૭૧ના ચૈત્રવદિ ૧૧ને દિને ખંભાતમાં થયું હતું. આમના ત્રણ મહાન્ શિષ્યોથી ગચ્છના ત્રણ વિભાગ ઓળખાયા હતા. ૧—શ્રીતપાગચ્છના ૬૦ મા પટ્ટધર શ્રીવિજયદેવસૂરિ ગણાયા, ૨—શ્રીવિજયતિલકસૂરિ થયા કે જેમના વંશમાં રાસકાર થયાનું જોવામાં આવે છે, અને ૩—સાગરગચ્છના સ્થાપક શ્રીરાજસાગરસૂરિ થયા. **શ્રીવિજયતિલકસૂરિ**માટે પ્રશસ્તિમાથી આ મુજબ ઉપલબ્ધ થાય છે

"× × × × ×, જિણઇં જગિ કુમત મત દૂરિ ટાળ્યો;
જ્ઞાનવિજ્ઞાનવૈરાગ્ય જગિ દીપતો, ત્રિકરણ શુદ્ધિ ગુરૂવયણ પાળ્યો. ૪૩
પાનું ૪૬૦

આ ઉપરથી જણાય છે કે તેઓએ કુમત (ઢુંઢકપક્ષ ?) દૂર કર્યો હતો. આ ઉપરાંત વધુ તપાસ કરતાં **પંડિત શ્રીમેરૂવિજયના** રચેલ વસ્તુપાલ-તેજપાળરાસમાંથી પણ આજ મતલબનું જોવામાં આવે છે કે

"તસ પટ્ટ તિલકસમ દીપતો, શ્રીવિજયતિલકસૂરિ ગણધારોરે;
વિજયસેનસૂરિશિષ્ય કહ્યા, તપગચ્છનો શણગારોરે; ૧૬
હીરજેસંગ વચન રાખવા, ઉદયો અભિનવ ભાણોરે;
કુમતિકદાગ્રહ ટાલતો, શ્રીવિજયતિલકસૂરિ સુજાણોરે. ૧૭"

પરન્તુ આજ રાસકારે સં. ૧૬૯૭મા શ્રીતિલકવિજયસૂરિ રાસો રચ્યો છે, કે જે લીંબડી ભંડારમાં મોજુદ છે. તે જો પ્રગટ થાય તો રાસકાર વિગેરે સંબધી ઘણું જાણવાનું મલી શકે તેમ ધારીએ છીએ.

**શ્રીવિજયાનન્દસૂરિ**—આ પુરૂષે પ્રથમ સ્થાનકવાસી **શ્રીવરસિંહઋષિપાસે** દીક્ષા લીધી હતી. પછી શ્રીહીરસૂરિનો સમાગમ થતાં તેઓએ સં. ૧૬૫૧મા તેઓની પાસે દીક્ષા લીધી હતી,

અને દીક્ષિત નામ કમળવિજય હતું. સૂરિપદ સં. ૧૬૭૬મા મળ્યું હતું, અને કાળગમન સં. ૧૭૧૧ની અષાઢીપૂર્ણિમાએ ખંભાતમાં થયું હતું. આમની પાટે **શ્રીવિજયરાજસૂરિ** આવ્યા. ( વધુ જાણવાની જેઓને જિજ્ઞાસા હોય તેઓએ શ્રીયુત મોહનલાલ દેશાઈકૃત જૈનઐતિહાસિકરાસમાળા ભાગ ૧લો પાનાં ૩૦-૩૧ નિહાળી લેવા.) કે જેમના સમયમાંજ આ રાસ રચાયો છે.

**મુનિવિજયઉપાધ્યાય**—આ શ્રીમાન્ રાસકારના ગુરૂ થાય છે, અને તેઓને "શાસનવાચક" એવું ઉત્તમબિરૂદ સાંપડયું હતું. એઓને ઘણા શિષ્યો હતા તેમાં રાસકાર પોતાને અણુસમ સમજે છે, અને પોતામાં જે કાંઈ જ્ઞાન છે તે આમનાજ પ્રતાપથી છે એવું પોતે મુક્તકણ્ઠે સ્વીકારે છે.

રાસકારે આ અને ઉપર જણાવેલ વિજયતિલકસૂરિનો મળી એ રાસ રચવાનુ જાણવામાં આવ્યું છે. આ શિવાય સં૦ ૧૬૦૧ માં "ચંદાયનરાસ" શ્રીદર્શનકવિએ રચ્યો છે એવું રાસમાળામાં જણાવવામાં આવેલું છે, તો તે રાસકાર કદાચ આ પોતેજ હોય એમ પણ સંભવ થાય છે.

ભાષાવલોકનસંબન્ધે આ રાસમાં પણ પ્રતિવાળીજ ભાષા રાખવામાં આવેલી છે, જેથી એ પણ છોડી દઈ,

## ગ્રન્થવિવેચન—

કરીશું. આ રાસો શીલવિષય પ્રતિપાદનનો છે. કવિ મંગળઆદજ શીલનું બહુમાન કરવામાટે જણાવે છે કે—

"શીલપ્રભાવિં સુખ ઘણું, શીલ સુગતિદાતાર;
શીલિં શોભા અતિઘણી, શીલ સદાનંદકાર ! ૪"

આગલ ચાલતાં કવિ નવ અધિકાર (9 Chapter) માં આ ચરિત્ર જણાવવાનું કહી, પ્રથમાધિકારમાં ચંદચરિત્રની શરૂઆત કરે છે. શરૂઆત કરતાં **આભાપુરીનું** વૃતાંત્ત જણાવી,

ત્યાંના **ચંદરાજાને વીરમતી** નામની સાવકી માતા, **અને ગુણાવલી** નામની ધર્મપત્નિ હોવાનું જણાવી ચરિત્રને આગલ ચલાવે છે.

એક દિવસ મધ્યાન્હસમયે સાસુવહૂ વાર્તાગોષ્ટી કરવાને બેઠાં છે. તેવામાં સાસૂ, વહૂને કહે છે કે "હે બેટા! જો તું આવે તા આપણે, **વિમલપુરીના** રાજા **મકરધ્વજની** પુત્રી **પ્રેમલાલક્ષ્મીના** લગ્ન, આજે રાત્રે **કનકરથના** પુત્ર **કનકધ્વજ**-સાથે થવાનાં છે તે જોવા જઈએ!' **ગુણાવલી** સન્નારી હોવાથી ના કહે છે. છતાં પણ સાસૂ અનેકપ્રકારે તેને સમજાવી ભોલી **ગુણાવલીને** જોવામાટે તૈયાર કરે છે. અંતમાં **ગુણાવ** રાજાના ભય બતાવે છે. પરંતુ અનેકતન્ત્રમંત્રાદિકની જાણ **વીરમતી,** સ્વમંત્રબલથી રાજાને, અને ગામને નિદ્રાવશ કરી દેવા, અને તે પછી **વિમલપુરી** જવા કહે છે. **ગુણાવલી** પણ, "નવીન વસ્તુ દરેકને ગમે," તે નિયમ મુજબ હા કહે છે. એટલે રાણી વિદ્યા-જોરથી સારા ગામમાં ધનઘોર બનાવી દઇ એકદમ શીતવાયુને સ્ફુરાવે છે. આથી રાજાને એકદમ શીત લાગવાથી રાજ્યકાર્ય પડતું મૂકી, તુરત સ્વમંદિરે આવી, **ગુણાવલી**પાસે સગડી કરવી, તાપીને શરીરમાં ઉષ્ણતા આણે છે. તો પણ શિરની શીતતા શાંત ન થતી હોવાથી રાજા, રાણીના ઉત્સંગમાં સૂએ છે. રાણીને સાસૂ-સાથે જવાનું હોવાથી તે રાજાને પલંગઉપર સૂવા કહે છે. રાજા તેની ચપળતાને સમજી જઇ ઢોંગ કરી પલંગમાં ઊંઘી જાય છે. પછી **ગુણાવલી** ત્યાંથી ઉઠી ઉતાવળી **વીરમતી**પાસે જાય છે. પાછળથી રાજા પણ ઉઠી તે ન જાણે તેમ રાણીની પાછાડી તે શું કરે છે તે જોવા જાય છે. **વીરમતી** એક કણેરની કાંબી રાણીને મંત્રી આપીને રાજાની પથારીપર ત્રણવાર ટબકાવવા કહે છે. જેથી રાજા તુરત ઉતાવળો પાછો આવી પથારીમાં પોતે

સુતો હોય; તેવી રીતે ઓશીકા વિગેરે ગોઠવી, પોતે છુપાઇ રહે છે. પાછળથી મંત્રેલી કણેરસોટી લઇને **ગુણાવલી** આવે છે. અને ચિંતાતુરપણાથી, પથારીમાં શું છે તે જોયા વિનાજ ત્રણ ઠબકા દઇ તુરત સાસુને મંદિરે પાછી વળે છે. રાજા પણ તેની પછાડી જઇ હવે શું થાય છે તે જોવા ઉભો રહે છે. ત્યાં આગલ **વીરમતી** ગધેડીનું રૂપ કરી, મોટે સાદે ભૂંકી, નગરલોકને નિદ્રાવશ કરી દે છે. પછી **ગુણાવલીને** એક સારૂં ઝાડ શોધી કાઢવા જણાવે છે કે જેના ઉપર બેસીને તેઓ **વિમલપુરી** જઈ શકે. **ગુણાવલી** એક આંબાનું ઝાડ પસંદ કરે છે. રાજા **ચંદ્ર** તે ઝાડના કોટરમાં તેઓ ન જાણે તેવી રીતે છુપાઇ જાય છે. પછી **વીરમતી**, રાણીને સાથે લઇને ઝાડની ડાલીઉપર બેસી, ત્રણ ઠબકા દઇ **વિમલપુરી** જવા-માટે તે ઝાડને આકાશ માર્ગે અધર ચલાવે છે. અમુક સમયમાં તે તરૂ વિમલપુરી—( હાલનું કાઠિયાવાડનું પાલીટાણા ?) દેશ વિદેશ જોતાં જોતાં આવી પહોંચે છે. વીરમતી અને ગુણાવલી ઉતરી કન્યાના આવાસે લગ્નરમુજ જોવા જાય છે, ત્યારે ચંદરાજા વરનો આવાસ પસંદ કરી ત્યાં જાય છે.

ચંદને જાનીવાસમાં કોઇ જાતનો લગ્નઉત્સાહ દેખવામાં આવતો નથી. તથાપિ તે પોતે અંદર પહેલા દરવાજામાં દાખલ થાય છે. ત્યાં દાખલ થતાંજ એક નોકર “ આવો ચંદનરેશરૂ ” કહી તેનો હાથ પકડી લે છે. ચંદને પોતાની માતા જાણશે તો ભૂડું થવાનો ઘણો ભય રહે છે. અને તેથી “હું ચંદ નથી,” વિગેરે કહી પોતે છૂટવાનો પ્રયાસ કરે છે, છતાં પણ તે છોડતો નથી અને આગલ રાજા પાસે લઇ જાય છે. રસ્તે સાતે દરવાજાઉપર બેસા-ડેલાં મનુષ્ય પણ “ચંદ, ચંદ,” કહી સાથે થઇ ચંદને રાજા-પાસે લાવે છે. પછી તે રાજા, તેનો મંત્રી, રાણી, અને પરણનાર કુંવર વિગેરે એકાંતમાં બેઠેલાં છે તેને ચંદ, “ લગ્નપ્રસંગે પ્રણ

તમો સર્વો નિરૂત્સાહ કેમ છો ?" વિગેરે પૂછે છે. રાજા "તે પછી કહેશું" કહી "પહેલાં અમારૂં કાર્ય કરી આપો" એમ કહે છે. કાર્ય પૂછતાં **કનકરથ** "ગુણાવલીસાથે તમો પરણીને, તે મ્હારા પુત્રને લાવી આપો "એમ કહે છે. ચંદરાજા "તમારો પુત્ર પરણવા આવ્યો છે, પછી મને શા સારૂં લજવો છો" તેમ કહે છે. ત્યારે **કનકરથ** "મ્હારો પુત્ર કોઢી છે, તેથી તમને કહું છું" કહે છે.

આંહિ પહેલો અધિકાર પુરો થાય છે. અને બીજો આધકાર શરૂ કરતાં કવિ, પ્રેમલાવર્ણન અને ચંદચરિત્ર જણાવવા કથે છે. બીજા અધિકારમાં **કનકરથ, ચંદ**ને પરણાવા વિનવે છે, પણ ચન્દ નાજ કહે છે જેથી **કનકરથનો** હિંસકમંત્રિ "હમારી સાથે તમારી પણ હત્યા થશે" વિગેરે વિગેરે સમજાવે છે. પરંતુ **ચંદ** એકનો બે થતો નથી. છેવટે "દેવીવચન છે" એવું **કનકરથ** કહે છે, ત્યારે, ચંદ "પહેલાં તે વૃત્તાંત જાણ્યા પછીજ હું તમારા વચનનો અંગીકાર કરીશ" એવું જણાવવાથી, **કનકરથ** તે વૃત્તાંત શરૂ કરે છે —

"સિંધલપુરનો હું **કનકરથ** રાજા છું. મ્હારે **કનકાવતી**સ્ત્રી, અને **હિંસક** નામા મંત્રી છે. પુત્ર નહીં હોવાથી રાણીને શોકાતુર જોઈ હું પણ શોકાગ્નિથી ગ્લાનિ પામવા લાગ્યો તે જોઇ મંત્રીએ કારણ પૂછવાથી મંત્રીને સવિસ્તર કારણ જણાવ્યું. મંત્રીએ કુલદેવી ારાધવાનું કહેવાથી કુલદેવીને આરાધી પરંતુ તેણે તને " પુત્રસુખ નથી" તેમ જણાવ્યું, પણ અંતે "કોઢી પુત્ર થશે, અને લગ્નવેળાએ મ્હારા વચનથી વરસંયોગ થશે" એવું જણાવી તે સ્વસ્થાનકે ગઈ. પછી પૂરે માસે રાણીને પુત્ર થયો. જન્મથીજ તે કોઢીઓ હોવાથી તેને ભૂમંદિરમાં રાખી, બહાર રૂપવાન્, કલાવાન્, ભાગ્યવાન્ વિગેરે વાળો હોવાથી લોકોની તેને નજર લાગે એવું જણાવવા લાગ્યા. એક વખતે અમારા દેશનો વ્યાપારી

વિમ પુરી ગયો હતો. ત્યાં ત્યાંના રાજાએ પ્રેમલાલક્ષ્મીને માટે વર શોધવા પ્રયત્ન આરંભ્યો હતો. જેમાં અમારા દેશના વ્યાપારીના મોઢેથી અમારા પુત્ર કનકધ્વજનાં વખાણ સાંભળી પ્રેમ ાને કનકધ્વજસાથે આપવા વિચાર કીધો. તેથી પોતાના ચાર મંત્રીઓને કનકધ્વજને કોઇ પણ રીતે જોવાની ભલામણ કરીને વ્યાપારીસાથે સિંધુદેશ મોકલ્યા. તેઓએ કનકધ્વજના વિવાહમાટે મને બહુપ્રકારે વિનવ્યો, પરંતુ પુત્ર કોઢી હોવાથી મેં પણ અનેકરીતે તેઓને સમજાવી ના કહી, પણ તે સમજાવવું વ્યર્થ થયું. મ્હારા હિંસક મંત્રીએ તે ચારે સાથે મળીને વિવાહ નક્કી કર્યો. વિવાહ પહેલાં કનકધ્વજને જોવામાટે તે મંત્રીઓએ બહુ જક કરી, તેને હિં .કે દામાદિભેદે સંતોખી વિવાહ નક્કી કરી તેઓને વિમલપુરી વિદાય કર્યા. મેં હિં કને - ઠબકો આપ્યો, હિંસકે " કુલદેવી આરાધી સુત સાજો કરાવવા સૂચવ્યું." મેં તે પ્રમા કર્યું, તો દેવીએ કહ્યું કે—" એ રોગ સાજો થશે ' નહિ. પરંતુ મ્રસમયે સાંજના તમારે ત્યાં એક સુપુરૂષ આવશે. તેને તમો 'દ કહી બોલાવજો. તે તમોને પ્રેમલાને પરણીને આપશે, અને તે પોતાને ઘેર જશે. " એમ કહી દેવી ચાલતી થઈ. આ પછી મે લગ્નસજાઈ કરીને આંહી વિમલપુરી આવ્યા. વહુવાળા સજ્જનો વર પધરાવવા તાવળ કરે છે, પરંતુ તેઓને હાહા કહી સમજાવી વિદાય કરીએ છીએ, અને તેટલાં માટેજ આંહી લગ્નઉત્સવ, દીપમંડાણ, ધવળમંગળ, હર્ષનાદ, કે વાજાંગાજાં તમોને જણાતાં નથી."

આ પ્રમાણે કનકર , દેવીવચનવાળું વૃત્તાંત 'દ રાજાને જ ાવી જણાવ્યું કે, " આંહી હમો તમારીજ રાહ જોતાં હતાં, વામાં તમો ાવ્યા, માટે હવે હમારી ઇચ્છા પાર પાડો. " ચંદ ના પાડે ને કનકરથ મર ય બતાવે છે તેથી ચંદ,—

" વતો નર મંગલીક કોડિ, તે કરતાં પણિ નહીં ખોડિ; ૯"

એવું વિચારી પરણવા હા કહે . ને તેથી તે જાનીવાસે લગ્નની ધુમધામ ચાલી રહે છે. આંહી કવિ બીજો આધકાર પૂરો કરે છે. અને ત્રીજા અધિકારમાં, ંદરાજા ઘોડાનો આદર કરી પર વા જાય છે, તે વૃત્તાંત જણાવવા જણાવી પોતે કાવ્યને ાગળ ચલાવે છે.

ચંદ રાજા અમુક તમુક શણગાર સજી, પીઠી ચોળાવી પરણવા જવાને ઘોડાઉપર સ્વાર થાય છે. આ વખતનું તે સમયને ઉચિત વર્ણન કવિએ અત્ર આપ્યું છે જે પરથી તે સમયના લગ્નરિવાજનું આપ ને સારીરીતે ભાન થાય છે. ંદ રાજા ઘેરથી નીકળી પ્રેમલાને પરણવા જાય છે. રસ્તે **વીરમતી** અને ગુણાવલી પણ અન્યપુરૂષોની પેઠેમ એક સ્થળે જોવા ઉભેલાં છે, ત્યાં આગળથી તે વરઘોડો પસાર થતાં ગુણાવ પોતાના પતિ **ચંદને** ઓળખે છે. **ગુણાવલી**, વીરમતીને વારંવાર કહે છે કે "આ તમારો પુત્રજ છે." છતાં વીરમતી "મંત્રબલથી ચંદને ત્યાં બાંધેલોજ છે!" એવું ચિંતવી તે વાતને ગણકારતી નથી. ત્યાંથી વરઘોડો આગળ ચાલી શ્વશુરગૃહે આવે છે. અને સાસૂ ંદને પોંખી ચોરીમાં આણે છે. ચોરીમાં પાસારમત રમતી વખતે પોતાની ઓળખ કરાવવામાટે પ્રેમલાલક્ષ્મીને સંબોધી ચંદરાજા કહે છે કે "હું તને જે કહું છું તે લક્ષમાં રાખજે."

"પૂરવદેશ આભાપુરી, જિહાં ચંદનરેશ!
આજોઠ પાસા સોગઠાં, તસ ધરિ અછે વિશેષ!"

પાનું ૩૫૫.

આ પ્રમાણે ચંદરાજા પોતાનો દેશ ગામ નામ વિગેરે જણાવી પરણે છે. અને **પ્રેમલા** આથી શંકાસ્પદ બની રહે છે. લગ્ન પૂરા થયા પછી તેઓ—નવવરવધુ કનકરથને આવાસે પાછા ફરે છે. ત્યાં પેલો સકમંત્રી ચંદને ઇસારો કરી ચાલી જવા સૂચવે છે, ને ચંદ તે

સુજબ કરે છે. પ્રેમલા આગળથીજ શંકાવાળી હોવાથી તેમ કરવાનું કારણ પૂછી સાથે થવા જણાવે છે. પરંતુ હિંસક મંત્રી તેમ નહિ કરવા દેતાં પ્રેમલાને ડરાવી પોતાને ત્યાં લઇ જાય છે, અને ચંદ રાજા પોતાની મા જાણે નહિ તેમ ઉતાવળો પેલા આમ્રતરૂમાં જઇને ભરાઇ રહે છે. સાસુવહૂ પણ લગ્નક્રિયા સમાપ્ત થવાથી તેજ ઝાડપર આવી બેસીને ઝાડને સ્વસ્થાનકે જવામાટે ત્યાંથી ઉપાડે છે. પ્રભાતનો સમય હોવાથી કવિ આંહી આ પ્રમાણે કેટલુંક પ્રભાતવર્ણન જણાવે છે.—

" જોતા તમાસા વાટનાં, સમય પ્રભાતિં જાંણિ;
કિહાંકણિં પ્રાભાતિક સુણઇં, ગીતંગાન શુભ માણિ ! ૬૧
કે પહિરે પરિધાન વર, કુચકંસ્યું કસંતિં;
કે સૂતા નિજ નાહનિં, જાગો સ્વામિ હસંતિ. ૬૨
સમરણ કે ભગવંતનું, કે પડિક્કમણાં કાજ;
કે બેઠી દૂહઇ ગાયનિં, કે સિંગારહ કાજ. ૬૩
ઇમ અનેક ચિન્હ માણુસાં, તિમ તિર્યંચહ ભેદ;
કોકિલ કકડા મયૂરના, દેખઇ ધરી ઉમેદ. ૬૪
વિગેરે, વિગેરે,——— પાનું ૩૫૬.

તમાસા જોતાં તેઓ આભાપુરી આવીને ઝાડને તેની જગોઉપર ઉતારે છે. વીરમતી, રાણીને લઇ પોતાને મંદિરે જઇ પાછી એક કણેરની સોટી મંત્રી આપીને રાજાને ઉઠાડવા મોકલે છે. રાજા ત્યાંથી વહેલો જઇને પોતાના બીછાનાપર સુઇ જાય છે. વીરમતી પાછું મધેડીરૂપ કરી નગરજનોની નિદ્રાને હરી લે છે, અને ગુણાવલી ચંદને જગાડવાકાજે પોતાના મહેલમાં આવે છે: ગુણાવલી પૂર્વલી રીતે ચંદના બીછાનાપર સોટી ફરકાવે છે, અને ચંદ ખોટી નિદ્રામાંથી આલસ મરડી બેઠા થા-

ચ્ . ચંદના હાથે રહેલુ મીંઢલ, ંખોમાં અંજાયેલું અંજન, અને પહેરેલો શણગાર જોઇ ગભરાઇને ગુ ાવલી સાસૂપાસે આવી તે વાતને જાહેર કરેછે. વીર તી ક્રોધમાં આવી જઇ ચંદને મારવાસારૂ ધસી આવે છે. પણ ગુણાવ ીના વિનવવાથી તેમ નહિ કરતાં, એક દોરાને લોહીમાં પલાળી મંત્રીને ચંદની કેડે બાંધી દે , જેથી તે ચંદરાજાને કૂકડાપણું પ્રાપ્ત થાય છે. ગુણાવ ી સુવર્ણના પાંજરામાં રાખવાની સાસૂની આજ્ઞા થવાથી તે કૂકડાને પોતાપાસે પાંજરામાં રાખે છે, અને દરરોજ સાસૂની તથા ધણીની સેવા સારે છે. આંહી ત્રીજો અધિકાર ખલાસ થાય છે અને ચોથા અધિકારમાં કનકધ્વજ અને પ્રેમલાનો વિમલપુરીમાં શું બનાવ બને છે તે, અને પ્રેમલાલક્ષ્મી પોતાનું શીલવ્રત કેવા પ્રકારથી જાળવી શકે તે વૃત્તાંત આવે છે. કવિ, ચોથા અધિકારમાં ચંદના પરણ્યા પછી હિં ક; પ્રેમલાને ડરાવીને પોતાસાથે લઈ જવાની વાત યાદ કરાવી, રાતના કોઢીપુત્રપાસે પ્રેમલાને મોકલાયાનો પ્રસંગ જણાવે છે. પ્રેમલાને કોઢીપાસે રાત્રના મોકલે છે, જ્યાં તેઓને કેટલોક સંવાદ થાય છે. બીજી સવારે " પ્રેમલાના સંયોગથી પુત્રને કોઢ થયો " એવું ખોટું આળ પ્રેમલાઉપર તેઓ મૂકે છે. આથી પ્રેમલાનો પિતા " પોતાની પુત્રીનોજ દોષ છે, અને તેને લીધેજ જમાઈ કોઢી થયો છે " એવું વિચારી તેને મારી નાંખવાનો હુકમ કરે છે. પોતાનો બુદ્ધિ મંત્રી "આ કોઢ એક રાત્રિનો નથી, પરંતુ ઘણો જૂનો છે," વિગેરે ઘણું મજાવે છે. તથા કનકરથ પ " હમો એને પુત્રતુલ્ય પાલી , માટે મારો નહિ." વિગેરે કહી સમજાવે . તોપણ રાજા માનતો નથી, અને પ્રેમલાને મારવામાટે સખ્ત હુકમ કરી દે . અંત્યજો પ્રેમ ાને મારવાસારૂ શહેરમાં ફેરવીને લઈ જાય . ા જોઈ પ્રજા હડતાલ પાડીને રાજાને વિનવે , પરંતુ રાજા તેઓનું

કહ્યું પણ ધ્યાનમાં આણતો નથી. મારાઓ, મારવા પહેલાં "કાં રાજાને કહેવડાવવું છે ?" એવું સતીને પૂ છે. ત્યારે તે ક છે કે

"વાડિ ભખઈજે ચીભડાં, માય હણઇ જો બાળ;
તો કહો કિહાંકણિ જાઇઈ, અવિચાર્યું ભૂઆલરે. ૯૪
બાલ કુંણિ જો પરાભવિઓ, જાઈ મા–બાપ પાસ;
અપર જન અન્યાયથી, મહાજન કરઈ અરદાસરે." ૯૫
વિગેરે, વિગેરે, વિગેરે. પાનું ૩૬૯

આથી વિસ્મય પામી એક મારો રાજા પાસે આવીને બોલ્યો કે "તેણે મરતી વખતે આપને કહેવાનું કહ્યું છે તે સાંભળો." એ કહીને **પ્રેમલાએ** કહેલી સઘળી વાત જ ાવે છે. **બુદ્ધિ ી** "તેને મારી કે જીવતી ?" એવું પૂછે છે, જેથી મારો "તે જીવતી છે, અને હવે જેમ રાજા કહે તેમ કરવાને તૈયાર છીએ." એમ જણાવે . રાજા **સુબુદ્ધિના** આગ્રહથી, "ખરી વાત શું છે ?" તે જાણવામાટે **પ્રેમલાને** જીવતી પાછી તેડાવે છે. **પ્રેમલા,** ચંદે ચોરીમાં કહેલો દોહો, તથા ત્યાર પછી હિં ક મંત્રી અને કોઢીયાવાળો બધો બનાવ કહી જણાવે છે. રાજા તેને જૂઠો માને છે. છતાં **સુબુદ્ધિ** વિવાહ કરવા મોક લ ચારે મંત્રીને વરસ્વરૂપ પૂછી, પછીજ પ્રે **લાને** દોષિત ઠેરવવા આગ્રહ કરે છે. પછી રાજા અને મંત્રી વિવાહકાર્યે મોકલાવેલા ચારે મંત્રીઓને તેડાવી પૃથક્પૃથક્ "વરરાય કેવા હતા !" તેનું સ્વરૂપ પૂછે . ચારે મંત્રીઓ જૂદું જૂદું જણાવી જણાવે કે "અમોએ પોતે વરને જોયો નથી." ા ઉપરથી પ્રે **લા** ગુન્હાહિત નથી તેવું સાબિત થવાથી પ્રે **લાને** જીવતી રાખે . પ્રે શાસનદેવીને આરાધી "ચંદપત્તો કયારે લાગ ", પૂછવાથી શાસનદેવી "તે સોળ વર્ષે મળશે" એમ જણાવે .

આંહી કુરધ્વ રાજા કનકધ્વજાદિને પોતાને ત્યાં કેદ કરે છે. અહીં ચોથો અધિકાર બંધ થઈ પાંચમામાં આ ામાં કુકડાનું શું થાય છે તે વાત આવે છે. પાંચમા અધિકારમાં ગુણાવ ી, ધણીનું જીવિત રાખવામાટે દરરોજ સાસૂની સેવા ચાકરી કરી તેને પ્રસન્ન રાખે છે. રાજ્યમાં ચંદ રાજા નહીં હોવાથી પ્રજાજન જબરો ખલભલાટ મચાવી મૂકે છે. તેને મુખ્ય મંત્રી સમજાવી, વીરમતીને; જો માને તો ચંદને પ્રગટ કરવા વિનવવા જાય છે. વીરમતી આથી ક્રોધાયમાન થઇ પોતાનીજ આણ નગરમાં ફેરવવા જણાવે છે. જેથી મંત્રી તેનાં ગુણો જાણતો હોવા ચંદને બદલે વીરમતીની આજ્ઞા પ્રજાપાસે મનાવે છે. " ાપુરીમાં ી રાજા છે" એવી ખબર દેશોદેશ ફેલાવાથી િમા ચનો હેમર રાજા તે દેશપર ચઢી આવે , જ્યાં વીર તી અને હેમર વચ્ચે યુદ્ધ થાય છે. જેમાં વીરમતી સ્વ, અને દેવબલથી જીતી હેમરથના નગરમાં પણ પોતાની આણ મનાવે છે. આથી આસપાસનાં બીજાં પણ ન્હાનાં મોટાં રાજ્યો વીરમતીની ાજ્ઞાને કબૂલ કરે , હેમરથ રાજા પોતાના િ ર પુત્રને વીરમતીની ચાકરીસારૂ મૂકીને સ્વદેશ પાછો વળે છે. આ પ્રમાણે ચંદ કૂકડો થવા પછી પૂર્વ, હિમાલય અને બીજા દેશોનું સ્વામીપણું ભોગવતી વીર તી (૭) વર્ષ ક્રમે ક્રમે વ્યતીત કરે છે. એવામાં ત્યાં આગળ શિવ માર નાટકીઓ, પોતાની શિવમા ા પુત્રીસહિત આવી પહોંચે . વીર તી સભા ભરીને તે લોકોને રમાડે . નાટકી ાઓ વીરમતીના ગુણગ્રામ નહિ કરતાં ંદ રાજાની કીર્તિ વદે છે. આથી વીરમતીને અયોગ્ય લાગવા તે તેઓને દાન ાપતી નથી. પરંતુ કૂકડો, પોતાપર કીર્તિફાસો નહિ રાખવામાટે પિંજરાંમાંથી એક સુવર્ણકચોળુ ચાંચવડે નીચે પાડી નાટકીઆને આપે . વીરમતી ફરી બીજીવાર

નાટકીઆઓને રમાડે છે, ત્યારે પણ તે લોકો ચંદનીજ કીર્તિ ગાય છે. **વીરમતી** ફરી પણ દાન આપતી નથી. જેથી કૂકડો પોતાનું બીજું કચોલું તેઓને દાનમાં દે છે. મહા-દુષ્ટબુદ્ધિવાળી **વીરમતી** આ ખમી શકતી નથી. જેથી છરી લઈ કૂકડાને મારવા દોડે છે, અને **ગુણાવલી** વિગેરે વચમાં પડી કૂકડાને બચાવી લે છે.

**શિવકુમારી** નટિની પશુભાષાની જાણ હોવાથી કૂકડો તેને પોતા સાથે લઈ જવા કહે છે. આથી તેઓ **વીરમતી**પાસે કૂકડાની માગણી કરે છે. **ગુણાવલી** કૂકડો આપવા ના કહે છે. તેને મંત્રી પ્રમુખ સમજાવી, " જીવતો રહેશે તો ફરી મળશે. " વિગેરે કહી આપવા સમજાવે છે. નાટકીઆઓ પણ " હમે એને દેવસમાન પૂજીશું" વિગેરે કહે છે, જેથી **ગુણાવલી**, મહાદિલગીરીથી કૂકડાની રજા લઇને કૂકડો નાટકીઆઓને સોંપે છે. કવિએ વર્ણવેલો આ વિયોગસમય બહુ હૃદયભેદક છે. અને સતી સ્ત્રીઓ પોતાના પતીના વિયોગમાટે કેવાં નિયમો ધારણ કરે છે, તે પણ સમજવા લાયક છે. **ગુણાવલી** ચંદને કહે છે કે———

"કરિ લેઇ નાહ પંખિ; કહઈ, પ્રભુ! તુમ મન માન્યું;
તો મિં સ્યું ચાલઇ, મુજ મન માન્યું અમાન્યુ !
મુજ ગતિ શી ! હોસ્યઇ, કુણ સંદેશો;
તુમ તો પ્રભુ નિત નિત જોસ્યો, નવનવા દેશો. ૨૨
પ્રભુ મુજનિં વલી તુમ્હો, ફિરિ મિલસ્યો જવ આવી;
તિવારિં મિં દેહની, સાર સંભાલ કરેવી.
વરભોજન વારૂ શાક, સવાદિં જીમેસ્યું;
પ્રભુતું મુખ દેખી, સહિઅરસ્યું રંગિ રમેસ્યું. ૨૩

× × × × × ×
× × × × × ×

પાણી પાપણિ છેહ, આવ્યાનું અચરિજ કિસ્યું !
તો  ં જાણત નેહ, જો લોહી આવત લોયણે ! ૩૦
છાતી ભીંતરિ દવ બલે, ધૂંઆ ન પરગટ હોય;
કે મન જાણે આપણો, કિં જિણિ લાયા સોય. ૩૧
સજ્જન ચાલ્યા હે ! સહી ! ઉતરીઆ ડુંગરપજ્જ;
આ નવબારી નગરી વસે, પણિ મું મન ઉજડ અજ્જ. ૩૨

× × × × × ×

× × × × × ×

ખાવા પીવા પહિરવાજી, તુમવિણુ કુણુ દાતાર;
પ્રભુવિણુ મંદિર ન શોભીઇજી, કરતાં સવિ સિણગાર. ૩૯
આઠ પુહુર એ મુજતણુંજી, અવલંબન એક ચિત્ત;
તિણે દિન જાતો ન જાણતીજી, પ્રભુમુખ દેખતી નિત્ત. ૪૦
દિન કિમ જાસ્યઇ પ્રભુવિનાજી, વયરણિ થાસ્યઇરે રાતિ;
પ્રભુવિણુ મનની વાતડીજી, કુણુ સુણસ્યઇ દિનરાતિ. ૪૧
વિગેરે, વિગેરે, વિગેરે. પાનું ૩૯૧

પછી રાણી વિગેરેની રજા લઇ નાટકીઆ ત્યાંથી નીકલે છે. તેઓ અનુક્રમે દેશવિદેશના રાજાઓને નાટ્યકળાથી રંજન પમાડતા **પોતનપુરમાં** આવે છે. આંહી આગલ પાંચમો અધિકાર પૂરો થઇ છઠ્ઠો પ્રારંભાય છે. છઠ્ઠા અધિકારમાં **પોતનપુરની** ક આંતરકથાનું વૃત્તાંત છે. આંતરકથામાં **પોતનપુરના** મંત્રીની  ીકરી ત્યાંના નગરશેઠપુત્રસાથે પરણેલી . કેટલાક કારણોસર તે પુત્ર દેશાટણે જવા તૈયાર થાય છે. સગાસંબંધીઓ નહિ જવા દેવામાટે જોષીપાસે "સવારે કૂકડા બોલે ત્યારે પ્રયાણ કરવું !" એવું મુહૂર્ત કઢાવી આપે છે. ને નગરના તમામ કૂકડા ને તેઓ નગરબહાર કઢાવી મે . પરંતુ નાટકીઆ પાસેનો કૂકડો પોતાના હંમેશના નિયમપ્રમાણે એક વારે

" કૂકડે...કૂક " કરી ઉઠે છે. કૂકડાનો અવાજ સાંભલતાંજ શેઠપુત્ર દેશાટણે ચાલી જાય છે. મંત્રીપુત્રી આથી દુઃખી થઇ કૂકડાને મારવા પોતા પાસે બોલાવે છે. પરંતુ નાટકીઆ સામા થઈ તેમ થવા દેતા નથી. છેવટે પુરના સજ્જનો વચમાં પડી, મંત્રીપુત્રીને જોવા-માટે કૂકડો અપાવે છે. મંત્રીપુત્રી કૂકડાને ઠપકો દે છે. જ્યારે કૂકડો " હું ચંદ રાજા છું! " એમ જાહેર કરી " હું મનુષ્ય થઇશ ત્યારે તને ભગિનીસમાન ગણીશ! " એવું જણાવી નાટકીઆ પાસે જવા કહે છે. મંત્રીપુત્રીને પણ કૂકડાઉપર અત્યંત પ્રેમ છૂટે છે. અને મરજી વિના પણ કૂકડો નાટકીઆને પાછો આપે છે. આ આંતર-ચરિત્ર ઠીક વિસ્તારવાળું અને બે ત્રણ દૃષ્ટાંતોયુક્ત છે. આંહી છઠ્ઠો અધિકાર ખલાસ થાય છે.

સાતમા અધિકારમાં નાટકીઆઓ ફરતાં ફરતાં **વિમલપુરી** આવે છે. વિમલપુરીનો રાજા તેઓને મોઢેથી **આભાપુરીના** સમાચારમાં " ત્યાં સોળ વરસથી રાજા નથી, અને વીરમતી રાજ્ય ચલાવે છે " એવું સાંભળે છે. " પાલખી અને કૂકડો કયાંથી મ-ળ્યા " એવું **સુબુદ્ધિ** મંત્રી નાટકીઆઓને પૂછવાથી તેઓ " આ-ભાપુરીના ચંદને ત્યાંથી " એવું જણાવે છે. **પ્રેમલાલક્ષ્મીને** કૂક-ડાપર મોહ ઉપજે છે. તેથી રાજા નાટકીઆઓને ચારમાસ પો-તાના નગરમાં રહેવા સમજાવી, કૂકડો, **પ્રેમલાને** હાસ્યમાટે અપા-વે છે. **પ્રેમલા,** વિવિધપ્રકારે ચંદના સમાચાર કૂકડાને પૂછી, પો-તાની વીતકવાર્તા કહી સંભલાવે છે. અનુક્રમે ચારમાસ પૂરા થાય છે, અને નાટકીઆઓ દેશાટણે જવા તૈયાર થવાથી કૂકડાને પાછો માગે છે. **પ્રેમલાલક્ષ્મી,** ચાર દિવસ વધારે રહેવા કહી કૂકડાને સાથે લઇ **સિદ્ધાચલઉપર** યાત્રામાટે જાય છે. ત્યાં આગલ **સૂરજ**નામા કુંડમાં, કૂકડાને કાંઠાઉપર મૂકી પોતે સ્નાન કરવા કુંડમાં ઉતરે છે. ત્યાં આગલ કૂકડો, તિર્યંચપણાના દુઃખમાંથી

મુક્ત થવામાટે કુંડમાં પડે છે. પ્રેમલા તેને પકડવા પાછળ ઝંપલાવી કૂકડાને પકડી બુડતો બચાવી લે . પછી કૂકડાને બહાર આ ી પ્રેમ ા તેની પાંખો વિગેરે સાફ કરવા માંડે . એટલામાં વીર તીના હાથે સોળ વર્ષપર બંધાયેલ ધાગો ખડી જવાથી પ્રેમલાના હાથે તુટી જાય છે, અને ચંદ રાજા ત્યાં પ્રગટ થાય . મકરધ્વજ રાજા જમાઇને સારા શુકને ગામમાં પ્રવેશાવી પોતાને ત્યાં રાખે છે. પછી કેદ કરેલા કનકરથ અને કનકધ્વજાદિને, ધ્વ રાજા મારવાનો હુકમ કરે છે, તેને ચંદ રાજા વચમાં પડી બચાવી લે છે.

ચંદ રાજા ગુ ાવ અને મંત્રીને, વીરમતી ન જાણે તેમ છાનો પત્ર લખી પોતે મનુષ્યરૂપ ધારણ કરવાની વાત જ ા-વે છે. પરંતુ તે વાત વીર તીના પણ જાણવામાં આવવાથી ચંદને મારવામાટે આકાશમાર્ગે તે વિ લપુરી આવે છે. ત્યાં ચંદને મારવા જતાં પોતેજ મર પામે છે. ગુણાવલીનો, ચંદને તેડાવવાનો પત્ર આવવાથી મકરધ્વજની અનુમતિ લઇ ચાલવાનો પ્રયાસ કરે છે. પ્રેમલાલક્ષ્મી, પિતાના મંત્રી મારફતે ચંદને "પો-તાને કેમ તેડી જતા ન ?" તે પૂછાવતાં ચંદ, "એ કોઢીયેર એક રાત્રી રહી, તેથી પોતાનું સતીપણું સાબિત કરી ાપે તો લઇ જાઉં" વું જ ાવે છે. આથી પ્રેમલાલક્ષ્મી પોતાના શી-યલના પ્રભાવથી ધીજ કરી, કનકધ્વજ જે જન્મથીજ કોઢી છે તેનો કોઢ દૂર કરી સતીપણું સાબિત કરી આપે છે. પછી તેઓ ત્યાંથી નીકલી પોત પુરમાં આવી મંત્રીસુતા રૂપ ન્દરીને મ-ળે છે. કે જે રૂપસુન્દરીને, કૂકડાપણામાં ંદ રાજાએ ભગિની-તુલ્ય ગણી હતી. ત્યાંથી નીકલી તેઓ ા ાપુરીમાં આવી, ગુ-ાવલી અને પ્રજાજનને સુખ ાપનારાં થઇ પડે . હીં ાતમો ધિકાર સંપૂર્ણ થાય છે. આઠમા અધિકારમાં સહજ

આનંદઅધિકારનું વર્ણન છે. તથા બન્ને રાણીઓથી એક એક પુત્ર થઇ; યોગ્યવય પ્રાપ્ત કરતાં **ગુણાવલીનો** પુત્ર ચાર, અને **પ્રેમલાલક્ષ્મીનો** પુત્ર સાત કન્યા પરણે છે, તે વાત સામાન્યથી જણાવેલી છે. વધાશમાં સમસ્યાબદ્ધ કેટલાક સારા દોહાઓ આપવામાં આવેલાં છે.

નવમા અધિકારમાં ચંદાદિનો પૂર્વભવ અને રાસની સમાપ્તિ છે. અનુક્રમે ત્યાં કેટલોક સમય તેઓ સુખમાં ગાળે છે. એવામાં ૨૦ મા **શ્રીમુનિસુવ્રતસ્વામી** ત્યાં પધારેલા હોવાથી તેમને મુખે પોતાનો પૂર્વભવ, અને ધર્મોપદેશ સાંભળી, **ગુણાવલીપુત્રને** રાજ્ય, તથા **પ્રેમલાપુત્રને** યુવરાજપદ આપી પોતે રાણીઓસહિત સાધુપણું અંગીકાર કરે છે. અંતમાં તેઓ કેવળજ્ઞાન પ્રાપ્ત કરી, અનંતસુખવીર્યના ભોકતા બને છે. કવિ રાસાન્તે પોતાની પ્રશસ્તિ, કરવાનુ સ્થળ અને સમય વિગેરે જણાવી રાસનું આ પ્રમાણે:—

"તાસ સુપસાયથી શીલગુણે કરી,
ગાઇઓ સરસ રસ એહ રાસો !
જિહાં લગિં સૂર સસિ ભૂમિ થિર થાયજો,
વિસ્તરો જગમાહિં ગુણવિલાસો. ધિન૦ ૫૪" પાનું ૪૬૬

ચિરંજીવપણું ઇચ્છી બંધ કરે છે. આ ચંદ રાજા ૨૦ મા મુનિસુવ્રતસ્વામીના વારામાં થયો હતો, કે જેને નિર્વાણ પામ્યાને આજે ૧૧૮૬૪૩૮ વર્ષ વ્યતીત થયાં છે.

આ ચારે રાસાઓની ઓરીજીનલ પ્રતો મને પંન્યાસ શ્રીકમલવિજય તરફથી મળી હતી. જેથી તેઓનો આ સ્થળે અંતઃકરણથી ઉપકાર માની ગ્રન્થવિવેચનથી વિરમીશ.

શ્રીવાલુકેશ્વરગિરિ,
મુંબાઈ ૬–૩–૧૯૧૩.
મહાશિવરાત્રી, ૧૯૬૯.

જીવણચંદ સાકરચંદ જવેરી
સંશોધન અને સંગ્રહકર્ત્તા.

# अवतरणिका.

આરંભમાં પરમાત્માને નમસ્કાર કરીને, કે જેણે સકળસૃષ્ટિના ઉદ્ધારમાટે,—કે જે ઉદ્ધારમાર્ગ, આજે પરમાત્માના પ્રત્યક્ષપણાના અભાવને લીધે, વાઙ્મયમાત્રવડેજ શોધી શકાય એમ છે. જે માટે—વખતો વખત વાઙ્મયનીજ ઉત્તમતા અને જરૂરીયાતો પંડિતોદ્વારા પ્રરૂપેલી છે, તેને; તથા વાઙ્મયદેવીને કે જેના પ્રભાવથી શાસ્ત્રજ્ઞાનને સમજવા શક્તિમાન્ થઇ શકાય છે-તેને નમસ્કાર કરીને આ પુસ્તકસંબંધે—જૈનસાહિત્યસ્થિતિસંબંધે યત્કિઞ્ચિત્ અવતરણિકા કરીશ.

જે જે વિષયોનો ભારતવર્ષના પ્રાચીનસાહિત્યમાં સમાવેશ થાય છે, તે સઘળા; નહિતો લગભગ સઘળા વિષયો જૈનસાહિત્યમાં હાથ ધરવામાં આવેલ હોવાથી, ભારતવર્ષના સાહિત્યમાં જૈનસાહિત્ય પણ એક ઉંચું સ્થાન ભોગવે છે. જે સ્થિતિમાં આજે તે ઉપલબ્ધ છે, તે સ્થિતિમાં પણ તે એક સારા વિસ્તારવાળું છે, તો પૂર્વસમયમાં તે વિશેષ વિસ્તીર્ણ હોય એ નિઃસંદેહ છે. જૈનસાહિત્યની મહત્ત્વતાના કારણભૂત પ્રચણ્ડલેખકો, અને ઉત્તમગ્રન્થોની નોંધ લેવાનું આ કાંઈ ઉચિત સ્થાન નથી; તોએ પણ કાળના પ્રહારથી જે ભાગ બચી શક્યો છે અને જે પણ ઘણો બહોળો, કિન્તુ સંપૂર્ણ સંશોધિતસ્થિતિમાં નથી તે ઉપરથી બીનતકરારે અનુમાની શકાશે કે, પૂર્વકાળે જૈનલેખકો ઘણી મોટી સંખ્યામાં વિદ્યમાન હતા, તે; સાહિત્યના પરિચિતજનોજ તે પ્રાચીનલેખકોના વિષયપરત્વેના ઉંડા જ્ઞાનનું અને ઉત્તમપ્રકારની ભાષાશૈલિનું રહસ્ય સમજી શકે!

ભારતવર્ષના અન્યસાહિત્યની માફક જૈનસાહિત્ય પણ, પરદેશી રાજ્યકર્ત્તાના ધર્માન્ધપણાનું; પરસ્પરના ધાર્મિક ક્લેશોનું; અને આ દેશની ક્ષીણકારી હવાનું ભોગ થઈ પડયું હતું. એક સમય એવો હતો કે, તેવા સાહિત્યનું અસ્તિત્ત્વમાત્રજ જાળવવાખાતર

તેને ભંડારમાં રાખવા શિવાય બીજો રસ્તો નહોતો. કાળક્રમે સમયાનુકૂલ યોજાયેલો તે ઉપાયજ, સાહિત્યના વિસ્તારને સંકુચિત કરવા સાધનભૂત થયો. ને તે પણ વળી કમનશીબે એવા સમયે થયો કે, તે સાહિત્યને વૃદ્ધિગત કરવાના માર્ગો જ્યારે ઘણાં દૂર હતા. જે ધર્મનિષ્ઠસત્પુરૂષોપર વંશપરંપરાથી સાહિત્યરક્ષણની ધાર્મિક ફરજ આવી પડી હતી, તેઓએ, તે સાહિત્યના અંશમાત્રને પણ—રખેને તેઓ તેથી વિમુખ થાય, અને તેઓના અતિધર્મપ્રિયસાહિત્યનો જાલિમજુલ્મ અંત આણે, એવી ભાવના પોતાના પૂર્વજો પાસેથી ગ્રહણ કરી હતી તે મુજબ—સૂર્યના કિરણમાં નહિ પડવા દેવામાટે સપ્ત ઉપાયો યોજ્યા હતા. અતિવિસ્મયની વાત છે કે, તે ભાવનાઓ કેટલેક અંશે અદ્યાપિ સજીવન છે, કે જ્યારે દેશ સર્વત્ર શાંતિમય બની રહેલો છે, અને સાહિત્યની ખીલવણી માટે વખત ઘણો યોગ્ય .

ધાર્મિકપુસ્તકોની સંખ્યા ઓછી બનાવવામાં અગ્નિએ પણ પોતાનો હિસ્સો આપવામાં કાંઇ બાકી રાખી નથી! આ કારણમાં વળી ધર્મના અનુયાયીઓની અધોગતિએ પ એક ઉમેરો કર્યો, કે જેને લઇને ધાર્મિકતત્ત્વોનો ફેલાવો કરવાનું તો બાજુએ રહ્યું, પણ ધર્મજ ઘણાં વિકટસંકટમાં આવી પડત! તે એ કાળ હતો કે જે વખતે બાહ્યક્રિયાઓને ઘણી મહત્તા આપવામાં આવતી હતી, (જો કે બાહ્યક્રિયાઓથી વધારે નિર્મલચિત્ત થઇ નિરૂપાધિ કાર્ય થાય . અને તે વાત જૈનોના જુજ સાધુઓએ કરેલી જૈનગૂજરાતીસાહિત્યની ખીલવણીથી જણાઇ આવે છે.) તથા ધાર્મિકજ્ઞાન અને સાહિત્યને વધારવા તરફ; ધાર્મિકબળ એકત્ર કરવા તરફ; અને ાંતરિક-ધાર્મિક રસો પ્રદીપ્ત કરવા તરફ ઓછું લક્ષ આપવામાં આવતું હતું. (જો કે દરેક સૈકામાં કેઇ કેઇ વિદ્વાનો સામાન્યતઃ પ્રચલિત-ભાષાના કવિ થયા ખરાં!) માત્ર હવણાં હવણાંથીજ ધર્મઉદયનું પ્રભાત ક્ષિતિંજમાં દૃષ્ટિગોચર થાય છે. આવા કારણોથી લઇને મહાન્શકિત-

વાળા જૈનઆચાર્યો અને સાધુઓના ગૌરવને સૂચવનારા તેમનાં જ્ઞાનના પરિણામરૂપી ગ્રન્થો સમજવા,—ફળ અથવા તત્ત્વ પ્રાપ્ત થવા એ દુષ્કર થઇ પડયું હતું.

અત્યારસૂધી અમારા તરફથી સંસ્કૃત; માગધી; અને અંગ્રેજી ગ્રન્થો પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે, જ્યારે ગૂજરાતીગ્રન્થ બહાર પાડવામાં આ અમારો પ્રથમજ પ્રયાસ છે. કે જે પ્રયાસવડે આ ગ્રન્થને અમો અમારા તરફથી બહાર પડતાં ગ્રન્થોમાં "ગ્રન્થાંક ૧૪ મો" (જૈન ગૂર્જર–સાહિત્યોદ્ધારે–ગ્રન્થાંક ૧) તરીકે બહાર પાડી પ્રજાસમક્ષ મૂકવાને ભાગ્યશાલી થયા છીએ.

પ્રાચીનજૈનગૂજરાતીસાહિત્યમાં આવા રાસાઓ; છંદો; પદો; સ્તુતિઓ; સ્વાધ્યાઓ ( સઝ્ઝાયો ); સલોકા, અને સ્તવનાદિ પુષ્કળ દૃષ્ટિગોચર થાય છે. રાસાઓને માટે ઉત્તમોત્તમ અભિપ્રાય, " ગૂજરાતીસાહિત્યસંસદ્‌માંથી," ગૂજરાતીભાષાના સાક્ષરોએ જે આપ્યા છે, તે વિષે અમો આંહી કાંઇપણ બોલતા નથી. આવા રાસાઓ મુખ્યપણે ધર્મનું ઉત્તમજ્ઞાન દૃષ્ટાન્તદ્વારા આપે છે. તે શિવાય પણ અનેક જાતનું જ્ઞાન તેનાં ખપી જીવોને તેમાંથી તેવા પ્રકારનું મળી શકે એમ છે.

" રાસાઓ એકલા જૈનોનેજ ઉપયોગી છે," એમ નથી. કારણ કે તે ગૂજરાતીભાષાનો એક બૃહત્–અંશ છે. તેથી ગૂજરાતીસાહિત્યના અભ્યાસીઓને પણ ઘણા ઉપયોગી થઇ પડે એમછે. પ્રાચીનગૂજરાતીભાષા; ગૂજરાતી ભાષાનો ઇતિહાસ; તે તે સમયની કાવ્યરચના; કાવ્ય અને શબ્દોની તુલના; ઇત્યાદિ વિષયોમાં પણ, અમો આશા રાખીએ છીએ કે આ, અને ભવિષ્યમાં પ્રસિદ્ધ કરવામાં આવે એવાં બીજાં રાસાઓ, ગૂજરાતીપ્રજાના સાહિત્યપ્રેમીવર્ગને ઘણાં ઉપયોગી થઇ પડશે.

જે આ ફંડ તરફથી ગ્રન્થો પ્રસિદ્ધ કરવામાં આવે છે, તે ફંડનો ટુંક ઇતિહાસ આપવો, એ, આ સ્થળે અયોગ્ય ગણાશે નહિ.

## અવતરણિ કા.

મહુંમ શેઠ **દેવ ંદ લાલ ાઇ જવેરીએ**, કે જેમની સ્મૃતિને અર્થે ા ફંડ સ્થાપવામાં આવ્યું છે, તેમણે, પોતાના વીલમાં રૂ ૪૫૦૦૦ની રકમ, બીજી રકમો જે બીજે માર્ગે ખરચવા કાઢી હતી તેની સાથે કાઢી હતી. આ રકમમાં, તેમના સુપુત્ર **ગુલાબ-ંદ દેવચંદ** તરફથી મહુંમની યાદગિરીમાટે શુભકાર્યમાં ખર્ચવા કાઢેલ રૂ ૨૫૦૦૦ની રકમ ઉમેરાઇ. ૧૦૦૮ શ્રી શ્રી શ્રી પંન્યાસજી શ્રીઆનન્દસાગરજીની સલાહ અને ઉપદેશથી, આ રકમોને એકઠી કરીને મહુંમની યાદગિરીમાટે આ ટ્રસ્ટ સ્થાપવામાં આવ્યું છે. મર્હુમ શેઠની દીકરી, મર્હુમ બાઇ **વીજકોરની** મિલ્કત (લગભગ રૂ.૨૫૦૦૦) આ ફંડમાં આવવાથી ફંડ રૂ. ૧૦૦૦૦૦ લગ ગનું થવા ગયું . આ ફંડનો આંતર્ભાવ "જૈનશ્વેતાંબર (મૂ૦પૂ૦) ધાર્મિકસાહિત્યની" જાળવણી અને ખીલવણી કરવાનો છે.

આ વૉલ્યુમમાં કયા કયા મુનિઓનાં રચેલાં કયા કયા રાસો તે વિગેરે, તથા તે તે મુનિઓનો સામાન્ય ઇતિહાસ પુસ્તકનાં યોજક શા૦ જીવણચંદ સાકરચંદ જવેરીએ તેની પ્રસ્તાવનામાં લખેલ ાવાથી અત્ર હમો તત્સંબંધે કાંઇ વધારે લખવું ઉચિત ધારતા નથી. અંતમાં એટલું ઇચ્છી, આ વતરણિકાથી મોક્ષ પામીશું કે આ અમારો પ્રયાસ સર્વસાહિત્યપ્રેમીજનોને પ્રિયકર થઇ પડી, કાંઇ નહિને કાંઇ પણ સુરસફળ આપનારો થઇ પડો ! ા પ્રયાસને જો પ્રજાતરફથી સારૂં સન્માન્ મળશે તો ાશા કે વિષ્યમાં આવા ઘણાં વૉલ્યુમો કહાડી પ્રજાપાસે મૂકવા અમો મારાથી બનતું કરી શકીશું.

| | |
|---|---|
| ૩૨૫, જવેરી બજાર, મુંબાઇ. માર્ચ, સન્ ૧૯૧૩. | **નગીન ા ઘે ા ાઈ ઝવે .** ; ને બી ' ટ્રસ્ટીઓ. |

# The Late Sheth Devchand Lalbhai Javeri.

*BORN 1853 A D SURAT.* *DIED 1906 A. D BOMBAY*



## श्रेष्ठी देवचन्द लालभाई जव्हेरी.

जन्म १९०९ वैक्रमाब्दे | निर्याणम् १९६२ वैक्रमाब्दे
कार्तिकशुक्लैकादश्यां, सूर्यपुरे पौषकृष्णतृतीयायाम्, मुम्बय्याम्

*'JAIN PRESS' SURAT.*



# અર્પણ.

## શ્રીમન્ત સરકાર મહારાજા સર સયાજીરાવ ગાયકવાડ

## સેનાખાસખેલ, સમશેરબહાદૂર,

## જી. સી. એસ. આઇ., વિ૦ વિ૦

વડોદરા.

આપ નામવર સ્વપરધર્મનાં, અને નીતિના ગૂર્જરસાહિત્યને ભિન્નરૂપ નહિ લેખતાં સર્વત્ર પ્રાચીનગૂર્જરભાષાનો ઉદય તનમનધનદ્વારા ઇચ્છો છો, એ, આપે પ્રાચીનકાવ્યમાલામાં બહાર પડાવેલ શ્રીશીલવતી-રાસ વિગેરે ઉપરથી પ્રતીત થયું છે. એ શિવાય પણ પ્રાચીનગૂર્જરભાષામાટે આપ જે વખતોવખત સાહાય્ય કરતાં આવ્યા છો તે વિગેરે અનેક ઉત્તમગુણોથી, આ જૈનકવિઓદ્વારા ગુંફિત થયેલ પ્રાચીન—કાવ્યો આપશ્રીનેજ આપની આજ્ઞાથી સાદર કરૂં છું તેનો સ્વીકાર કરશો.

લિ૦

જીવણચંદ સાકરચંદ જવેરી

સમ્પાદક અને સંગ્રહકર્ત્તા.

## નવીન બહાર પડેલાં બીજાં અંકો.

### અંક ૧૫*

## પણ્ડિત પદ્મસાગરકૃતા શ્રીધર્મપરીક્ષાકથા.

આમાં કથાઓસહિત સારા પ્રકારે ધર્મસ્વરૂપ સમજાવેલું છે. અને કાવ્યપ્રકારે યોજાયેલો આ ઔપદેશિકગ્રન્થ છે.

કિમ્મત ૦-૫-૦

---

### અંક ૧૬.

યાકિનીમહત્તરાસૂનુ શ્રીમદ્હરિભદ્રસૂરિકૃત,

મહોપાધ્યાયશ્રીયશોવિજયવિરચિત—

સ્યાદ્વાદકલ્પલતાનામ્નીટીકાસહિત.

જૈનધર્મની ફિલોસોફી દર્શાવનારો મહાન્ ગ્રન્થ

## શ્રીશાસ્ત્રવાર્તાસમુચ્ચય.

વિભાગ ૧ લો.+

લગભગ ૮૦ ફારમનો ગ્રન્થ કિમ્મત રૂ. ૨-૦-૦.

---

* બીજાં ૧૪ અંકો માટે સહુથી છેલ્લે જોવું.

+ બીજા વિભાગમાં સ્વોપજ્ઞ-શ્રીહરિભદ્રસૂરિકૃત ટીકા પ્રસિદ્ધ થશે.

## અંક ૧૭.

કર્મવિષયની મહાન્ ફિલોસોફી દાખવનારો

## શ્રીમદ્ શિવશર્માચાર્યપ્રણીત,

મહત્ ફિલોસોફર શ્રીમલયગિરિકૃત ટીકાયુક્ત—

## શ્રીકર્મપ્રકૃતિગ્રન્થં.

લગભગ ૪૦ ફારમનો ગ્રન્થ કિમ્મત રૂ. ૦-૧૪-૦



આ ફંડ તરફથી નીચ્નલિખિત ગૂજરાતીકાવ્યો પ્રસિદ્ધ કરવાનો પ્રબંધ થઈ ચૂકયો છે.

| નામ | કર્ત્તા |
| --- | --- |
| સોહમકુલરત્નપટ્ટાવલિ, | કવિબહાદૂર દીપવિજય. |
| જયાનંદકેવળી, | કવિ વાનો. |
| રામયશોરસાયન, | કેશરાજમુનિ. |
| હીરસૂરિ, | ઋષભદાસ. |
| દેવરાજ—વચ્છરાજ, | લાવણ્યમુનિ. |
| શત્રુંજયતીર્થ, | જિનહર્ષ. |
| નળદમયંતી (બે), | સમયસુન્દર, અને મેઘરાજ. |
| પ્રદ્યુમ્ન, | દેવચંદ્ર. |
| ભરત બાહુબળી (બે), | ગુણરત્નસૂરિ, અને ઋષભદાસ. |
| પ્રભાવતી, | નયસુંદર. |
| માધવાનળ કામકુંડળા, | ........... |

વિગેરે.

શેઠ દેવચંદ લાલભાઇ–જૈન પુસ્તકોદ્ધાર–ગ્રન્થાંકે–
શ્રીજિનસિંહસૂરિશિષ્યમુનિ-શ્રીમતિસાગરપ્રણીત-

# શ્રીશાલિભદ્ર રાસ.



## શ્રીશંખેશ્વરપાર્શ્વનાથાય નમઃ

## (મંગલાચરણ.)

**દુહા.** *શાસનનાયક સમરીયે, ×**વર્ધમાન** જિનચન્દ્ર;
+અલિય વિઘ્ન દૂરેં હરે, આપે પરમાનન્દ. ૧
સહુકો જિનવર સારીખા, (પણ) તીરથધણી વિશેષ;
†પરણીજે (ણેજે) તે ગાઇયે, લોકનીતિ સમ્પેખ. ૨
દાન; શીલ; તપ; ભાવના, શિવપુર મારગ ચાર,
સરિખા છે તોપણ ઇહાં, **દાનતણો** અધિકાર. ૩
**શાલિભદ્ર** સુખ સંપદા, પમ્યો (મે)દાન પસાય;
[1]તાસુ ચરિત્ર વખાણતાં, [2]પાતિક દૂર [3]પલાય. ૪
[4]તાસ પ્રસંગે જે થઇ, **ધન્નાની** પણ વાત;
સાવધાન થઇ સાંભળો, મત કરજો [5]વ્યાઘાત. ૫

---

*ધર્મનાયક, ધર્મને પ્રવર્ત્તાવનારા, આવા દરેક ચોવીસીમાં ઉત્સર્પિણી અને અવસર્પિણીમાં ચોવિસ થાય છે

×મહાવીરસ્વામીનું દ્વિતીય નામ.

+કઠિણ, આકરા.

†જે વખતે જેનાં લગ્ન હોય તેનાંજ ગીત ગવાય એવી રૂઢી છે તેથી, જે વખતે જેનું શાસન ચાલતું હોય, અગર જેનો પ્રસ્તાવ કહેવાનો હોય, તેનીજ વાર્ત્તા કથાય, બાકી સઘળા જિનેશ્વરો સરખાજ છે.

૧–તેનું. ૨–પાપ. ૩–જાય. ૪–તે પ્રસગે, આ પ્રસગે. ૫–વિઘ્ન.

## (પૂર્વવૃત્તાન્ત.)

**ઢાળ ચોપાઈની.**

મગધ દેશ શ્રેણિક ભૂપાળ, પોતે ન્યાય કરે [6]ચોસાળ;
ભાવ ભેદ સુધા [7]સરદહે, જિનવર આણ અખંડિત વહે. ।૧।
નિત્ય નવલા કરતી ખેલણા, માનીતી રાણી **ચેલણા;**
કોઇ ન લોપે જેહની [8]કાર, મંત્રીસર છે **અભયકુમાર.** ।૨।
બારે પાડે નગરી વસે, રાજગૃહી [9]અલકાને હસે;
સુખીઆ લોક વસે સહુ કોઇ, તોપણ પગ માંડે છે જોઈ ।૩।
પરધન લેવા જે પાંગળા, પર ઉપગારે જે આગળા;
કરઉપર કર કરવા હઠી, ન્યાયે લચ્છી કરે એકઠી. ।૪।
રસના ગુણ લેવા ચળવળે, અવગુણ લેવા મૂળ ન વળે;
પરગુણ લેવા નયણ હજાર, સંજમ દૂષણ દેખણવાર. ।૫।
સાળાની જો દે કોઇ ગાળ, તો હરખિત હોવે અર્થ નિહાળ;
વઢતો કહે અકરમી કોઇ, કહે વીર હોશે દિન સોઈ. ।૬।
માતા ખોજ ગયો જો કહે, તો આશીસ રૂપ સરદહે,
રમતા પણ જે પાસા સારી, અળવે ન અ ખે સારી મારી. ।૭।
સુધો વણીજ તીસી પરે કરે, પરદેશી ધન ધન ઉચ્ચરે;
સકજ પૂત પિતા ઓસરે, હવે કુણ સીસે ગોડા ભરે. ।૮।
પર્વદિવસ [10]પૌષધ અનુસરે, અવસરે [11]બાર વ્રત ઉચ્ચરે;

---

૬–ન્યાયપૂર્વક. ૭–પાળે, માને, લહે. ૮–આજ્ઞા, કોઈ પણ તેના કરેલાં કાર્ય અને હુકમ વિગેરેને તોડી ન શકે, તેવી શક્તિવાળો અભયકુમાર. ૯–કુબેરની નગરીને પણ હસી કાઢનારી. ૧૦–જૈન મતાવલંબીઓનું, એક જાતનું બાર–અને ચોવિસ કલાકનું વ્રત આ વ્રતમાં તેટલા કલાક શ્રાવકો સાધુ જેવાં થઈને રહે છે. ચોવિસ કલાકના વ્રતને અહોરાત્રીપોસહ અને બાર કલાકના વ્રતને દિવસનો પોસહ કહેવામાં આવે છે.

૧૧–પ્રાણાતિપાત વિરમણ, મૃષાવાદ વિરમણ, અદત્તાદાન વિરમણ, બ્રહ્મચર્ય વિરમણ, પરિગ્રહ પરિમાણ, દિશા પરિમાણ, ભોગોપભોગમાન,

પરાભવ [12]હુતિ જે થર હરે, [13]વારૂ લોક વસે એણીપરે ।૯।
**ધન્ના** નામે નારી અનાથ, **સગમ** બેટો લેઈ સાથ;
ઘરની [14]આથ અગાઉ ચલી, **સાલગામથી** તે આચલી ।૧૦।
**રાજગૃહી** આવીને રહે, ઘર ઘર કામ કરી નિર[15] વહે;
સુખદુઃખ વાત ન પુછે કોઇ, આથ [16]પખે કિમ આદર હોઈ. ।૧૧।
**સગમ** બાહિર સારો દીસ, વાછરૂઆં ચારે દશ વીશ;
ચરાવી આવી ઘર દીઠ, પેટ ભરાઇ થાયે [17]નીઠ. ।૧૨।
**સંગમ** કિણહિ પરવ વિશેષ,ખીર [18]જીમંતાં બાળક દેખ;
[19]પાયસ ભોજન મનસા થઇ. માગે માતા પાસે જઇ. ।૧૩।
ઘરની રીતિ (પરઠિ) ન છોરૂ લહે, દુખભર સજલ નયન ઇમ કહે;
- પૂત ન પોહોચે [20]કૂકસ ભાત, તો શી! ખીર ખાંડની વાત ! ।૧૪।
ચારે ચતુર પાડોસણ નાર, આવીને પુછે તેણીવાર;
સ્યું દીસે આમણ દૂમણી, માંડી વાત કરી સુતતણી. ।૧૫।
[21]એકણ દુધ અમામો દીઓ, ઘૃતનો બીડો બીજી લીયો;
ત્રીજી આપે બુરા ખાંડ, ચોથી આપે [22]શાલિ અખંડ. ।૧૬।

**દુહા.** હવે નીપજતાં ખીરને, વાર ન લાગી કાંય;
કારણ સકલ મિલાં પછી, કારજ સિદ્ધજ થાય. ।૧।
બોલાવી બાળક ભણી, બેસારી સસનેહ;

---

અનર્થ-દંડ વિરતિ, સામાયિક, દેશાવગાસિક, પોષધોપવાસ, અને અતિથિસ વિભાગ.

૧૨-હુતિ-બોલાવવું. કોઇનો પરાભવ કરી બોલાવવામાં લોકો થર થરતા હતા. ૧૩-સારા ૧૪-પુંજી. મિલ્કત ચાલી જવાથી.

૧૫-ઘરે ઘરે કામ કરી પોતાનો નિર્વાહ ચલાવતી.

૧૬-વિના, પુજી વિના આદર સત્કાર કેમ હોય !

૧૭ નિઠવું, પેટ ભરવામાં પણ ખુટી પડવું. ૧૮-સંગમે કોઈ પર્વદિવસે બાળકોને ખીર જમતા જોયાં, ૧૯-તેથી પોતાને પણ ખીરનું મન થયું. ૨૦-ડાંગરના ફોતરાં. ૨૧-એક જણીએ ૨૨-ચોખા.

માતા અતિ હરખિત થઇ, ખીર પીરસે તેહ. ।૨।
અતિ ઉની જાણી કરી, ઠારે દેઇ ફુંક;
થયો એક અચરિજ તિસે, સુણજ્યો આળસ મુંક ।૩।

**ઢાળ. મેઘ મન કાંઇ ડમડોલે એ દેશી, રાગ આ । રી.**

જામિણિ કારજ ઉપનેજી, જાય જીસે ઘરમાંહિ;
અતિથિ એક આયો તિસેજી, આણ્યો કરમે સાહિ. ।૧।
સાધુજી, ભલે પધાર્યો આજ, મુજ સારો વંછિત કાજ. સા०
[1]માસખમણને પારણેજી, જંગમ સુરતરૂ જેહ;
શિવમારગ અવગાહતોજી, ખીણ દેહ ગુણ ગેહ. ।૨। સા०
બાળક મન હરખિત થયોજી, દીઠો મુનિવર તેહ;
રોમરાય તનુ ઉલ્લસ્યાંજી, જાગ્યો ધરમસનેહ. ।૩। સા०
ઘર આંગણ સુરતરૂ ફલ્યોજી, આજ ભલે સુવિહાણ;
આજ ભલી જાગી દશાજી, પ્રગટયા આજ નિહાણ. ।૪। સા०
જે સામગ્રી દોહિલીજી, તે મે લાધી આજ;
જો હું હવે સફલી કરૂંજી, તો પામું શિવરાજ. ।૫। સા०
ભવ ભવ ભમતાં દોહિલાજી, [2]ચિત્ત વિત્તને પાત્ર;
કોણ ત્રણે લહી સામટાજી, ઢીળ કરે ખિણમાત્ર. ।૬। સા०
કીધી કાંઇ ન વિચારણાજી, ભાવ ભગતિ ભરપૂર;
પાયસ થાલિ ઉપાડીનેજી, આવ્યો સાધુ હજુર. ।૭। સા०
માડે પડયો જાણિનેજી, નિરદૂષણ આહાર;
[3]પડિલાભે ભાવે ચઢયોજી, ખીર અખંડિન ધાર. ।૮। સા०
પાત્ર દાનફળ એ લહ્યુંજી, અંતરાય મત હોય;

---

૧—એક માસના ઉપવાસના પારણાવાળો.

૨—સારૂં સુપ્રસન્ન ચિત્ત; સારૂં વિત્ત, અને સારૂં પાત્ર, એ ત્રણ મુશીબતે પ્રાપ્ત થઈ શકે છે. તે આજ મને પ્રાપ્ત થયું, તો હવે તેને હું સફળ કરૂં, આવો વિચાર સંગમને થવાથી, સાધુને ખીરની ભીક્ષા આપવા પ્રફુલ્લિત થયો. ૩—આપે પ્રતિલાભે, વહેરાવે.

નાકારો ન કર્યો તેણેજી, લાલચ ન હુતિ તોય.[૧] ।૯। સા૦
પુન્ય જોગેં આવી મળેજી, ઉત્તમ પાત્ર વિશેષ;
દીધો દાન તીસી પરેંજી, થાળ રહ્યો અવશેષ.[૨] ।૧૦। સા૦
સાત આઠ પગ સાધુનેંજી, પોંહોંચાવી શીર[૩]નામ;
કરી પ્રણામ પાછો વલીજી, બેઠો ઠામોઠામ. ।૧૧। સા૦
બોધિ સુલભ જન્માંતરેજી, લેશે ભોગ પ્રધાન;
એમ સુપાત્ર આવી મિલ્યાંજી, દીજેં અઢળક દાન. ।૧૨। સા૦
માતા પણ આવી તીસેંજી, ખાલી દીઠો થાળ;
ખીર પીરસેં થાકતીજી, તૃપતો થયો બાળ. ।૧૩। સા૦

દુહા. સંગમ વાત ન કો કહી, પાછલી વિતી જેહ;
દેઇ દાન પ્રકાશસ્યેં. ફ્ળ નિગમશે તેહ. ।૧।
દેઈ દાન પરકાશસેં, વરેં ન પડશે તાહ;
ફ્ળતો તેહીજ લે રહ્યાં, જીમ ન છુટી જાહ. ।૨।
વચ્છને દેખી જીમતો, જામિણિ કરે વિચાર;
એટલી ભૂખ ખમેં સદા, ધીક્ મારો જમવાર. ।૩।
નિશિભર થઈ વિસૂચિકા[૪], કાળ માસ કરી કાળ;
સાધુધ્યાન ધરતો થકો પામે ભોગ રસાળ. ।૪।

---

## (કથારંભ)

**ઢાળ. એક દિન દા ી દોડતી, એ દેશ . રાગ ગૌડ.**

લાખ ગાને લખેસરી, સહુ જેહને હેઠરે;

---

૧–સાધુને વિશેષ આહારની લાલચ નહતી તોપણ, સંગમને દાન અંતરાય ન પાડવામાટે, સાધુએ ના કહી નહીં. ૨–થાલીમાં ઘણીજ થોડી ખીર બાકી રહી. ૩–માથું નમાવીને સાત આઠ ડગલાંસુધી સાધુને વળાવી આવ્યો. આવી રૂઢી જૈનોમાં હજુ પણ મોજુદ છે. ૪–એક જાતિનો રોગ.

[1]લાછીનો જેહ અછે ધણી, તીહાં ગોભદ્ર સેઠરે. ।૧।
દાન ઉલટ ધરી દીજીયેં, ફળે તુસ વિશેષરે;
ગમે ભવતણેં આંતરે, લાધા ભોગ સંપેખરે, ।૨। દા૦
નારી ભદ્રા [2]ઉર દરી, મૃગરાજ [3]અનુહારરે;
કાળ કરી બાળ તે અવતર્યો, ફળ્યો દાન સહકારરે. ।૩। દા૦
રયણ સુપનાન્તર [4]શાલિનો, દીઠો [4]ખેત્ર નિષ્પન્નરે;
ફળ કહે સેઠ હરખિત હુઓ, હોશે પુત્રરતન્નરે. ।૪। દા૦
ગર્ભની કરે પ્રતિપાળના, લેઈ ગ્રંથની સાખરે;
ધેનડનો[5] મુખ જોયવા, ધરે મન અભિલાખરે. ।૫। દા૦
જીવદયા પ્રતિપાળીયે, કીજીયે પર ઉપગારરે;
[6]સાહમી ! સુગુરૂ સંતોષીયે, દીજીયે દાન અપારરે ।૬। દા૦
એમ મનરાજ મોજાં દીયે, તેનો ગર્ભ પરભાવરે;
તિલતણો તેલ જીમ મહમહે, તેનો કુસુમ પરભાવરે ।૭। દા૦
શેઠ ગોભદ્ર, ભદ્રાતણો, વિલખો મુખ દેખરે;
જે મને ડોહલા ઉપજે, પૂરે તે સુવિશેષરે ।૮। દા૦
એક દિને દાસી આવી કહે, ફલ્યાં વંછિત કાજરે,
દીજે સેઠ વધામણી, જાયો પુત્ર શિરતાજરે. ।૯। દા૦
દૂર કીધું દાસીપણું, જલસ્યુ શિર ધોઇરે;
અંગના આભરણ આપીયાં, રાખી ચઉગુણી સોઇરે ।૧૦। દા૦
ઘર ઘર રંગ વધામણાં, થયો જય જયકારરે,
શાલિભદ્ર નામ દીધું ઇસ્યું. કરી સુપન વિચારરે. ।૧૧। દા૦
માત ભદ્રા હુલરાવતી, દીએ એમ આશીશરે;
ચિરજીવે તું નહાનડા, કોડા કોડી વરીશરે[7] ।૧૨। દા૦
દુ ૧. "તુજ ઇડા[8] પીડા એડો, ખારે સમુદ્રે જાય;
તુજ હુતિ અલગી રહો, પૂત અલાય બલાય ।૧૩। "

૧-લક્ષ્મીનો. ૨-હૃદય, લક્ષ ૩-નકલ કરવી તે. ૪-ભ તનુ ખેતર. ૫-ગાયનું.
૬-સ્વામી ! ૭ વર્ષ. ૮-એ શબ્દ ઈતિઉપદ્રવને અંગે વપરાય છે.

**પૂર્વ ઢાળ.** હું તુજઉપર વારણે, કીધી વાર હજાર;
સાહિબજી મ દેખાવજો, એહની ઝુરીવાર. ।૧૪। ઢા૦
તું વડ જેમ સાખે કરી, વાલ્હા વિસ્તરજેરે;
પુત્ર સકળ પરિવારનેં, લીધેં નિરવહેજેરેં. ।૧૫। ઢા૦

**દુહા.** હવે સુકુલીણી સામટી, ન્હાની બત્રીસે નાર;
પરણાવી એકણ દિને, ભોગ સમર્થ વિચાર, ।૧।
હવે સંજમ આદરૂં, ભવજલનિધિ બોહથ્થ;
સકજ[1] પૂત જે ઘર રહે, તાસુ જન્મ અકયથ્થ. ।૨।
**વીર** પાસે વ્રત સંગ્રહી, ઉદ્યત કરે વિહાર;
વ્રત લીધું તેહનુ ખરૂં, જે પાલે નિરતિચાર.[2] ।૩।
કરી અણસણ આરાધના, ત્રિવિધ ખમાવે પાપ;
વૈમાનિક સુર સુખ લહે, શાલિભદ્રનો બાપ. ।૪।

**ઢાળ. કુશલ ગુરૂ વંછિત પૂરો કાજ, એ દેશી. અથવા, જીહો! કુંવર બેઠા ગોખડે, એ રાહે પણ.**

જીહો! જાણ્યું અવધિ[3] પ્રયુંજતેં,[4] જીહો! પૂરવભવ વિરતંત;
જીહો! સુત સનેહ પરવશ થયો, જીહો! સેઠ જીવ એકંત. ।૧।
ચતુરનર પોષો પાત્ર વિશેષ. જીહો! સુરસાનિધ્ય (ધ)ને ફૂલડાં;
જીહો! શિવસુખ ફળ સંપેખ. ।૨। ચતુ૦
જીહો! નિસિદિન સુરપાસે રહે, જીહો! પૂરે મનની આશ;
જીહો! કરે કપૂરે કોગળા, જીહો! વિલશે લીલવિલાસ. ।૩। ચતુ૦
જીહો! પરિયાગત પેહેલી હતી, જીહો! આથ અનેકપ્રકાર;
જીહો! સુરસાનિધે તેહને થયો, જીહો! લાખ ગુણોવિસ્તાર. ।૪। ચતુ૦

---

૧–સારો, ગૃહકાર્યને ઉપાડી લેનારો પુત્ર હોવા છતાં પણ, જે સંસારમાં પડી રહે તેનો જન્મ વૃથા જાણવો, એવો ભાવાર્થ છે.

૨–દૂષણરહિત. ૩–ત્રીજા અવધિજ્ઞાનના ઉપયોગથી. મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યાય, અને કૈવલ્ય, એવા પાંચ ભેદ છે. ૪–'પ્રયુંજીને' પાઠાંતર.

જીહો ! સ્નાન કરી ઉઠે જીસે, જીહો ! [1]નાહ રમણી બત્રીશ,
જીહો ! ગયણથકી પેટી તિસેં, જીહો ! હાજર હોય તેત્રીશ. ।૫। ચ૦
જીહો ! નવ નવ ભૂષણ નીકળે, જીહો ! ભામિનીને પરિભોગ;
જીહો ! રતન જડીત શિર સેહરો, જીહો ! શાલિકુમરને જોગ. ।૬। ચ૦
જીહો ! જે કો ન લહે ખરચતો, જીહો ! ધનની કોડા કોડિ;
જીહો ! તે માણેક ઉપર જડયાં, જીહો ! ઝળકે હોડાહોડિ. ।૭। ચ૦
જીહો ! પેહેરીને પેહેલે દિને, જીહો ! જે આભરણ અમૂલ;
જીહો ! બીજે દિન તે ઉતરે, જીહો ! જેમ કુમલાણા ફૂલ. ।૮। ચ૦
જીહો ! તેહ [2]કુવા માંહીં નાખીએ, જીહો! આભરણ અશેષ;
જીહો ! વળતી ગંધ ન કો લીએ, જીહો! એ એ ! પુન્ય અશેષ. ।૯। ચ૦
જીહો ! ન હુંતો જે હોશે નહી, જીહો ! ચક્રવર્તી આવાસ;
જીહો ! તે નિરમાયલ શાલિને, જીહો ! હોય સોવનની રાસ. ।૧૦।ચ૦
જીહો ! ઉનાળે ખાળે વહે, જીહો ! કસ્તૂરી ઘનસાર,
જીહો ! આઠ પહોર લગે સામટા, જીહો ! નાટક દોંદોંકાર ।૧૧।ચ૦
જીહો ! શાલિકુમાર સુખ ભોગવે, જીહો ! દોગુંદક સુર જેમ;
જીહો ! ભામિનીસ્યું ભીનો રહે, જીહો ! દિનદિન વધતે પ્રેમ. ।૧૨।ચ૦

દુ ૧. તાપ શીત ભેદે નહી, અતિ સુંદર સુકુમાળ;
અગ્નિઝાલમે ધોવતાં, મળ છડે તતકાળ. ।૧।
જે પહેરશે સો જાણશે, [3]અવર ન જાણે [4]ભેઉ,
પરદેશી ઉભા કહે, રયણકંબળકો લેઉ ? ।૨।
છયલપુરૂષ લેવાભણી, ફેરે વીચે દલાલ,
પણ સાટું બાઝે નહી, કહે [5]અમામો માલ ।૩।

---

૧–શાલીભદ્ર અને ૩૨ સ્ત્રીઓ જે વખતે નાહીને ઉઠતી, તેવારે 'વૈમાનીક' દેવ શાલીભદ્રનો પિતા ૩૩ પેટીઓ ગગનથી મોકલતો, એવો ભાવાર્થ છે. ૨–અદ્યાપિ આ નિર્માલ્ય કુઈ રાજગૃહીમાં મોજુદ છે. ૩–બીજો કોઈ. ૪–ભેદ ૫–મોંઘા મૂલનો.

રાજગૃહ નગરી ભમ્યા, ઉંચ નીચ આવાસ;
કંબળ કોઈ ન સંગ્રહે, તે સહુ થયા ઉદાસ. ।૪।

**ઢાળ સિંધુની.—**

ઇણેપુર કંબળ કોઈ ન લેસી, ફિર ચાલ્યા પાછા પરદેશી;
શાલિમહેલ પાસે તે આવે, દાસીમુખે ભદ્રા તેડાવે. ।૧।
વ્યાપારી દીસો છો વીરા, તો કિણ કારણ થયા અધીરા,?
પરદેશી આવે વ્યાપારે, લાભ પખેં અણ વેચ્યાં સારે. ।૨।
વસ્તુ અમારી લેવા સારૂ, મિલિઓ મહાજન વારૂવારૂ;
મૂલ સુણીને મુખ મચકોડે, વળતો સાટો કોઈ ન જોડે. ।૩।
ફિરી પાછા વીરા મત જાવો, મૂલ કહીને વસ્તુ દીખાવો;
સવાલાખ ધન ખોલેં ધાલેં, એ સોળે કંબળ સોઇ ઝાલે ।૪।
વહુઅર એકનજર મેં દીઠી, સીદી સીપારી, સીદીસી મીઠી,
કંબળ સોળે કેમ પહિરાવું, તિણે એ અરધો અરધ કરાવું. ।૫।
જિમ જાણો તિમ એહ વધારી, ખંડ કરો બત્રીશ વિચારી;
પહિલાં અમોને મૂલ દેવાવો, પછે મન માને સોઇ કરાવો. ।૬।
તેડી કહે સાંભળ ભંડારી, એ પરદેશી છે વ્યાપારી;
વીશ લાખ સોનૈયા લેખે, કનક રજત આપો સવિશેષે ।૭।
કથન અવર તોરૂ જીમ જાણો, નાણું ગાંઠે બાંધ્યું જાણો;
મુજ સાથે મુકો એકણને, તિણને દામ સમર્પુ ગણીને. ।૮।
કોઠારી કોઠાર ખોલાવેં, ગણવા ત્રીજે જણ બોલાવે;
જાતો કુણ જોવે રૂપૈયા, પગસ્યુ ઠેલી જે સોનૈયા. ।૯।
હીરાઉપર પગ દેઇ હાલે, માણીક કુણ મંજુસેં ઘાલેં,
પાર ન કો દીસેં પરવાલે, કાચતણી પેરે પાચ નિ(લાહે)હાલે. ।૧૦।
લાખ ગમે દીસે લસણીયા, મોતી મૂલ ન જાણું ગણીયા;
એણીપેરે રિદ્ધિ દેખી થંભાણો, પાછો ફિરિ ન શકે લેઇ નાણો. ।૧૧।
અંબર દૂઝે ભૂત કમાવે, આકાશે હળવહે શોભાવે;
તેને ઘેર પણ (પ)રિદ્ધિ ન દીશે; શું ? સ્વનું દેખું છું દીસે? ।૧૨।

**દુહા.** માલ હમાલા વશ કરી, ડેરે આવે જામ.
વ્યાપારી બોલાવીને, શ્રેણિક ભાખે આમ. ।૧।
રાણી હઠ મૂકે નહી, મેં પૂરેવી હામ:
કંબળ દ્યો એક મૂલવી, જિમ તિમ દઇશું દામ. ।૨।
રોક દેવાડયા દોકડા, કીધી ન કો ઉધાર,
સોળહ કંબળ સામટા, તેણે તે લીધા સાર. ।૩।
કેણે સોનાઇયા સામટા, વીશ લાખ ગણી દીધ;
કોણ ધનવંત છે ઇસ્યો ? જેણે તે કંબળ લીધ ! ।૪।
શાલિભદ્ર ભોગી ભમર, નવી જાણે ગૃહકાજ,
લેવુ દેવુ માવસૂ, તેણે લીધાં મહારાજ ।૫।

**ઢાળ. રાગ પરજીઓ, કાલહરા મિશ્ર.** અથવા,

ધવલશેઠ લેઇ ભેટણુ, એ દેશી.

[1]શ્રેણિકને અચરિજ થયો, હુ વડભાગી રાજારે !
માહરી છત્ર છાયાં વસે, સહુકો દામે તાજારે ।૧। શ્રે૦
રાજ હુકમે મંગાવતાં, માતા ભદ્રા દુખ પાવેરે,
રોકે દામે રાજવી, કંબળ એક મંગાવેરે. ।૨। શ્રે૦
અંતરજામીઉપરે, જો તન ધન ઉવારિજેરે;
તો કંબળનું સું અછે, પણ મુજ વાત સુણિજેરે ।૩। શ્રે૦
નારી કુંજરની વસુ, પહેર્યા સાથલ ઘાસેરે,
તે તો મારૂ ધાબળાં, પહેરે કેમ તમાસેરે. ।૪। શ્રે૦
દેવ વસન પહેરે વહૂ, નજર ન આવે તેઇરે;
મેં દે મુકયાં મોદસો, પાસે મૂકયાં લેઇરે ।૫। શ્રે૦
સ્નાન કરી ઊઠી જીસે, તે નાખ્યા પગ લુહીરે,
આપણવે જુઓ જઇ, નિરમાયલની કુઇરે. ।૬। શ્રે૦

૧–પાઠા. 'શ્રેણિકમન અચરિજ થયો'

નિરમાયલ કિમ દીજીયેં, કુવામાંહીથી કાઢીરે;
અવર હુકમ ફરમાવસ્યો, તે લેઇસું માથે ચાઢીરે. ।૭। શ્રે૦
સેવક જે મૂકયો હુતો, તે ફીર પાછો આવેરે;
રાજાને રાણી ભણી, સઘલી પરઠિ સુણાવેરે. ।૮। શ્રે૦
રાજાને રાણી મળી, પૂર્વસુકૃતસું લીસેરે;
ઈનિ રિદ્ધિ ઉન રિદ્ધિ આંતરૂ, સર સાયર સમ દીસેરે. ।૯। શ્રે૦
જે કો પહેરિ શકે નહીં. તે પગ લુહી નાખીજે રે,
પરતક્ષ દેખી પટંતરૂં, ગરથ ગરવ કિમ કીજે રે. ।૧૦। શ્રે૦
રાજા **અભય**કુમારને, મૂકે **ભદ્રા** પાસેરે;
કરે પ્રણામ આવી તીંહા, વિનયવંત ઈમિ ભાષેરે. ।૧૧। શ્રે૦
ભોગ પુરંદર **શાલિને,** એક રસો નૃપ તેડેરે;
દરિશણ દેખણ અલજીઓ, મૂકો માહરે કેડેરે. ।૧૨। શ્રે૦

**દુહા** **ભદ્રા અભય**કુમારસ્યું, આવે **શ્રેણિક** પાસ,
વસ્તુ અમૂલક ભેટણું, દેઇ કરે અરદાસ. ।૧।
રવિ-શશિ-કિરણ ન દેહધર, લાગ્યા ધરણી ન પાઉં,
દરિશન કો પાવે નહી, લખ આવો લખ જાઉં ।૨।
કિણ દિશિ ઉગે આથમેં, જાણે રાતી ન દિહ,[2]
જો તિલ કૂડ[3] ઇહાં હોયે, તો હુ કાઢુ લીહ ।૩।
કિમ તેડાવું નાનડો, લચ્છી લીલ ભરતાર,
રાજભૂવન લગે આવતાં, થાશે કોશ હજાર ।૪।
રાજ પધારો આંગણે, મત કો જાણો પાડ;

૨-રાત્રિ અને દિવસ ૩-જો તિલમાત્ર પણ કૂડ-કપટ હેય તો હુ લીલ કાઢુ છું. એટલે હદ ઓલંગી જાઉં છું એમ સમજવું, આવો ભાવાર્થ છે આવા શબ્દો જુના પુસ્તકોમાં ઘણે જોવામાં આવે છે. કેમકે "લીહ લોપાશે લોકમાંરે, બીજી વાંસે કેની વા'ર ! " એમ ભોજો ભગત પણ લખે છે.

જે છોરૂ કરી જાણુશો, તો પૂરવશ્યો લાડ.[1] ।૫।

**ઢાળ ૩ ધૂઓ, ચીત્રોડી રાજારે, એદેશ** .અથવા, વિનતી અવધારેરે, પુરમાંહે પધારેરે, મહોત વધારે બબ્બરરાયતુંરે. એ દેશી.

મુજ લાજ વધારોરે, તો રાજ પધારોરે, મત વાત વિચારો ડાબી જીમણીરે;
આસંગાઇત પાખેરે, સહુકોની સાખેરે, ઇમ કોઇ ન ભાખે રાખે કરી ધણીરે. ।૧।

મગધેશ વિમાશેરે, મંત્રીસર ભાખેરે, તુજ આસે આવાસે તું ચલ આગળેરે;
સાહિબ મતવાલારે, હોવે રઢીયાલારે, પરધાન વડાગા વાળે તિમ વળેરે, ।૨।

જે હુંતાને ડેરેરે, તે સાથે તેડેરે, બીજાને કહે વેગા આપડોરે;
દેશી ઓલે ભોરે, પાણી વલથ ભોરે, સહુકોનેં અચંભો દેખણરો[2] વડોરે ।૩।

વાગે તનુ લાગેરે, કેસરીયે વાગેરે, વલી લીધે વાગે આવી ઉભા રહ્યાંરે;
માની [3]મછરાળાંરે, વારૂ વિગનાળાંરે, ઠકુરાળા છોગાળા સવિ આવે વહ્યાંરે. ।૪।

વળી ચાલ્યો વધાઉરે, ઓળગાણો સાઉરે, દે ખબ્બર અગાઉ આવ્યો અમ ધણીરે;
પોપી પકવાનેરે, દીજે અનુમાનેરે, કોઈ ગીણે ન ગાને તાસુ વધામણીરે. ।૫।

રાજા ઘરે આયોરે, મન થયો સવાયોરે, ભરી થાલ વધાવ્યો મોતી મણીકેરે;
સોવન વારી જેરે, પટ બર દીજેરે, તીમ આધા તેડી જે સાથે હુતાજી કેરે. ।૬।

પેહેલી [4]ભૂઇ જોઇરે, હરખ્યા સહુ કોઇરે, નરભવન ન હોઈ સ્યું સુહણોં અછેરે;

---

૧–જો આપ હમારે ત્યા પધારશો તો, હમોને પ્રસન્ન રાખવાના સાધનરૂપ આપ થશો. અથવા હમારે ત્યાં પધારો એવો ભાવ છે.

૨–મારવાડી શબ્દ છે. જોવામાં આ અચબો સહુને મ્હોટો લાગશે. (દેખવાનો મ્હોટો અચંબો લાગશે)

૩–ઉન્માદી. ૪–મજલો પહેલો, બીજો એમ માળ.

ખીજી ભૂંએ આવેરે, અચરીજ સવિ પાવેરે, મન ભાવે સુરલોક થયો ઇણ પછેરે. ।૭।
ધન માલ અલેખેરે, ચિહુ પાસે પેખેરે, સુરભુવન વિશેષે હું સ્યું અવતર્યોરે;
ઇમ ભેદ ન પાયોરે, અલકાપુરી આયોરે, રાય ચિંતે ઇમ સંસય ધર્યોરે. ।૮।
હું **શ્રેણિક** નામેરે, આયો કિણ ઠામેરે, ઇમ અચરિજ પામે સમજ ન કો પડેરે;
શિર ધૂણી શોચેરે, મનસ્યું આલોચેરે, પગ ભરે સંકોચે ચલતો લડથડેરે. ।૯।

**દુહા. ભદ્રા** આવીને કહે, સું જુઓ છો એહ;
દાસ દાસી ઇંહા રહે, ઉપર જુઓ ગેહ ! ।૧।
ત્રીજી ભૂમિ ચડયા જસે, નયન ન શકે જોડિ;
ઘર-અંગણપર ઝળહળે, ઉગ્યા સૂરજ કોડી. ।૨।
ચઢતાં ચોથી ભૂમિકા, થંભાણા સવિ તેહ;
માનવ-ગતિ દીશે નહી, દીશે દેવ-ગતિ એહ. ।૩।
સિંહાસન બેસી કરી, **ભદ્રા** ભાખે આમ,
તેડી લાવું નાનુડો, રાજ કરો વિશ્રામ ।૪।

**ઢાળ. રાગ કાફી—**

વેગ પધારો મોહોલથી, વાર મ લાવો આજ,
ઘર આંગણ આવ્યો અછે, **શ્રીશ્રેણિક** મહારાજ. ।૧। વે૦
રમણી બત્રીશ પરિહરો, સેજ તજો ઇણ વાર,
[1]**શ્રેણિક** ઘર આવ્યો અછે, કરવો કવણ પ્રકાર. ।૨। વે૦

---

૧-શ્રેણિકરાજાને શાલીભદ્ર એક જાતિનું વસાણું સમજતો હોવાથી કહે છે કે "એમા હમોને પૂછો છો શું ? જે તેનું મૂલ્ય થાય તે આપીને ભંડારમાં ભરી દ્યો."

જિમ જાણો તિમ મોલવી, લઈ નાંખો ભંડાર;
પૂહેલાં કદીય ન પૂછતાં, સ્યું પૂછો ઇણુ વાર; ।૩। વે૦
નાખણુ જોગો એ નહીં, ત્રિભુવન માંહિં અમલ;
તો હવે જિમ તિમ સંગ્રહો, મુહ માગ્યો દે મૂલ. ।૪। વે૦
કરીઆણું શ્રેણિક નહી, બોલો બોલ વિચાર,
દેશ મગધનો સે ધણી, ઇન્દ્રતણે [1]અનુહાર. ।૫। વે૦
જેહની છત્ર છાયાં વસ્યાં, જાસ અખંડિત આણ;
તે ઘર આવ્યો આપણે, જીવિત જન્મ પ્રમાણ. ।૬। વે૦
પ્રેમ મગન રમણી રસે, રમતો નવ નવ રંગ;
સેજથકિ તિણે ઉઠતાં, આલસ આણે અંગ. ।૭। વે૦
આપણ સરિખા જેહનેં, લખમી ધર લખ કોડ;
આગળ ઉભા ઓળગે, રાત દિવસ કરજોડ. ।૮। વે૦
એ મંદિર એ માળીયા, એ સુખ સેજ વિલાસ,
ત્યાં લગિ આપણે વસીયે છીયે, જ્યાં લગી સુનજર તાસ. ।૯। વે૦
જો આપણપર તેહની, કાંઇએ કુનજર હોય:
તો ખિણ માંહી [2]આથનો, નાથ હોય [3]કુજ કોય. ।૧૦। વે૦
તુરત કરે અધરાજીયા, તુરત લગાવે લીક;
હિયડુ કો નવિ લખી શકે, [4]પાણિ માંહી જિમ ઠીક ।૧૧। વે૦
આશ [5]ઇયારી કીજીયે, પણ કેહો આ સંગ.
દુર્બલ, કન્યા; રાજવી, તે કિમ હોય એક રંગ. ।૧૨। વે૦
હાસ વિનોદ વિલાસતે, સપ જસે સો વાર,
પણ રીઝવતાં રાજવી, ખરો કઠિણ વિવહાર[6] ।૧૩। વે૦

---

૧-ઇન્દ્ર તુલ્ય ૨-લક્ષ્મીનો.

૩-ચોરાવુ, ચોરવુ. અથવા, જો રાજાની ખરાબ નજર થાય તો લક્ષ્મીનો થતો કુજ-ગુંજારવ બંધ થઈ જાય.

૪-હાથેલીમાં જેમ ઠીંક-ઠીકો મારવો સ્હેલો છે તેમ,

૫-એની-રાજાની. મારવાડી શબ્દ ૬-વ્યવહાર.

**દુહા.** પેહેલાં કદી ન સાંભળ્યું, સુપનાંતર પણ જેહ;
વચણ વિષમ વિષ સારિખો, માત સુણાવ્યો તેહ! ।૧।
[૭]કલિક ચરંતે નીગમી, મેં માહરી જમવાર,
આજ લગે જાણ્યો નહી, સેવકનો વિવહાર. ।૨।
પરમપુરૂષવિણ કેહની, શીસ ન ધારૂં આંણ;!
કેસરી કદી ન સાંસહે, તુરિયાં જેમ પલ્હાણ. ।૩।
જે પરવશ બંધન પડયાં, તે સુખ માણે કેમ?
ગહનો ગાડો લીલનો, લાંડા ચિંતે એમ. ।૪।

## ઢાળ—આપ સવારથ જગ સહુ, એ દેશી.

પૂરવ સુકૃત ન મેં કીયાં. પાળી ન જિનવર આંણ;
તિણે આણ અવર નરિન્દની, પાળવી હો મુજને સુપ્રમાણ. ।૧। કું૰
કુમર ઇસ્યું મન ચિંતવે, ભ્રમ ભૂલ્યોરે ઇતરા દિન સીમ;
પરમારથરે પ્રીછયાં પછી, ઘર રેહેવારે મુઝને હવે [૮]નીમ. ।૨। કું૰
મન વચ કાયા વર કરી, સેવ્યાં નહી ગુરૂદેવ,
તિણ હેતુ ઇણ ભવ અવરની, કરજોડી હો કરવી હોય સેવ ।૩। કું૰
ઇતના દિન લગે જાણતો, હુ અછુ સહુનો નાથ,
માહરે પણ જુઓ નાથ છે, તો હું છોડીશ હો તૃણ જિમ એ આથ ।૪। કું૰
જાણતો જે સુખ [૯]સાસતાં, લાધાં અછે અશમાન;
તે સહુ આજ [૧૦]અસાસતાં, જાણ્યું હો જીમ સંધ્યાવાન ।૫। કું૰
સંસાર સહુએ કારિમો, કારિમો એ પરિવાર,
કારમી ઇણ ઋધ્ધિ કારણે, કોણ હારે માનવ અવતાર ।૬। કું૰
વિશ્વાસ સાસતણો કિસ્યો, જે ઘડીમાં ઘટી જાય,
કરણી [૧૧]તીકા હું આદરૂ, જીમ જામણ[૧૨] તિમ મરણ ન થાય. ।૭। કું૰

---

૭ कलिक - એક જાતનું બગલુ. જેમ બગલો ધીમે ધીમે ચરે છે તેવી રીતે નીગમી પસાર કીધી. ૮-નિયમ. ૯ શાશ્વતાં. ૧૦-અશાશ્વતા.
૧૧-તેહવી. ૧૨-જન્મ.

એ વિષય વિષફળ સારિખો, જાણે નહીં જાત્યંધ:
ત્રેવડે અમૃતફળ જીસ્યાં, તિણ સાથે હો માંડે પ્રતિબંધ ।૮। કું૦
જે કરે બે આંગુળ ખરી, રોપી રહે દ્રઢ કાય;
જે આપ આપું આંગમે, તિણ આગે હો કુણ રાણારાય, ।૯। કું૦
બાપૂતણો ભય ટાલિને, બેઠો કરી એકતાર,
જે આપે નિરલોભી હોએ, તે આગે હો તૃણ જેમ સંસાર.।૧૦। કું૦
ધર આથ આપ વસૂ કરે, રૂઠ્યો છતો નરનાહ:
તે સહુ મેં પહેલી તજી, હવે મુજને હો શાની પરવાહ.।૧૧। કું૦
પણ વચન હું માતાતણું, લોપું નહી નિરધાર,
તિણે સેજ હુંતિ ઉઠીને, પાઉ ધારેરે સાથ લઈ નાર ।૧૨। કું૦

**દુહા.** **શ્રેણિક** અતિ હરખિત થયો,સૂરત નયન નિહાર;
દેવકુમર સમ અવતર્યો, માનવલોક મઝાર. ।૧।
કરી પ્રણામ આગળ જીસેં, ઉભો **શાલિકુમાર;**
બેસાર્યો [1]ઉત્સંગ લેઈ, રાજાયેં તિણવાર. ।૨।
[2]ખર કર ફરસ્યેં પરગળ્યો, માંખણ જેમ શરીર;
ચિહું દિશિ પરસેવો વળ્યો, જિમ નિઝરણે નીર. ।૩।
એણે ભવે કીધી નહીં, સુપનંતર પણ સેવ;
ર ખર કર ફરસે ન ખમી શકે, એ પાતલીયો દેવ. ।૪।
સ્વેછાચારી પરવશેં, રહી ન શકે તિલમાત,
શીપ સમંપો કરી મયા, માત કહે એ વાત. ।૫।
ઉઠ્યો આમણ દૂમણો, મેહેલે ચડયો મન ભગ,
ફીરી પાછો જોવે નહી, જિમ કચલી [3]ભુયંગ. ।૬।

**ઢાળ–રાગ ગોડી ભવ તણે પરિપાક,** એ જાતિ.

બે કર જોડી તામ **ભદ્રા** વિનવે, ભોજન આજ ઈહાં કરોએ;
ભગતિ જુગતિ શી થાય! તોપણ સાચવું, દાસ ભાવ હુ માહરોએ. ।૧।

---

**૧–ખોલામાં. ૨–ઉષ્ણ, ગરમ. ૩ જેમ કાઢેલી કાંચલીને સર્પ જોતા નથી તેમ.**

[૧]સહસપાક શતપાક, તેલાદિ કરી, [૨]મરદનીયા મરદન દીએએ;
જવચૂરણુ [૩]ઘનસાર, [૪]મૃગ મદવાસિત, ઉપરિ [૫]ઉગટણું કરેએ. ૨
અછે ગૃહને પાસ, [૬]જળખાટોખલી, સ્નાન કરણ આવે તીહાંએ;
કરતાં જલની કેલિ, પડતી [૭]મુદ્રડી, જાણી પણ ન લહી કીહાંએ. ૩
તે મુજ માણિક આજ, દીસે છે ગયો, સારભૂત ઘરમે હુતોએ;
ઉંચો લેઈ હાથ, જોવે **શ્રેણિક**, પણ ન કહે મુખે લાજતોએ. ૪
દેખી [૮]અડોલી તામ, **શ્રેણિક** આંગુલી, જાણ્યું પાડી મુદ્રડીએ;
દાસીને કરે સાન, જલકલિ ચાલવી, કઢાવે **ભદ્રા** ખડીએ. ૫
અંધારે ઉદ્યોત, કરતાં નવનવી, ભૂષણ મણિ રયણે જડયાંએ;
દેખી **શ્રેણિક**આદિ, જ્યોતિ ઝગમગે, દેખી સવિ અચરિજ પડયાંએ. ૬
ચિંતામણિને પાસ, જિમ સેવંતરો,[૯] મુકયો શોભ જીસી લહેએ;
તિમ તે ભૂષણ પાસ, **શ્રેણિક** મુદ્રડી, તતખિણ ઓળખી સંગ્રહેએ. ૭
ચિંતે મગધાધીશ, પુન્યં[૧૦]પટ તરો, સ્યો ! સેવકને સ્યો ઘણીએ;
સું કરવો વિપવાદ, દેખી પરધન, ઘાટ[૧૧] કમાઈ આપણીએ ૮
પહેરે પહેલે દીસ, ભૂષણ નવનવા, બીજે દિન તે ઉતરેએ;
જિમ નિરમાયલ ફૂલ, તિમ એ નાંખીયેં, વળતી સાર નકો કરેએ. ૯
મેવા ને પકવાન, પીરસે[૧૨] વ્યંજન, જાતિ જાતિ કરી જુજૂઆ[૧૩]એ;

---

૧–હજાર હજાર અને સો સો વાર પકવેલા તૈલોથી. ૨–મરદન કરનારા. ૩–જવચૂર્ણમાંથી ખેંચેલ સત્વ, અથવા કપૂર અને ચંદન વિગેરે સુગંધી પદાર્થોનું સત્વ. ઘનરસ ૪–કસ્તુરીથી સુવાસિત કરેલું. ૫–અભ્યંગ, ઉટણું. ૬–સ્નાનગૃહ. ૭–જળ રમત કરતાં વિંટી પડી, તે જાણી, પણ લહી–મલી શકી નહી. ૮–અડવી, શણગાર વિનાની ૯–શ્રીવર્ધન, સેવર્ધન, સોપારીની જાતિ. જેમ મણિની પાસે સોપારી શોભા લેતુ નથી તેમ, શ્રેણીકની મુદ્રા, ભદ્રાના દાગીનાઓમાં શોભા પામતી નથી. અથવા ભદ્રાના દાગીનાઓ કરતાં શ્રેણીકની વિંટી ઉતરતી પંક્તિની છે.

૧૦–લુગડાનો પડદો. અથવા શાલિના અને મ્હારા પુણ્ય વચ્ચે એક મ્હોટું અન્તર છે. ૧૧–ઘટ, જાડી, ઓછી. ૧૨–શાક, દાળ, કઢી વિગેરે "બહુ વિધિ વ્યંજન વાપર્યૂં, મધુર ખારો ખાટો સ્વાદ." દ્વારકાં. ૧૩–જૂદાં જૂદાં, ઘાટ,

દીએ તાજા તબોળ, ઉપર નવનવા, સહુકો મન હરખિત હુઆએ. ૧૦
મણિ માણિકની કોડી, લેઈ ભેટણુ, રાજા ફરી પાછો ગયોએ;
હવે પાછળ જિનરાજ, ધરમ કરણી ભણી, **શાલી**કુમર-
૧ઉચ્છક થયોએ. ૧૧

**દુહા.** તેજી ન સહે તાજણો, ખેત સહે ખગધાર;
શૂરા મરણહી સાંસહે, પણ ન સહે તુંકાર. ૧
સેવસેં રાંકપણો ભલો, સ્યો ! પરવશ રંગરોળ;
વરી ! પોતાની પાતલી, નાઉં પરાયો ઘોલ. ૨
બીજો નાથ ન સાંસહુ, આણ ધરૂં શિર કેમ?
માની સરભ ન સાંસહે, ધનગરજારવ જેમ. ૩
સંજમ લેતાં દોય ગુણ, પરભવ અવિચળ રાજ;
ઇણિભવ નાથ ન કો હુવે, એક પંથ દો કાજ. ૪
કરતાં એમ વિચારણા, વોલી ઘડી બે ચાર;
મળી બત્રીસે કામની, ઇણિપરે કરે વિચાર. ૫

**ઢાળ. નીંઝાયાની.**

આજ નિહેજો[૨] દીસે નાહલો, કીજે કવણ પ્રકાર;
પ્રેમ વિલુધી[૩] સુકુલીણી મળી, એણી પરેં કરે વિચાર. ૧ આજ૦
આઉકાર ન મંદિર આવતા, જાતાં ન કહે જાઓ;
જોગીસર જીમ યલાઈ[૪] રહ્યો, મૂકી મૂલ સહાઓ. ૨ આજ૦
કરજોડી આગળ ઉભાં છતાં, ચાર પોહોર વહિ જાય;
તોપણ કિમ ઉભાં ! જાસ્યો કીહાં, વાત ન પૂછે કાંય. ૩ આજ૦
વયણ નયણ પોતાના વશ કીયાં, કીધો મન સંકોચ;
રંગતણા મટકા મત જાણજો, આ છે અવર આલોચ[૫] ૪ આજ૦

પડયાં પછી, નામરૂપ જુજવાં અંતે તો હેમનું હેમ હોયે." નરસિંહ મહેતો. "નિજ નિજ રૂપેરે જુજુઆં વિલ્યાં કર્મ તે આઠ." શ્રી વીરવિજયજી ૧–ઉત્સુક. ૨–નિહેત, હેતવિનાનો. ૩–વિલુબ્ધ અથવા વિહ્વલી. શારમિંદી. ૪–અલાઈ, અનાથ. ૫–કલ્પના.

આપણ ભોગી ભમર ન દુહવ્યો, કિમ પડી મન રાય; ?.
બોલાવ્યો પ્રીતમ બોલે નહી, અંતરગતિ ન લખાય. ૫ આજ૦
દેખીને મુખ મચકોડે નહી, રીસ નહી તિલમાત;
આપણને પણ બોલાવે નહીં, એહ અમેરી થાત. ૬ આજ૦
આજ સહી ભભેરો* વાલહો, ન કહે મનની વાત;
જે નિત નવલો નેહ ન સાંસહે, તેતો ઘાલે ઘાત. ૭ આજ૦
કદીએં નાહ ન દીઠો રૂસણો, દિનદિન વધતો પ્રેમ;
પાણીવલ માંહી મન ખેચી રહ્યો, હવે કહો કીજીયેં કેમ ? ૮ આજ૦
અંતરજામી આજ[1]અવાણગુ, દીશે કવણ વિશેષ;
અળવે મોહન[2]મીંટ ન મેળવે, જે જોતો અનિમેષ. ૯ આજ૦
મીઠા બોલ ન બોલો વાલહા, મૂલ મ પુરો ખાંતિ;
જુઓ ! સહજ સલૂણે લોયણે, તો ભાંજે મન ભ્રાંતિ. ૧૦ આજ૦

**દુહા.** આસણ પૂરી સાધુ જિમ, બેઠો તાલી લાય;
આજ અજબગતિ વાલહો, કિણહી લખ્યો ન જાય. ૧
જો મન કાસલ રાખીયેં, તો વાધે વિખવાદ;
છતે સાલે કેમ નિપજે, પ્રેમરૂપ પ્રસાદ ૨
અણ બોલ્યાં સરસે નહી, વાધે વિરહ અગાધ;
કીજે પૂછી ખરી ખબર, કિણે (કિણ) કીયો અપરાધ. ૩
બેકર જોડી પૂછીએ, કામણગારા કંત;
કિણ કારણ એ રૂસણો, તે દાખો વિરતંત. ૪

**ઢાળ. રાગ, ગોડી મલ્હાર.**

અબળા કેમ ઉવેખીયે, વિણ અવગુણ ગુણવંત;
કહીયેં કીડીઉપરે, કટક ન કીજે કંતરે. ૧
સુણ સુણ વાલહા, ઈમ જોવો સસનેહારે;

---

*ભંભેરાયો. ૧–ચાલ ચલગત, આજની રીત ભાત કાંઈ જૂદીજ જણાય છે.
૨–જે હમેશાં અનિમેષ–આંખનો પલકારો માર્યાવિના જોતો, તે આજ નજરપણ મેળવતો નથી.

કામિની વિનવે, ઝટકિ ન દીજે છેહોરે. ૨ સુણ૦
તુ તેહજ ! તેહજ અમે, તે મંદિર ! ને સેજ !
ઇણે અણિઆલે લોયણે, તેહ ન દીસે હેજોરે. ૩ સુણ૦
જો તે અમને અવગણી. કરીય કઠિન નિજચિત્ત;
પ્રાણ હોશે તો પ્રાહુણારે, જિમ પરદેશી મિતોરે. ૪ સુણ૦
નાહ ન કીજે રૂસણોરે, જોવો હૃદય વિમાસ;
એક પખો ઇમ તાણતાં, કિમ ચલશે ઘરવાસોરે. ૫ સુણ૦
[1]હાસારી વેલા નહી. ઇણ હાસ ઘર જાય;
પાણી ન ખમે પાતલી, હવે એ દુઃખ ન ખમાયરે. ૬ સુણ૦
જીણ તુમનેં પ્રીય દુહવ્યો, જીણ તુમ લોપી કાર[2];
શીખામણ હુઓ તેહને, એકણ થાઓ મ મારિરે. ૭ સુણ૦
સુગુણસનેહી વાલહા, કરતા કોડિ વિલાસ;
તે દિન આજ ન સાંભરે, તિણ તુમને સાબાસોરે. ૮ સુણ૦
દિવસ દિવસ વધતો હતો, ઇતના દિન [3]ઇખલાસ;
સુખદુ ખ વાત ન કો કરે, આજ ટલ્યો વેસાસોરે. ૯ સુણ૦
ચિતન કો વ્યાપારની, કોઈ ન બીજો કાજ;
કેવળ કામિનીઉપરે, સહી ચખિવે છે આજોરે ૧૦ સુણ૦
જો કો અવગુણ દાખશો, તો આઘો દુ.ખ થાય;
કુરૂપ કરો ઠાકુર છતાં, તો કયું કહ્યાય ન જાયોરે. ૧૧ સુણ૦
ગુનહો પાંચેહી દિને, જો કો જાણો નાહ;
મૂલથકી તે કાઢજો, તુમને શી પરવાહોરે. ૧૨ સુણ૦
એહ ઉદાસીનપણુ તજો, તુ અમ્હ પ્રાણ–આધાર;
હળી મિળી બોલાવી મિળો, પૂરવ પ્રેમ સભારોરે ૧૩ સુણ૦

**દુહા.** ઇમ બહુપેર ધર્રવિધિ કહ્યો, દીન હીન વયણેહ;
પણ તનમન ડોલ્યો નહી, રખે દેખાવે છેહ. ૧

---

૧ મારવાડી શબ્દ. આ વેળા હસવાની નથી ! ૨–આજ્ઞા. ૩–દૃઢ સંસગ, મૈત્રી.

જો નિરદૂષણ પરિહરે, તો હવે કેહી લાજ;
ગાડો ઉલલીયા પછે, કિસ્યો વિણાક કાજ. ૨
હવે વહેલી [1]વાહર કરો, એહેન [2]મ લાવો વાર;
**ભદ્રા** સાસૂને કહો, પ્રીતમતણો પ્રકાર. ૩
વાત ભેદ લાધ્યા પખે[3], દેખી કુમર ઉદાસ;
ભાખે શીખ [4]રૂપા વચન, ઉચી ચઢી આવાસ ૪

**ઢાળ. રાગ જયતસિરી (जयंतश्री) ચતુર સનેહી મેરે લાલા; એ જાતિ.**

નમણી ખમણી નેં મન ગમણી, રમણી બત્રીસે સોવન વરણી;
સુકુલિણી ને સહજ સલૂણી, કિણ કારણે એ ઉણી ઝૂણી ૧
એ સવિ નારી ચળે તુજ કેડે, શુક પડે તીહા લોહી રેડે;
કથન તુમારૂં કાંઈ ન ખડે, ઓડે શીપ જીહાં પગ મડે. ૨
જી જી કરતાં જીવ્હા સૂકે, મુહથી નામ ન કાંઈ મૂકે;
તુજ સાસેહી કાંઈ ન ધ્રાપે, તો એવડો દુખ શ્યાને આપે. ૩
તુજ ગાયો ગાયે સહુ કોઇ, હોય સુપ્રસન્ન તુજ મુખડુ જોઇ;
ઇમ એકો તનમન સકોચી, તુ તો મૂલ નહી આલોચી ૪
જો પરતક્ષ અવગુણ દેખી જે, તોપણ મનમાંહી જાણી રહીજે;
દીઠો પણ અણદીઠો કીજે, નારીજાતિનો અંત ન લીજે. ૫
ત્રટકિ ઝટકિ એમ છેહ ન દીજે, જો કો દિન ઘર રેહેવા કીજે,
નીતિવચણ ચોથો સભારો, કામિનીઉપર કોપ નિવારો. ૬
જાણ્યો હોય તો દોષ દિખાડો, પણ ઘરવાત ન બાહિર પાડો;
માહી તેડીને સમજાવો, દૂષી જનને કાંઇ હસાવો ૭
તુ તો આજ અજબગતિ દીસે, હૈડુ હેજે મૂલ ન હિસે;
એહવી પૂત પરાઈ જાઈ, ઇમ કિમ નાખો છો પ્રસકાઇ ? ૮
તું દેવર ! તુ જેઠ સમીનો ! તુ મનમોહન નાથ નગીનો !
તું પીહર ! તુ સાસરવાસો ! તુજવિણ સૂનો આસો પાસો ! ૯

૧-ખબર. ૨-નહિ. ૩-વિના. ૪-ક્રોધ કરીને.

એણીપરે વિવિધવચન કહી થાકી, ન રહ્યો કરવા જોગો બાકી;
**શાલિ**કુમાર મનમાંહી વિચારે, સહુકો મોહમતિ સંસારે. ૧૦
જે ભામિનીસુ સગ કરાવે, તે લેઈ દુરગતિ પહુચાવે;
હિતવાંછક માત્રિત કહાવે, પણ અતરગત કોઈ ન પાવે ૧૧

**દુહા.** આવી દીધ વધામણી, વનપાળક તિણિવાર;
**ધર્મઘોષ** આવ્યા ઈહાં, [1]ચોનાણી [2]અણગાર. ૧
**શાલિ**કુમર મન ચિંતવે, ભલે પધાર્યા તેહ;
મુહ માગ્યા પાસા ઢળ્યા, દુધે વુઠા મેહ ૨
પહેલી પણ વ્રત આદરણ. મો મન હુતિ હેજ;
હિવે જાણે નિદ્રાલુઓ, લહી બિછાઈ સેજ. ૩
કુમર સાધુવદન ચલ્યો, રિદ્ધિતણે વિસ્તાર;
પાચે [3]અભિગમ સાચવી, બેઠો સભામઝાર ૪
સવેગી શિરસેહરો, સૂરિ સકલગુણખાણ;
ભવ સરૂપ ઈમ ઉપદિશે, મુનિવર અમૃતવાણ. ૫

**રાગ ગોડી ઢાળ—વણજારાની—**

પ્રતિબૂઝોરે લહિમાનવ અવતાર, જપ તપ સજમ ખપ કરો. પ્રતિ૦
પ્ર. જીમ હુવે છૂટક બાર, ગરભાવાસ ન અવતરો. ૧ પ્રતિ૦
પ્ર સ્વારથવિણ જગમાંહી, મતકો જાણો આપણો; પ્રતિ૦
પ્ર હાથ છ છોહા વાહિ, આજ કાલ ઈમે ચાલણો ૨ પ્રતિ૦
પ્ર રહતાં જીમ તિમ પાણ, જેણ ગ્રામાંતર હાલિયે; પ્રતિ૦
પ્ર ઓ લીજે સમસાણ, ઘર આભોષો ઘાલીયે, ૩ પ્રતિ૦
પ્ર કાલ ન દેખે કોઇ, ઉપર વાડે રાવતો; પ્રતિ૦
પ્ર. જે સર અવસર જોઈ, વાર ન લાગે ખાવતો ૪ પ્રતિ૦

---

**૧–ચાર જ્ઞાનયુક્ત. ૨–સાધુ.**

३–सचित्ताण दव्वाण विउसरणयाए १, अचित्ताण दव्वाण अविउसरणयाए २, एगल्लसाडएण उत्तरासगेणं ३, चक्खुफासेण अंजलिपग्गहेणं ४, मणसो एगत्तीकरणेणं ५.

પ્ર. સગ ન આવે આથ, નાવે પરણી [૧]હાથરી, પ્રતિ૦
પ્ર. સંબલ આવે સાથ, આગળ સેજ ન પાથરી. ૫ પ્રતિ૦
પ્ર. અટવી વિષમ અપાર, સાથે મનમેલૂ ન છે, પ્રતિ૦
પ્ર. કરજો એહ વિચાર, પસ્તાવે પડશો પછે. ૬ પ્રતિ૦
પ્ર. રમણી રંગ પતંગ, ફળ કિંપાક[૨] વિખ સારિખો; પ્રતિ૦
પ્ર મ કરો તાસ પ્રસગ, જો મન પુગે પારિખો. ૭ પ્રતિ૦
પ્ર. સન્ધ્યારાગસમાન, આઠે મદ[૩] છે કારમા; પ્રતિ૦
પ્ર. દિન દસ દેહી વાન, આભરણે બહુ ભારમા ૮ પ્રતિ૦
પ્ર. મ કરો ગરવ ગમાર, આથ અથિર જિણવર કહી; પ્રતિ૦
પ્ર. જાતાં ન લાગે વાર, રાખી પણ રહેશે નહીં. ૯ પ્રતિ૦
પ્ર. ગણતાં તૃણ સંસાર, જે શિર છત્ર ધરાવતાં; પ્રતિ૦
પ્ર. તે અરિયણ ઘરબાર, દીસે દાસ કહાવતાં. ૧૦ પ્રતિ૦
પ્ર. દે ન શકે જગદીશ, અધિકી એક ઘડી સહી; પ્રતિ૦
પ્ર. તે દિનમાંહી બત્રીશ, જાતી પણ જાણી નહી. ૧૧ પ્રતિ૦
પ્ર. પરનિંદાની વાત, મ કરો જે દુરગતિ દીએ; પ્રતિ૦
પ્ર. જો એ ન મિટે ધાત, તો આપોપું[૪] નિંદીએ. ૧૨ પ્રતિ૦
પ્ર. પરતખ આપ નિહાળી, મન આવેતો એ તજો; પ્રતિ૦
પ્ર. લોભથકી મન વાળિ, ક્રોધ, માન, માયા, તજો. ૧૩ પ્રતિ૦
પ્ર. તો લ્યો સંજમભાર, જો ભવ ભમતાં ઉસજો,[૫] પ્રતિ૦
પ્ર. મૂકો વિષય વિકાર, વાંછો છાકમછોળ જો ૧૪ પ્રતિ૦

---

૧–હસ્તમેલાપથી પરણેલી સ્ત્રી. મારવાડી શબ્દ

૨–કડવા ઝેર જેવાં. કિંપાક નામના એક જાતના અતિ સુશોભિત ફળ થાય છે પણ જો તે ખાવામાં આવે તો મરણજ પ્રાપ્ત થાય છે.

૩–જાતિ, કુળ, બળ, રૂપ, તપ, રૂદ્ધિ, વિદ્યા, અને લોભ "મદ આઠ નિવારો વ્રતધારી, પાળો સંયમ સુખકારીરે; કહે માનવિજય તો પામશો, અવિચળ પદવી નરનારીરે." ૪ પોતાને. ૫–જો ભવ ભ્રમણ કરતાં રોગી, દુખી થયાં હોવ, અથવા ભવ ભ્રમણ કરતાં અગ્નિ માફક બળ્યાં બળ્યાં થયા હોવ તો સયમ લ્યો.

**દુહા** ધરમદેશના સાંભળી, હરખ્યો **શાલી** કુમાર;
કરજોડી આગળ રહી, પૂછે એક વિચાર ૧
માથે [1]નાથ ન સપજે, કિણ કરમે મુનિરાય;
પરમકૃપાળુ કૃપા કરી, તે મુજ કહો ઉપાય. ૨
કહે સાધુ જે વ્રત ગ્રહે, તૃણ જીમ છોડે આથ;
નાથ ન માથે તેહને, હુએ તે સહુનો નાથ ૩
સાધુવચન સવિ સરદહે, ઇહાં કણ મીન ન મેપ;
આવી માતાને કહે, એણીપેરે વયણ વિશેપ. ૪

**ઢાળ.** ખ ાયત—
માનવભવ લહી દોહિલોરે, પાછળ [2]અળવે ગમાયોરે;
સફળ કરૂં હવે માતજી, જો હુ તાહરો જાયોરે. ૧
મોરી માતજી અનુમતિ દ્યો સજમ આદરૂ રે;
વ્રત પાલીને ભવજલનિધિ હુ તરૂ રે ૨ મો૦
જે મારગ જાણે નહીરે, તે તો ભૂલે ન્યાયોરે;
મારગ જાણ્યાહી પછીરે, કહો કુણ [3]ઉવટ જાયોરે ૩ મો૦
જમસે કો કોહિનો નહીરે, જુઓ હીયે વિમાસીરે;
પરભવ જાતાં જીવનેરે, સાથે કો ન આસીરે ૪ મો૦
સુહ મીઠા આવી મિલ્યાંરે, મુજને પચ[4] સખાઇરે;
તે ધન લુટે માહરૂ રે, આજ ખબર મેં પાઇરે. ૫ મો૦
જેહનો ગાયો ગાવતોરે, જેહસુ રહેતો ભીનોરે,
તે પ્રધાન માંહે વઇરે, કરે ખરાબ ખજીનોરે. ૬ મો૦
પગભર સાથ ખિસે નહીરે, ફોકટ મિલિમિલિ પોસારે;
બાળ સખાઇ ન ટળેરે, મુજને આજ ભરોંસારે. ૭ મો૦
હવે દેખોતો તેહને રે, કવણ કુલી કલી ગાવુ રે;
ખરચ ન દેઉ ગાંઠનોરે, બિમણું કામ કરાવુંરે. ૮ મો૦

---

૧–માથે કોઈ સ્વામી રહેજ નહી, અથવા હુંજ સ્વામી થાઉં. ૨–ફોગટ.
૩–આખદા, અડચણ પાઠાન્તરે 'ઉવાટ જાયેરે' ઉવાટ એટલે કુમાર્ગે.
૪. સ્પર્શન રસન ઘ્રાણ ચક્ષુ અને શ્રોત્ર એ પાંચ ઇન્દ્રિયો.

મિલણ ન દેસુ મત્રવીરે, જે ઘર ભેદ પ્રકાશેરે;
સયણ અછે તેવી સજેરે, તે નાવણ દેઉ પાસેરે. ૯ મો૦
ચાર અછે જે ચોગુણારે, ઇણ ઘરના રખવાળારે;
ખાધો માલ ન વે ! ભરેરે, હોઈ રહ્યા મતવાલારે. ૧૦ મો૦
એ શીખામણ તેહનેરે, નાણે જો ઘરમાંહીરે;
જો તે પેસે છે કડેરે, તો કાઢું ગલે સાહીરે. ૧૧ મો૦
જાણ તિકે નર જાણીયેરે, જે આપણપું (પિ–અપિ)ન ઠગાવેરે;
જીવતડાં ન કલંકીયેરે, મુઆ કુગતિ ન જાવેરે. ૧૨ મો૦

**દુહા** **શાલિ**વચન શ્રવણે સુણી, **ભદ્રા** કરે વિચાર;
વચન તિસા ઉડા કહે, સહી તજસે સંસાર ૧
પણ અનુમતિ દેસ્યુ નહીં, હું રાખીશ સમજાય;
જો મુજને [1]ઉવેખસેં, તો કયું કહો ન જાય. ૨
ધરમભણી જે ઉઠસે, તે ગણશે માવિત;
મુજને કદિ ન લોપશે, નાનડીઓ સુવિનીત. ૩

**ઢાલ. રાગ મલ્હાર.**

'વાત મ કાઢો વ્રતતણી, અનુમતિ કોઈ ન દેસીરે;
સુખ ભોગવી(સ) સંસારના, પાડોસી વ્રત લેસીરે'. ૧ વા૦
તુંતો એણીપેરે બોલતો, લોકો માંહી લજાવેરે;
મુહ બાહિર તે કાઢીયે, જે ફીરિ પાછો નાવેરે. ૨ વા૦
જે જગદીશ વડા કીયા, તે ઉંડા [2]આલોચેરે;
ન્યાયેં જીમ તિમ બોલતાં, છોકરવાદ ન શોચેરે. ૩ વા૦
જો સાંભળશે સાસરે, તો કરશે દુખ ગાઢોરે;
હાંસી કારણ નાનડા, એવડી વાત મ કાઢોરે. ૪ વા૦
તું જાણે વ્રત આદર્યું, સૂલ કિસ્યો છે પાછેરે;
જે અમને સાધાર છે, વીર અવર કો આંછેરે. ૫ વા૦

---

૧-અનાદરશે. ૨-વિમાસે.

જે મે તું જાયો હતો, કહોને કિણ દિન કાજેરે,
વડપણ જામિણી છાડતાં, સ્યુ[2] મન માંહી ન લાજેરે. ૬ વા૦
હુ જાણું માવિત્રની, છોરૂ પીડ ન આણેરે!
પણ સંજમ છે દોહિલોરે, તેતુ ભેદ ન જાણેરે. ૭ વા૦
વિષમ પરિસહ જે સહે, તે તો કાય [1]અનેરીરે;
હુ પરિ જાણુ તાહરી, તેણે રાખું છું ઘેરીરે. ૮ વા૦
માખણ જિમ તનુ તાહારોરે, પરસેવે પરગળીગોરે;
તે વેળા સ્યુ વિસરી[2] વ્રત લેવા હળફળીગોરે ૯ વા૦
કુણ અતુલી બળ સંચરે, સનમુખ ગંગપ્રવાહેરે?
તિમ સુરગિરિને તોળવા, કવણ પુરૂપ ઉમાહેરે? ૧૦ વા૦
[2]મયણતણે દાંતે કરી, લોહચણા કુણ ચાવેરે;
સિલા [3]અલુણી ચાટતા, સ્વાદ કહો કુણ પાવેરે. ૧૧ વા૦
મનવાછિત સુર પૂરવે, તેણે દેણો છે પૂરોરે;
સુ સંજમ લે સાધસ્યો, સુ છે ઈહાં અધૂરોરે? ૧૨ વા૦
દુખિયા તો દુખ ભાંજવા, સંજમસ્યુ મન લાવેરે;
પણ સુખિયાં સુખ છોડશે, તે પડશે પસ્તાવેરે ૧૩ વા૦
પરભવની આશા ધરી, જે આયા[4] સુખ છોડેરે;
તે તો કડિનો મૂકીને, આસ્યા ઉપર દોડેરે ૧૪ વા૦
તે રામત કિમ કીજીયે, જીણ વાતે ઘર જાવેરે;
મોહોલ પધારો નાનડા, હવે વહુઅર દુઃખ પાવેરે. ૧૫ વા૦
દુંખ લે કવણ ઉદેરીને, કુણ ઘર માંડી ઢાહેરે;
સ્યુ પોતાના પગભણી, કોઈ કુહાડી વાહેરે! ૧૬ વા૦
મોહવિલૂધા માનવી, ઓછો અધિકો ભાસેરે;
ઐ! ઐ! દુર્જય મોહની, શ્રીજિનરાજ પ્રકાશેરે. ૧૭ વા૦

**દુહા.** કહ્યો કુંવર માને નહી, કહી વિવિધપરે વાત;

---

૧-બીજી, બીજાની. ૨-મિણના દાતથી. ૩-મીઠાવિનાની. ૪ આવેલા.

મીઠે વચને તેડીને, વળી કહે ઈમ માત. ૧
[1]સાતાહી જો નવી રહે, પહેલાં કર અભ્યાસ;
પાવડીએ ચઢતાં સદા, પહોચીજે આવાસ. ૨
કાજ વિચારી જે કરે, રહે [2]તીયાંરી લાજ;
અતિ ઉચ્છૂક ઉતાવળા, તે [3]વિણસાડે કાજ ૩
એમ અનુમતિ ઉતાવળી, દેતાં ન વહે જીહ,
જો માતા કરી લેખવો, તો પડખો[4] દશ દીહ. ૪

## ઢાલ રાગ, સોરઠીયાની દેશી.

વ્રતની મનસા જે આણી, તિણમાંહી ન પેસે પાણી;
તેણે દિન દશ આઘે પાછે, મે સંજમ લેવો આછે. ૧
રહેતાં વૈરાગ્ય ન છાજે, માતા પિણ સંતોષીજે;
હઠ ઝાલી ન બેસી રહીજે, જેમ તેમ નિજ કારજ કીજે. ૨
અવસર લહી ચતુર ન ચૂકે, લીધો પણ બોલ ન મૂકે;
હઠ છોડી ચઢયો ચૌબારે, માતા હરખી તેણીવારે. ૩

**દુહા.** ભલો થયો દિન દસ રહયો, લાજ રાખી ચિહું સાખ;
ગૂગો બેટો બાપને, બાપ કહે તે લાખ. ૪

**પૂર્વ ઢાળ.** જેહની મીંજી ભેદાણી, પલટે કિમ તેહની વાણી;
લાગ્યો જે રંગ મજીઠો, દીઠો તે કિણહી ન નીઠો. ૫

**દુહા.** જિમ જિમ મે પરણી હતી, તિમ તિમ છોરૂ એહ;
પરઠિ તિકા લાધી તિણે, પેહેલી લાધ્યો છેહ. ૬
ગુન્હો જીકો સું મે કીયો, ફળ પણ લાધ્યો તાસ;
સડયા પાન જીમ હુ તજી, અવર રહી પીઉ પાસ. ૭
સું પેહેલી પરણી હતી! પેહેલી છોડણ કાજ;
ઐ! ઐ! મો મોભણી તજી, વારૂ રાખી લાજ. ૮

---

૧-સાતા. ૨-તેણી મારવાડી શબ્દ. ૩-બગાડે ૪ રહો.

**પૂર્વ ઢાળ.** બીજે દિન બીજી છોડી, પેહેલી ચિંતે થઇ જોડી;
મુને આવો દુખ થાસ્યે, બિહુને તો વાટયો આશે. ૯
રહેવો ચિત્રશાળી માંહે, ભામિણી બેસે બિહુ માંહે;
કિણહીસ્યુ નેહ ન લાવે, વાતે સહુને પરિચાવે. ૧૦
મુનિવરના પણ મન ચૂકે, કામિની જો પાસે ટુંકે;
પણ **શાલી** કુમર એ જાણી, સાચી દુરગતિ અહિનાણી. ૧૧
ત્રીજે દિન ત્રીજી આઈ, તાલી દેઈ બોલાઈ;
છોડી દીસે છે કતે, આવી બેસો ઇણે પથે. ૧૨
બોલ કહેતી આમ માહે, તુજને પણ કાટી સાહે;
સ્યુ ફેરી જવાબ ન કીધો, ત્રિહું પાનનો બીડો લીધો. ૧૩
પર દીઠી તે આજૂતી, ગતિ થાશે એક સહુની;
જે પાંચાંસાહી થાયે, આવો દુખ તાસ જણાયે. ૧૪

**દુહા** સ્યાને કો કેહને હસો, મત કો કરો ગુમાન;!
વારો વાસો જીમ હતો, તિમ થાશે અપમાન ! ૧૫

**પૂર્વ ઢાળ** હુ તો આસંગા માથે, ઝગડો કરતી પિઉ સાથે;
પણ મુજને છેહ ન દેતો, અવગુણ પણ ગુણ કરી લેતો ૧૬
તેહી જો હોયે નિસનેહી, તો વાત કહીજે કેહી;
ત્રીજી બેઠી બિહુ પાંસે, એણીપેરે શિર ધૂણિ વિમાસે. ૧૭
દેખો છો વાત જે કાંઈ, મનમાંહી ઇયાંરે આઈ;
નિરદોપ પરાઇ જાઈ, લે નાખે છે ધ્રસકાઈ. ૧૮
પ્રહસમે થાશે મુજવારી, એમ ચિંતે ચોથી નારી;
આડો તબ કોઈ ન આસે, મન જાઈ લાગ્યો આકાશે. ૧૯

**દુહા.** હુ જોઇ પરણી હતી, ખરી આણી મન ખતિ;
સ્યુ મુજને બેસારસેં પ્રીતમ એહની પતિ. ૨૦
ઘડીયાળે વાજી ઘડી, ધ્રૂજણ લાગી દેહ;
મુજને પણ પિઉ છડશે, પહોર ચિહુને છેહ. ૨૧

વાત ન કો પુછી શકી, આડી આવી લાજ;
પહોર ચિહું ને અંતરે, વિછડવો છે આજ. ૨૨
**પૂર્વ ઢાળ** અતિ આતુર નેહ ઘેહેલી, ઘરઉપર ચઢીય એકેલી;
હરિણાંક વહી એ જાશે, મૃગરાજ લિખે ચિહું પાસે. ૨૩
દિન પ્રતિ કામિની છોડંતાં, દળ [1]મયણતણા મોડંતાં;
હવે જીણ પરે [2]**ધન્નો** આવે, તે પણ જિનરાજ સુણાવે. ૨૪



## (ધન્નાવૃત્તાંત.)

**દુહા.** બ્હેન **સુભદ્રા** તિણ નગરી, **ધન્ના** ઘેર સુવિદિત;
સ્નાન કરાવણ અવસરેં, [3]બંધવ આવ્યો ચિત્ત. ૧
રોમરોમ **શાલિ** અધિક, વિરહ વ્યથા તિણવાર;
હિયડો લાગ્યો ફાટવા, નયણ ન ખંડે ધાર. ૨
દીસે ઘણું દયામણી, આજ ખરી દિલગીર;
કહે કિણ દુજજણ દુહવી, નયણે ઝરે કિમ નીર. ? ૩
**શાલિ**ભદ્ર સરિખો અછે, બંધવ અગલીમાણ;
આઠ રમણીમેં માહરે, તુંહિજ જીવનપ્રાણ ! ૪
**રાગ ગોડી. રમણી રમણી પરતણી. એ ઢાળ.**
શ્રેણિક ઘર આયા પછીરે, કાંઈ પડી મન ભ્રંતિ;
દિનદિન એક કામિની તજેરે, વ્રત લેવાની ખંતિરે. ૧
વૈરાગી થયો, જામિણી જાયો વીરોરે;
તે મુજ સાંભરે, નયણે ઝરે તિણે નીરોરે. ૨ વૈ૦
સાત[4] ભલો જો સાસરોરે, તો પીહર આવે ચિંત;
વિણ બંધવ પીહર કિસ્યોરે, નેહરહિત જેમ મિતોરે ૩ વૈ૦

---

૧–કામદેવનાં. ૨–શાલિભદ્રનો બનેવી. સુભદ્રાનો ધણી. જુઓ પાનું ૧ દુહો પાંચ. ૩–સુભદ્રા જે વખતે ધન્નાને સ્નાન કરાવતી હતી તે વખતે.
૪–સાથ, સમૂહ.

વીર વિહુડી બેહેનડીરે, નિસદિન રહે ઉદાસ;
પીઉ હટકી કિણ આગળેરે, કાઢે મનની ભાસોરે. ૪ વૈ૦
ઉભારે પીહર તણે રે, ગજ ન શકે કોઇ;
સકજ વીરની બેહેનડીરે, દિનદિન નવલી હોઇરે ૫ વૈ૦
કુણ કહેશે મુજ બેહેનડીરે, કેહને કહીશું વીર;
વાર પરબ કુણ મુકશેરે, મુજને નવનવ ચીરોરે. ૬ વૈ૦
કલિ અજરામર તું હોજેરે, મુજ પુરવજે જગીશ;
કિણ આગળ ઉભી રહીરે, દેઇશિ એમ આશીશોરે ૭ વૈ૦
હવે કેહને જીમાડીનેરે, સફળ કરીશું ભાઇબીજ;
કાસ પયોહર વીછલીરે, હુ દેખીશ ભાત્રિજરે ૮ વૈ૦
કેહને બાંધિસુ રાખડીરે, કેહને ગાઇસું ગીતરે;
કુણ મુસાળો મુકશેરે, તિણ સુવિશેષ સચિંતોરે. ૯ વૈ૦
એક ઘડી પણ તેહનીરે, કઠિન વિરહ ખગધાર;
તે જામિણી જાયા પખે રે, કિમ જાશે જમવારોરે. ૧૦ વૈ૦

**દુહા.** મુહ મચકોડી તિણે સમે, બોલે બોલ રસાલ;
સાહસિક શિર મુગટમણિ, **ધન્નો** ધીગડ માલ. ૧
વલિ વલિ વીરો દોહિલો, ન્યાય તિણે દિલગીર;
પણ કાયર શિર સેહરો, **શાલિ**ભદ્ર તુજ વીર ૨
આરભ્યો તેહનો સફળ, જે કરી ઘાલે પાર;
પાણીવળ માંહી પેખતાં, થાયે અવર પ્રકાર. ૩
પ્રેમ મગન તે કિમ રહે, મન ઉપાડયો જાહ;
આગળ પાછળ છોડવો, કિશી વિમાસણ તાંહ ૪

**ઢાળ. મુનિવર વિહરણ પાંગુર્યાજી, એ જાતિ.**

બેહેન રહી ન શકી તિસેજી, સાંભળી પ્રીતમબોલ;
સ્યું અવહેલો માહરોજી, એણીપરે વીર નિટોલ ૧
મોટરા પ્રીતમ તે કિમ કાયર હોય;

કથન ન માને માહરોજી, તો આપ વિમાસી જોય. ૨ મો૦
કાચી કોડી છાંડતાંજી, વીશ કરે વેખાસ;
આથ છતે જેજે અવગુણેજી, તેહને ઘો સાબાસ. ૩ મો૦
રતનજડિત ઘર આંગણોજી, સોવન મય ઘરબાર;
એણે અનુસારે જાણજોજી, રિદ્ધિતણો વિસ્તાર. ૪ મો૦
વય યાતીત પોતેં થયોજી, ગલિત પલ ધરનાર;
તે પણ વ્રત લેતો છતોજી, પડખેં વરસ બેચાર. ૫ મો૦
આપ તરૂણ! તરૂણી ધરેજી, કંચન કોમળ ગાત;
ભોગથકી જે ઉભગેજી, તે રાખે અખિયાત ૬ મો૦
ઘર વરતાઉ છોડતાંજી, કરે વિમાસણ વીશ;
રૂપે રંભા સારિખીજી, ધન્ય જે ત્યજે બત્રીશ. ૭ મો૦
સાહસીક પાખેં કહોજી, નારી તજે કુણ આમ;
લોહી તોહીજ નિસરેજી, જો ચીરી જે ચામ. ૮ મો૦
જે કરશે તે જાણશે, ત્યાગ દોહિલો કામ;
મૂલ ન જાણે વાંઝણીજી, વ્યાવર[1] તણો વિરામ. ૯ મો૦
કહણી કરણી સારિખીજી, જો ઇણ કલિજુગ હોય;
તો શિવસુખ હુતિ સહીજી, ઉરે ન રહેતો કોય. ૧૦ મો૦
વાતે વડા ન નિપજેજી, મોઢે લાગે દામ;
કહે તિસ્યો પોતેં કરેજી, તે વિરલા વર આમ! ૧૧ મો૦
સાધુપથ પોતે કહોજી, તિણ દિશિ ન ભરો વીષ;
આપ ન જાવે સાસરેજી, લોકોનેં દ્યે શિખ! ૧૨ મો૦
[2]દિવસ બત્રીશે છોડશેજી, વીર બત્રીશે નાર;
પોતે આઠ જડે અછેજી, છોડી એકણ વાર ૧૩ મો૦

---

૧–જણવાનો "જાણે છોરૂ માત, વેદન વ્યાયાતણી; વાંઝણી જાણે ન કોઇ, શિશુ પ્રસવ્યાતણી." શીલવતી રાસે. ૨–મ્હારો ભાઇ બત્રીસ સ્ત્રીઓને બત્રી દિવસે છોડી દેશે, તેણે તમો કાયર કહો છો. પણ તમોને આઠજ સ્ત્રી છે, તો તમો એકી વખતે કેમ છોડી શકતાં નથી ?

**દુહા.** કુળવંતી પાખેં કવણ, દે એણિપેરે ઉપદેશ;
અંતરગત આલોચનાં, કૂડ નહી લવલેશ. ૧
મન રાજા; તનુ મંત્રવી, ઉપસમ આગે વાણ;
તીને એક મતેં થયા, ચઢશે કાજ પ્રમાણ ૨
કામ યુગલ પાસે કિયો, ચિંતવિ વિષય વિપાક;
અંતરજ્યોનિ પ્રકટ થઈ, ધટી આઠ મદ છાક. ૩
પાંચે મિલિ જોડ્યો હતો, તૂટ્યો સગપણ તેહ;
હવે હુ ભાઇ તું બેહેન, અવિચળ સગપણ એહ. ૪
અળગી રહે તું મુજથકી, મ કરિશ તાણોતાણ;
મેં મન શુદ્ધે તાહરો. કીધો વચન પ્રમાણ. ૫
**ધન્નો** એકમનો થઈ, ઉઠણ લાગ્યો જામ;
પાલવ ઝાલી ઇસ્યું કહે, નારી **સુભદ્રા** તામ. ૬

## ઢાળ, રાગ સોરઠી.

જો માણસ કરી લેખવો, તો મત જાઓ છંડિ, લાલરે;
જાસ્યો તોડી રાખશું, બાળક જીમ રઢ મંડિ, લાલરે, ૧
રહો રહો રહો હુ વાલહા, ત્રટકિ ન ત્રોડો નેહ, લાલરે;
સહજ સલૂણાહો માણસાં, ઇમ કિમ દીજે છેહ, લાલરે. ૨ રહો૦
[૧]આસંગાયન જે હુસ્યે, તે કહેશે સોવાર, લાલરે;
પણ વિચરણ દેશે નહી, કરસ્યાં કોડિ પ્રકાર, લાલરે ૩ રહો૦
ઓછો અધિકો સાંભળી, હસિય ગુદારે જેહ, લાલરે;
અવગુણ ગુણ કરી લેખવે, સાચા સાજણ તેહ, લાલરે. ૪ રહો૦
દાંતાં વિચે દે આંગુલી, લળિ લળિ લાગે પાય, લાલરે,
([૪]હાવ) હાંચ ભિ ગાવીને કહુ. હમણા તજિ મત જાય, લાલરે. ૫ રહો૦

---

૧–આસંગાયત–પ્રીતિવાળા જે હશે તે સોવાર કહેશે, **પણ વિચરવા દેશે નહીં.**

૪–ઈચ્છા, આશા.

ઘરણીવચને ઘર તજે, શોભ ન લ્હેશો એમ, લાલરે;
માખી તો મારે નહીં, મલકો મારે જેમ, લાલરે. ૬ રહો૦
એવડો ગુન્હો ન કીયો, કાર ન લોપી કંઈ, લાલરે;
જો છીંકતાં દડસ્યો, તો કિમ કહ્યો ન જાય, લાલરે. ૭ રહો૦
વિરચણ હારા વિરચસ્યે, કુડોહી દે દોષ, લાલરે;
વિ(પિ)ણ પાણી મન નવિરહે, સાસ હોવે તાં સોસ, લાલરે ૮ રહો૦
પણ સાસરીયાંતણો, પીહરડે ન ખમાય, લાલરે;
પીહરીયાંરો સાસરે, મૂલ નખણો જાય, લાલરે. ૯ રહો૦
બધવદુઃખ દાઘી હુંતી, ઉપર પ્રીતમ ગૂણ, લાલરે;
જાણે દાધાંઉપરે, પ્રીતમ લાઓ લૂણ, લાલરે. ૧૦ રહો૦
દેખો દુઃખ વાંટણ સમે, અળવે પડી મનરાય, લાલરે;
લૂહેણાંથી દેણે પડી, ઈમ ઉભી પછતાય, લાલરે ૧૧ રહો૦

દુહા. પ્રીતમનો લવલેશ, મન પણ ડોલાણો નહી;
ફીરિ દીયે ઉપદેશ, ભામિનીને પ્રતિબોધિવા ૧
જે કીધો ઉપગાર, તેં તિમ અવર ન કો કરે;
તે વિરલા સંસાર, જે જિમતિમ પ્રતિબુઝવે. ૨
છોડી અધુરાં કામ, ઉડી ચલેસી પ્રાહુણા;
કોઈ ન લેશે નામ, જંગલિ જાઇ વાસો વસ્યાં. ૩
કિણસ્યુ કરે સનેહ, પરદેશી પરદેશમે;
[1]આંધિ ગણે ન મેહ, આયે કાગલિ ઉડી ચલે ૪

**ઢાળ. સુણ બેની પીઉડા પરદેશી, એ દેશી.**

ઇમ **ધન્નો** ધણને પરચાવે, નરભવ અથિર દેખાવેરે;
તેહજ સાચા સયણ કરાવે, જે જિનધર્મ સુણાવેરે ૧ ઇમ૦
મેરો મેરો કરે ગેહેલો, સવિ સ્વારથકો મેળોરે;
ઉડી ચલેગો હંસ એકેલો, વિછડયાં મિલવો દોહેલોરે ૨ ઇમ૦

---

૧ વ ટોળીઉ, વાવાઝોડું.

હોય દિન દશ ગોવલમે ચરણા, આખર એક દિન મરણારે;
રાખણહાર ન કોઈ સરણા, તો એતો કયા કરણારે. ૩ ઈમિ૦
કો કંહુ કે સંગ ન જાવે, ફીરિ પાછો ઘર આવેરે;
તિણ સેતી જે નેહ બનાવે, સો ઉખરમાં[1] વાવેરે. ૪ ઈમિ૦
છોરિ ચલેશી આથી પોથી, કરી કાયા પરસોથીરે;
આગેં જાણેલો આ પોથી, ઈહિ માયા સબ થોથીરે. ૫ ઈમિ૦
ઇત ઉત ડોલત દિવસ ગુમાવે, સૂતાં રયણિ વિહાવેરે;
દિનદિન ચલણો નેડો આવે, મૂરખ ભેદ ન પાવેરે. ૬ ઈમિ૦
કો દુખ વાંટી ન લે એક રાઈ, પાપે પિંડ ભરાઈરે;
નિશદિન ચિંતા કરે પરાઈ, યા દેખો ચતુરાઈરે. ૭ ઈમિ૦
ચાલણ વરીયાં હોત સખાઈ, આપણી સાથ કમાઈરે;
ફીરિ આવે પીછે લોગાઇ.[2] ત્રી જાણે સગાઈરે. ૮ ઈમિ૦
સબ મિલિ અપણે સ્વારથ રોવે, પિઉકીગતિ કુણ જોવેરે;
સ્વારથ જાસ ન પૂરો હોવે, સો ફીરિ પુંઠ વિગોવેરે. ૯ ઈમિ૦
તબલગ સબહીકે મન ભાવે, જબલગ ગાયો ગાવેરે;
કાજ સર્યાં મુહભી ન લગાવે, ખિણમે છેહ દિખાવેરે. ૧૦ ઈમિ૦
હુતી ભામિણી પ્રેમવિલધી, તે પણ મુણિ પ્રતિબૂધીરે;
વાળી વળે સદા પડ સુધી, પણ ન વળે સિલ સૂધીરે. ૧૧ ઈમિ૦
પૂરવલી પણ પ્રીત ન તોડું, નેહ નવલ હવે જોડુંરે;
હું સાહેબકો સંગ ન છોડું, તિમ આપો નવિ ઓડુંરે. ૧૨ ઈમિ૦
એક મતો કિધો મન રંગે, વ્રત લેવો પિઉ સંગેરે;
શ્રીજિનરાજવચન આસંગે, પાલે પ્રીતિ અભંગેરે. ૧૩ ઈમિ૦

**દુહા** ધણ થિર કર આવ્યો વહી, **શાલિ**કુમરને પાસ;
હરિ જિમ ત્રાડૂકી કહે, એણીપરે વચન–વિલાસ. ૧

---

૧. જ્યાં પાક સારો ન થતો હોય તેવી જમીન, ખારવાળી ભૂમિ. "વલ્યા નવ વલ્યા, પાછા ઉખરના ખેડિયા." વલ્લભ. ૨–લુગાઈ, સ્ત્રી. મારવાડી શબ્દ.

હવે લાલચ કરતાં છતાં, સબળ પડે છે ચૂક;
કરે સૂર પોરસ ચઢ્યો, એકણ ઘાવ બે ટૂક. ૨
પ્રેમ પ્રીનદળ મોડવા, કાયર મ કરે સુકાંણ;
હું પાછળ પુંઠે રખો, તું હોય આગેવાણ ૩
બોલાવ્યો ન રહે ઘડી, કેહરી આવે ધાય;
બા પુકાર્યે જે રહે, તે કિમ સૂર કહાય. ? ૪
વયણે મન બિમણો થયો, વાધ્યો વ્રત–ઉછરંગ;
વાર ન લાગે બેસતાં, પાસ્યાઉપર રંગ. ૫
પહેલાં પણ અધિકો હતો, સંજમઉપર પ્રેમ;
બનેવીવચને થયો, હરિ પાખરીયો જેમ. ૬
ખરી ખબર આવી તિસે, [૧]સમવસર્યા જિનરાજ;
**શાલિ** કહે હવે આપણી, સફળ ફળેસી આજ. ૭

**ઢાળ. નથ્થ ગઇ મેરી નથ્થ ગઇ, એહ રાગ.**

આશ ફળી મેરી આશ ફળી, આશ ફળી પધાર્યા **વીર**;
આગળ **ગૌતમ**સ્વામી વજીર. ૧ મેરી૦ ટેક.
સંજમ લેતાં વાધી ભીર, હવે પામિસું જળનિધિતીર. ૨ મે૦
વ્રત લેવાને જિનવર હાથ, એક બેબરને બુરા સાથ ૩ મે૦
મનમે લૂકલિને જગનાથ, ઘાલીસુ મુક્તિરમણીને બાથ. ૪ મે૦
પ્રભુસે હથ લે સંજમભાર, ખપ કરી પાળીસુ [૨]નિરતિચાર ૫ મે૦
કરસ્યું અપ્રતિબંધ વિહાર, લેસ્યૂ નિરદૂપણ આહાર ૬ મે૦
પેહેરસ્યું સીલ સુદૃઢ સન્નાહ, [૩]ભજીસ્યું મયણતણો ભડવાહ. ૭ મે૦
તો[૪] સરિખો સાથી ગજગાહ, તો મુજને સ્યાની પરવાહ. ૮ મે૦
વહિલા હુવો મત લાવો વાર, આપણ બે થાસ્યુ અણગાર. ૯ મે૦
અનુમતિ લેવાનો આર, તેણે પૂછેવો પરિવાર ૧૦ મે૦

---

૧–પધાર્યા. ૨૪ મા જિન, મહાવીરસ્વામી. ૨–નિઃઅતિચાર, દુષણ-વિનાનું ૩-તોડીશુ, ભાંગીશુ ૪–તાહરા સરખો!

**ધન્નો** આવી નિજ આવાસ, સામગ્રી સજી મન ઉલ્લાસ. ૧૧ મે૦
મૂલથકી મોડણુ ભવપાસ, પહુતો વીરજિનેસર પાસ. ૧૨ મે૦

**દુહા.** વચન ન લોપ્યુ તાહરૂ, મે કીધો અભ્યાસ;
હવે અનુમતિ દ્યો માતજી, સહી તજસ્યું ઘરવાસ. ૧
જે દિન જાયે વ્રત [1]પખે, પડે ન લેખે તેહ;
હું પરદેશી થઈ રહ્યો, હવે સ્યુ કરો સનેહ ! ૨
આજૂણો દીસે તિસો, કહે તિસીપરે વાત;
તૃણ જિમ માયા પરિહરી, છોડી ચલેસી માત. ૩
મરતાં ને જાતાં છતાં, રાખી ન શકે કોઇ;
પણ જો [2]ભાસ ન કાઢીયે, તો મન ડીભો હોઈ. ૪

**ઢાળ. સમયસે ગોયમ મ કરે પ્રમાદ, એહની ઢાળ**

ધીરજ જીવ ધરે નહીજી, ઉલટયો વિરહ અથાહ,[3]
છાતી લાગી ફાટવાજી, નયણે નીરપ્રવાહરે ૧
જાયા ! [4]તો વિણ ઘડીરે છમાસ
માસ વરસ કિમ [5]વોલસેજી, જુઓ હિયયે વિમાસરે ૨ જાયા !
કુણ કેહેશે મુજ માયડીજી, ઘડીય ઘડીને છેહ;
કેહેશુ કેહને નાનડોજી? સબળ વિમાસણ એહરે. ૩ જા૦
હરખે ન દીધો હાલરેજી, વહૂઅ ન પાડી પાય;
તે વાંઝણી હુઈ છુટસ્યેજી, હું કિણ ગાને ગણાયરે. ૪ જા૦
ગહ પૂરિત ગણતી નહીજી, હું કિણહીને માન;
સીહણી લાખીણો જણેજી, એકો લાખ સમાનરે ૫ જા૦
ધીરપ દેતી જીવનેજી, તુજને દેખીશ ધીર;
જિમતિમ વિસાર્યો હતોજી, મે [6]નણદલરો વીરરે ૬ જા૦

---

૧–વ્રત વગર. ૨–મનમાં પડેલી જે છાપ–અસર જો બહાર ન કાઢીએ તો મનમાં ડીભો–ડીખો થાય અથવા છાતી ભરાઇ આવી મુંઝવણ થાય.
૩–અથાગ, માપવિનાનો. ૪–તહારાવિના. ૫–જશે
૬–તને જોઇને તારા પિતાને જેમ તેમ વિસાર્યો હતો.

આંસ લુહણ તું માહરેજી, કાલેજાની કોર;
તું વચ્છ આંધા લાકડીજી, કિમ હોય કઠિન કઠોરરે. ૭ જા૦
જો બાળા પણ સાંભરેજી, શીયાલાની રાત;
તો જામિણીને છોડવાજી, સહીય ન કાઢે વાતરે. ૮ જા૦
બુઢાપણ સુખણી હશુંજી, હુંતિ મ્હોટી આશ;
ઘર સૂનો કરી જાયછેજી, માતા મૂકી નિરાશરે. ૯ જા૦
દીશે આજ દયામણોજી, એ તાહરો પરિવાર;
સેવકને સ્વામી પખેંજી, અવર કવણ આધારરે. ૧૦ જા૦
મોહોલ કવણ રખવાલસેજી, કવણ કરેસી સાર;
એકણ જાયા બાહિરોજી, સુનો સહુ સસારરે ૧૧ જા૦
વચ્છ તું ભોજનને સમેજી, હીયડે બેશીશ આય;
જો માતા કરી લેખવોજી, તો તું છોડી મ જાયરે. ૧૨ જા૦
સાલતણીપરે સાલસેજી, એ મુજ આહિ ઠાણ,
પ્રાણ હુસે હવે પ્રાહુણાજી, ભાવે જાણ મ જાણરે ૧૩ જા૦
સુતવિરહે દુઃખ માતનોજી, કહી ન શકે કવિરાજ;
જાણે પુત્રવિયોગિણીજી, ઈમ જંપે જીનરાજરે ૧૪ જા૦

દુહા

સાસુજી થાકી કહી, હવે આપણની વાર;
કહેવો છે આપણ વસ્તુ, કરવો છે પિઉ સાર ૧
કહેવો ઉવરરયે જીવ્યુ, જાણાં છો નિરધાર,
પણ ઇણ અવસર નારીનો, કેહેવાનો વ્યવહાર ૨
નેહ ગેહેલી માનની, મૂકી કુલ–આચાર;
તે સ્યુ છે જે નવિ કહે, [1]વિછડવાની વાર. ૩
કવિજન જનમુખ સાંભળી, જોડે વયણ એચાર;
પણ એ જે માહે વહે, જાણે તેહિજ સાર ૪

---

૧–જુદા પડવાની, વિયોગ થવાની "જુઓ મચ્છ જળથી વિછરતાં તજે પ્રાણ ધન્ય તેહને" દયારામ.

**ઢાળ. ભાવનની કંતઢગ, એ દેશી.**

પાલવ ઝાલી ઇસ્યું કહેરે, લોક ચિહુંરી સાખ;
જાણે છોરૂ છે માય બાપનારે, છોડો અવગુણ દાખ. ૧
નાહલીયે વિલૂધી બોલ ભા દીયે રે, ભામની ભર ભર આંખ;
નેહલીયે ગેહેલી શંકન કારહેરે, કહે માથા વડ નાંખ. ૨ ના૦
દૂર ન કરતો નાહ નજરથીરે, તું અમને ખિણ માત;
આજ ચલે છે ઊભી મૂકીનેરે, ચૂકે છે ઇણ વાત. ૩ ના૦
શીખ કરે વાટે મિલિ, વિછડવાની વાર;
તે અમસ્યુ શીખ ન કા કરીરે અનિવડ[૧] જેમ વિચાર. ૪ ના૦
તે છાના રાખ્યા હુતારે, પણ જાણ્યા [૨]લખ્ખણ તેહ,
મુહ ઉપરલી કરતો તુ સહુરે, પણ નવિ ધરનો નેહ. ૫ ના૦
આપસ્વારથ ચિતવીરે, છોડી ચલ્યો નિરધાર;
દૈવ ન દીધો એક કણૂ કડોરે, જે હુય અમ આધાર. ૬ ના૦
આશા લૂધાં માણસાંરે, બાધા વરસ વિહાય,
આશ ફીસી જમવારો ગાલિસ્યાંરે, તે દ્યો કંત બતાય ૭ ના૦
પહિલો સગ ન છોડતોરે, હવે દીઠી ન [૩]સુહાય;
તે ડોસી[૪] જિમ મેરૂ ચઢાવિનેરે, ધરિ નાંખી ધ્રસકાય ૮ ના૦
જીવદયા મનમાંહી વસીરે, તિણે લ્યો સંજમભાર;
આ ! રડતી છોડોછો ગોરડીરે, એ તુજ કવણ વિચાર. ૯ ના૦
પુરૂપ કઠોર હૃદય હોએરે, લોક કહે તે ન્યાય;
તિલભર તુ છીજે ભીજે નહી રે, લાખ લોક કહી જાય. ૧૦ ના૦
શીખ કરે વાતે મિલ્યાંરે, વીછડવાની વાર;
તેં અમસુ શીખ ન કરીરે,[૫] એ તુજ કંત વિચાર ૧૧ ના૦

---

**૧–અનિવાર્ય. ૨ લચ્છણ, લક્ષણ. "ગાય ન જાણુ બજાય ન જાણુ ન જાણું લચ્છણ છંદા" આનંદઘનજી. ૩–ખમાય, ફાવે. ૪–આંહિ મૂલ પ્રતિમાં "દોષી" છે. દોષીનો અર્થ દોષીત થાય છે. ૫–આંહિ મૂલમાં "કારેરે" છે.**

ઘડે નવા ભાંજે ઘડયારે, રતને લાવે ખોડ;
દોપી દૈવ ન દેખી શકે ઇસીરે, એ આપણની જોડ. ૧૨ ના૦
[૧]વીજ પડો જોસીતણેંરે, પતડા ઉપર કાય;
જોડાવે જોતાં પાંતર્યોરે, લોભે ચિત્ત લગાય. ૧૩ ના૦
ઘાટ કમાઈ આપરીરે, અવર ન દીજે દોપ;
પણ પડતો આલંબન લીએ સહુરે, કરે અવરસ્યું રોપ? ૧૪ ના૦
વાણી શ્રીજિનરાજનીરે, વસી [૨]જીયાંરે ચિત્ત,
તેતો ભોળાવ્યા ભૂલેં નહી રે, રાખે[૩]અવિહડ પ્રીત્ત ! ૧૫ ના૦

**દુહા.** ભામિની વિવિધવચન સુણી, ડોલ્યો નહી લગાર;
[૪]કનકાચળ ડોલે નહીં, જો વાજે પવન હજાર. ૧
એક મનો સપેખીને, દીધી અનુમતિ માત,
સદા નિહોરો નિબળનો, નેં સબળારી લાત. ૨
જેમ **જમાલી** સચરે, વ્રત લેવાની ખતિ;
તિણપરે રિદ્ધિ વિસ્તારીનેં, **શાલિ**કુમર પણ જતિ. ૩
**શાલિ**ભદ્ર **ધન્ના**ભણી, આપણપે જિનરાજ;
[૫]સયં હાથે વ્રત દેઈ કહે, સારો આતમકાજ. ૪
[૬]તામ **સુભદ્રા** પણ ગ્રહે, [૭]પંચમહાવ્રત ધાર;
ધરમ કરમ હલિ મલિ કરે, તે વિરલા સંસાર. ૫

**રાગ સોરઠી, હંસ લહેરી ઢાળ.**

કર જોડી આગળ રહી, લેઈ પરિજન પાંસેરે;
દુઃખભર છાતી ફાટતી, **ભદ્રા** એણીપરે ભાસેરે ૧ કર૦
મે વચ્છ થાપણની પેરે, આપ્યો છે તુમ સારૂરે;
કોડિ જતન કરી રાખજો, મત ઘાલો વીસારૂરે. ૨ કર૦
તુકારો દીધો નહી, સહુકો કરતો જીજીરે;

---

૧-વીજળી. ૨-જેના. ૩-વારી ન શકાય તેવી ૪-પર્વતનું નામ. ૫-સ્વયં, પોતે. ૬-તેવારે. ૭ સાધ્વીપણું.

તેણે કારણ જગજીવનેં, [1]હટક મ દેજ્યો ખીજેરે. ૩ કર૦
તપ કરતા એ નાનહો, મુજ પીહર વારેજેરે;
ઉનાળે [2]આતાપના, નિરતી કરવા દેજ્યોરે. ૪ કર૦
મેં કલેજો માહરો, દીધો છે તુમ સારેરે;
જિમ જાણો તિમ રાખજ્યો, કહેવાનો [3]આચારરે. ૫ કર૦
સીખક શીસ પરે છે, કરતાં હુવે અવહેલારે;
પણ માવિત સદા કહે, વીછડવાની વેળારે. ૬ કર૦
તું વ્રત લે છે પાલતાં, પણ સાચે મન પાળેરે;
નાહના મોટા વ્રતતણા, દૂષણ સઘલાં ટાળેરે ૭ કર૦
પૂત પનોતા[4] સ્યું થયું, સંજમ લીધા માટે રે;
જે તપ કરી કાયા કસે, ફળતો તેહીજ ખાટે રે. ૮ કર૦
નીસિભર[5] તીજી પોરિસી, સૂતો તૃણ સંથારેરે,
સેજ સુકોમળ જે તજી, તે તુ મત સભારેરે ૯ કર૦
ચોથો વ્રત રખવાળજ્યો, વાડ મ ભાંજણ દેજ્યેરે;
ચૌદસહસ [6]અણગારમે, શોભા અધિક તુ લેજેરે. ૧૦ કર૦
પરઘર જાતાં [7]ગોચરી, મત અભિમાન ધરેજેરે;
આપમરાદો[8] મત રહે, ગુરૂની શીખ ચલેજેરે. ૧૧ કર૦
વચ્છ કાચલીયે[9] જીમતો, મનમે સૂગ મ આણેરે;
મત તુ ઓછો ઉતરે, સાધુતણે સહિનાણેરે ૧૨ કર૦
સિહપણે વ્રત આદરી, સિહપણે આરાધેરે;

---

૧-હઠ, દુરજા, વિગેરે ખીજાઈને બોલવામા આવતાં શબ્દો.
૨-તાપ, તડકો. ૩-આચાર. ૪-ભાગ્યશાલી. ૫-રાત્રિના.
૬-ચૌદ હજાર સાધુમા
૭-ગોચરી, જેમ ગાય થોડું થોડું સઘળેથી ચરે છે તેમ થોડી થોડી બધેથી ભિક્ષા લેવા માટે.
૮-આપમરદાઈમા, આપણીજ પહેલવાનીમાં, અહંકારમા.
૯-કાષ્ઠપાત્રમાં.

સો બોલે એક બોલ છે, આપ-સવારથ સાવેરે. ૧૩ કર૦
ઇમ શીખામણ દેઈ કરી, ફીરિ પાછી ઘરે આવેરે;
એક ઘડી પણ માતનેં, વરસા સો ઇમ જાવેરે. ૧૪ કર૦

**દુહા** પર-ઉપગારી પરમગુરૂ, સાધુતણે પરિવાર;
સંજમ સમર્પિ **શાલિને**, કરે [1]અનેથિ વિહાર. ૧
**શાલિ** સાધુ ચિંતવે, ધન્ય દીહ મુજ આજ;
નિરદૂષણ વ્રત પાલિને, સાર્યું આતમકાજ ૨
શ્રીજિનવર સાથેં કરે, અપ્રતિબંધ વિહાર;
ગ્રહણા ને આસેવના, શીખે શિક્ષા સાર ૩
તપજપ કરી કાયા કસે, અરસવિરસ આહાર;
સુમતિ[2] ગુપતિ નિતુ સાચવે, ચરણકરણ આધાર ૪
ગામાગર પુર વિહરતા, **રાજગૃહ** ઉદ્યાન;
ભવસાયર તારણ તરી, સમોસર્યા **વર્દ્ધમાન** ૫
પુત્ર રતન આગમ સુણી, હરખી **ભદ્રા**માત,
દીધી લાખ વધામણી, કહી જેણે એ વાત. ૬

**રાગ મલ્હાર, ઢાળ જોસીડાની.**

બેબે મુનિવર [3]વિરહણ પાંગર્યાજી, લેઈ **વીર** કન્હે આદેશરે;
એ તનુ દુરજય ભાડે વિણું દીયેરે, ન ખસે પગભર પણ સ દેસરે. ૧ બે૦
માસખમણનો તુજને પારણોરે, વચ્છ! થાશે માયડિને હાથરે;
એણીપેરે ચૌદસહસ્ર અણગારમેરે, શ્રીમુખ ભાખે **શ્રીજિનનાથરે**! ૨ બે૦
તપ જપ ખપ કરી કાયા શોસવીરે, તેમ વલી અરસવિરસ આહારરે;
ઘર આવ્યા પણ કિણુહી ન ઓળખ્યારે, એ કુણ છે બેબે અણગારે? ૩ બે૦
જિનવર આગમ સામહણી[4] સજેરે, **ભદ્રા** નન્દનવન્દન કાજરે;

---

૧-બીજે સ્થળે. ૨-સમિતિ-moderation. ઇર્યા, ભાષા, એષણા, આદાનનિક્ષેપ, અને પરિષ્ઠાપનિકા મલી પાંચ પ્રકારની સુમતિ, અને મન, વચન તથા કાયા એ ત્રણ પ્રકારની ગુપ્તિ. એ આઠે અષ્ટપ્રવચનમાતા કહેવાય છે.
૩-વહોરવા, ભિક્ષામાટે નિકળ્યા. ૪-સામગ્રી.

કિણ કારણ ભિક્ષુક ઉભા તુમેરે[1] ભિક્ષાનો અવસર નહીં આજરે. ૪ એ૦
સાચ વચન કરવા જિનરાજનોરે, ફીરિ આવ્યા વળી બીજી વારરે;
તોપણ પેસણ ન દીયા [1]પોલીયે રે, રોકી રાખ્યાં ઘરને બારરે. ૫ એ૦
ઈણ ઘર પેસણ પણ નવિ કો દીયે રે, તોસ્યુ [2]વેહરણનો વેસાસરે;
જીણ આવકાર ન આવતાંરે, તિણ ઘર શી ભોજનની આશરે? ૬ એ૦
વચન [3]અલીક ન થાયે વીરનોરે, પેસણ પણ ન લહ્યાં ઘર[4]માઝિરે;
એસ્યું ઉખાણો સાચો થયોરે ! એક મારી મા ને વલી વ ઝિરે ! ૭ એ૦
તિણે કુળ સાધુ ન પેસે પાંતરેરે, જીણે કુળ જાતાં હુવે અપ્રીતિરે;
એમ વિમાસીને પાછા વલ્યારે, એહીજ સુવિહિત મુનિની રીતિરે ૮ એ૦
હુંતો માસખમણનો પારણોરે, પણ મન ન ડોલાવ્યો લગારરે;
અધિકેરો તપ અણલાધે હુઓરે, લાધે દેહીને આધારરે ૯ એ૦
વળતાં મારગ મહિયારી મલીજી, માથાઉપર ગોરસ માટરે;
થભાણી પગભર ન શકે ખીસીજી, દેખી શાલિકુમારનો ઘાટરે ૧૦ એ૦
લોચન વિકસ્યાં તન મન ઉલસ્યાંજી, રોમાંચિત્ત થઈ દેહરે;
ઝરવા લાગ્યો ખીર [5]પયોધરેરે, જાગ્યો પૂરવભવનો નેહરે ૧૧ એ૦
[6]વહિરાવે ગોરસ ભાવે ચઢીરે, વેહરીને ચિતે સુવિનીતરે;
કનકાચળ પણ ચાલે ચાલવ્યોરે, ન ચલે વીરવચન સુવિદિતરે. ૧૨ એ૦
જગગુરૂ ભાખે સંશય ટાળવારે, એ પણ પૂરવભવની માતરે,
વિહરણ જાતાં આજ કહી હતીરે, મેં પણ તુમને નિરતિ વાતરે. ૧૩ એ૦
સંગમને [7]ભવહુતિ માંડીનેરે, સકલી વાત કહી જિનરાજરે;
સહુકો મન અચરિજ ઉપનોરે, ઐ!ઐ! કરમતણા એ કાજરે. ૧૪ એ૦

**દુહા** શ્રીજિનવર મુખ સાંભળી, પૂરવભવવિરતંત;
**શાલિ** વિચારે કરમગતિ, એણીપરે સાધુ મહન્ત. ૧

---

૧–દરવાને. ૨ ભિક્ષાનો વિશ્વાસ શુ ! ૩–જૂઠું. ૪–મર્યાદા, ઘરમાં જવા દેવાની મર્યાદા પણ કોઈ જાળવતુ નથી ૫–શાલિભદ્રના પૂર્વ જન્મની જે ધન્ના નામની માતા હતી, તે મલી. અને શાલીને જોતા તેના સ્તનમાંથી દૂધ ઝરવા લાગ્યું. ૬–આપે. ૭–સંગમના ભવથી.

વાછરૂઆં ચારાવતો, હું પાછળ દશવીશ!
ઇણેભવ કિરિયાણો કિઓ, **શ્રેણિક** મગધાધીશ. ૨
[1]પાછળ મનસા ખીરની, પૂરી હુંતી નીઠ;
નિરમાયલ થાતો કનક, ઇણભવ સઘળે દીઠ. ૩
ભવ પહિલો કઈ પહિરતો, માગી પરની ખોલ;
ઇણેભવ વહુએ પગ લૂહી, નાંખ્યા કંબલ સોલ! ૪

## ઢાળ ચૌપૈની

કીધો માસખમણનો પારણો, [2]તનુ આધાર જાણી આપણો;
આગળ કરી [3]**શ્રીગૌતમ**સ્વામિ, તે પુછે પ્રભુ અવસર પામિ. ૧
જીણ કારણ [4]ભાડો દીજતો, હવે તે લાભ નથી દીસતો;
[5]અસનાદિક ચઉવિહ આહાર, તેહતણો કરવો પરિહાર. ૨
પ્રભુ ભાખે થાએ સુખ જેમ, [6]દેવાણુપ્પિય કરવો તેમ;

---

૧–પૂર્વમાં. જુઓ પાનું ૩.

૨–શરીરનો. શરીર વડેજ કાર્યે બની શકતાં હોવાથી શરીરને ટકાવી રાખવાના આધારભૂત જે ખોરાક, તે એક માસના ઉપવાસ પછી લીધો.

૩–મહાવીરના મુખ્ય ગણપતિ–ગણધર.

૪–જે શરીર ટકવવાના કારણથી ખોરાકરૂપી ભાડું આપવામાં આવતું હતું. તેનાથી હવે વધારે લાભ જણાતો નથી. અથવા હવે પ્રયોજન નથી.

૫–અસનાદિક ચારે પ્રકારના આહારનો પરિત્યાગ કરવો. આવો વિચાર શાલિને થવાથી ગૌતમસ્વામીને આગળ કરી ચારે આહાર છોડવાની આજ્ઞા મહાવીર પાસે લેવાની શાલિએ પેરવી કરી ચાર આહાર આ મુજબ છે "असण અનાજ, કઠોળ, દૂધ, અને મીઠાઇ વિગેરે ૧; पाण કાંજી, જવ અને ચોખાનું ધોવણ, અને જળ વિગેરે પ્રવાહી ૨; खाइम ધાણી ચણા વિગેરે શેકેલું અનાજ, તથા ફળ ફળાદિ ૩; साइम સૂંઠ, જીરૂં, અજમો, સુપારી, ચૂર્ણ, વિગેરે તંબોળાદિ ૪.

૬–દેવાનુંપ્રિય, દેવને પણ પ્રિય.

તહત્તિ કરી બે બે ચાલ્યા, **ગૌતમ**સ્વામિ [1]સખાઈ મિલ્યા ૩
મન; વચન, કાયાયે કરી, જે દુષણ સંજમ આસરી,
લાગ્યા હુંતા તે સંભાર, [2]આલોવે નિંદે તેણિવાર. ૪
ચૌરાસીલખ[3] જોની ખમાવ, સવિહુસુ કરે મૈત્રિભાવ;
મન શુધ્ધે ણમી સયળજિનેશ, ધર્માચારજ **વીર** વિશેષ. ૫
અણસણ[4] લે પાદપનીપરે, ઈહ કંત કાયા પરિહરે;
ચાર[5] ચતુર સરણા ઉચ્ચરે, આપણપેં આપો ઉદ્ધરે. ૬
હવે ધરતી મન અધિક જગીશ, આગળ કરી વહુઆર બત્રીશ;
**ભદ્રા** રિદ્ધિતણે વિસ્તાર, સમોસરણ પહુતી તિણિવાર. ૭
દે પરદખ્યણા **વીર**જીણંદ, વન્દ્યા અવર મુનીસરવૃન્દ;
નયણે ન દેખે **શાલિભદ્ર**ત, કરજોડી પૂછે ભગવંત ૮

---

૧–મિત્ર, ધર્મ સાધનામાં સ્હાયભૂત થનાર ૨–ક્ષમાવે, માફી માગે

૩–૭ લાખ પૃથિવીની, ૭ લાખ પાણીની, ૭ લાખ અગ્નિની, ૭ લાખ વાયુની, ૧૦ લાખ એક શરીરમા એકજ જીવવળી વનસ્પતિની, ૧૪ લાખ એક શરીરમા ઘણા જીવોવાળી વનસ્પતિની, ૨ લાખ બે ઇન્દ્રિયોવાળાં, ૨ લાખ ત્રણ ઈન્દ્રિયોની, ૨ લાખ ચાર ઇન્દ્રિયની, ૪ લાખ દેવલોકની, ૪ લાખ નારકીની, ૪ લાખ પાંચ ઈન્દ્રિયોવાળી તિર્યંચોની, અને ૧૪ લાખ જાતની મનુષ્યોની મળી ૮૪ લાખ જાતની યોનાયોવાલા જીવની ક્ષમા માગી મૈત્રીભાવ કર્યો. "જીવ ખમાવો સયલજે, યોનિ ચોરાસી લાખ" પૂ૦ ચ૦

૪ પદપ, ઝાડની પઠેરા. શરીર અને ઇન્દ્રિયો હલાવ્યા વિના, તથા અન્નોદક લીધા વિના એકજ સ્થળે પરમાત્માના ધ્યાનમાં લીન થઈ રહેવાના નિયમને અણસણ કહે છે સાદો અર્થ, જીંદગીપર્યંત ભૂખ્યા રહેવું તે અન્+અશન "હવે અવસર જાણી, કરીયે સંલેપણ સાર, અણસણ આદરિયે પચખ્ખી ચારે આહાર" પૂ૦ ચા૦

૫–રાજા, માલિક, ધણી, પૈસા, અને ઘર વિગેરેનું શરણ છોડીને માત્ર અરિહન્ત, સિદ્ધ, આચાર્ય, અને ઉપાધ્યાયનાજ શરણનું ચિંતન. "ચાર શરણ નિતુ અનુસરો; નિંદો દુરિત આચાર" પ૦ ચાર્ય.

ચઢી [1]વઇભારશિખર મુનિરાય, આદરિ અણસણ છોડી કાય;
પ્રભુમુખવચન સાંભળી, ભદ્રામાતા ધરણી ઢળી. ૯
વિવિધ વિલાપ તીસિપરે કીયા, જેણે ફાટે વિરહાતુર [2]હિયા;
સાથે વહુ લે ગિરિવર ચઢી, પોઢ્યો સુત દેખી આરડી.[3] ૧૦
સાથે શ્રેણિક **અભયકુમાર**, તે સમજાવે વારવાર;
ગણીયે તાસુ જનમ સકૃથ્થ, જે વ્રત ધરી સાધે [4]પરમથ્થ. ૧૧

**દુહા.** પેખિ શિલાપટઉપરેં, પોઢ્યો પુત્ર રતન્ન;
હિયડા જો તું ફાટતો, તો જાણત ધન ધન્ન. ૧
રે હિયડા તુ અતિ નિઠુર, અવર ન તારી જોડિ;
એવડે વિરહે વિહસતો, જતન કરે લખ કોડિ ૨
હિયડા તું ઇણ અવસરેં, જો હોવત શતખંડ;
તો જાણત હેજાલૂઓ, બીજા સહુ પાખંડ. ૩
મુજ હિયડો ગિરિશિલ[5]થકી, કઠિન કિયો કિરતાર;
ઘણા ઘાયે વિરહાતણે, ભેદ્યો નહી લિગાર ! ૪

**ઢાળ. રાગ કેદારો, મયણ રેહા ગીતની ઢાળ**

ઇતિના દિન હુ જાણતીરેહાં, મિલસ્યે વાર એ ચાર; મેરે નંદના,
હવે વચ્છમેળો દોહિલોરેહાં, જીવનપ્રાણ–આધાર, મેરે નંદના, ૧
માયડી નયણ નિહાર, મે૦ બોલો બોલ બે ચાર, મે૦
અણબોલ્યાં ઇણિવાર, મે૦ થાયે કેમ કરાર મે૦ ૨

---

૧–રાજગૃહીમાં 'વૈભારગિરિ' પર્વત છે. કે જેણી તળાટીમાં 'નિર્માલ્ય કુઈ' આવેલી છે. જ્યા શાલિભદ્રની સ્ત્રીઓ હમેશા નવા આભૂષણો બદલી જૂના નાંખતી હતી " વૈભારગિરિવરઉપરે વીરજિનેશ્વર રાય" ઇત્યાદિ.

૨–હઈડું. ૩–રડવું. ગળામાંથી ખેંચીને બૂમ પાડી.

૪–પરમાર્થ. ૫–ગિરિના પત્થર કરતાં પણ સખત.

ઇણ અવસરના બોલડાં રેહાં, જે બોલીસું દસ વીશ, મે;
તે મુજ આલંબન હોશે રેહાં, સંભારીમું નિસદીસ. મે૦ ૩
તપ કરતો ગિણતો નથીરેહાં, કાયાનો લવલેશ, મે;
સેંગ્ માણસ આવીને રેહાં, ઇમ કહતાં સંદેશ. મે૦ ૪
પણ હું સાચ ન માનતી રેહાં, છેતો તેહિજ દેહ, મે;
પંજરરૂપ નિહાળીનેરેહાં, સાચ માન્યું હવે તેહ. મે૦ ૫
ભૂખ ખમી શકતો નહી રેહાં, [1]તીરસ ન સહતો તેમ, મે;
માસખમણ પાણી પખે રેહાં, તે કીધા છે કેમ. મે૦ ૬
સુરતરૂફળ આસ્વાદતો રેહાં, અન્નતણો આચાર, મે;
તેં કિમ કીધાં પારણાં રેહાં, અરસવિરસ આહાર મે૦ ૭
હાથે ઉછેર્યો હતો રેહાં, લહેતી તાહરી ઢાલ, મે;
કહેને સ્યું છાનો હુવે રેહાં, મા હુંતી મોસાળ! મે૦ ૮
વ્રત લેતાં છંડિ હુંતી રેહાં, તેં જામિણી નિરધાર, મે;
હવણાં વળી અણબોલવે રેહાં, ખંતિઉપર દે ખાર મે૦ ૯
ચલતો ઇણ ગામાંતરે રેહાં, લાંબો દેછે છેહ, મે;
થાશે જન્માંતર હવે રેહાં, હમ તમ નવલ સનેહ મે૦ ૧૦
પાછળ વિતક વિતશે રેહાં, જાણે લો કિરતાર, મે;
જીમ તિમ રોતાં વોલશે રેહાં, એ સારી જમવાર. મે૦ ૧૧
ઇણ ડુંગર ચઢયાતણી રેહાં, આજ પડે છે સીમ, મે;
હાડી લાવે પંખીયા રેહાં, તો ભાંજા મત નીમ. મે૦ ૧૨
ઘર આવી પાછા વળ્યાં રેહાં, જંગમ સુરતરૂ જેમ, મે;
એ દુંખ વીસરશે નહી રેહાં, હવે કહો કીજે કેમ મે૦ ૧૩
એકરસો ઘર આંગણે રેહાં સયં હથ પ્રતિલાભતિ, મે;
લાધો નરભવ આપણો રેહાં, તો હું સફળ ગિણંતિ. મે૦ ૧૪
[2]આજુણે અણબોલણે રેહાં, ભલો ન કહેશે કોય, મે;

૧–તૃષા. ૨–આજે, આજને દિને.

પહિડે પેટ જો આપણો રેહાં તો કલ ઉથલ હોય. મે૦ ૧૫
એ સાજણ મેળાવડો રેહાં, તેં જાણ્યો સહુ કૂડ, મે;
હવે લાલચ કીજે કીસી રેહાં, આપ મૂઆ જગ બૂડ. મે૦ ૧૬
તે વિરહીજન જાણશે રેહાં, વિતક દુઃખની વાત, મે;
નેહે ભેદાણી હશે રેહાં, જેહની સાતે ધાત. મે૦ ૧૭
આશાં લૂધાં માણસાં રેહાં, જમવારો પણ જાય, મે;
દૈવે નિરાસ કિયાં પીછે રેહાં, પાપી મરણ ન થાય! મે૦ ૧૮
હું પાપિણી, સરજી અછું રેહાં, દુ.ખ સ્હેવાને કાજ, મે;
દુઃખિયાંને ઉતાવળાં રેહાં, મરણ ન દીયે મહારાજ. મે૦ ૧૯
મીઠા બોલ ન બોલતો રેહાં, મત કરજો તિહાં સીખ, મે;
નયણ નિહાળો નાનડા રેહાં, જિમ પાછી દ્યો વીખ મે૦ ૨૦

**દુહા** માતા વિવિધવચન કહ્યાં, ધરતી નિવડ સનેહ;
પણ સમતારસ ઝીલતાં, મનમેં નાણ્યાં. તેહ ૧
ભામિણી બત્રીસે મિલિ, કરતાં કોડિ વિલાપ;
પણ નાયો મન ઢુંકડો, તસુ વિરહાનળ તાપ. ૨

**ઢાલ. રાગધનાશ્રી.**

ઈણ અવસર **શ્રેણિક** પરચાવે, **ભદ્રા** ફીરિ ઘર આવેજી;
પડિલાભી ન શકી પ્રસ્તાવે, તીણે ગાઢી પછતાવેજી. ૧
**શાલિ**ભદ્ર **ધન્નો** ઋષિરાયા, તાસ નમું નિત્ય પાયાજી;
જે જપ તપ કરી કસી કાયા, સૂધા સાધુ કહાયાજી. ૨ શા૦
નાહના મોટા દૂષણ ટાળી. કળિમળ પંક પખાલીજી;
ચરમ સમય[1] જિનવર સંભાળી, સૂધો અણસણ પાળીજી ૩ શા૦
બાર વરસ સંજમ આરાધિ, આપ સવારથ સાધીજી;

**(ભવિષ્ય વૃત્તાંત)**

સુરગતિ કરમ [2]નિકાચિત બાંધી, [3]સરવારથસિદ્ધિ લાધીજી. ૪ શા૦

---

૧–છેલ્લા વખતે. ૨–ઉત્કૃષ્ટ પુણ્યકર્મ
૩–દેવલોકે સરવારથસિદ્ધવિમાનમાં પેદા થયા.

સુર સારે સુરભવણુ વિચાલે, પણ નવિ નાથ નિહાળેજી;
પોતાનો બોલ્યો સંભાળે, હરખિત હુઓ તિણ કાળેજી. ૫ શા૦
સરવારથસિદ્ધિ હુ નિ [૧]ચવશે, મુનિવર નરભવ લેશેજી;
[૨]મહાવિદેહે વ્રત આદરશે, અવિચળ શિવસુખ વરશેજી. ૬ શા૦
પરતખ **દાનતણાં** ફળ જાણી, ભાવ અધિક મન આણીજી;
અટળક દાન સમર્પો પ્રાણી, એ શ્રીજિનવર વાણીજી ૭ શા૦

(પ્રશસ્તિ)

સાધુચરિત કહેવા મન તરસે, જીણે એ ભાસ્યો હરસેંજી;
(૧૬૭૮)**સોળહસે અઠહત્તર વરસે, આસો વદિ છઠ દિવસે** જી. ૮ શા૦
**જિનસિંહ**સૂરી શીસ **મતિસારે**, ભવિયણને ઉપગારેજી;
શ્રીજિનરાજવચન અનુસારે, ચરિત કહ્યો સુવિચારેજી. ૯ શા૦
ઈણિપરિ સાધુતણા ગુણ ગાવે, જે ભવિયણ મન ભાવેજી;
× × × × ૧૦ શા૦
એ સબધ ભવિક જે ભણશે, એક મના સાંભળશેજી.
દુઃખ દોહગ તે દૂરે ગમસ્યે, મનવછિતફળ લહિસ્યેજી ૧૧ શા૦

## इति शालिभद्रमहामुनिचरित्र संपूर्ण.

---

૧–દેહત્યાગ કરીને.

૨–મહાવિદેહ નામનુ એક ક્ષેત્ર છે ત્યાં, દેવપણાથી દેહત્યાગ કરી મનુષ્યપણામા જન્મ ૫મશે અને ત્યા મુનિપણુ અગીકાર કરી; દેહ છોડી, અપુનર્ભવ પ્રાપ્ત કરશે.



મુનિશ્રીગંગવિજયપ્રણીત.—

# કુસુમશ્રી રાસ.



**ॐ શ્રીવરદાયૈ નમઃ**

## (મંગલાચરણ.)

**દુહા.**

પુરીસાદાણી **પાસજી**,[1] ત્રેવીસમો જિનચન્દ;
સુખ સંપત્તિ જિણ નામથી, પામે પરમાનન્દ. ૧
વળી ગણધર-આદે નમું, [2]ચૌદસે બાવન્ન;
સમરંતા પાતિક મિટે, જપીએ સાચે મન્ન. ૨
વીણા પુસ્તકધારિણી, હંસવાહિણી સુવિલાસ;
પ્રણમું ભાવે સારદા, આપે વચન-વિલાસ. ૩
તીર્થંકર ગણધર સારદા, વળી પ્રણમું ગુરૂરાય;
**શ્રીલાવણ્યવિજય**[3]ઉવઝાય નિત, નમતાં પાતિક જાય. ૪
તસ [4]શીસ ચરણ [5]સરોરૂહ, મધુકર પરે મનોહાર;
**શ્રીનિત્યવિજય**કવિરાયનો, જપિયે નામ ઉદાર. ૫
તેહતણા સુપસાયથી, રચિસું રાસ ઉદાર,
**સીયળ** સબળ ગુણ વર્ણવું, સાંભળો થઇ ઉજમાળ. ૬
સીયળે શિવસુખ પામીએ, સીયળે નવહ નિધાન;
સીયળે સુર સેવા કરે, સીયળે લહીયે માન. ૭
સીયળતણો મહિમા ઘણો, કહેતાં નાવે પાર;
**કુસુમ**શ્રી રાણીતણો, કહિશું ચરિત્ર ઉદાર ૮

---

૧–પાર્શ્વનાથ. ૨–આદિશ્વરભગવાનથી લેઇને મહાવીરસ્વામીસુધીના.
૩–ઉપાધ્યાય. ૪–શિષ્ય. ૫–કમળ.

એહ ચરિત્ર સુણતાં થકા, મિટે પાપ અઘોર;
એ સુણતાં જે ઊંઘસે, તે માણુસરૂપેં ઢોર. ૯

## (કથારમ્ભ.)

### ઢાળ-ચોપાઇ દેશી.

[1]જંબુદ્વીપ [2]ભરત જાણીયે, અંગદેસ તિહાં વખાણીયેં;
**રતનપુરી** નામે તિહાં પુરી, જાણે અમરપુરી અવતરી. ૧
રાજ કરે તિહાં રાજા ભલો, **રણધવળ** નામે ગુણનીલો;
રાણી **રતનવતી** [3]તસ ઇસી, રૂપે જેણે જીતી ઉર્વસી. ૨
**મતિસાગર** મંત્રી તસ વળી, રાજકાજ છે નિર્મળી;
ઇન્દ્રતણી પેરે પાળે રાજ, સકળ લોકના સારે કાજ. ૩
અંગજરાય તણા છે ઘણાં, રૂપવંત અતિ સોહામણા;
પણ ઉપર એક નહી સુતા, તેણે કારણ રાણી દુઃખીતા. ૪
જે જે જાણ કહે તિમ કરે, પણ નહી તેથી કોઈ સરે;
પછે કરે સુકૃત અભ્યાસ, જેહથી લઇએ સુરવર વાસ. ૫
તેહ [4]નિસિતર સુતી સુન્દરી, સુપન એક દેખે સુન્દરી;
પચવરણ દેખે [5]ફૂલે સોભતી, દેવતણી માલા દીપતી. ૬
સુપન દેખી જાગી [6]સા સતી, પતિ પાસે આવે હરખતી;
સ્વપ્નતણું ફળ પૂછે હસી, તવ ભૂપતિ ભાખે ઉલ્લસી. ૭
સુંદરી સ્વપ્નતણે અનુસાર, બેટી એક [7]હૂસે વરનાર;
ઈમણી[8] સુણી રાણી ગહગહી, નિજ મન્દિર આવે વળી વહી. ૮
ધર્મ કર્મ કરતાં અનુક્રમે, માસ નવ હૂવા પૂરા તિમે;
સુભ સુહ્રતિ જનમી બાળિકા, જાણે પુણ્યતણિ પાળિકા. ૯
કરે મહોત્સવ બહુ ભૂપતી, લાવે ભેટ ભલી ધનપતિ;

૧-જમ્બુદ્વીપમા. ૨-ભરતક્ષેત્ર. ૩-તેને-રાજાને.
૪-પાછલી રાત ૫-પુષ્પોવડે. ૬-રત્નવતી. ૭-થશે. ૮-એ પ્રમાણે.

દિવસ બાર હૂઆ [1]જેતલે, થાપ્યું નામ ભલું [2]તેતલે. ૧૦
સુપન અનુસારે દીધું નામ, કુસુમશ્રી ગુણકેરો ઠામ;
[3]ગિરિકંદરી વાધે જિમ [4]લતી, તેમ વાધે કુસુમશ્રી સતી. ૧૧
અનુક્રમે પંચ વરસની [5]હવી, ભણવા બુદ્ધિ ભલી સંભવી;
નિશાળે મૂકે ભૂપતિ, શાસ્ત્ર ભણાવે દ્વિજ વરમતિ. ૧૨
થોડે દિન સિખી સવિ કળા, જાણે સયળ શાસ્ત્રના [6]આમળા;
જાણે કવિત નવા કેળવી, જાણે વર્ણ સુપરે મેળવી. ૧૩
જાણે ન્યાયગ્રન્થ સવિ ભણી, જાણે ગણિતગ્રન્થ આ! ભણી;
જાણે શબ્દતણો ઉપચાર, જાણે જ્યોતિષશાસ્ત્રવિચાર. ૧૪
જાણે વૈદકશાસ્ત્ર નિદાન, જાણે નટ સગીતાદિતાન;
સામુદ્રિક લક્ષણ સવિ લહે, શકુનભેદ પૃચ્છા સવિ કહે. ૧૫
જાણે તેલ સુગન્ધા કરી, જાણે અશ્વપરીક્ષા પરિ;
જાણે વસ કરવાના મત્ર, જાણે અગ્નિબન્ધનના તંત્ર. ૧૬
જાણે શાયણિ ડાયણિ દમી, જાણે ભૂત પ્રેત નિગમી;
જાણે નરલક્ષણ બત્રીસ, જાણે દડાયુધ છત્રીસ. ૧૭
સકળ કળા સિખી તેણિ મુદા, જગ બીજી જાણે સારદા!
દેખી હરખ ધરે ભૂપાલ, [7]ગગવિજે પભણી પહેલી ઢાલ. ૧૮=૨૭

**દુહા.**

રાજા મન હર્ષે કરી, દીધું દ્વિજને દાન;
પ્રસન્ન થઈ ઘેર આવીયો, તે અધ્યાપક ગુણખાણ. ૧
કુસુમશ્રી ભરયૌવના, થઇ તે બુદ્ધિ—નિવાસ;
સોળ શ્રૃંગાર પહેરાવીને, માએ મોકલી રાય પાસ. ૨
સભા મધ્યે આવી હર્ષસ્યું, તે કુમરી ગુણવંત;
વિવરી બોલે બોલડા, સાંભળી સભા હરખંત. ૩

---

૧-જ્યારે. ૨-ત્યારે. ૩-ગિરિગુફામાં. ૪-વેલડી. ૫-થઇ.
૬-સકલશાસ્ત્રકળા. ૭-ગગવિજયે પહેલી ઢાલ પભણી—કહી.

તાત ચરણ પ્રણમી કરી, નિવસી[1] ખોલામાંહિ;
સા દેખી મન ચિંતવે, જોઇએ(જોયે)વર યોગ ઉચ્છાહિ. ૪
**કુસુમશ્રી** ઘરે મોકલી, બોલે નરપતિ તામ;
**મતિસાગર** મંત્રી સુણો, જુઓ વર અભિરામ. ૫
[2]ખેચર નરપતિ નંદન, રૂપતણો ભંડાર;
**કુસુમશ્રી** સરખો સહી, જોઇએ વર અભિરામ. ૬=૩

**ઢાલ. ગઢડામેં ઝુલે સહિયાં હાથની, એ દેશી.**

સચિવ ભાખે હો સુણો ભૂપતી, **કનકશાલ** નગર સુઠામ;
રાજન મોરાહો, અવધારો એક વિનતી. આંકણી.
રાજ કરે તિહાં નરવર રાજીયો, ઉત્તમ **અરિકેશરી** ગુણ ધામ, રા૦ ૧
**પ્રીતિમતી** રાણી ગુણે આગળી, બોલે તે મુખથી અમૃત વાણી; રા૦
તસ અંગજ **વીરસેન** જાણીયે, શિરોમણ બુદ્ધિતણો નિધાન, રા૦ ૨
કુમરયોગ એ કુમરી વસી, જેમ રોહિણી ઇન્દુશું સસનેહ, રા૦
સદસરૂપે ગુણે પરવરી, જુગતી જોડી બની છે એહ, રા૦ ૩
મંત્રીવચન સુણી ભૂપતી, સાંભલી બોલે તસ ગુણરૂપ; રા૦
**વીરસેન** કુમરસ્યુ હર્ષે કરી, મેળો વેગે વિવાહ અનૂપ, રા૦ ૪
મંત્રીસર ચાલ્યો રાય આદેશથી, સાથે હો લીધો બહૂ પરિવાર; રા૦
અનુક્રમે **કનકશાળપુરે** આવીયા, જઈ ભેટયો **અરિકેસરી** શુભ વાર, રા૦ ૫
રાજાએ આદરમાન દીધો ઘણો, બેઠો અમાત્ય ધરી નેહ; રા૦
કુવર દીઠો અનુપમ સુન્દર, જુગતિ જોડી મિલી છે એહ, રા૦ ૬
નૃપને સચિવે કહી વારતા, તેડાવો વહેલા અહિ દ્વિજયાત; રા૦
તેડાવી વિપ્રોને નૃપ એમ ભણે, જુઓ લગન રૂડું સુવિખ્યાત, રા૦ ૭
[3]વાડવ બોલે નૃપ તમે સાંભલો, દિવસ બારમાં લગ્ન વિચાર; રા૦
વર્ષ બાર લગે નહી કો તિસ્યું, જેહવુ લગ્ન હમણાં છે સાર, રા૦ ૮

---

૧ બેઠી. ૨-વિદ્યાધર, આકાશે ચાલનાર. ૩-વિપ્રો.

સાંભલી નૃપ કહે મંત્રીપ્રતે, હવે કહો શું કિજે વિચાર? રા૦
સચિવ કહે એ નવિ ચૂકંયે, મુકો મુજ સાથે કુમાર, રા૦ ૯
માની વાત; કુમર આગે કહી, ચાલ્યો મંત્રી સાથે ધરીય સનેહ; રા૦
મંત્રી સંધાતે કુમર ચાલીયો, શૂકન ઉત્તમ લેઈ ત્યાંહ, રા૦ ૧૦
કુમર નિજપુરથી હવે સંચર્યો, લઈ સૈન્ય સબળ અપાર; રા૦
અનુક્રમે **રત્નપુરી**ને પરિસરે, આવી ડેરાં દીધાં સુવિચાર, રા૦ ૧૧
તતક્ષિણ જાણ કરાવ્યું રાયને, આવ્યો નૃપ મુકી પ્રમાદ, રા૦
જવ દીઠો, **અરિકેસરી** [1]નન્દનો, તવ મન પામ્યો અતિ આલ્હાદ, રા૦ ૧૨
પંચ શબ્દ વાજાં વાજતે, નગરમાં કરાવે પ્રવેશ, રા૦
નાટક નાચતે ભલિ ભાંતિશું, રાય મન હર્ષ ધરે સુવિશેષ, રા૦ ૧૩
ઢાલ બીજી એ પૂરી કહી, કુમર તેડાવણ કહ્યો અધિકાર, રા૦
ગંગવિજય કહે સાંભલો, આગળ વાત અછે રસાળ,
રાજન મોરા હો! અવધારો એક વિનતી ૧૪=૪૭.

## દુહા.

**રણધવળ** હરખેં કરી, આપે વસવા વાસ,
શુભવેલા શુભ મુહૂરતે, કુમરે કીધો વાસ. ૧
એક દિન છદ પૂરી કરી, બેઠો હર્ષ ધરેવ;
રાય રાણા શુભ મંત્રવી, પય પ્રણમે નિત મેવ. ૨
[2]ખલક મૂલક મિલ્યા એકઠા, જોવા કુમર નરિન્દ;
સોભાગી દીપે જિસ્યો, જિમ તારામે ચન્દ્ર. ૩
કે! સું! ગગનથી ઉતર્યો! સહસ્રકિરણ દિનકાર;
કે! સુરપતિ એ અવતર્યો, ઐ ઐ[3] રૂપ [4]અબાર ૪
આપણા રાય સુતાતણી, પૂરણ પુન્યાઇ જાણ,
કુમર સોભાગી પામીયો, વખત વડોય પ્રમાણ ૫
**કુસુમશ્રીએ** સાભળ્યું, કુમર આગમણની વાત,

---

**૧-અરિકેસરીનો પુત્ર. ૨-માણસ. ૩-અહો! અહો! ૪-રૂપનો ઢગલો.**

જોઉં જઇ કુમારને, કેહવો છે સુવિખ્યાત. ૬
કુમરી નિરખે કુમરને, કુમર નિરખે નાર;
જોતાં નયણ મેલાવડો, હુઓજે તેણીવાર. ૭
નયણ મિલતે મન મિળ્યું, મનથી લાગ્યો રંગ;
રંગે રસ [1]ઉપાઇયો, રસેકરી સિંચ્યા અંગ. ૮
અંગ સિચન્તે સુખ ઘણું, રોમ રોમ અનંત;
કે જાણે મન તેહનું ! કે જાણે ભગવન્ત ! ૯
કરસ્યુ [2]કરપલ્લવી કરી, કુમરી [3]દાખે ભેદ;
કુમર સમજે ક્ષણિકમાં, મૂરખને [4]હૂએ ખેદ. ૧૦=૫૭

## ઢાળ. ઉલ્હાલાની દેશીએ.

લગન સમો જવ આવસે, સભા લોક એહારે જોસે;
કર મુકાવણીયે મુજ આજ, શું લેશો કહો મહારાય ? ૧
નયન-પલ્લવી કુમરે કીધી, સુન્દરી સુણો તુમ હિતબુદ્ધ;
માંગુ તેહ તુમે જે કહો, સાર વસ્તુ સઘળી તુમે [5]લહો. ૨
સાંભળ પ્રાણનાથ મુજ વિનતી, વસ્તુ દાખવું જે તુમને [6]છતી,
રત્ન ત્રણ જાણી માંગજો, [7]અવર લેઉ ન ચિત્ત આણજો. ૩
**કમળા મેલા અશ્વરત્ન,** તાતે રાખ્યો છે ઘણે યતન્ન;
જોયણ લક્ષતણે આંતરે, આકાસે ચાલી ઉતરે. ૪
પુર પાટણ નગર સુઠામ, ઘોડાને સંભળાવે નામ;
ત્યાં મુકે વેગે હયપતિ, તે માગી લેજો સુભમતિ. ૫
બીજું રત્ન કામિત [8]પલ્લંક, મન વાંછિત આપે નિશ્શંક;
વિશુદ્ધ ચડામણિ [9]સૂયડો સારો, પૂછી વાત કહે નિરધારો. ૬
સ્વામી ! કર મુકાવાને સમે, માગી લેજો તમને જે ગમે;
એમ સંકેત કરે સા સતી, અવર ન જાણે પણ કો રતી. ૭

---

૧-ઉપજ્યો. ૨-હસ્તપાલવ. ૩-બતાવે ૪-થાય. ૫-જાણો.
૬-ઉઘાડી, જાણીતી. ૭-બીજું કશું. ૮-પલંગ, ઢોલીઓ. ૯-પોપટ.

લગન સમો આવ્યો જ્યારે, ઓચ્છવ મહોત્સવ માંડયો ત્યારે,
[1]સામેલે સોહે રાજકુમાર, આવી બેઠો ચોરીમઝાર. ૮
'સાવધાન' જોશી એમ કહે, **વીરસેન** કુમરી કર ગ્રહે;
મંત્રી પુરોહિત સામંત સાથ, પરિવારે બેઠો [2]નરનાથ. ૯
પુરોહિત સ્વામીતણા [3]આદેશે, [4]જામાતપ્રતિ કહેરે વિશેષે;
ગજ રથ ઘોડા ગામ નિવાસ, માંગો કર મુકાવણી [5]ગ્રાસ. ૧૦
કુંવર કહે માગું નહીં અમ્હે, માગ્યું નહી દેવાયે તુમ્હે;
મરણથકી દેવું છે દોહિલું, દેવાથકી મરણ છે સોહિલું. ૧૧
સ્વસુર કહે સુણો જામાત, તુમે કહી એ કૂડી શી વાત;
જગવ્યવહાર કર્યો તે કીજે, જે માગો તે તુમને દીજે. ૧૨
જામાત કહે વળી વાણી, માગે [6]હલુઉ અને વળી હાણી,
માગ્યા પછી ન આપે જેહ, સઘળેથી [7]હલુઆ કહીયે તેહ. ૧૩
[8]વ્યોમચારી તુમારે જે અશ્વ, કામિત [9]પલંક જાણે જે વિશ્વ,
સર્વ અર્થ [10]ભાષિત [11]સુક જેહ, માગું છું મુજ આપો તેહ. ૧૪
એમ સુણી રાજા ચમકાયો, આપો એમ સુણી ઝબકીયો;
સબળ સુંહાલો એ છે પાત્ર, ઘર સરખી નથી કાંઇ યાત્ર. ૧૫
કેમ જાણ્યો એણે ઘરતણો ગૂઢ, જ્ઞાનવિના નર હોયે મૂઢ,
સાખ ભેદ સહી કુમરીએ કીધો, દીસે છે કુમગે ઉત્તર દીધો. ૧૬
[12]સાયર જલસંખ્યા જાણીયે, તારા ગગને ગણી આણીએ;
અંગુલી પૃથવી(ન) મવીયે સાર, પણ [13]ત્રિયાચરિત્ર ન લાભે પાર. ૧૭
ત્રીજી ઢાળ પૂરી થઇ એહ, કુમરી વાત જાણી સવિ તેહ;
કવિ **નિત્યવિબુધનો ગંગ** ઇમિ [14]ભાષે, આગળ [15]સુરસ કથા કહેવાશે ૧૮=૭૫

---

૧–વરઘોડે. ૨–રણધવળ રાજા. ૩–આજ્ઞાથી. ૪–જમાઇ. ૫–ગરાસ. ૬–હલકુ દેખાય. ૭–હલકા, નીચા. ૮–આકાશે ચાલનાર ૯–પલંગ. ૧૦–બોલનાર. ૧૧–પોપટ. ૧૨–સાગર, દરિયો. ૧૩–નારી. ૧૪–કહે ૧૫–રસજ્ઞ.

## દુહા.

રંગ કહે જગનારીનો, મતિ[1] કો[2] કરો વિશ્વાસ;
રાચી લૂટે ભીલ જિમ, વિરચી કરે વિનાસ. ૧
રે ! પ્રાણી સહૂ સાભળો, નારી નિર્ગુણ જાત;
[3]મનસ્યુ વિલસે [4]જેહસ્યું, મુખ ભાખે તસ વાત. ૨
કહે કવિજન નારીતણો, રંગ જિસ્યો જગ કાચ;
બોલજ બોલે લાખ [5]વે, તે માંહિ એક ન સાચ. ૩
કહે કવિજન વિધિના[6] રચી, નારી વિપની ખાણ;
[7]રોમરોમ કપટે ભરી, સગી નહી નિરમા(વા)ણ. ૪
જુઓ પુત્રી મુજતણી, ઘરનું [8]દાખ્યું [9]ગૂઝ;
જીવથી અધિકી જાણેતો, તે પણ ન થઇ મુઝ. ૫=૮૦

### ઢાળ. કપૂર હોયે અતિ ઉજળોરે, એ દેશી.

નવ મહિના ઉદરે ધર્યારે, કીધી સાર સભાળ,
પાલીને [10]પોઢી કરારે, તે નવિ હુઇ મુજ બાળ.
સુગુણનર ! સમજો ચિત્ત મઝાર, ત્રિયા ચરિત્રનો ન લાભે પાર,
સુગુણ નર! સમજો ચિત્ત મઝાર. ૧ આંકણી.
ગુપ્ત વાત કહી માહરીરે, જે નવિ જાણે કોય;
માગ્યું જો નવિ આપિયેરે, તો અપજસ સઘળે હોય. સુગુણ૦ ૨
મંત્રી કહે રાજાન સૂણોરે, હવે શી ! વિમાસણ હેવ;
હસતાં રોતાં પ્રાહૂણોરે, આપો માગ્યું દેવ સુગુણ૦ ૩
આપે રાજા કુમરનેરે, કર મૂકાવા કાજ,
ત્રણે વસ્તુ સોહામણીરે, કહે મેં આપી રાજ. સુગુણ૦ ૪
કુમર વસ્તુ લેઇ કરીરે, કુમરીનો મૂકે હાથ;
આનન્દસ્યું પરણી કરીરે, ઉઠે નૃપની સાથ. સુગુણ૦ ૫

---

૧-મત, નહિ ૨-કોઈપણ. ૩-મનથી. ૪-જેનાથી. ૫-વે-તે, સ્ત્રી. ૬-વિધિએ. ૭-રૂંવાડે-રૂંવાડે. ૮-દેખાડયું. ૯-ગુપ્ત બીના. ૧૦-મ્હોટી.

ધવળ-મંગળ વાગતેરે, આવે નિજ આવાસ;
સંતોષી, જન દાનથીરે, સહુ પામ્યા બહુ ઉલ્લાસ. સુગુણ૦ ૬
દિવસ ત્રણ રહિ ત્યાં કણેરે, કહ્યું જાસું નિજ ગામ;
રખે પ્રીતિ ઉતારતારે, અહો રાજન ગુણધામ. સુગુણ૦ ૭
તુમસ્યુ માયા છે ઘણીરે, તે ઉતારી નવિ જાય;
રખે તુમે વિસારતાંરે, ઘણું શું કહું [1]તુમ રાય, સુગુણ૦ ૮
કહે નૃપ [2]ષટમાસ અહી રહોરે, પછી જાજો નિજ દેશ;
વિ(ની)નતિ માગી તમને કહુ રે, અહો! કુમર સુવિશેષ, સુગુણ૦ ૯
તવ કુંમર વલતું [3]વદેરે, મુજ જીવ છે તુમ પાસ;
દૂર રહ્યાં [4]તોહી [5]હુંકડારે, જો મન છે એક[6] રાસ સુગુણ૦ ૧૦
જાતા જીવ ચાલે નહીરે, પણ એક મનમે ઉચાટ,
માત-પિતા જે માહરારે, જોતાં હશે મુજ વાટ. સુગુણ૦ ૧૧
[7]શીખ માગી તવ આપીયારે, મણિ માણેક અભિરામ;
કરજોડી કહે રાજવીરે, તુમથી રૂડા કામ સુગુણ૦ ૧૨
સબળ [8]સૈન્યસું ચાલિયોરે, **અરિકેસરી** [9]અંગજાત;
**કુસુમશ્રી** સાથે ચલીરે, સંભારતી માતને તાત. સુગુણ૦ ૧૩
સૈન આગળથી [10]પાઠવીરે, સ્ત્રીસું કરેય વિચાર;
[11]રત્ન-પરીક્ષા કિજીએરે, જિમ ગુણ લહીયે સાર. સુગુણ૦ ૧૪
ચોથી ઢાલ સોહામણીરે, કુમર ચાલ્યો નિજગામ;
**ગંગવિજય** કહે કર્મથીરે, કહેવા થાયે કામ. સુગુણ૦ ૧૫=૯૫

---

૧-હે રાજા, તમને. ૨-છ. ૩-ઉત્તરમાં કહે છે ૪-તોપણ. ૫-પાસેજ ૬-ઢગલા તુલ્ય-જો આપણું મન રાશસમાન એકજ છે, તો પછી દૂર છતાં પણ નજીકજ છીએ ૭-રજા.

૮-સૈન્યસહિત. ૯-પુત્ર. ૧૦-મોકલી દઈને.

૧૧-કર મૂકાવણ વખતે જે ત્રણ રત્નો માગ્યાં છે, તેની પરીક્ષા કરીએ.

## દુહા.

**કુસુમશ્રી** પલ્લિંક સુક–સહિત હુઓ અસવાર;
ઘોડાને કાને જઈ, એહવું કહે કુમાર. ૧
અશ્વરતન! [1]તે [2]મુકવુ, મુજને કરીય યતન્ન;
**કુસુમશ્રીપુરી** નગરીતણુ, જિહાં છે મ્હોટુ [3]વન્ન. ૨
ચિન્તાતુરથી એહવું, બોલાણું વિપરીત;
પવનવેગ જિમ ઉત્પત્યો, આકાશે [4]હય મીત્ત. ૩=૯૮

## ઢાળ—નાયકાની દેશી

ગગનમારગ ચાલ્યો ઉત્પતિરે, અશ્વ તે બુદ્ધિનિધાન મન માન્યોરે;
અનુક્રમે હયવર આવિયો હોલાલ, જ્યાં **કુસુમપુરી** છે ઉદ્યાન,
મન મોહ્યોરે. ૧
કુમર કૌતકી કૌતુક દેખતો હોલાલ, નિરખે નવનવા ખ્યાલ, મન માન્યોરે
એક કર ગ્રહી કામની હોલાલ, એક કરે લીધો સૂક બાળ,
મન મોહ્યોરે, કુમર કૌતુકી કૌતુક દેખતો હોલાલ. ૨
અશ્વથકી ઉતર્યા તદારે લાલ, નિરખે ચિહુ દિસે વન્ન, મન માન્યોરે,
વનપંખી બહૂલા કલકલેરે લાલ, પણ માનવ કો ન દિસન્ત,
મન મોહ્યોરે, કુમર કૌતુકી કૌતુક દેખતો હોલાલ ૩
એમ દેખી કુમર ચિન્તવેરે લાલ, આ નગર દિસે છે શૂન્ય, મન માન્યોરે;
કયાં લાવ્યો ઘોડોએ [5]પાતકી હોલાલ, એ **કનકશાળ** નહી અન્ય,
મન મોહ્યોરે, કુમર કૌતુકી કૌતુક દેખતો હોલાલ. ૪
તવ શુક બોલે મધુરી વાણીયેરે લાલ, સુણો ચિન્તાતણે પ્રમાણ, મ૦
**કનકશાળ** નગરી ભૂલ્યા તમેરે લાલ, કહી **કુસુમપુરી** તમે રાણ![6]
મન મો૦ કુમર કૌતુકી૦ ૫

---

૧–ત્હારે ૨–મૂકવા. ૩–વન–જંગલ.
૪–જેમ અસાધારણ વેગથી પવન ઉત્પાતિયું થાય, તે નિયમપ્રમાણે આકાશે ઘોડો ચાલવા લાગ્યો. ૫–પાપી. ૬–હે રાજન્ !

તે કારણ એ લાવ્યો અહી હોલાલ, કહીયે તે કરે [1]તુરંગ, મન મા;
નગરકૌતુક દેખી કરી હોલાલ, ઘરે જાશું ધરી ઉમંગ, મન મો. કુ૦ ૬
કુમરે માની વારતારે લાલ, [2]દે અશ્વને અન્ન [3]પાણ, મન માન્યો;
[4]અમૂલિક ફળ શૂકને દીયેરે લાલ, પછી પોતે ખાય સુજાણ,
મન મો૦ કુમર કૌતુકી૦ ૭
શીતળ જળ નિર્મળ લીયો હોલાલ, * * *
* * * મૂકી બોલે નૃપતિ, મન મો૦ કુમર કૌ૦ ૮
હું જાઉ છું કૌતક દેખવારે લાલ, **કુસુમપુરી** નયરી પ્રિયાહી! મનમા૦
જ્યાં લગી હું આવું નહીંરે લાલ, ત્યાં લગી રહેજો આંહી, મન મો. કુ૦ ૯
એમ કહી ગયો ઘોડે ચઢીરે લાલ, આવ્યું નગર તે શૂન્ય, મનમા૦
[5]નિરખી નગરી ચારે દિશારે લાલ, પણ માનવ કો ન દીસંત. મ૦ કુ૦ ૧૦
સપ્તભૂમિ દીસે [6]માલીયારે લાલ, સુન્દર [7]હાટની [8]ઓળ, મનમા૦
ગોખ [9]ચીહું દિશે સોભતા હોલાલ, અનુપમ નગરની પોળ,
મન મો૦ કુમર કૌ૦ ૧૧
ઠામ ઠામે દીસે [10]દીર્ઘિકા હો લાલ, સ્ફટિક[11]સોપાન [12]ઝલકંત, મનમા૦
શીતલ જલ ભર્યાં નિર્મલાં હો લાલ, પણ [13]ઠાલાં કો ન દીસન્ત,
મન મો૦ કુ૦ ૧૨
ધ્વજાસહિત દીપે ભલારે લાલ, કનકમય પ્રાસાદ, મનમા૦
[14]કોશીસાં ઝલકે ઘણાંરે લાલ, જેણે દીઠે ઉપજે આલ્હાદ, મનમો૦ કુ૦૧૩
સાયરજળ લહેરાં લીયેરે લાલ, પાછો આફલી વલે કોટ, મનમા૦
[15]શમીરતણા પ્રભાવથીરે લાલ, માનુ કુમર નિરખણ કરે [16]દોટ,
મન મો૦ કુ૦ ૧૪

---

૧–ઘોડો. ૨–આપે ૩–દાણોપાણી ૪–તોફા, ઉત્તમ ૫–જોઇ. ૬–સાત મજલાવાળા ઘરો દેખાયા. ૭–દુકાનો, બજાર. ૮–પંક્તિ, હાર. ૯ –ચારે દિશામાં.

* (શુકને અશ્વ સહિતિ, સનમં૦ નારી શુક એકણ સ્થળે હોલાલ,)

૧૦–જળાશય, વાવ. ૧૧–પગથીઆ. ૧૨–ચળકે. ૧૩–ખાલી. ૧૪–કાંગરા, કળશ. ૧૫ વા, પવન. ૧૬ દોડીયાં કરે.

[1]કેલિ કરે તિહાં પંખીયારે લાલ. મૃગ [2]સંબર ખેલે ખેલ, મનમા૦
વાઘ [3]સિંઘ બોલે કલકલીરે લાલ, એક એકને નાંખે [4]ઉવેલ,
મન મો૦ કુ૦ ૧૫

સાપ નોળ બહૂ ડસ ડસેરે લાલ, [5]મુષકને [6]માંજાર અનેક, મનમા૦
[7]વનચર જીવના જોડલાંરે લાલ, પણ માણસ ન મિલે એક,
મન મો૦ કુ૦ ૧૬

પાંચમી ઢાળ પૂરી થઇરે લાલ, નગર [8]વરણુ સુવિશાળ, મનમા૦
**ગંગવિજય** કહે સાંભળોરે લાલ, આગળ વાત રસાળ, મન મોહ્યોરે;
કુમર કૈતુકી કૈતુક દેખતોરે લાલ. ૧૭=૧૧૫.

## દુહા.

નગરી જોઈ પુણ્યબળ, પાછો વળ્યો [9]રાણ,
દરવાજા પાસે જોયો(ઇ), [10]પાદદેવીનો સ્થાન ૧
દેવી નમી આગળ ચાલીયો, વન કૈતક દેખંત,
આવે જ્યાં શુક [11]અગના, કુશળપ્રશ્ન પૂછંત. ૨
સૂડો કહે આગળ સાંભળો, રયણીયે ઇણિ ઠામ;
રહેતાં વિઘન હોસે ઘણુ, કહ્યું માનો (મુજ) સ્વામ. ૩
રત્ન ત્રણ પાસે આપણી, રખે તે કોઈ હરંત;
તે [12]ભણી રહેવું [13]જુગતુ નહી, ચાલો નિજ પુરસંત. ૪
કુમર કહે સાંભળ સૂડલા, રયણીયે [14]ગમણુ નિષેધ;
પ્રભાત હોસે જેટલે, ચાલસુ ધરીય ઉમેદ. ૫
શુક બોલે સાંભળ નરપતિ, પણ રયણીયે બે લખે ખત;
કુમર કહે ભય મત કરો, કરશું વાત વિગત ૬
જો ! રયણીયે નહી જાગશો, તો લઇ જાશે કોઇ આજ;
કુમર કહે શું કીજીએ ? શુક બધવ મહારાજ! ૭

---

૧ ક્રીડા. ૨ સાબર. ૩ સિંહ. ૪ ઉદર. ૫ બિલાડી. ૬ વનમાં રહેનારા. ૭ વર્ણન ૮ જંગલમા ૯ પાદરદેવીનું ૧૦ પોપટ અને સ્ત્રી જ્યાં છે, ત્યાં. ૧૧ તે માટે. ૧૨ યોગ્ય ૧૩ યોગ્ય, ૧૪-જવું.

## ઢાળ. નીંદડલી વૈરણ હોઇ (થઇ) રહી, એ દેશ.

શુક બોલે સાંભળ રાજવી, પ્રથમ જાગીશ હો મધ્ય લગી મહારાજકે;
હોશે પહોર પછી આગળ્યા, તે તુમે જાગજો હો મિલી બે જણા-
આજકે, સુગુણ સનેહી સાંભળો. આંકણી— ૧
મત કરજ્યો હો કોઇનો વિસવાસ કે, નિશ્ચિંતપણે સૂખે બેસજો;
તો પૂરસ્યો હો મન સઘળી આશકે, સુગુણ સનેહી સાંભલો. ૨
જો સુસો સહુ સામટા, ખાશો ખત્તા હો તુમે નિરધાર કે;
માની વાત સુએ તરતળે, ઢાલી પલંગ હો સુખે સુવે કુમાર કે. સુ૦ ૩
જાગે શુક બે પહોર લગે, ફરતી ચોકી હો કરે મનરંગ કે;
જઇ જગાવે કુમરને, નિદ્રા આવે હો મુજને અંગકે. સુ૦ ૪
શબ્દ સૂણી ઉઠયો ભૂપતી, જાગી સાથે હો **કુસુમશ્રી** નારકે;
શુકને કહે સુઓ મન રલી, અમે જાગીશું હો મન કરી એક[3] હારકે. સુ૦ ૫
એમ સુણી સુતો સૂડલો, એકણ વૃક્ષે હો જઇ નિરધાર કે;
પલંગે બેઠા બેહુ જણા, કરે ક્રીડા હો વલી વિવિધ પ્રકાર કે. સુ૦ ૬
ઇણ સમે અચરિજ જે થયું, સહુ સુણ જો હો મનને ઉલ્લાસ કે,
નાટિકધ્વનિ ઝીણી ઉલ્લસી, ભૂપતિહો જોવા ધરે આશકે. સુ૦ ૭
શૂન્ય નયરી, વિના માનવી, કુણ નાટિક હો કરે છે એહકે;
સહી નાટિક [1]દેવાતણો, સુર ગાયન હો ગાવે છે એહ કે. સુ૦ ૮
મનમે ચિન્તે હું તિહાં જઇ, એ નાટિક હો નિરખું ઇણ ઠામ કે;
જીવ્યાથી જોયું ભલું! એમ જાણી હો કહે પ્રિયાને તામ કે. સુ૦ ૯
દુખે ઉદર પ્રિયા માહરૂં, વાયુ પૂરે હો પશસ્યું (યું) એહ પાસકે;
શંકા નિવારી હો આવુ ઇહાં, ત્યાં લગે રહેજો હો મનને ઉલ્લાસકે. સુ૦ ૧૦
કહે કુમરી સ્વામી તુમે, વહેલા આવો હો શંકા [2]નિવારકે;
રખેજી વાર લગાડતાં, શું કહું તમને હો પિઉ વારોવારકે ? સુ૦ ૧૧
આ આવ્યો હું રે ઉતાવળો, ફોકટ કાં કરે મનમાં સંતાપકે;

---

૧–એક ચિત્તથી હમો જાગીશું. ૨–દેવનો ૩–ઝાડાની શંકા ટાલીને.

બેસો તમે [1]પલ્લિંગઉપરે, રાખજો રૂડે હો વસ્તુ હોય અવ્યાપકે. સુ૦ ૧૨
એમ કહી તિહાંકણે આવીયો, જ્યાં નાચે હો [2]સુરવનિતા [3]વદીતકે;
ગાયન ગાવે છે ઘણાં, [4]તાને માને હો નાચે સંગીત કે. સુ૦ ૧૩
ગુપ્તપણે જુએ દ્રઢપણે, જેમ તરસ્યો હો અમૃતરસ પીએકે;
જોતાં [5]શેષ રહી [6]યામની, પુંઠે વાટજ હો હવે [7]કામિની
જુએ કે. સુ૦ ૧૪
ઢાળ છઠ્ઠી પૂરી થઇ, કૌતિક પેખણહો [8]સુરશું અધિકારકે;
**ગંગવિજે** કહે સાંભલો, લિખ્યું સુખદુઃખ હો ન મિટેલિગારકે.
સુગુણ સનેહી સાંભલો. ૧૫=૧૩૭

## દુહા

વેલા હુઇ અતિ ઘણી, જુએ ફિરી ફિરી નાર;
નાટિક જોવા સહિ ગયો, ચિન્તા ભ્રસે [9]વિપ્ર તાર. ૧
યુથભ્રષ્ટ જિમ હરણલી, ચકિત [10]હુઇ જિમ જોય,
તિમ **કુસુમશ્રી** ચિહું દિશે, જુએ ફિરી ફિરી રોય. ૨
નવિ દેખે પિયુ આવતો, નવિ જાણે સોય વાટ,
નિસાસા બહુ મૂકતી, સા સતી કરે ઉચાટ ૩
યત —"ભાણા [11]ખડહડ લોહ જડ, અને વ્હાલાતણા વિયોગ;
એતા મદે જે [12]માધ" વા ધરસંપત્તિ હોય ન [13]હોય ૧
હૈ! હૈ! હવે હું શું કરૂં, કેહને કહુ એ વાત;
મુજ વલ્લહો આવ્યો નહી, કિમ? [14]નિગમશું રાત. ૪
ચિન્તા તજી મન સુન્દરી, મનશું કરે વિચાર;
મુખમે આવ્યો કોલીઓ, ગયો તે [15]કિસ્યો પ્રકાર. ૫=૧૪૨

---

૧–પલંગ. ૨–દેવની સ્ત્રીયો ૩–બોલતી અથવા ગાતી. ૪–સંગીતના તાલમાનસહિત. ૫–થોડી. ૬–રાત્રિ. ૭–સ્ત્રી, કુસુમશ્રી. ૮–સુરનો, દેવના અધિકારવાળી ૯–વિશેષપૂરક. ૧૦–થઈ. ૧૧–જમતી વખતે કંકાસ થવો તે.
૧૨--બલ્યા. ૧૩--તેની ઘર સંપત્તિ હોય, તો પણ ન હોવા બરોબર છે.
૧૪- કહાડીશ, પસાર કરીશ. ૧૫-કેવા.

## ઢાળ. રાગ ગોડી-એક દિન સારથપતિતણેરે, પુણ્ય પ્રશંસીએ એ દેશીએ.

**કુસુમશ્રી** મન ચિન્તવેરે, બેઠા મુજ ન સુહાય;
સૂડો જિહાં સૂતો અછેરે, જઈ બેસું તેણિ ઠાયોરે,
મન દઢ કીજીએ જે હોય કર્મનો [1]લેખોરે તે ફળ લીજીએ. આંકણી. ૧
સય્યાથી ઉઠી કરીરે, આવી સૂડલાને પાસ,
દેખે સૂડો ભર નિંદમાં, બેઠી આવી વિમાસોરે, મન દઢ૦ ૨
શીતળ નિદ્રા અતિ ઘણીરે, આવે કુમરીને અંગ;
અશ્વ પલંગ હવે ત્યાં થકીરે, લઇ જાએ કોઈ ર કોરે, મન દઢ૦ ૩
કોલાહલ સાવજ કરેરે, થોડી રયણીરે શેષ;
સાંભલી સૂડો જાગીયોરે, ઉંઘતી દેખે કુમરી વિશેષોરે, મન દઢ૦ ૪
હય પલંગ ક્યાં ગયારે, ક્યાં **વીરસેન** મહારાજ;
શો કારણ ઉંધ્યા અહીરે, કહો મૂકી મુજ લાજોરે, મન દઢ૦ ૫
સુન્દરી જુએ ત્યાં કણે રે, નહી સજ્યા [2]તોખાર;
ગદગદ બોલજ બોલતીરે, કહે સૂડાને [3]તિવારોરે, મન દઢ૦ ૬
નાટિક જોવા [4]મિષ કરીરે, ગયા કુમર મહંત;
હું આવી બેઠી ઇહાંરે, એ મુજ વિરતાંતોરે,[5] મન દઢ૦ ૭
સૂડો મન ચચળ કરીરે, જાય જોવારે ઠામ;
તે[6]હવે કુઅર જોઈ કરીરે, આવી ઉભો રહ્યો તામોરે, મન દઢ૦ ૮
કુશળ પૂછે જવ કુંવરીસુંરે (કુંએરૂ રે), તવ બોલે શુક વાચ;
[7]વારૂં કર્યું કયાં ગયાંરે, કહો મુજ આગે સાચોરે, મન દઢ૦ ૯
કુમર નવિ બોલે લાજતો રે, તવ શુક કહે સુણો રાય;
કોઇક આવી સાહિબારે, હય પલંગ લેઇ જા(ગ)યોરે, મન દઢ૦ ૧૦

---

૧-સારા વા નરસા, કર્મલેખ.

૨-ઘોડો. ૩-કુસુમશ્રીએ જ્યારે ઘોડો અને પલંગ દેખ્યા નહીં. તેવારે. ૪-ખોટું બહાનું કહાઢીને. ૫-હે ભાઈ! આવો હમારો પ્રબન્ધ--બીના છે. ૬--તેટલામાં ૭--સારૂં કર્યું.

સૂણી વચન સૂડાતણારે, આવી જુએ ઠામ;
અશ્વ પલંગ દીસે નહીંરે, રોય કુમર લઈ નામોરે, મન દ૦ ૧૧
હૈ? હૈ? દૈવે શુ [1]ક્સૂરે? દીધો વજ્રહ કાળ;
ક્યાં મલશે મુજ તે હવેરે, એવાં રત્ન વિશાલોરે, મન દ૦ ૧૨
કિહાં હું જોવાને ગયોરે! નાટિક સૂણી નિજ કાન;
કર્મે બુદ્ધિ ઉપનીરે, અબળા મૂકી રાણોરે, મન દ૦ ૧૩
શોકાતુર થઇ ચિંહુ દિશેરે, વનમાં રોવે ભૂપાળ;
**ગંગવિજય** [2]હેજે કરીરે, કહી સાતમી ઢાળોરે, મન દ૦ કીજીએ,
જે હોય કર્મનો લેખોરે, તે ફલ લીજીએ. ૧૪=૧૫૬

**દુ ા.**

સૂડો કહે દુઃખ શું કરો, લહીયે દુઃખ [3]નિદાન;
જઈ આવું સઘળે ફરી, કહેજો કો [4]અહિનાણ. ૧
ઇમ કહી શુક ઉડીયો, જોવે વન ગિરિખોહ;[5]
[6]ખોજ કિસી પામી નહીં, આવ્યો કરત અદોહ. ૨
રે! સૂડા કિહાં દેખીયા, [7]રયણ આપણા દોય,
સૂડો કહે આશા ટળી, જોઇ આવ્યો હુ સોય. ૩
તો હવે કહો કેમ કીજીયે, અટવી શૂન્ય મઝાર;
[8]પાળા હવે કેમ ચાલશું? સકોમળ સાથે નાર ૪
કેમ કરી અટવી ઉલઘશું? કેમ જાસું નિજ ગામ;
અશ્વ પલંગ વિના હવે, નવિ સુઝે મુજ કામ. ૫=૧૬૧

**ઢાળ. રાવણ સરીખો રાજવીરે, એ દેશ.**

તવ બોલી **કુસુમશ્રી** સતીરે, સાંભળો પ્રાણાધારરે, વાલ્હિમજી!
દુઃખ કીધે આવે નહીરે, કરો કોઇક ઉપચારરે, વાલ્હિમજી!
તો પામીએ સૂખ રસાળરે પ્રીતમજી આંકણી ૧

---

૧-ચૂક, ભૂલ. ૨-હર્ષથી ૩-પરિણામ, નિર્ણય. ૪-નિશાની.
૫-પહાડની કદણ. ૬-શોધ. ૭-રત્ન. ૮-પગે.

નૂતન (નોતમ) બુદ્ધિ કોઇ કીજીએરે, રત્ન આવે જીમ દોયરે, વા૦
બુદ્ધિથી શું નવિ નિપજેરે, બુદ્ધિ ભલી જગ સોયરે, વા૦ તો૦ ૨

**यतः–"उद्यमो दारिद्र नाशाय भवति।"**

શું ! ઉપાય કીજે સુન્દરીરે, કહો તે કીજે કામરે, રાયજાદી;
તો પાદ્રદેવીને સ્થાનકેરે, જઈ જાચો અભિરામરે, વા૦ તો પામી૦ ૩
આરાધો એક મનેરે. રાખી નિશ્ચલધ્યાનરે, વાલ્હિમજી
[7]અરચોવિવિધપ્રકારશુંરે, મૂકી [8]મન અભિમાનરે, વા૦ તો પા૦ ૪
તપબળે દેવી આવસેરે, હિત આણી તુમ્હ પાસરે, વાલ્હિમજી
બોલે તવ તુમ્હે પૂછજોરે, પૂરસે મનની આશરે, વા૦ તો પા૦ ૫
માની વાત તવ ચાલીઓરે, ધરતો મનશું રંગરે, વાલ્હિમજી
પાદ્રદેવીને દેહરેરે, આવ્યો કુમર નિશ્શંક, વાલ્હિ૦ તો૦ પા૦ ૬
પાય નમી કરે વિનતીરે, સુણ પાદ્રદેવી તું માતરે, માતાજી;
કીરતિ સ્તવના તાહરીરે, છે ત્રિભૂવનમાં વિખ્યાતરે, મા૦ તો૦ ૭
હું આવ્યો તુમ્હ ભેટવારે, સમરથ જાણી માયરે, માતાજી;
[9]દૈત્યદલણી તું વિશ્વમાંરે, જાગતી જગમાં કહેવાયરે, મા૦ તો૦ ૮
મ્હારા મનની વાતડીરે, કહેવા આવ્યો વિશેષરે, માતાજી;
[10]ગ્રહશું અન્ન પાણી [11]તદારે, જો મુજ ઉત્તર દેસરે, મા૦ તો૦ ૯
એમ કહી બેઠો [12]સાહસીરે, કરી ત્રણ ઉપવાસરે, માતાજી;
તપબળે દેવી ચિન્તવેરે, પુછુ જાઈ પાસરે, માતાજી, તો પા૦ ૧૦
આવી કુમરને એમ કહેરે, શું ? જોયે ચતુર સુજાણરે, સોભાગી;
કહે કુમર આણી દીયોરે, મુજ રત્ન ગયા ઈણ ઠામરે, મા૦ તો૦ ૧૧
દેવી કહે સુણ ભૂપતીરે, હર્યા મ્હોટે [13]દેવેન્નરે, સોભાગી;
બળ નવિ ચાલે માહરૂ રે, [14]તેહ થકી **વીરસેન**રે, સો૦ તો૦ ૧૨

---

૭–પૂજો. ૮–ચિત્તથી અહંકાર દૂર કરીને.
૯–ચૂર્ણ કરનારી. ૧૦–લઈશું. ૧૧–ત્યારે. ૧૨–સાહસ કરનારો. ૧૩–મ્હારા કરતાં વિશેષ શક્તિવાળા દેવે. ૧૪–તે દેવની સામે.

પણ મળશે તુજને સહીરે, બહુ કાળે મહારાયરે, સોભાગી;
કુમર કહે એમ જે હવુંરે, મૂકો મુજ નયરી સુઠાયરે, મા૦ તો૦ ૧૩
કહે દેવી સાગરતટેરે, છે ધ્વજા સુવિશાળરે, સોભાગી;
[1]પોતપતિ કોઈક આવશેરે, તે તેડશે તમને ભૂપાળરે, સો. તો. ૧૪
તુજ નયરીયે તે મુકશેરે, દેશે ભોજન નિજ શકિતરે, સો. ભાગી.
જ્યાં કષ્ટ પડે કોઈ તનેરે, તો મુજ સમરજે ભલી ભક્તિરે, સો. તો. ૧૫
ત્યાં આવી સંકટ ટાલશુરે, નિશ્ચે એ મુજ વાચરે, સોભાગી;
કુમર ઉઠી કરે પારણુ રે, દેવીવાણી જાણી સાચરે, સો૦ તો૦ ૧૬
[2]સાયર[3]નિકટ બેહુ આવીયારે, નિરખે ધ્વજા અમોલરે, સોભાગી;
આવી બેઠા તિહાંકણેરે, જ્યાં **ભર્યા** જલકલ્લોલરે; સો૦ તો૦ ૧૭
શોક સંતાપ નિવારણેરે, બેઠો હવે ભૂપાલરે, સોભાગી;
આઠમી ઢાલ પૂરી કહીરે, **ગંગવિજે** રસાલરે, સોભાગી; તો
પામીએ સુખ રસાલરે પ્રીતમજી. ૧૮=૧૭૯.

## દુહા.

એહવે ધનપતિ વ્યવહારીયો, વાહણ માંહી બઇઠ,[4]
**સાગર**નામે [5]ગુણનિલો, જાયે સ્વમંન્દિર વશીઠ. ૧
તેણે દૂરથી દીઠી હાલતી, ધ્વજા અનોપમ એક;
[6]પોતભગ્નનર કો હશે ! [7]નરતિ કરાવું વિવેક. ૨
વાહણ રાખીને ખારૂઆ, મુકયા જલ લેવા ઠામ;
લઘુ વાહણ બેસી આવીઆ, શૂન્ય દ્વીપ અભિરામ. ૩
જ્યાં બેઠો **વીરસેન**કુમર, ત્યાં આવી કરે જૂહાર;
ઉઠો વહેલા [8]વિદેશીયા ! તેડે તુજ [9]વ્યવહાર. ૪

---

૧–જહાજનો માલિક ૨–સમુદ્ર ૩–નજીક, પાસે.
૪–બેસીને. ૫–... ગુણવાળો. ૬–વહાણ જેનું ભાગી ગયું હોય તેવો.
૭–તપાસ, નરથી. ૮–હે પરદેશીયા ! ૯–તને વ્યવહારીયો બોલાવે છે.

સમુદ્રતણી મર્યાદ છે,[૧] ચિન્હ દેખી કરીયે સાદ;
જે જોઇએ તે આપીયે, બેસાડીયે વાહણ આલ્હાદ. ૫

**ઢાલ. મેં તો તને છાનો હો રસીયા તેડીયો, એ દેશ**

કુમર સુણી તવ ઉઠ્યો [૨]ધસમસી, લઈ નિજ પરિવાર, સુગ્યાની;
રાણી શુક સાથે મન હરખશું, બેઠો પ્રવહણમઝાર,[૩] સુગ્યાની. ૧
કુમર શિરોમણિ અધિકો જાણીયે, શૂરવીર શિરદાર, સુગ્યાની;
પુણ્યપ્રબળ અતિ તેજે સાહસી, કરૂણાનિધિ ભંડાર, સુગ્યાની,
કુમર શિરોમણિ અધિકો જાણીયે. આં૦ ૨
ધનપતિ પાસે હો આવ્યો ઉતાવળો, [૪]તે દિયે બહૂમાન, સુગ્યાની;
શૂન્ય દ્વીપે કહો કેમ કરી આવીયા? જાતિ કિસી તુમ્હારણી(તમારી),[૫]
ચતુર નર. કુમર શિરોમણિ૦ ૩
કુમર વાત કહે હવે [૬]ધુરથકી, ગુપ્ત હતી પણ સોય, ચતુરનર;
સાંભલી ધનપતિ કહે કુમરને, ચિન્તા મ કરશોરે કોય, ચતુરનર કુમ૦ ૪
જે જોસે તે તમને આપશું, મૂકસું તુમારેરે ગામ, સુગ્યાની;
કુમર કહે હમ સૌ જનગતિ, પર-ઉપગારી તુમ્હ નામ, સુગ્યાની. કુમ૦ ૫
ચાલ્યું વાહણ વાયુપ્રયોગથી, રંગવિનોદે પ્રસ્તાવ, સુગ્યાની;
[૭]લાળ્ય પાળ્ય કરે બહુ ધનપતિ, કહે [૮]કુમરી, કુમરને ભાવ, રાજેશ્વર. કુ૦ ૬
સ્વામી! એહનો હો વિશવાસ ન કીજીએ, જો કરો [૯]જીવત આશ, રાજેશ્વર;
સ્ત્રી દેખી પરવશ હોવે લપટી, ઘાત કરે દેઈ વિશ્વાસ, રાજેશ્વર. કુ૦ ૭

---

૧-નિયમ, રૂઢી. સમુદ્રમાં કોઈનુ વહાણ અગર સ્ટીમર ડુબી અથવા ભાગી ગઈ હોય, અને તે તરફથી કાંઇ નિશાન બતાવવામાં આવે, અને તે બીજા વહાણવાળા જુએ તો તેની મદદે આવે, એવો આચાર છે. ૨-ઉતાવળો. ૩-વહાણમાં. ૪-ધનપતિ. ૫-તમ્હારી. ૬-પ્રથમથી

૭-લાલનપાલન, હેતભાવ. ૮-વીરસેનને કુસુમશ્રી કહે છે. ૯-જો જીવવાની આશા કરતાવ હો તો.

શરણે ૧સાધુને કુમર એમ કહે, કિમ ઝરે ૨ચન્દ્ર અંગાર, ત્રિયાજી;
કહે નારી, પિયુ સાવધાનપણે, રહેવુ નિશ્ચે નિરધાર, રાજેશ્વર. કુ૦ ૮
ધનપતિ **કુસુમશ્રી**રૂપ દેખીને, મોહ્યોવાહણનાથ, ૩ત્રિયાશું;
ચિન્તે કેમ આવે મુજ હાથમાં, અહનિશ ૪રતિપતિ સાથ અતિ-
રૂપે. કુ૦ ૯

જિમતિમ કુમરી એ વશ કીજીએ, કરીયે કોઈ ૫ઉતપાત હવે તે,
એમ ચિન્તી તેડયો નિજ ખારૂઓ, કહે મનની સહુ વાત,
માંડીને. કુ૦ ૧૦

સાંભલ મિત્ર તુ પ્રાણથી વાલ્હહો, અવશ્ય કરવી મુજ વાત સુગ્યાની;
કહો સ્વામી અમો ૬કારજ કીજીએ, ટાળુ મનની ૭ભ્રાન્ત તુમારી.
કુમર૦ ૧૧

ભાખે શેઠ કુમરને નાંખવો, એહને કરો જળઘાત સુગ્યાની;
જિમ એ કુમરી હો થાયે માહ્યરી, બાહ્ય ન પાડવી વાત સુગ્યાની.
કુમર૦ ૧૨

તવ કહે મિત્ર સાહિબ સાંભળો, અમે કરશુરે કામ તુમ્હારૂ;
અહનિશ જોતો કુમરને લાગમા, મારવાનો કોઇ દામ રહે જોતો.
કુમર૦ ૧૩

ધનપતિ માન દીયે બહુ કુમરને, સુન્દરી કહે એ નહી સાર રાજેશ્વર,
કુમરી કહે એ છે પાપીયો, હણશે તુમ્હ ૮વિપ્રતાર રાજેશ્વર.
કુમર૦ ૧૪

શુકને ભાખે એકાંતે સુન્દરી, કયાં ગઇ તુમારીરે ૯સાન સૂડાજી;
હવે ગાફિલપણે રહેવુ નહીં, વારૂ છુ બુદ્ધિનિધાન સૂડાજી.
કુમર૦ ૧૫

---

૧–સારા પુરૂષને ૨–શીતળ ચન્દ્રમાંથી અગારા-કેમ ઝરે. આ સાધુ પુરૂષ લમ્પટી કેમ બને ? ૩–અતિ રૂપને લીધે સ્ત્રીપર મોહીત થયો. ૪–એ બન્ને સ્ત્રી પુરૂષ આખો વખત સાથેજ રહે છે, તો મ્હારા હાથમ્હાં કેમ આવે. ૫–ઉત્પાત, વિઘ્ન ૬–કાર્ય ૭–મનની શંકા, મનનું ભ્રમણ. ૮–છેતરીને. ૯–ભાન.

શુક બોલે કુમાણસ એ નહીં, કહો છો શું ! વારોવાર માતાજી;
[1]હોણારૂં તો તેહીજ [2]હોયસે, કોણે નવિચાળે નિરધારરે માતાજી.
કુમર૦ ૧૬
ઢાલ કહી નવમી એ [3]લલકતી, સરસરસ અધિકાર સાંભળતાં;
**ગંગવિજય** કહે હવે સાંભલો, આગળ વાત રસાળ શ્રોતાજી.
કુમર શિરોમણિ અધિકો જાણીયે. ૧૭=૨૦૧

**દુહા.**

[4]રયણસમે તિહાં એકદા, સૂતો સહ પરિવાર,
[5]મળશંકા થઈ કુમરને, તવ ઉઠે નિરધાર. ૧
[6]સંધ્યાસમય થયો જેટલે, બેઠો કરીય પ્રપંચ,
તેણે પ્રસ્તાવજ ઓળખ્યો, લાધો સૂધો [7]સંચ ૨
ઠેલી નાંખ્યો હાથસુ, પડ્યો [8]જલનિધિપૂર,
કપટે હાહારવ[9] કરે, કરતો આવ્યો [10]કરૂર. ૩
જાગ્યા લોક જુએ ઘણા, કોણ પડ્યો ઇણ ઠામ,
**કુસુમ**શ્રી જાગી તદા, દેખે નહી નિજ સ્વામ. ૪
રાખી પ્રવહણ ધનપતિ, પેસારી નર મિટ;
જોવરાવે જળનિધિ ઘણો, પણ કિહાં કુમર નવ દીઠ ૫
સૂડે જોયુ [11]પરવરી, પણ નવિ પામી ખેજ,
**કુસુમ**શ્રી દુ.ખે [12]પરજલી, મૂકે મોઢુ[13] રોજ ૬=૨૦૭

---

૧–થનારૂ. ૨–થશે
૩–રાગ લલકારવો, સુર લંબાવવે.તે. ૪–રાત્રી ૫–ઝાડે જવાની શંકા, ૬–સાંઝના વખતથીજ કુમરને દરિયામા નાંખવાનો પ્રપંચ કરી સંતાઈ બેઠો હતો, તે પ્રસ્તાવથીજ કુમર ઉઠ્યો એટલે. ૭–દરિયામા નાખવાની તેણે રહેલી યુક્તિ મલી, ૮–તેથી તેણે-હાથેથી ધકકો મારીને જળનિધિનાપૂરમાં હડસેલી દીધો. ૯–માઠા બનાવથી શોક કરવો, ઉપર ચોટીયા દોડમદોડા કરવી.
૧૦–ક્રુર ૧૧–પોપટે પણ જઇને જોયું. ૧૨-સળગી બળી. ૧૩–દેડોવાળી વિલાપ કરવો તે, અથવા રડવું.

## ઢાળ—ત્રિપદી. (ત્રણ પદોજ હોય તેવી.)

પિયુવિણ આકુળ વ્યાકુલી, અતિ દુ:ખે તે પરજલી;
વળી વળી કહે તવ સા સુન્દરીએ ૧
કિહાં લજાઇ પેઠોરે, મુજ મૂકી કિહાં બેઠોરે;
પેઠોને મુજ મનડું ચોરી કરીએ. ૨
હુ તોરી છું નારીએ, કયાં મુજને વિસારીરે;
વિસારીને કિણ ભાંતે દુ ખણી કરીએ. ૩
તુ સાયરજળ પેઠોરે, હીયડુ કરી [1]ધીઠોરે;
ધીઠોને બેઠો મુજ મન [2]ચોરી કર્યુંએ. ૪
તુઝવિણ ઘડીય ન જાશેરે, કો આગળ દુ:ખ કહેવાશેરે !
નવિ સુહાશેરે થાશે ક્ષણ ! વરસ સમોએ. ૫
તેડો દેઇ દિલાસોરે, હું આવું તુમ્હ પાસેરે;
પાસેને વાસો વસીયે તુમ્હ કનેએ. ૬
મેં અપરાધ ન કો કીયો, તો વિરહો મુઝ કાં દીયો;
ચુકીયો મૂકી ગયો તુ મુજનેએ. ૭
પાપી દેવ તેં શુ કર્યું ! તાહારૂં કાંઈ મ્હે નવિ હર્યું;
નવિ ચોર્યું તો બોલ ! દયા [3]શેં ? નવિ લહીએ. ૮
એણી વેલા મુજ નાહલો, તે મુજ અતિહે વાલહો;
વાહલો તેં કાં લીધો તાણી કરીએ. ૯
હવે કોણ કરે મુઝ સારરે, હું એકલડી નિરધારરે;
નિરધારરે કિમ રહુ હું હવે એકલીએ. ૧૦
કેહને કહું દુ:ખ વાતડી, મોરા મનની ભ્રાંતડી;
ભ્રાંતડી ટાલે કહો કુણ માહરીએ ? ૧૧
કેતા કહું તુજ ગુણ ગણનારે, એકજ તાહરા મનનારે;

---

૧–કઠીણ. ૨–લાલચુ, લલુતાવાળું. ૩–શામાટે.

મનનાને તનના તો પાર નવિ લહુ એ. ૧૨
આ, જળમાં મુઝ એકલી, કુણ સારૂં તેં ઈહાં મેલી;
મે'લીને બેલી કાં! થાતો નથીએ. ૧૩
હૈ! હૈ! હવે હું શું કરૂં, વેદના (હું) બહુ લહું;
દુઃખ લહું કેણે કહું દુઃખ વાતડીએ. ૧૪
સન્મુખ થઈને નિરખીયેં, તો હમે હીયડે હરખીયે;
હરખીયેં જુઓ મુઝ સ્હામું હિત ધરીએ. ૧૫
એવડી રીસ ન રાખીયે, મુઝ અબળાને ઉવેખીએ,
ન ઉવેખીયે બોલો મીઠાં બોલડાએ. ૧૬
તું! આતમ માહરોએ, લાગે મુજને પ્યારોએ;
પ્યારો ને સારો તો મુજશું મલોએ. ૧૭
ઇમ વિલાપ બહુ પરિ કરે, નાહવિના તે પરજળે;
પરજલે નાવમાં બેઠી એકલીએ. ૧૮
હવે આગળ થયું તે સાંભળો, મૂકી મનનો આમળો;
સાંભલો મન—વચ—કાયાએ કરીએ. ૧૯
દશમી ઢાલે કામિની, વિરહવિલાપ કરે ભામિની;
માનિની **ગગવિજય** કહે આગે સુણો એ.૨૦=૨૨૭

### દુહા.

રાત દિવસ વિયોગથી, રૂદન કરે સા બાલ;
નયણે ન નિરખે વાલ્લહો, તવ મનમે ઉઠે ઝાલ. ૧
તવ શુક આવી કહે, મ કરો માત રૂદન;
ધર્મતણા મહિમાથકી, થાશે જાણ્યુ મન. ૨
ઇમ કરતાં દિન ઉગીયો, આવી કહે **ધનપતિ**;
લખ્યું લહે સંસારમાં, શુ કરો હવે વિલપતિ. ૩
કપટીએ કીધી સા સતી, રસના વચન અમોલ,
વૈરિ થાયે મિત્ર જિમ, બોલવે મીઠૂ બોલ. ૪

રાત પડી તવ સુન્દરી, કરે મનશું વિચાર;
પાપી શીલજ ખડશે, હવે શો કીજે પ્રકાર. ૫
મુઆ વિન રહેશે નહી, શીલતણો આચાર,
જીવિને શુ કીજીએ, નાહવિના નિરધાર. ૬
નાગર [1]ક્રેહ જે વાહણે, બેઠી કઠ [2]પ્રસિદ્ધિ;
[3]કામાસરી તુ જળનિધિ, સાંભલ વચન સ નિધિ. ૭
કહેવો (જે) સ દેશો પીઉને, તુઝ વિરહે તતકાલ;
પતીવિણ હવે શું જીવિએ, સમુદ્રમાં પડે સા બાલ. ૮=૨૩૫

**ઢાલ.**

**કુચ બંધક બાંધી કામિનીરે, એ દેશી.**

ઈમ કહી જવ ઝંપાદીયેરે, એહવે **વીરસેન**કુમાર;
હર્ષેશુ બોલે મીઠાં બોલડારે
આવી કર ઝાલી કહેરે, આવ્યો તુજ પાસે નાર, હર્ષેશુ. ૧
તાહરા શીલના પ્રભાવથીરે, કુશલે આવ્યો તોરે પાસ; હર્ષેશું.
એવડો સાહસ ન કીજીએ, શીયલે પૂરે તોરી આશ. હર્ષેશુ ૨
જાગ્યો શુક, સવિ સામટારે, કૌતુક દેખી રંજ્યો મન્ન, હર્ષેશું.
આવી **ધનપતિને** કહેરે, એ આવ્યો **વીરસેન** કુમાર હર્ષેશુ. ૩
મનમાંહી કૌતુક પામીયોરે, મુખ ભાંખે વારોવાર, હર્ષેશુ.
સૂડો કહે બેહુ જણતણોરે, પુણ્યતણો નહી પાર હર્ષેશુ. ૪
સૂડો કહે સાંભલો પુણ્યનોરે, જગમાંહી મહિમા સાર, હર્ષેશુ.
પુણ્યથકી આપદ ટળેરે, જિમ **વીરસેન**કુમાર. હર્ષેશુ. ૫
ધર્મ કરો [1]ભવિયણ જનોરે, જિમ પામો બહુલા રાજ્ય, હર્ષેશું.

---

**૧–બોલે. ૨–બોલતી. ૩–કામેશ્વરી-પરમેશ્વરી ૧–ભવિ, અભવિ, અને ભવાભવિ, એવા ત્રણપ્રકારના જીવો જિનશાસ્રમાં કહેલાં છે. ભવિ એટલે નિશ્ચે મુક્તિને પામનારો, અભવિ એટલે નહિજ પામનારો, અને ભવાભવિ એટલે ઘણાજ લાંબા સમયે મુક્તિ પામનારો**

ધમ્મેં મન ચિંત્યા લહેરે, સુરનર માને લાજ. હર્ષેશું. ૬
ધમ્મેં મણિ માણિક પૂરેરે, ધર્મે નવલ આવાસ; હર્ષેશું.
હય ગજ શેપ સુખાસનાંરે, ધર્મે લોક દીયે સાબાશ. હર્ષેશું. ૭
પુત્ર પવિત્ર ઘર મોટકારે, ધર્મે નવલ સયોગ; હર્ષેશું.
નાટિક નાચે આગલેરે, ધર્મે નિતનિત નવલા યોગ. હર્ષેશું. ૮
ધર્મે શિવપદવી લહેરે, દિનદિન અધિકી [1]લીજ, હર્ષેશું.
**કુસુમશ્રી**તણી પરેરે, પાલો નિરમળ શીલ. હર્ષેશું. ૯
શીલે સુર સાન્નિધિ કરેરે, શીલે શીતલ [2]આગ; હર્ષેશું.
શીલે અરિ આવી મિલેરે, ભય જાયે સવિ ભાગ. હર્ષેશું. ૧૦
શીલે વચન સફલાં ફળેરે, શીલે લીલ વિલાસ, હર્ષેશું.
શીલે આશા સફળી ફળેરે, શીલે પૂરે આશ. હર્ષેશું. ૧૧
સૂડો કહે સહુ દેખતાંરે, શીલનો મહિમા એહ; હર્ષેશું.
એહવું જાણી મન આણજોરે, રાખજો શીલશુ નેહ. હર્ષેશું. ૧૨
મનરજન કાન જગાવતીરે, કહી ઇગ્યારમી ઢાળ, હર્ષેશું.
**ગંગવિજય** કહે સાંભલોરે, આગલ વાત રસાલ,
હર્ષેશુ બોલે મોઠાં બોલડાંરે. ૧૩=૨૪૮

## દુહા

**કુસુમ**શ્રી હરખી ઘણુ, મૂકયો સઘળો શોક;
કુણે? ઇહાં આણી મૂકીયાં, ઇમ પૂછે સહુ લોક. ૧
સમુદ્રમધ્યે નાંખ્યો તિસે, પાડયો સમુદ્ર મથલ,
પાદ્રદેવી સમરી તિસે, પૂરવવચન સંભાલ. ૨

---

૧-લાજ, મહોટાઈ. ૨-શીલવતીરાસકાર શ્રીનેમવિજય પણ આવોજ ભાવ તે રાસામાં જણાવે છે "જળને જંગલ વસતિ, અગ્નિ અંબુસમ શામતી હો ભવિ સુણો, ઢા૦ ૧. શ્લો:૦ ૨.

એહવું મ્હેં ભાખ્યુ યદા, તવ કર ઝાલી [1]સોય;
આણીને ઇહાં મૂકીયો, એ મુઝ વીતક હોય ! ૩
મુઝ મન વીતક સવિ કહ્યું, નિશ્ચે ધરજો મન્ન;
દીઠું દરિશન તાહરૂં, [2]આજુનો દિન ધનધન્ન. ૪
તુઝ વિરહેં હે ! સુન્દરી, ઘડી તે વરસ સમાન;
અહર્નિશ તું મુઝ સાંભરે, ભાવે જાણ મ જાણ. ૫=૨૫૩

## ઢાલ, વિછીયાની. ડુંગરપુરરા સોનીડા, મને વિંછયડો ઘડી આલરે એ દેશ

**કુસુમ**શ્રી કહે તુમ્હને, કેણે નાંખ્યા કહો મહારાજરે;
**વીરસેન** વલતુ વદે, પૂછ્યાનો શુ છે કાજરે ? ૧
લાલા ! કર્મ્મ કરે તે કો નહિ ! જાણજો નિરધારરે;
કર્મ્મેં સુખદુ:ખ જીવને, જાણે સહુ સંસારરે. કર્મ કરે તે૦ ૨
જિમ તિમ આવ્યા જીવતાં, શી હવે ! તેહની [3]વ્યક્તરે;
આપણકુ કામ સમારીયે, આણી હિયડે [4]સક્તરે. કર્મ કરે તે૦ ૩
સહુએ જાણ્યો સાહનો, એણે દુર્જને કીધો ભેદરે;
વળી [1]તિમહી મારગ ચાલતાં, દુર્જન રાખે ભેદરે કર્મ કરેતે૦ ૪
એહવે અણ ચિન્ત્યુ (તિહાં થયુ), કોઇક [2]વિસધ તોફાનરે;
સબલો વાયો વાયરો, ગાજે ઘન [3]દામિની [4]વિતાનરે. કર્મ કરેતે૦ ૫
લોક હુઆ આકુલ વ્યાકુલા, માને ગોત્રજને જક્ષરે;
**કુસુમશ્રી, વીરસેન ને,** કહે ઉગરીયેં કિમ શકરે ! કર્મ કરેતે૦ ૬
વાહણ જળભૂમેં પડયું, ડુંગર [4]કડણે અડુરે;

---

૧-દેવીએ. ૨-આજનો. ૩-ખુલ્લાપણું. હવે જીવતા આવ્યા તો તેને ખુલ્લા પાડવાની વાત શી ! ૪-ઉદ્યેગ.

૧-તેજ પ્રમાણે. ૨-સાધી ન શકાય તેવુ ૩-વીજળી. ૪-સમુહ.

બૂડયા લોક સહુ જેટલે, વાહાણ થયું ⁵શતખંડરે. કર્મ કરેતે૦ ૭
પૂરવકર્મ વસે હવે, **કુસુમશ્રી વીરસેન** હોયરે;
પડયાં ફલક જૂજૂએ, પન્થે ચાલ્યા દોયરે. કર્મ કરેતે૦ ૮
**વીરસેન** દેખે કુંઅરી, સા દેખે નિજપતિ કંતરે;
મલી ન શકે કોઇ કેહને, કહે કેહને દુઃખની વાતરે. કર્મ કરેતે૦ ૯

## દુહો.

સૂડો ઉડી કુમરને, ખોલે પડીયો જાય,
આવ્યો દીઠો પંખીયો, બોલે તવ મહારાય. ૧

## પૂર્વઢાલ.

કહો શુક ગતિ એ[6] કર્મની, છૂટે નહી નર દેવરે,
કિહાં હું **અરિકેશરી** નન્દનો, કયાં આવ્યો પરણવા હેવરે. કર્મ કરેતે૦ ૧૦
વિધિકૃત કીધાં કર્મથી, મેં પૂર્વકર્મ કમાયારે;
અલખ ન ધ્યાયો સૂધે મને, સહણે નાથ ન ધ્યાયોરે. કર્મ કરેતે૦ ૧૧
**કુસુમશ્રી** પતિ સન્મુખ જુએ, નયણે તે આંસુ ધારરે,
રે પ્રાણપતિ કિમ ચાલીયા? મુકી મુઝ અબળા બાળરે. કર્મ કરેતે૦ ૧૨
કુમર કહે સાંભળ હે પ્રિયા, એવડો શો! કરે ⁷આસાસરે,
નયણે મેલવશે જો પ્રભુ! તો મિલશું વિસવાવીસરે કર્મ કરેતે૦ ૧૩
રાણી કહે સુણો કંતજી, મુઝ પ્રાણ અછે તુમ્હ પાસેરે;
જળવિણ કુંલી માછલી, તેમ તુમવિના મુજને થાશેરે. કર્મ કરેતે ૧૪
પિયુ કહે મિલવું આપણે, દોહિલું વિધુના[8] કીધરે;
મનમાંહી આશ હુતી ઘણી, ચિન્તવ્યું તે કાંઈ ન સિદ્ધરે. કર્મ કરેતે ૧૫

---

૪-નજીકમાં-ખડકો સાથે પછડાઇને. ૫-સો કટકાવાળું. ૬-આ!
૭-આશ્વાસ ૮-વિધિએ, ભાગ્યે.

શીલસત્વ ધરજો આપણું, પછે મિલશું સંદેશરે;
એટલે અગોપ્પ હુઆ બેહુ જણા, જાણે; દુ:ખી ચાલ્યા પરદેશરે કર્મકરેતે ૧૬
રૂદન કરે સા દંપતિ, મૂકે મુખ નિ.[૧]વાસરે;
કાં રે હિયા તું ફાટે નહી ! તુને સાજનવિણ શો વાસરે ! કર્મ કરેતે ૧૭
પ્રીતતણી ગતિ દોહિલી, કરે તે જાણે સોયરે,
પાલે જાવજીવ[૧] લગે, તે જગ વિરલા કોયરે, કર્મ કરેતે ૧૮
વિયોગતણી ઢાલ બારમી, કહી તે ભલી ભાન્તિરે,
**ગંગવિજય** કહે આગળે, સાંભલો મૂકી વ્યાઘાતરે.
કર્મ કરેતે કો નહી ! જાણજો નિરધારરે. ૧૯=૨૭૨

## દુહા.

રૂદન સુણી બેહુના તિહાં, રોવે જળચરજીવ,
આપણાથી એ દુ:ખડાં, નવિ ભજાયે અતિવ. ૧
જલકલ્લોલે તાણીયા, ઘણો પામ્યો અંતરાળ,
કર્મધીવરે[૨] તાંણી લીયા, નાંખી આપદજાળ ૨
કુમર કહે તું સૂડલા, માનો વચન અનૂપ,
રાણી ગયાં ભૂમિ કેટલી, જઇ જુઓ ધરી ચૂપ[૩] ૩
કુમરવાક્ય અંગીકૃત[૪] કરી, આવ્યો રાણી પાસ;
ચિન્તાસાગર પરજ્વલી, બેઠી દીઠી ઉદાસ (ઉદાર). ૪
રાણી સમીપે આવીને, બેસી કરેય જુહાર;
રાણી કહે ભલે આવીયો, સૂડા વિષમી વાર.[૫] ૫
કહે સૂડો રાયે મોકલ્યો, તુમ્હચી જોવા શુદ્ધ;
રાણી કહે મુજ પ્રીઉડો, કુશલી છે કહો મુજ. ૬
કુશલે છે પીઉ તુમતણો, જઈ તુમ કુશલ દહેસ;

---

૧–જીંદગીસૂધી. ૨–કર્મરૂપી પારધીએ. ૩–શાંતિ પકડીને, ચુપકીથી.
૪–સ્વીકાર કરીને. ૫–વિષમ સમયે.

ઘણી વેલા થઇ શીખદ્યો, હવે હું પન્ય વહેસ. ૭
લહી શીખ સૂડો ઉડીયો, જોતો આવ્યો ત્યાંહ;
ફલકઉપર તરતો કુમર, બેઠો દીઠો જ્યાંહ. ૮=૨૮૦

**ઢાલ. થારાને મ્હારા કરહલા ચરતાં એકણઠામ હમીરા, એદેશી.**

આવી કુમરને પાયે નમી, કુશલની કહે છે વાત કુમરજી;
હું જોઇ આવ્યો તિહાંકણે, રાણીને છે સુખ સ્યાત, કુમરજી. ૧
કર્મતણી ગતિ દોહિલી, છે મ્હોટી મ્હારાય, કુમરજી;
તે કોઇ ટાલી નવિ શકે, જો સુરપતિ જિનરાય, કુમરજી;
કર્મતણી ગતિ દોહિલી. ૨
કુમર કહે શુક શું થયું, પડી મ્હોટી વિપન્ત પોપટજી;
સૂડો કહે લહીયે કર્મથી, સુખદુઃખ ને સંપન્ત કુમરજી. કર્મ૦ ૩
કર્મે **ચન્દ્ર** કલંકી રહ્યો, કર્મે **બલિ** ઘાલ્યો [1]પાયાલ કુમરજી,
કર્મે **દિનકર** પણ ભમે કર્મે **બ્રહ્મા** કુલાલ કુમરજી કર્મ૦ ૪
કર્મે કુમ્ભઘરે પાણી વહે, મોટો રાજા **હરિશ્ચન્દ્ર** કુમરજી;
કર્મે **સીતા** લેઈ ભલે. વનવાસે **રઘુનન્દ** કુમરજી. કર્મ૦ ૫
કર્મે **રાવણ** રેવણી, કર્મે **પાણ્ડવ** વનવાસ કુમરજી;
કર્મે **દ્રુપદી** હરણ થયું, [2]દવદન્તીપતિ ગયો નાસ કુમરજી. કર્મ૦ ૬
કર્મે **મદનરૂષિ**દત્તા, પામી દુઃખ અનંત કુમરજી;
કર્મતણી ગતિ વિષમી, તે ભોગવ્યાવિણ ન છૂટંત કુમરજી ! કર્મ૦ ૭
કુમર કહે તે સાચું કહ્યું, મિથ્યા નહીં સહી એહ પોપટજી;
વળી જાઓ કુમરી ભણી, શુદ્ધિ લ્હાવો જઈ ત્યેહ પોપટજી. કર્મ૦ ૮
ઉડયો શુક ત્યાં આવીયો, ઘણો ઉલંઘી પન્થ કુમરજી;
વાટ જોતી હુતી તાહરી, ભલે આવ્યો તું સંત પોપટજી. કર્મ૦ ૯

---

૧—પાતાળ ૨—નળરાજા

કહો કુશલેં છે ! વર માહરો, વળી તુમ્હારે તન્ન પોપટજી;
હા માતા ! કુશલ છે ભૂપને, માનજો સાચું મન્ન માતાજી. કર્મ૦ ૧૦
ખેમ કુશલ તુમ પૂછવા, મુઝ મોકલીયો છે રાય માતાજી;
મુઝ નૃપ અંતર કેટલો, કહુ તે સાંભલો માય માતાજી. કર્મ૦ ૧૧
જલકલ્લોલ આસ્ફાલથી, ગયો નૃપ બહુલી સોય માતાજી,
સાંભલી હીયડે દુઃખ ધરે, કર્મ કરે તે હોય પોપટજી. કર્મ૦ ૧૨
તો ! હવે શુક મિલસ્યું કિહાં ? દૈવે કર્યો વિછોહ પોપટજી;
હવણાં મિલવું છે દોહિલું, પણ આગળ હોસે સોહ માતાજી. કર્મ૦ ૧૩
કહે શુક તે કિમ જાણીયું, કહે મુઝ આગળ સાચ પોપટજી,
મેં જાણ્યું આગમજ્ઞાનથી, વળી હુઇ દેવીની વાચ માતાજી. કર્મ૦ ૧૪
દેવવાણી નિષ્ફલ નવિ હુવે, જાણજ્યો નિરધાર માતાજી;
તૃષાલાગી મુજનેં ઘણીજી, શીખદ્યો પીઉ જઈ વાર માતાજી. કર્મ૦ ૧૫
જાઓ પોપટ ઉતાવળા, કહેજો મુઝ સંદેશ પોપટજી;
જળ પીને જીવિત રાખજો, વળી લેજો ખબર વિશેષ પોપટજી. કર્મ૦ ૧૬
કહી હમીરા ગીતની, તેરમી ઢાલ રસાલ શ્રોતાજી !
**ગંગવિજય** કહે સાંભલો, ઉચ્છક થઈ ઉજમાળ શ્રોતાજી !
કર્મતણી ગતિ દોહિલી ૧૭=૨૯૭.

## દુહા.

ઉડયો શુક પાછું જોવતો, આવ્યો કુમરને પાસ;
રૂદન કરંતો દેખીયો, મુખ મૂકે નિસાસ. ૧
સૂડો કહે સુણ સાહીબા, મકરો દુઃખ લિગાર;
તુમ અંગના **કુસુમ**શ્રી–પ્રતિ ! કુશલ છે અપાર. ૨
કુમર કહે શુક સાંભલો, કાં ! તું દીસેં દલગીર;
કહે શુક લાગી અછે, તૃષા અતિઘી વીર. ૩

કહે નૃપ, શુક મુજને ગમે, કહ્યું કરો માહરૂં એક;
જલ પીઓ મન મોદશું, કહી સંદેશો છેક. ૪
શુક કહે મુજ ઇમ નવિ ઘટેં, [1]નટેં ! પંખીની યાતિ;
કહે નૃપ હઠ ન કીજીએ, કરે તૃપા જીવઘાતિ. ૫=૩૦૨

## ઢાલ. તુમ્હે પિત્તામ્બર પેહરયાં એ દેશ .

કહેં શુક સાહિબ સાંભલોજી, રાજિન્દ સાંભલો,
મરવું એકજ વાર, રાજિન્દ સાંભલો; હું નવિ મૂકું તુમ્હ ચર્ણજી,
રાજિન્દ સાંભલો, વર ભલું છે મુઝ મરણજી, રાજિન્દ સાંભલો. ૧
કહે નૃપ વેદીઆ મથાઓજી રા૦ મહારા સમ તુમ્હે જાઓજી રા૦
સમજાવિને વોલાવ્યોજી રા૦ દુઃખેં ભરાંણો હૈયોજી રા૦ ૨
ઘણો પન્થ વોલ્યો [2]દુક્કરેજી રા૦ આવી બોલે ગદગદ સ્વરેજી રા૦
દેખી પૂછે કુશલ સ્વરૂપજી રા૦ હામાત ! કુશલ છે ભૂપ માતજી સાંભલો. ૩
કાં ? શુક દીસે તું એહવોજી રા૦ ભૂમંડળે નહી તુઝ જેહવોજી રા૦
કહો સ્વરૂપ શુક તાહરૂંજી રા૦ તુઝઉપર હિત માહરૂંજી રા૦ ૪
કહે શુક, તૃપા પાપીણીજી મા૦ ઘટમાં થઇ રહી શાપીણીજી મા૦
કહે રાણી, શુક જાઓ તટેંજી રા૦ જલ પીઓ ફળ ખાઓ ઝટેંજી રા૦ ૫
શુક કહે હવે નહી વહીયેજી મા૦ આ ! પ્રસ્તાવે કહો કિમ
જઇએંજી ? મા૦
આપદ પડી સજ્જન જે અલગોજી મા૦ પાસે આવી રહે વળગોજી મા૦ ૬
રાણી કહે, શુક ! તું ચતુરજી રા૦ [3]પરકજ્જ કરવા આતુરજી રા૦
આવજે ઇણે વળી [4]ઠાણિજી રા૦ મ કર તું ! બેહુ પરે [5]હાણજી રા૦ ૭
સૂડો રોવૈ કરે શોકજી મા૦ રાણી મૂકે મ્હોટી પોકજી રા૦

---

૧—હે ક્ષત્રિય ! હું પણ પંખીની જાતિ છું ! નટ—ક્ષત્રિયની એક જાત.
૨—દુષ્કર, દુઃખીપણાથી. ૩ પરકાર્ય, કાજ. ૪ આ ઠેકાણે.
૫--હાણી, નુકશાન.

તેણે દુઃખે જળચર જીવજી રા૦ કરે અતિહી રિવજી[1] ૮
કહે શુક, મોહનગારોજી રા૦ મુઝ વિનતડી અવધારોજી રા૦
તું સાચી મુઝ માયજી મા૦ હુ ! આવીશ [2]તુમચે પાયજી મા૦ ૯
નિજ નન્દનને ચિત્ત ધરજોજી મા૦ રખે વિસારતાં, હિત ધરજોજી મા૦
તુમ શું કીધો હોવે રોપજી મા૦ તે ખમજો મ્હારો દોષજી મા૦ ૧૦
જે અવિનય થયો હોવે તુમ્હથી મા૦ તે ખમજો તુમ અમથીજી મા૦
ઇહાંથી નવિ હુ જાઉજી મા૦ તુમ્હ ચરણ ચિત્ત લાવુંજી મા૦ ૧૧
કીધી ઘણી મુજ સારજી મા૦ તુમચો બહુ ઉપગારજી મા૦
પાલીને કીધો મ્હોટોજી મા૦ તો ! કિમ થાઉં ખોટોજી ! મા૦ ૧૨
હૈવે કહ્યુ છે સાચુ જી મા૦ મિલશે હય પલ્લંક નહીં કાચુંજી મા૦
તેણે જલ પીવા જાઉં નિ શંકજી મા૦ તોહી પણ માહરો વંકજી મા૦ ૧૩
સાજન શું રૂડી વાતજી મા૦ લાભે! પૂરવ સંઘાતજી મા૦
તો! છોડી અલગા જઈ રહ્યાજી મા૦ તે પ્રાણી [3]હલુઆ કહિયાજી મા૦ ૧૪
પ્રીતિ કરીને જે તોડેજી મા૦ તે તે અધમ ! વિછોડેજી મા૦
સાચી પ્રીતિ જે રાખેજી મા૦ તે ઉવેખી કિમ ? નાંખેજી મા૦ ૧૫
પ્રીત કરંતા સોહિલીજી મા૦ નીરવહતાં લાગે દોહિલીજી મા૦
જે પ્રીત કરીને રાખે કુડજી મા૦ તે પ્રાણી મુખ પડજો ધૂડજી મા૦ ૧૬
જે કારમી માંડે માયાજી મા૦ તે ! જનનીયે કાંઈ જાયાજી? મા૦
એહવા કપટીનો સંગ નવિ કિજેજી મા૦ તેહથી હૈયું ક્ષિણ છીજેજી મા૦ ૧૭
નેહથી લોહી તન્ન સૂકેજી મા૦ વળી અન્નપાણી પણ મૂકેજી મા૦
એહવો નેહનો પાસ છે મ્હોટોજી મા૦ તે નેહ ન દીજે દેસોટોજી[4] મા૦ ૧૮

---

૧-દુખ. ૨-તુમારે. ૩-હલકા, નીચ.

૪-"તે નેહને દીજે દેસોટોજી ?" બીજી પ્રતિમાં દેસોટો એટલે દેશવટો દેવો હોવું જોઈએ, અર્થાત શું તે નેહને દેશવટો દેવો ?

એ નેહની ઘણી છે વાતજી મા૦ શુ કહીયે તુમ્હને માતજી મા૦
કહી અભિનવ ચૌદમી ઢાલજી, ભવિજન સાંભલો,
**ગગ** કહે, વિરહીને સાલેજી, ભવિજન સાંભલો ૧૯-૩૨૧

## દુહા.

રાણી બોલેરે સૂડલા, તુઝશું ઘણો સનેહ,
તું મનમોહન માહરો, તો કિમ ? આપુ છેહ ૧
તે માટે જા તુ ઉતાવળો, મ કર વિલમ્બ લિગાર;
પી પાણી ફળ ખાઇને, સુખીયો હોજે અપાર. ૨
જ્યારે પ્રભુ મેલાવસે, મિલસુ તેણિવાર,
ત્યાં લગી માહરા પીઉને, સુદ્ધિ નહીં સમાચાર. ૩
સૂડો ઉડયો શીખ માંગીને, આવ્યો વનહમઝાર;
નિર્મલફળ ભક્ષણ કરે, પીવે શીતલ વાર. ૪
સતોષ પામ્યો સૂડલો, હુઈ શીતળ કાય,
કુમર કુમરી જવ સાંભરે, તવ શુક કરે હાય. હાય. ૫=૩૨૬

---

# [૧]( કુમરી-અધિકાર. )

## ઢાલ-સોરઠી.

**[૨]સોરઠી-રહો રહો રહો રહો વાહલા, એ દેશી.**

હવે કલ્લોલે કરી ચાલીયુ, [૩]નાવપરિ સૂધું તેહ લાલરે,
એહવે મગરમચ્છે આવતે, [૪]ગળ્યુ પાટિયુ જેહ લાલરે. ૧

---

૧-વીરસેન, કુસુમશ્રી અને પોપટ એ ત્રણે અન્ય અન્ય સ્થળે અત્યારે છે જેમાં પ્રથમ કવિ આહિ કુમરીવૃત્તાંત બતાવે છે. ૨-જૂઓ શાલીભદ્ર પાનું ૩૨મું રાગ સોરઠી. ૩-કુસુમશ્રી જે પર બેઠેલી છે તે પાટીયું સમુદ્રમાં નાવની પઠેમ તર્યું જાય છે, ૪-તેને મગરમચ્છે આવીને ગલી લીધું. એવો ભાવ છે.

હવે સુણો કૌતક વાતડી, રસિક દેઇને કાન લાલરે;
સાંભલતાં જે ઉંઘશે, તેહની ગઇ સહુ સાન લાલરે
હવે સુણો કૌતક વાતડી. ૨
મચ્છપેટે જાણે અવતરી, જલમાંહી (મચ્છ)ચાલ્યો જાય લાલરે;
હલુયે હલુયે આવતો, રમતો સાયરમાંહી લાલરે. હવે સુણો૦ ૩
નરકતણા તિહાં દુઃખડાં, ભોગવે (કુમરી) કર્મસંયોગ લાલરે,
એ હવે તરતો (મચ્છ) આવીયો, સાયરતટે જિહાં લોક લાલરે. હવે૦ ૪
[1]જલધી ઉપકંઠે સુન્દરૂ, **શ્રીપુરનગર** અભિરામ લાલરે;
તિહાંથી ધીવર હવે આવીયા, મચ્છો ઝાલવાને કામ લાલરે. હવે૦ ૫
નાંખી જાલ હવે જેહવે, તેહવે પડયો મચ્છ માંહી લાલરે;
તાણી બાહીર કાઢીયો, [2]વિસ્તીર્ણ વાડી જ્યાંહિ લાલરે, હવે૦ ૬
નગર વેશ્યા એક તિહાં વસે, **પુફ્ફા** નામે ગુણરાજ લાલરે;
આઠ ચેટી તિહાં પાઠવી, [3]મચ્છવ્યજન લેવા કાજ લાલરે હવે૦ ૭
તે મચ્છ દાસીયે સાહીયો, ઉપાડયો નિજ હાથ લાલરે;
લ્યાવી મચ્છ તિહાં મૂકીયો, જિહાં બેઠો સહુ સાથ લાલરે. હવે૦ ૮
દાસી **પુફ્ફા**ને વિનવે, માતા, મચ્છ આણ્યો આ એક લાલરે;
**પુફ્ફા** આવી ઉભી રહી, મચ્છખંડ કરો વિવેક લાલરે હવે૦ ૯
મચ્છઉદર [4]વિદારીયુ, તવ નિરખી અનોપમ નાર લાલરે;
રૂપે રંભા હરાવતી, મચ્છના ઉદરમઝાર લાલરે. હવે૦ ૧૦
કષ્ટથી કાઢી કુંઅરી, **પુફ્ફા** કરે ઉપચાર લાલરે;
વહેલી થાઓ સુન્દરી, મ કરો વિલમ્બ લિગાર લાલરે. હવે૦ ૧૧
કરે ઉપચાર નવનવા, સાજી હુઇ નાર લાલરે;
વેસ્યાપરિવાર ખૂશી થયો, મ્હોટો હુઓ વ્યાપાર લાલરે હવે૦ ૧૨

---

૧-જલધી-ઉપકંઠે-સમુદ્રતટે સુન્દર એવું શ્રીપુરનગર છે, ત્યા તે મચ્છ આવ્યો ૨-વિશાલ. ૩-મચ્છનું શાક વિગેરે બનાવવા માટે મત્સ્ય લેવા સારૂ. ૪-ચીર્યું, કાપ્યું.

નયણ પસારી જુએ ચિહું દિશે, દીઠી વાડી વૃક્ષ લાલરે;
બોલી ટોલી સવિ મિલી, તે માંહિ અક્કા એક દક્ષ લાલરે. હવે૦ ૧૩
બેસારી રથવાહને, ગૃહે આણી ગુણખાણ લાલરે;
તવ કુંમરી મન ચિંતવે. ઇહાં મુંકી કુણે આણ લાલરે. હવે૦ ૧૪
એતો [૧]મોલ નૃપસારીખો, દીસે છે કોઇ ઇભ્ય લાલરે;
પણ! પુરૂપ કો દીસે નહીં! જિહાં તિહાં નારીયુ સભ્ય લાલરે હવે૦ ૧૫
ઇમ વિચારી મન ચિંતવે, એહ કારણ વિપવાદ લાલરે;
અસંભમ વાત દીસે અછે, નહિ! [૨]ઇભ્યતણો પ્રાસાદ લાલરે. હવે૦ ૧૬
પંનરમી ઢાલ પૂરી થઈ, મન ગમતી મનોહર લાલરે;
**ગંગવિજય** કહે સાંભલો, સરસ મીઠો અધિકાર લાલરે.
હવે સુણો કૌતુક વાતડી. ૧૭=૩૪૩

## દુહા.

તવ **કુસુમશ્રી** પૂછે ઇસ્યુ, એ મન્દિર કેહનાં માત?
તે કહો મુજ આગળે, નામ ઠામ ગુણ જાત. ૧
તવ **પુરૂષા** બોલી સુણો, અમચી કહસ્યું જાતિ;
પણ તુમ્હ ગુણ સવિ વર્ણવો, કહો જાતિને ભાતિ. ૨
કિહાં તુમ્હ રહો અછો, કિસ્યુ તુમ્હારૂ [૩]વર્ત્ત;
તે સઘળું મુજ આગળે, હિતધરી ભાખો સત્ત. ૩
કુમરી કહે અમ્હ વર્ણનો, સ્યુ? તમારે કામ;
અમ્હો છું દુખીયા જગતમે, તેહનુ સુ લીજે નામ. ૪
કહે, વેશ્યા તોહપણ, [૪]જાણીઈ તુમ્હ ચરિત્ર;
સુણતાં અમૂલિલ તુમ્હ ગુણ, થાયે કાન પવિત્ર. ૫=૩૪૮

---

૧-મહેલ. ૨-ધનાઢ્ય શ્રેષ્ઠિ. ૩-દેશ, ગામ.
૪-જાણીએ. આ રાસો લખાયેલો તે લગભગના સૈકામા "એ, યે" ને બદલે "ઈ" લખવાનો પ્રચાર હતો.

## (કુસુમશ્રીકથન આડકથા.)

### ઢાળ—મન મધુકર મોહી રહયો, એ દેશીએ.

તવ કુમરી કહે સાંભલો, માહરૂં શુભ ચરિતોરે;
**વસન્તપુરે** વ્યવહારીયો, **દેવદત્ત** નામે પવિતોરે. ૧
કીધાં કર્મ્મ ન છૂટીઈ, જો જયો હૃદય (રીદય) વિચારરે;
કર્યાં તેહવાં ભોગવે, આપોપું નિરધારરે.
કીધાં કર્મ ન છૂટીએ, આપોપુ નિરધારરે. આંકણી. ૨
**મદનવતી** તસ ભારજા, રૂપ કળા સુપ્રવીણરે;
તસ્સ કુખે હુ ઉપની, **રત્નવતી** ગુણલીણરે. કી૦ આ૦ ૩
ભણીગુણી હુ મ્હોટી હુઈ, યૌવનવય જવ પામીરે,
એવે વસન્તઋતુ આવીયો, મલ્યાં રમવા બહુ ફાગી(મી)રે.
કી૦ આ૦ ૪
ઠામ ઠામ ઓચ્છવ માંડીયો, હર્ષે ગાઈ ફાગરે;
[1]છયલ છબીલા ખેલે ખાંતશુ, કરે નવનવા રાગરે. કી૦ આ૦ ૫
નગર પડહ વજડાવીયો, રાજાએ તેણીવારરે;
સહુકો રમવા નિસરો, કુણ નરને કુણ નારરે. કી૦ આ૦ ૬
રાયઆણા સહુ મનવિને, આવ્યા વનહમજારોરે,
એહવે અચરિજ જે થયું, તે સાંભલો નિરધારોરે. કી૦ આ૦ ૭
ભમતો ભમતો પ્રદેસીયો, આવ્યો એક નિમત્તિયો જાણરે,
કહે તે નવિ થાયે વૃથા, જાણી જે કાલબાણરે કી૦ આ૦ ૮
કહે રાય, તે નિમિત્તને, કોઈક નિમિત્ત પ્રકાશોરે;
હા ! મહારાય કહુ તે સૂણો, હાંસીમાં થાશે વીખ જોરે
(વાપ જોરે). કી૦ આ૦ ૯
રાયજી, તહારા પુત્રને, થાસે કોઈક [2]વિધન્નરે;

---

૧-છેલ. ૨-મૂલ પ્રતિમા-વિજ્ઞાનરે, એવો પાઠ છે પરન્તુ તે અશુદ્ધ જણાયાથી વિધન્નરે, કરવું પડયુ છે.

પાછલે પહોરે આજુને દિન, રાખજો તુમે સાવધાનરે. કી૦ આ૦ ૧૦
સહુ પરિવારસુ રાજવી, બેઠા ખડ-સંબાહિરે;
એહવે રમણપ્રયાસથી, કુંમર સૂતો વડછાંહિરે. કી૦ આ૦ ૧૧
નિદ્રાભર હુઓ યદા, સર્પે આવી ડંક દીધોરે;
પૂરવવૈરના ભાવથી, પાપીયે એ કર્મ કીધોરે. કી૦ આ૦ ૧૨
ભોજન વેળા જવ થઈ, ઉઠાડે રાજન્નરે;
બોલે નહીં તવ નૃપ જુએ, જહરે ભરાણું તન્નરે. કી૦ આ૦ ૧૩
તવ રાય હાય હાય કરી, પડયો ધરણી અમુદ્ધરે,
અચેત થયો મુખ બીડીયો, નહિ કોઈ તસ સુદ્ધરે. કી૦ આ૦ ૧૪
લોક સહુ મલ્યાં એકઠાં, નિરખે કુમરનો અંગરે;
હે! હે! આ સું હ થયું, રંગમેં કીધો ભંગરે. કી૦ આ૦ ૧૫
આય ઉપાય કરી બહુ, રાજા કીધો સચેતરે;
સજીવ કરો તુમ્હ કુમરને, ભાઇ આણી હેતરે. કી૦ આ૦ ૧૬
પુત્ર દુ.ખી દેખી વળવળે, ઇમ જંપે ભૂપાલરે;
**ગંગવિજયે** પૂરી કહી, સોળમી ઢાલ રસાલરેં.
કીધાં કર્મ્મ ન છૂટીએ, આપોપું નિરધારરે. ૧૭=૩૬૫

## દુહા.

ગુણી ગારૂડી તેડીયા, યન્ત્ર મન્ત્રના જાણ;
જડી બુટ્ટી મણિ ઔષધી, કીધી તે ગુણખાણ. ૧
તોહીપણ તે કુમરને, [૧] કીટા (ટીકા) ન લાગો લિગાર;
હાથ સહુ ઝટકી રહ્યા, તવ રાય કરે પોકાર. ૨
તેહી નયરે વવહારીયો, રહે છે બુદ્ધનિધાંન;

---

૧–અહીં મૂલ પ્રતિમાં "કીટા" છે પરન્તુ "ટીકા" હોવું જોઇએ લહિયાના દોષથી "ટ" ને બદલે "ક" પહેલો લખાઈ ગયેલો હોવો જોઈયે. ટીકા–ટીકો-ટેકો

**વસુ** નામે ગુણનિલો, દ્રવ્યતણો નહિ માન. ૩
**વસુમતી** તસ સુન્દરી, કળા કળાયેં પૂર;
બોલજ બોલે મીઠડાં, મુખ ઉપેં શશિ સુર. ૪
તસ નંદન ગુણચાતુરિ, **વસંતસેન** કુમાર,
કળા 'બહોતર' શોભતો, બુદ્ધતણો ભંડાર. ૫
રાયદુઃખ દેખી ચિંતવે, મુઝ વિદ્યા કુણ કાજ,
પર-ઉપગારી હેજસું, કુમરને કીધો સજ્જ ૬
તવ નૃપ મનમેં હરખીયો, બોલે વચન અનૂપ.
જે જોઇએ તે આપીયે, હેતે ભાંખે ભૂપ. ૭
કુમર કહે અમ્હને તુમતણો, છે મોટો આધાર;
જોશે ત્યારે માંગીશુ, વર રાખો ભાંડાર. ૮
સહુકો ગયા ઘર આપણે, નૃપ પણિ ગયો નિજ ગેહ.
રાય કુમાર જીવાડીયો, શેઠનંદન ધન એહ. ૯=૩૭૪

## ઢાલ. તેતરીયા ભાઇ તેતરીયા, એ દેશી.

[1]તવમે ([2]તત્ર મે') તેહના ગુણ જવ પેખી, હરખી ચિત્ત મઝારરે;
[3]અલવે માત-પિતાને આગળ, માગી લીયો ભરતારરે. ૧
સાંભળ સજની કર્મકહાની, મનકુ ધીર ચિત્ત રાખીરે;
સુખદુઃખ આવે કર્મસયોગે, કર્મનો કો નવિ સાખીરે,
સાંભળ સજની કર્મકહાની આંકણી. ૨
મે [4]'પણ' કીધુ એહનેઉપર, સહી વરવો એ નાહરે;
અવર પુરૂપ બન્ધવસમ માહરે, નહી તો અગ્નિસરણો વાહરે. ૩
માત-પિતા મુજ હર્ષ ધરીને, પરણાવ્યો ચતુર સુજાણરે;
**વસંતકુમરને** મહા મહોત્સવે, કરી ઘણો મંડાણરે. સા૦ ૪
ચ્યારે મંગલવર્ત્ત વર્ત્તિને, કુમર કુમરી વરીયારે;

---

૧ –તે વખતે. ૨–ત્યારે મે. ૩–વિનવે, કહે. ૪–નિયમ.

તવ મે મનમેં ઈમ વિચાર્યું, મનવછિત મુજ ફલીયાંરે. સાં૦ ૫
રાયે તેડવી તેહ કુમરને, દીધો દ્રવ્ય અપારરે;
ઘણે આડમ્બરે રાય તેહોને, પોહચાવ્યા ગૃહદ્વારરે, સાં૦ ૬
વનવન કૈતુક રંગ-વિનોદે, ક્રીડા કરે તે કુમારરે;
કોતક પેખણ મિત્ર સંઘાતે, નિસર્યો શહેરમજારરે. સાં૦ ૭
એહવે કોઈક ગ્રામથી આવ્યો, ભારવાહક એકરે;
માથે ભાર પરસેવો ચિહું દિસેં, તૃપા વિકલ બહુ છેકરે. સાં૦ ૮
ભાર ઉતારી બેઠો પેઢી, વિસમાયો તવ સાંસરે;
તેહવે કુમર હસતો રમતો, આવી બેઠો (તે) પાસરે. સાં૦ ૯
તે ભારવાહના આચરણ વિલોકી, હાંસી કરે તે સાથેરે,
જુઓ ભાઇ એહના ચીર-પટકા, વેંટી મુદ્રિકા હાથેરે. સા૦ ૧૦
ઝુલડે બારી અનોપમ દીસે, સીવનારાનેં ધન્યરે;
ઉદયેં આવ્યા એહતે એહીજ, પાછલા ભવનેં પુન્યરે. સાં૦ ૧૧
કુમર હાંસી સૂણી ત્રટક્યો, શું લવોછો લઆલરે ? (લાલરે);
તુમ્હ અધિકુ મ્હારેં દીસેં, પૂરવભાગ વિશાલરે. સા૦ ૧૨
આપકમાઈ ઉપાર્જી આરોગું, શું કરૂં ? લખમી ઝાઝીરે;
બાપકમાઇ તે માતાસરખી, તે તું ભોગવે છે પાજીરે. સાં૦ ૧૩
તાસ વયણ વેધકનાં સુણી, વિલખાણો તે કુમારરે;
ઘરે આવી [1]તુંટમંચક લઈ સુતો, અપવર્ગ્ગ મઝારરે. સા૦ ૧૪
ભોજનવેળા જવ થઈ તવ, આવ્યો તાત ઉચ્છંગેરે;
ઉઠો પુત્રજી જમીયે ભેલા, આપણ મનને રંગેરે સાં૦ ૧૫
પુત્ર કહે સુણો તાતજી મ્હારા, એકવેર પ્રદેશ જાઉંરે;
આપો આજ્ઞા પિતાજી તિવારે, ઊઠી ભોજન પાવૂંરે. સાં૦ ૧૬
વચન સૂણી ચમકયો વ્યવહારી, પુત્ર શું બોલ્યા એ બોલરે;
**ગંગવિજયે** પૂરણ ભાખી, સત્તરમી ઢાલ અમોલરે.
સાંભલ સજની કર્મ્મકહાની. ૧૭=૩૯૧

---

૧-ત્રુટેલો ઢોલીઓ.

## દુહા

શેઠ કહે સૂણો પુત્રજી, તુમ્હને શો પ્રદેશ ?
ખાઓ પીઓ ધન વાવરો, હજી છો બાલવેશ ૧
તુમ્હને શી? ચિંતા અછે, વ્યવસાતણી ગુણ જેહ;
પોંચે સાત પરીઆ લગે, છે લચ્છી અછેહ ! ૨
પુત્ર કહે સ્યા કામની? મુજ ઉપાર્જિત નાહિ;
મયા કરી હવે શીખ દ્યો, તો ભોજન કરીયે પ્રાં(આં)હિ ૩
શેઠ વિચારે ચિત્તમે, હઠી એહ કુમાર;
સમજાવ્યો સમજે નહી, ઉઠો વત્સ(વસ) હોઓ તઇયાર ૪
શેઠવચન તવ સાંભલી, હર્ષો ચિત્ત કુમાર,
અમૂલક વસ્તુ લેઇ વાહણમે, ભરી કીધ તઇયાર ૫
ભોજન મર્જી ભલીપરિ, કીધાં તાત સઘાત;
હસતોં રમતો ત્રી(યા) આગળે, આવીને કહે વાત ૬
હમો પ્રદેશે સીધાવશું, સૂખે રહેજ્યે તુમે ગેહ;
સરજ્યે મિલવુ થાવસે, ઇમ ભાખે ધરી નેહ. ૭=૩૯૮

### ઢાલ. આજ હજારી ઢોલો પ્રાહુણો; એ દેશી.

તવ કહે સુન્દરી સૂણો કંતજી, તુમ્હે સે? ચાલો પ્રદેશ,
પ્રીતમ મ્હારાહે, અરજ સૂણો એક માહરી ટેક.
હુ અબળા ઘર એકલી, કહે તુમ વિના કેમરહેસ,
આતમ મ્હારાહે ! અરજ સૂણો એક માહરી. ૧
મુજ આંખલડી તુમ દેખીને, અતિ હેડે વાધે નેહ, પ્રી૦ અ૦
તો હિડૂં કઠિન કરી વાલમા, સ્યું બોલો છો દેઈ છેહ પ્રી૦ અ૦ ૨
પલ્લે બંધાણી જે આપણે, કહો તે કિમ મૂકી જાય; પ્રી૦ અ૦
કુડ જો તેશુ રાખીઈ, તો દાયમ સહી દુલવાય. પ્રી૦ અ૦ ૩

પ્રીતિ-અંતર નવિ કીજીયે, જિહાં અંતર ત્યાંહ શી પ્રિતિ, પ્રી૦ અ૦
પ્રીતિ વચ્ચે પડદો ભયો તો ! એહ વડી કુરીતિ. પ્રી૦ અ૦ ૪
તો એવડો અંતર કેમ રાખીઈ, મુ અબળાઉપર મહારાજ, પ્રી૦ અ૦
ઉત્તમ નરને ઘટે નહી, સાચી બાંહ [1]ગ્રહ્યાચી લાજ. પ્રી૦ અ૦ ૫
તુમશું મહારે પ્રીતડી, તે મેલવી છે કીરતાર; પ્રી૦ અ૦
તે કિમ તોડીઈ સાહિબા, ઘણુ શું કહું વારોવાર. પ્રી૦ અ૦ ૬
પ્રદેશપ્રયાણની વાતડી, કહેતાં કિમ ચાલે જીહ, પ્રી૦ અ૦
તુમવિના મુજને વાલિમા, ન સુહાયે રાતી ને દીહ. પ્રી૦ અ૦ ૭
આ મંદિરમેં એકલાં, તુમવિણ ઘડી તે છમ્માસ, પ્રી૦ અ૦
કરૂણા કરી મુજઉપરે, હવે રહો ઇણ આવાસ, પ્રી૦ અ૦ ૮
ઘરલચ્છી છતેં થકે, તો સ્યો ? ચાલણનો યોગ ! પ્રી૦ અ૦
આ લઘુ વયમેં સાહિબા, ભોગવો રૂડા ભોગ. પ્રી૦ અ૦ ૯
વલતું પ્રીતમ ઇમ કહે, હવણાં રહ્યાનો નહિ કામ;
ત્રિયા મોરી હે, કહ્યું માનો તુમ્હો માહરૂં
થોડે દિને વહેલા આવસું, ઉપાર્જી બહુલા દામ ત્રિ૦ ક૦ ૧૦
તિહાંલગે રહેજો સાસરે, મત આણો વીસલેપ, ત્રિ૦ ક૦
તપ-જપ-વ્રત સૂધાં પાલજ્યો, વલી લખજ્યો રૂડા લેખ. ત્રિ૦ ક૦ ૧૧
તવ, નયણે આસુ ઢાલતી, કહેં સૂણો પ્રાણધાર; પ્રી૦ અ૦
તુમ સાથે અમ્હો આવશું, એ વાત અછે નિરધાર પ્રી૦ અ૦ ૧૨
નિશ્ચલ મન દેખી નારીનુ, કહે કુમર તેણીવાર; ત્રિ૦ ક૦
કરો તયારી ચાલણતણી, મ કરો વિલંબ લિગાર ત્રિ૦ ક૦ ૧૩
તવ કુમરીઈ નિજ પરિવારસું, ભલી માગી શીખ સનૂર;
બેહની મોરીહેં, કુશલ સન્દિસો મોકલે.

---

૧-ગ્રહ્યાની આ મારવાડી શબ્દ છે. તે વખતમા છઠ્ઠી વિભક્તિને ચ, ચી, ચો, લગાવવાનો પ્રચાર મારવાડમાં હોય તેમ જણાય છે. મરાઠી ભાષાનો પ્રયોગ કર્યો હોય તેમ જણાય છે.

માવીત્ર કહે નિજ પૂત્રીને, તુ રહેજે સ્વામી હજૂર;
પુત્રી મોરીહે, વહેલી મલવા આવજે. ૧૪
વયણ મ લોપીશ કતનું, વલી(મ) કરજો ખીજમતિ [1]ખાસ;
સુન્દી મોરીહે, કુશલ સન્દિસો મોકલે.
માત-પિતાને સંભારીયે, તું રખે રહેતી ઉદાસ. કુમરી
મોરીહે, કુશલ૦ ૧૫
કાગલ લિખજે ચૂપશં, કુશલખેમનો આંહી; કુ૦ કુ૦
રહેજે કુલ સાહમું જોઇને, શુ કહીઇ ઘણું પ્રાહિ. કુ૦ કુ૦ ૧૬
શીખ માગી માવીત્રશું, ચાલી તે અબલબાળ; કુ૦ કુ૦
ઢાલ અઢારમી એ કહી, **ગગવિજયે** રસાલ. કુ૦ કુશલ૦ ૧૭=૪૧૫

**દુહા.**

હવે તે કુમર કુમરી, પ્રવહણમાંહી ચઢીઆંહિ;
શુભયોગે શુભમુહૂરતે, **રતનદ્વીપ** ખ(પ)ડીઆંહિ. ૧
નાગર તાણ્યા નાખુએ, ખારૂઆ હુઆહુઅહુઅ હુંશીયાર,
સઢ તાણ્યા ભલ જોરશુ, મૂખ બોલે જયકાર ૨
વાઉતણા પ્રયોગથી, ચાલે વાહણ ભ(સ)લગા;
[2]માલૂમ બેઠાં ઉપરિ, કહે તે વાત અલગા. ૩
રંગ-વિનોદે ચાલતાં, થયું તે સૂણો ધરી નેહ;
ભાગું ભરિસાગર જઈ, તોફાણે વાહણ તેહ ૪
પીઉ બુડો હુ પાટીઈ, પડી કર્મસયોગ;
તરતાં મુજ મચ્છે ગલી, પૂર્વકર્મ નઈ(ને) ભોગ ૫

---

૧-પાઠાંતરે "વલી કરજો 'ખિજમતિ' ખાસ." ખિજમતિ એટલે ખિજમત, હાજરી૦ અર્થાત ખાસ તમો હાજરીમા પાસે રહેજો. એવો અર્થ પણ થઈ શકે અને ઉપર ચાલુ લખેલી ખીજમતિનો એવો અર્થ થાય કે તમો ખીજ-ગુસ્સા વાળી મતિ કરતાં નહી. ૨-માલિમ, માલમ લોક જે પંજરી ઉપર બેસીને પટ અને પુસ્તકો જોઈ, વાયુવિચાર કરનારા હોય છે.

ઇહાં લગે સઘળો કહ્યો, મેં મ્હારો વૃતાન્ત,
આગળ [1]જેહવડું થયું, તે તુમ્હે જાણો સંત ! ૬
હવે કહો મુજ આગળે, તુમ્હ તણી સાચી વાત,
સાંભળતાં સુખ ઉપજે, અમ્હ દુઃખીયાને માત ! ૭=૪૨૨

## ( કુમરીનો ચાલુ અધિકાર. )

### ઢાલ. આજ ધુરાધુર ધુધળો હો લાલ, એ દેસીએ.

સાહેલડી ! કહે વેસા અમ્હો નાઇકા હોલાલ, છું જગમાં પ્રસિદ્ધ;
સાહેલડી ! પૂરવપુણ્યપ્રયોગથી હોલાલ, કુલદેવીએ દીધ.—૧
સાહેલડી ! યોવનલાહો લીજીઈ હોલાલ; કીજીએ સફલ અવતાર;
સાહેલડી ! ફિર પીડવે (મીલવો) છે દોહિલો હોલાલ, મનુષ્યજન્મ વારોવાર.—૨
સાહેલડી ! યોવનલાહો લીજીઈ હોલાલ
સાહેલડી ! જલદેવીઈ કરૂણા કરી હોલાલ, આપી ભાગ્યવસેન !
સાહેલડી ! સૂખ વિલસો સંસારનાં હોલાલ, નિતનિત ભોગરસેન. સા૦ યો૦ ૩
સાહેલડી ! આ અવસર પુણ્યે પામીએ હોલાલ, લે લાહો વિશેષ,
સાહેલડી ! યોવનવય વિજ્યા પછી હોલાલ, [2]મધુપરે હાથ ઘસેસ. સા૦ યો૦ ૪
સાહેલડી ! જનમ સફલ થયો તાહરો હોલાલ, જો આવ્યા માહરે ગેહ,
સાહેલડી ! મન ગમતાં સુખ ભોગવો હોલાલ, કહું છું આણી નેહ. સા૦ યો૦ ૫

---

૧–જેવડું, જેટલું.

૨–મધમાખીયો જેમ સ્વવૃત્તિથી અન્ય અન્ય સ્થળોના પુષ્પપાનનાં રસાદિ લાવી મધને સંગ્રહી, છેવટ ઉપયોગમાં ન લેવાથી તેને પારધી મનુષ્ય લેઈ ગયા બાદ જેમ હાથ ઘસે છે, તેમ તું પણ હાવભાવચેષ્ટાદિ રસોથી વેશ્યાવૃત્તિ યુકત મધુરૂપ પરપુરૂષને, ઉચિત સમયે ભોગવીશ નહીં તો સમય વિત્યા બાદ હાથ ઘસતીજ રહીશ.

સાહેલડી ! ખાઓ પીઓ ખેલો ખાંતિશુ હોલાલ, વિલસો નવનવે યોગ;
સાહેલડી ! હસો રમો વળી મોજશુ હોલાલ, તાહરૂ પૂરણ
ભાગ સા૦ યો૦ ૬
સાહેલડી ! **મદનલેખા** નામે વળી હોલાલ, મુજ પુત્રી ગુણ દેવ;
સાહેલડી ! તે પાસે રહો એકઠી હોલાલ, દાસી છું ! કરૂંરં.
સેવ. સા૦ યો૦ ૭
સાહેલડી ! આ મન્દિર આ માલીયાં હોલાલ, આ સુહાલી સેજ;
સાહેલડી ! રમલ(ણ) કરો મન મોજસ્યું હોલાલ, આણી હેડ
હેજ. સા૦ યો૦ ૮
સાહેલડી ! મીઠેવચણે સંતોપતી હોલાલ, જાણે થાયે મુજ વસ્ય.
સાહેલડી ! વળી વિશેષે ગુણ દાખવી હોલાલ, કરસ્યુ હાથ
અવસ્ય. સા૦ યો૦ ૯
સાહેલડી ! આ ધનસંપદ તાહરી હોલાલ, આ સઘળો પરિવાર;
સાહેલડી ! રહેસે સહુ કિંકરપરે હોલાલ, કહેશે તે કરશુ
આચાર. સા૦ યો૦ ૧૦
સાહેલડી ! હુ રહીસ વિન(વ)તીહરે હોલાલ, જે કહેસો તે કરેસ;
સાહેલડી ! વળી તુજને મે સોપીયો હોલાલ, ઘરનો ભાર વિશેપ
સા૦ યો૦ ૧૧
સાહેલડી ! કહ્યુ માન તુ માહરૂં હોલાલ, સ્યુ કહીઈ વારોવાર;
સાહેલડી ! થોડે કહે ઘણું જાણીઈ હોલાલ, સ્યો હવે માનમાં
વિચાર સા૦ યો૦ ૧૨
સાહેલડી ! હરપ ધરીઈ હેજશુ હોલાલ, કર અમચો આચાર;
સાહેલડી ! ભોગવો ભોગ ભલા યોગસ્યું હોલાલ, મન ગમતે
ભરતાર. સા૦ યો૦ ૧૩
સાહેલડી ! મન ઇચ્છી ભોજન કરો હોલાલ. વળી પહિરો સોળ સણગાર;
સાહેલડી ! ગીત ગાઓ હર્ષે કરી હોલાલ, રમજ્યો વિવિધિપ્રકાર.
સા૦ યો૦ ૧૪

સાહેલડી ! આહે તેહને [૧]ચાહીઈ હોલાલ, દિલભર થઇને છેક,
સાહેલડી ! કપટ જો તેહશું રાખીઈ હોલાલ, તો દુહવાયે પ્રભુ
એક. સા૦ યો૦ ૧૫

સાહેલડી ! એમ કથન વચન કહ્યાં ઘણાં હોલાલ, [૨]કોસાયે તેણીવાર,
સાહેલડી ! **ગંગવિજયે** પૂરી કહી હોલાલ, ઓગણીસમી ઢાલ રસાલ.
સાહેલડી ! યૌવન લાહો લીજીયે હોલાલ. ૧૬=૪૩૮

## દુહા.

કુમરી કહે સુણો [૩]માતજી, તુમ્હે કહ્યું તે સત ;
પણિ એ મુજ ગમતું નહી, સાચી એહ મુજ વાત; ૧

અમ્હ કુલ એ યુગતુ નહી, તુમચો એ આચાર;
અઘટતુ ઇમિ કિમ બોલીયે, એહવું વચન અરા... ૨

રે સુન્દરી ! તું શુ લવે ! જિમ તિમ અરે મૂઢ,
અમ ઘિર આવે [૪]પતિપણુ, કિમ ? રહેશે તુજ સુદ્ધ. ૩

સાંભલી વયણ તે આકરા, દુંખે ભરાણી જેહ;
જાણે પીઉં વિષ ઘોલીને, મરવું (નિ)શ્ચિ એહ ૪

પણિ દેવે કહ્યું અછે, મિલણતણો અધિકાર;
મિઠેવચણે સંતોપીઇ, વેશ્યાને નિરધાર ૫

---

૧–ચાહીયે. જૂની ભાષામાં યેને બદલે ઇ ઉપર મીંડું કરવામાં આવતુ.

૨–આંહી મૂળપ્રતિમાં "કોસાયે" પાઠ છે અને પછાડી પંદરમી ઢાલમાં "પુફ્ફા" નામ છે. જેથી જણાય છે કે લહિયાની આહી કસૂર થઇ હશે !

૩ અહી મૂલપાઠમા "તાતજી" છે પણ તે અયોગ્ય લાગે છે.

૪–અમારે ઘેર આવવા છતા પણ ત્હારૂ એકજ પ્રતિવ્રતપણું શુદ્ધ કેમ રહેશે, ?

**ઢાલ. કેશરવરણો હો, કાઢ કસુબો મારા લાલ, એ દેશી. અથવા, નજરે નિહાળો હો, બોલ સાંભલો મારા લાલ, એ રાગે.**

ઇમ વિમાસી હો બોલે હસી મ્હારા લાલ,
તુમ કુલિ નિતજ હો ભલી ન દિસી મ્હારા લાલ;
એક મુકીને હો અન્યશુ મિલવું મ્હારા લાલ.
જેતો સાપુરીસને હો દીસે હલવું મ્હારા લાલ 1
બોલે વેશ્યા હો સુણ તું મૂરખે મ્હારા લાલ,
અમ્હ કુલ વિધવાહો કહીય ન નિરખે મ્હારા લાલ:
સદા સોહાગણ હો નામ ધરાવે મ્હારા લાલ.
તેતો પુણ્યે હો પદવી પાવે મ્હારા લાલ. ૨
સાંભલી કુમરી હો કહે કરજોડી મ્હારા લાલ,
ઉત્તમજનને હો મોટી ખોડી મ્હારા લાલ.
[1]સુહણે પરનર હો અમો નઇ ઇચ્છું મ્હારા લાલ,
અમે એ વાતજ કદી નવિ પ્રીછું મ્હારા લાલ. ૩
કહે વેશ્યા હો એહવુ સ્યું ભાખે મ્હારા લાલ,
પામી રયણજ કહો કુણ નાખે મ્હારા લાલ:
જોહી ભંજાવીસ હો તાહરી આખડી મ્હારા લાલ,
અમ ધરિ એ * * * * મ્હારા લાલ. ૪
કુમરી ચિત્તે હો જોરે વ્રત માહરૂં મ્હારા લાલ,
સહી ભંજાવે હો નિશ્ચે ખરૂં મ્હારા લાલ:
તેણ હું કપટે હો વચન વાવરી મ્હારા લાલ,
સમજાવુ જિમ રહે હો વેશ્યા [2]ઠાવરી મ્હારા લાલ. ૫
કાલવિલએ હો હોસે કામ મ્હારા લાલ,
જિમ **સીતાયે** હો પામ્યો **રામ** મ્હારા લાલ.
ઇસુ [3]વીમાસી હો કહે કામિની મ્હારા લાલ,

૧-સ્વપ્નેપણ. ૨-ઠાવકી, નિશ્ચિંત. ૩-વિચારી.

સાંભલ તું બાઇ હો ઘરની સ્વામિની મ્હારા લાલ. ૬
જેહ કહેશો તેહ કરીસ્યું મ્હારા લાલ,
અમ્હ કુલ રીત છે હો તે ચિત્ત ધરસ્યું મ્હારા લાલ,
પટ માસી કરસ્યું હો વ્રત આચાર મ્હારા લાલ,
ભર્તુ મિરતે હો પછી નિરધાર મ્હારા લાલ. ૭
કહે વેશ્યા હો ટેક છું(ચુ) તુમ્હે મ્હારા લાલ,
વ્હેલા થાવોહો શીખ દીધી અમ્હે મ્હારા લાલ,
કહે એકજ હો દાનશાળા કીજે મ્હારા લાલ,
તિહાં બાઈ! બેઠા હો દાન હમો દીજે મ્હારા લાલ ૮
અરથી આવે હો જે વલી પન્થે મ્હારા લાલ,
તેહની ભક્તિજ હો કરીયે સન્તે મ્હારા લાલ,
પંખીને [૧]ચૃ(ચૂ)ણુજ હો દીજે બહુ મ્હારા લાલ,
સંતોષીઇ આવ્યો હો ઇહાં સહુ મ્હારા લાલ ૯
વેશ્યા કહે હો વાર મ લાવો મ્હારા લાલ,
મન્દિર બેસો હો ધરી [૨]ઉમાહો મ્હારા લાલ,
દાનશાળાનો હો [૩]ઓ છે ઓરડો મ્હારા લાલ,
આ મન્દિર હેઠે હો અવલ છે કોરડો મ્હારા લાલ. ૧૦
વેશ્યાવચણે હો કુમરી ઉછંગે મ્હારા લાલ,
દીયે દાનજ હો મનને રંગે મ્હારા લાલ,
એકજ ભકતે હો ભોજન સાચવે મ્હારા લાલ,
પરમેશ્વરનાં હો ગુણ સસ્તવે મ્હારા લાલ ૧૧
પુરૂરૂ તંદુલનાં હો ભરી ભરી સુડલા મ્હારા લાલ,
આછા ઝીણા હો મોકલે જોડલા મ્હારા લાલ,
કુમરી દીયે હો ચૂન તેઅણુના મ્હારા લાલ,
પખી આવે હો તે કિર[૪] વણુના મ્હારા લાલ ૧૨

---

૧-ખાવાનું. ૨-ઉમંગ. ૩-ઓ-આ, પેલો, અહીં. ૪-પોપટ.

પરદેશી પંખી હો જાતિ અનેરી મ્હારા લાલ,
આવે પ્રભાતિ હો નિરખેં હરી મ્હારા લાલ;
જાણુ **વીરસેનનો** હો આવે સૂક કોઈ મ્હારા લાલ,
તો હુ જોઉં હો કીહા ઈકિ સોઈ મ્હારા લાલ. ૧૩
ઇમ તસ દિવસ હો થયા ઘણેરા મ્હારા લાલ,
પણિ તસ સુધજ હો ન કહે અનેરા મ્હારા લાલ;
કે । આગળ [1]વીતક હો કહુ હિયાના મ્હારા લાલ,
પોહસ્વ્યરજ હો ઇમિ રહેં દીહના મ્હારા લાલ ૧૪
પંખીને દીઈ હો ચૂણ જૂજૂઇ મ્હારા લાલ,
તેણે પ્રદેશે હો વાતજ ઇમ હુઇ મ્હારા લાલ,
નિજ નિજ ભાષે હો ઇમ બોલંતા મ્હારા લાલ,
પંખી વાતજ હો કરે ડોલંતા મ્હારા લાલ. ૧૫
પુણ્યસંયોગે હો સહુ દુ:ખ ટલસેં મ્હારા લાલ,
સુકપંખી હો કુમરીને મિલસ્યે મ્હારા લાલ,
કહેં વીસમી હો ઢાલ રસાલ મ્હારા લાલ,
**ગંગ** કહે પુણ્યે હો મંગળમાલ મ્હારા લાલ ૧૬=૪૫૯

## (પોપટ મિલાપ.)

### દુહા.

સુકપંખી સહુ એકઠાં, નિજ નિજ વાણી બોલંત,
પંખીને ચૂણ જૂજૂઆં, આપેછે પુણ્વન્ત ૧
**શ્રીપુર** વેસ્યામન્દિરે, રહે છે ચતુર સુજાણ;
પુણ્ય જાણીને નિજકરે,[2] કુમરી દીયે દાન. ૨
તે ચૂણ આસ્વાદતાં, ઉપજે અતિહી સૂખ;
પણ તે કુમરી વિયોગિણી, દીસે છે કાંઈ દૂ:ખ. ૩

૧-મુલમાં પાઠ "વીઠક" છે. ૨-સ્વહસ્તથી.

નવકુંજના સુઅડાતણી, મુખથકી સુણી વાત;
સુય ચિંતે જોઉં જઇ, જો હોયે **કુસુમશ્રી** માત. ૪
ઇમ ચિંતી સુડો ઉડીયો, આવ્યો મન્દિર તાસ;
જિહાં તે ચૂણ નાંખ્યા અછે, તરત આવ્યો તે પાસ. ૫
મુખ ઢાંકી સા બાલીકા, બેઠી દીઠ નિરાસ;
ચૂણમિસે સુક ચૂણતો થકો, આવ્યો કુમરી પાસ. ૬
મુખ જોયું તસ ઓલખી, બોલે મીઠા બોલ;
શુ ! માતા **કુસુમશ્રી** સતી, ભાખો વચન અમોલ. ૭=૪૬

## ઢાલ. ભલેરે પધારના તુમ્હે સાધજીરે, એ દેશી.

ઉંચે મુખે કુમરીયે જોઇયુંરે, તવ નિજસુક દીઠા મનોહારરે;
વચ્છ ભલે આવીયોરે, તુજ દીઠે હરખ અપારરે. ૧
ભલેરે આવ્યો સુખે પંખીયારે, જોતી હુતી તાહરી વાટરે;
કુશલ છે તુજને સૂડલારે, આજ મિટયો સઘળો ઉચાટરે.
ભલેરે આવ્યો સુખે પંખીયારે. આં૦ ૨
સૂડલો હૃદયસું ચાંપીનેરે, બોલે બોલે મનતણે રંગરે;
હવે અવે દુખ મુને વીસર્યોરે, દેસે દેસે શીખ મુને ચંગરે, ભ૦ ૩
[1]ખિણ એક તું નવિ વીસર્યોરે, ગયો તે દિનથી સુવિશેષરે;
વેધીયું મન ગુણ તાહરે રે, અવગુણ નહીં તુજ રેખરે. ભ૦ ૪
તું મુજ જીવન વાલહોરે, તું આતમનો આધારરે;
તુજવિણ જાઈ જે દીહડારે, તે નિફલ જાણો નિરધારરે. ભ૦ ૫
તુજસ્યું તન મન વેધીયુંરે, તું છે ચતુર સુજાણરે;
નામ જપતી નિત તાહરે રે, અહો ! સૂડા ગુણખાણરે. ભ૦ ૬
સૂડો કહે સુણો માતજીરે, આજ સફલ થયો અવતારરે;
કુસલે ! તુમ્હો મુજને મિલ્યારે, ટળ્યો હવે દુઃખતણો ભારરે. ભ૦ ૭

1-ક્ષિણ, ક્ષણ

તુમ્હ અમ્હ વિતી વન ડુંગરારે, સાગર નદીયનીવાણુરે;
તોહી મન્ન માહરૂં તુમ્હ કનેરે, સાચી માનો મુજ વાણુરે. ભ૦ ૮
ઉત્તમ નરની પ્રીતડીરે, તે કિમ મૂકી જાયરે,
ધોયો તે કિમ ઉતરેરે ? જે, લાખીણો રંગ ચઢાયરે. ભ૦ ૯
કુમરી કહે શુક સાંભલોરે, તુમ્હે કહ્યું તે પ્રમાણુરે;
કુણ કુણ ગામ ગયાં હતાંરે ? [1]સાંભલ્યા ક્યાંહી મુજ સ્વામરે. ભ૦ ૧૦
સૂડલો કહે સૂણો માતાજીરે, તે દિનથી ગયો તીરરે;
[2]સફલાં ભલાં તિહા જોઇનેરે, મેં ખાધાં પીધલાં નીરરે ભ૦ ૧૧
સાંસતો થઇ જોયવા ગયોરે, પાછો સાયરે તામરે;
કુંઅરને તિહાં કણેરે, મે દીઠાં નહી કેણે ઠામરે ભ૦ ૧૨
પાછો ફીરીને જોઇયારે, ગિર પુર ગ્રામ વન કુંજરે;
કાંહી સાંભલ્યા મેં નહીરે, જોયાં નર-સ્ત્રીનાં [3]પુંજરે. ભ૦ ૧૩
એ દુઃખે મેં નવનવેરે, ભમત ભમત ભર્યું પેટરે;
પંખીયડા ઘણાં પુછીયારે, સુદ્ધ કીસી નહી નેટરે. ભ૦ ૧૪
એહવે આ વનમાં જઈરે, બેઠો હુતો પરભાતરે;
તેહવે તિહાં એક સૂડલોરે, કહી તુમ ચૂણની વાતરે. ભ૦ ૧૫
સાંભલી હું ઈહાં આવીયોરે, [4]ચૂણમિસિ જોવા ખંતરે;
મેં તુમને ઇહાં દેખીયાંરે, ભાંગી મુજ મનની ભ્રાન્તરે. ભ૦ ૧૬
સૂડો-કુમરી વાતો કરેરે, મૂકી સઘળાં કામરે;
ઢાલ એકવીસમી એ કહીરે, **ગંગવિજય** અભિરામરે.
ભ૦ ૧૭=૪૮૩

## દુહા.

ઇમ સૂડો કુમરી બેહુ જણા, કહે વિતક હે વાત;
સુણી સાદ આવી તિહાં, દાસી જોવા તામ. ૧

---

૧-મૂલમાં "સાંસલી" છે, ઠીક નહી લાગવાથી "સાંભલ્યા" કર્યું છે.
૨-સફળ, ફળફુલ. ૩-ટોળા. ૪-મિસે, ચુનના બાનાથી.

દીઠો સુક નવલો કો આવીયો, દાસી બોલે બોલ;
મધુવાણી **પુફ્ફા** આગલે, ભાંખે વચન અમોલ. ૨
સુણ **પુફ્ફા** એક વાતડી, બેઠી કુમરી સલજ્જ;
કુમરીનું મન ફેરવા, આવ્યો સૂડો સકજ્જ. ૩
સુણી **પુફ્ફા** જોવા ધસી, નેયણે તે સૂડો દીઠ;
દેખીને ખુસી થઈ, જ્યૂં તરસ્યાં પાણી મીઠ. ૪
કહો કિર તુમે કિહાં રહો, કિસ્યું તુમારૂં વન્ન ?
વચન ચતુરાઈ દાખવો, સાંભલી હર્ષે મન્ન ૫
શુક કહે સ્યું કહીઇ વારતા, ભલાં ભલુ કહેવાય;
તે સુણતા માતજી, રખે કોઈ દુહવાય. ૬=૪૮૯

**ઢાલ—થારો નગર ભલો જોધાણો રાજાજી, એ દેશી.**

કહે વેશ્યા તેણીવાર સૂડાજી, તુમ્હવાણીઈ અમ્હો રીઝીયેંજી;
જિમ ભૂખ્યાં ભોજનસાર સૂ૦ તિમ તુમ ગુણરસ પીજીયેંજી. ૧
કહે કિર મોટા નરપતિ માતજી! **વિક્રમ-ભોજ** જેવા નિર્મળાંજી;
નાવી વસુધા તેણે સાથ મા૦ તેપણિ મૂકી ગયાં એકલાજી. ૨
વળી **મુજ**સરિખો જોય મા૦ જે જગમાંહી પરગડોજી;
જો! **રાવણ**સરિખો રાય મા૦ તે **લંકા** મૂકી ગયાં એકલીજી ૩
કહું છું ખરૂં હું એહ મા૦ સુકૃતપુણ્ય તમે સંચજોજી;
રૂડુ કિજે તિહાં તિહાં જેહ મા૦ પાપે લોક ન [1]વંચજ્યોજી. ૪
વળી નિચ [2]સંગતિ દુઃખદાય મા૦ તેહનો સંગ નિવારીયેંજી;
રાખો [3]હંસગતિ સ્વભાવ મા૦ પુણ્યેંકરી મન વારીયેંજી. ૫

---

૧–ઠગશો નહી ૨–સંગત. ૩–જેમ હંસ સારભૂત દૂધને પાણીમાંથી ખેંચી લે છે તેમ, તમો પણ હે માતા! આ તમારા આચરણ છોડીને પૂણ્યરૂપ સારનેંજ સંગ્રહો. એ યુક્તિ. જેમ સર્વ ચારાને છોડી દઈ મોતીનો ઉત્તમ ચારોજ હંસ ચરે છે તેમ, તમો પણ પુણ્યરૂપી ચારાનેજ ચરો, આવી બે યુક્તિવાલો ભાવાર્થ થાય છે.

કહે વેસ, એ કુલે આચાર સુડાજી! ઉચનીચ અમે આદરૂ જી;
કહે સૂડો, અભ્યાસ માતાજી ! તોપણિ ધર્મ હિયે ધરોજી. ૬
સૂડાવચને રજી વેસ સુડાજી ! ધર્મમારગ રૂડા દાખીયોજી;
સૂડા ? રહો તુમ્હો મુજગેહ સુ૦ છેહ દાખૂં તો પ્રભુ સાખીગોજી. ૭
હા હુ માત રહુ તુમ્હ પાસ મા૦ અવર દુ ખ સર્વે પરિહરૂંજી;
રહ્યો સૂડો ગણિકા પાસ સુ૦ કરાવ્યુ સોવન પંજરૂંજી. ૮
આપ્યો કુસુમશ્રીને હાથ સુ૦ પ્રતિપાલણા કરી રાખજેજી;
તુમ્હો લેલ્યો ખબર વિશેપ સુ૦ જોઈએ તે મુખેં માગજેજી. ૯
ઇમ સુપી ગઈ તે વેસ સુ૦ ધનના કામ જે નિવહેજી:
હવે, કુમરી બોલી વાચ સૂ૦ કહો સીલવ્રત મુજ કિમ રહેંજી ? ૧૦
ધણે કષ્ટે રાખ્યુ વ્રત સૂ૦ અવિધા[1] કરી પટમાસનીજી:
તે પૂરા થઇ મુજ આજ સૂ૦ હવે ! શી કરવી આ સાસનીજી? ૧૧
તવ સૂડો કહે સૂણો માય મા૦ શી ચિન્તા તુજને પડીજી !
હુ [2]રાખ્યસ નિજ બુદ્ધિ વ્રત મા૦ કહી બુદ્ધિ જગમાં વડીજી ૧૨
હસો બોલો રમો આણંદ મા૦ મુજ છતાં ચિન્તા શી તુજનેજી;
તે માટેં કરો ધમંડ મા૦ તુજ સીયલની ફિકર છે મુજનેજી. ૧૩
સૂડા ! પતિવિણ કિમ સુહાય સૂ૦ શી કરહે તે કરો કથીજી;
સૂડા ! **પાદ્મદેવી** કહ્યું જેહ સૂ૦ તે મિલતું દીસતું નથીજી. ૧૪
કહે સૂડો મ કરો દુ ખ માતજી, [3]વિલહો મિલશેં તુજ વાહલોજી:
હુ જિહાં લગે છુ તુમ પાસ મા૦ તો કાં? દુઃખ મનમેં લહોજી. ૧૫
કહે કુમરી માહરે ભાગ સૂ૦ તુ આવ્યો દેશાવર ફિરીજી;
મુજ દુખીઆનો આધાર સૂ૦ તે ભલે વાચા એ(વા)વરીજી ૧૬
સૂડો કહે કોઈ કરસ્યુ બુદ્ધિ મા૦ બુદ્ધથી કારજ સહુ સીઝેંજી,
બુદ્ધિમાન્ અરિના ભાજે મા૦ ગઢ ગામ બુદ્ધિ તે લીઝેજી. ૧૭
જો? **ધનવતી**એ કીધ બુદ્ધિ મા૦ તો શીલવ્રત રાખ્યો આપણોજી;

૧-અવધી, મુદત. ૨-રાખીશ. ૩-વે'લો, વહેલો.

જગ શીલરત્ન ગુણખાણ મા૦ સદ્ગતિકેરો થાપણોજી. ૧૮
કહે **ધનવતી** તે કોણ સૂડાજી! કિમ શિલવ્રત તેણે રાખીયોજી;
કહી બાવીસમી ઢાલ રસાલ સ૦ ગં ગ કહે પ્રભુ સાખીયોજી. ૧૯=૫૦૮

**દુહા.**

સૂડો કહે સૂણો માતજી, કહુ તેનો વૃત્તાંત;
નિદ્રાતજી મુજ આગલે, બેસો થઇને શાંત (સંત). ૧

## (ધનવતીનામ અંતર વૃતાંત.)

નગર **રતનપુર** ગુણનીલો, **રતનસેન** ભૂપાલ;
અરિગજન સિંહસમો, પ્રજાતણો પ્રતિપાલ. ૨
તે નયરમે વ્યવહારીયો, વસે સુન્દર ઇભ્ય,
**ધનદત્ત** નામે બહુ ગુણી, દયાતણો ગુણ સભ્ય ૩
વ્યવહારીમાંહી વડો, તે સેઠ ગુણખાંણ;
રયણે ધણું વલ્લહો, દ્રવ્યનણો નહી માન. ૪
**ગુણસુંદરી** તસ ભારજા, રૂપકળા સંયુત્ત,
પૂરવપુણ્યસયોગથી, પામીએ એહ વિકલત્ત. ૫
તસ નંદન જગ વલ્લહો, **ધનસુન્દર** બુદ્ધિવંત;
**ધનવંતી** ધર્મ્મે [૧]આગલી, છે પ્રીયા ગુણવંત ૬
માત-પિતા આયુ પાલીને, પહોંતા સરગમઝાર;
હવે જે થયુ તે સૂણો, સરસ કથા અધિકાર ૭=૫૧૫

**ઢાલ. બિંડલીની દેશીયે. સુરતી તેરીબે, અથવા; માંકણ મૂછાલે, એ રાગે**

**ધનસુન્દર** કરય વિચાર, કોઇ કરીયે મોટો રોજગાર; મનમે હર્ષ ધરી;
ઉદ્યમ લાધી દાલિદ્ર નાવે, ઉદ્યમે મનચિંત્યુ પાવે હો મનમે હર્ષ૦ ૧

---

૧–અગ્ર, ધર્મકાર્યમાં આગલ થનારી.

ઘર બેઠાં કારજ નવિ સીઝે, કોઇ નવલ ઉપાય કરીજે હો; મનમેં૦
એકવાર પ્રદેશે જાણી, તો લચ્છી બહુલી લાણી હો; મનમેં૦ ૨
વાહણની કરૂ રે સજાઈ, બહુ ભરૂ કરીયાણા [૧]ઘીત લાઇ હો; મનમેં૦
લેઈ વસ્તુ વાહણ ભરીયાં, પરદ્વીપે જાવા પરવરીયાં હો; મનમેં૦ ૩
શીખ માંગે નારી પાસેં, દ્યો આણી મનમે ઉલ્લાસેં હો; મનમેં૦
પ્રદેશે જઇ વેહલા આવશું, મત થાઓ ગેહલા હો; મનમેં૦ ૪
વલતું ત્રિયા કતને ભાખે, તુમ્હવિણ ધનરસ કુણ ચાખે હો; મનમે૦
પરદેશ જાવા સ્યૂ ચાહો, ધન યોવનના લ્યો લાહો હો; મનમેં૦ ૫
ઘરલચ્છીતણો નહી પાર, [૨]વિલસી સફલ કરો અવતાર હો; મનમેં૦
એકલડી મૂકીને સ્વામી, કિમ જઇયે અંતરયામી હો; મનમેં૦ ૬
મુજ સાર કહો કુણ કરશે, તુમ્હવિણ મુજ કૌણ બાંહ્ય ધરશે હો; મનમેં૦
તુમ્હવિણ દિન કિમ જાયે! [૩]ખિણ વરસસમો વડ થાયે હો; મનમેં૦ ૭
તુમ વિરહો હો ખિણ ન ખમાયે! તુમ્હ દીઠેં હરષજ થાયેં હો;
પ્રીતમ પ્યારા;
માંછલડી તલપે વિણ પાણી, તિમ તુમ્હવિન કિમ ધરૂ ધીર હો; પ્રીતમ૦ ૮
પિહરીયામાં માન ન હોયે, કહે અપરાધ ન સહ્યો કોયેહો; પ્રીતમ૦
એતો બિચારી અબળાબાળા, પીઉવિણ કહે સહુ સંસારહો! પ્રીતમ૦ ૯
જેણે માથે પ્રીતમ ગાજે, જે નારી કરે તે છાજે હો; પ્રીતમ૦
ટેક ધરી સહુસ્યું બોલે, ગણે સહુને તૃણખલા તોલે હો; પ્રીતમ૦ ૧૦
જે ત્રિયાને પીઉનું અપમાન, ત્યારે ગઇ સહુ સુધ સંલેન
(સાન હો); પ્રીતમ૦
જીવતી તે મૂંઇ સમાણી, ઇમ કહે **ધનવતી** હિત આણી હો;
મનમેં હર્ષ ધરી. ૧૧
વલતું પ્રીતમ કહે સૂણો નારી, ઉત્તમ નારીના આચારા હો; મનમેં૦
એકવાર પ્રદેશે જાસ્યુ લેઈ લચ્છી વેલા ઘર આસ્યુ હો; મનમેં૦ ૧૨

૧–ઘ્રત, ઘૃત, ઘી ૨–ભોગવીને ૩ ક્ષણ વર્ષસમાન લાગસે

ન કરો ફિકર લગાર, તું છે માહરે પ્રાણાધાર હો; મનમેં૦
ઇમ કહી સમજાવી નારી, શીખ દીયે હવે પીઉને પ્યારી હો; મનમેં૦ ૧૩
પરદેશે તુમ્હે સીધાવો, બહુ લાભ કમાઈ ઘર આવો હો; મનમેં૦
નિશ્ચિત થઇ મન રહેજો, મુજ અબલાને ચિત્ત ધરજો હો, મનમેં૦ ૧૪
કુશલ ખેમનો પત્ર વહેલો, મોકલજ્યો તુમ્હે અત્ર હો; મનમેં૦
ઘણું શું ! કહીયેં કંતા ! રખે થઈ રહેતાં નિશ્ચિંતા હો; મનમેં૦ ૧૫
તુમ્હ ગુણમાલા ગુણસ્યું, વલી કુશલ સંદેશો સુણસ્યુ હો; મનમેં૦
ઢાલ ત્રેવીસમી લહલેતી, ગંગવિજયે કહી મન ગમતી હો
મનમેં હર્ષ ધરી. ૧૭=૫૩૧

## દુહા.

શીખ માંગી કુમર ઉઠીયો, આવ્યો શહેરમઝાર;
[1]પ્રોહિત મિત્ર અછે ભલો, ગયો તેહને દ્વાર. ૧
પ્રોહિત ભાખેં કહો મિત્રજી, કિમ આવ્યા ગુણઉર !
કામ ફરમાવો મુજભણી, તે કરૂં શીરને જોર. ૨
કુમર કહે સૂણો મિત્રજી, જાઉં છું પ્રદેશ !
શીખ માગેવા તુમ્હભણી, આવ્યો નિકહ નિવેસ. ૩
ગૃહે ચિન્તા તુમ્હે રાખજ્યો, લેજ્યો સાર સંભાલ;
જોયે તે આણી આપજો, એ છે અબલાબાળ. ૪
ઘરભલામણ પ્રોહિતને, દીધી કુમરે પ્રસિદ્ધ;
કુટુંબશું શીખ માગીને, કુમરે પ્રયાણ તે કિદ્ધ. ૫
વાહણ હકાર્યા વેગસ્યું, વાયુ વાય સુવાય;
સઢતણે જોરેં કરી, જલમેં ચાલ્યા જાય. ૬
[2]અનેક્રમે જાતાં થકાં, પહોતાં **કાંતિનયર**;
વાહણ નાગર્યા હેજશુ, નિરખી મોટું શેહેર. ૭
અમૂલક ભેટ લેઈ કરી, પહોતો રાજદ્વાર;

---

૧–પુરોહિત. ૨–અનુક્રમે.

ભેટ મૂકી રાય આગલેં, પ્રણમી કરે જુહાર. ૮
કુમર ચાતુરી દેખીને, નૃપ ધરે બહુ પ્યાર;
વ્હાણદાન મૂકી દીધો, સુખે કરો વ્યાપાર. ૯
નૃપનો આદર પામીને, ખુસી હુઓ કુમાર;
વસ્તુ વેચે મૂલવે, ઉપાર્જે લાભ અપાર. ૧૦=૫૪૧

**ઢાલ. ન્હાનો તે ન્હાનો નાહલોરે, એ દેશી.**

હવે બારી બેઠી નિજ મન્દિરેરે, પીઉના કરે ગુણગ્રામ;
સનેહી સાંભળોરે.
શાયલવ્રત પાલેં નિરમલોરે, દેવગુરૂનું લીયે નામ. સનેહી૦ ૧
એહવે કુમરમિત્ર આવ્યો ઘરે રે, જોવા કુમરી સુદ્ધિ; સનેહી૦
બોલે મીઠા બોલડાંરે, જોઇયે તે કહો મુદ્ધ. સનેહી૦ ૨
તુમચી ભલામણ મુજનેરે, દેઈ ગયો તાહરો કંત;. સનેહી૦
તે મન મોહન માહરોરે, છે સાચો મુજ સંત સનેહી૦ ૩
માટે હું તુમ્હભણીરે, પૂછવા આવ્યો આજ; સનેહી૦
ફરમાવો કોઇ ચાકરીરે, કરીયે તુમ્હતણું કાજરે. સનેહી૦ ૪
લાજ કરી કુમરી કહેરે, તુમ્હ આવે રૂડાકામ; સનેહી૦
આસન આપ્યું બેસવારે, પ્રોહિતને અભિરામ. સનેહી૦ ૫
**ધનવતી** કહે સૂણો સાહિબારે, આજ હીડે હરખ અપાર;સનેહી૦
પાવન થયું મુજ આંગણુંરે, દીઠે તુમ્હ દીદાર સનેહી૦ ૬
તુમ્હ દરિસણથી માહરોરે, સફલ થયો અવતાર; સનેહી૦
કરૂણા કરી મુજઉપરિરે, આવ્યા જે લેવા સાર સનેહી૦ ૭
ઉત્તમ ! ગુણે જે આગલીરે, તે કિમ દીહો છેહ; સનેહી૦
તરૂઅર વેલતણી પરિરે, થાવે તો રાખો નેહ !- સનેહી૦ ૮
મીઠેવયણે સંતોષીનેરે, કર્યો પ્રોહિત રળિયાત; સનેહી૦
હવણાં કાંઇ જોતુ નથીરે, જ્યોસ્યેં સારે કહેસ્યૂં તાત સનેહી૦ ૯

જાઓ પધારો સાહિયારે, વલી આવજ્યો એણે આવાસ; સનેહી૦
દિનદિનપ્રતિ માહરીરે, લેજ્જો ખબર સુવિલાસ. સનેહી૦ ૧૦
પ્રોહિત ગયો ઘર આપણેંરે, મન ધરતો ઉમંગ; સનેહી૦
એ સુન્દરી વસ્ય માહરેરે! સહી થઇ નિઃશંક! સનેહી૦ ૧૧
[1]મનમેલો કરસ્યું એહથીરે, બનવું છે જો કિરતાર; સનેહી૦
જિમ તિમ એહને ફંદમાંરે, નાંખીસ્યૂં નિરધાર. સનેહી૦ ૧૨
એ ત્રિયા આગે નાંખીયેરે, ઉર્વશીને [2]ઉવાય; સનેહી૦
એ સરખી જગકો નહીરે, રૂપતણો અંબાર. સનેહી૦ ૧૩
મનુપપણું હવે માહરૂ રે, સફળ કરૂ એકવાર, સનેહી૦
તો જીવિત લેખેં ગણુ રે, એ વિણ સૂનો સસાર સનેહી૦ ૧૪
ભલામણ ભલે પામીયોરે, મિત્રતણે સુપસાય; સનેહી૦
[3]આસ્યા [4]મરૂ જેવડીરે, રાખે છે મનમાંહી સનેહી૦ ૧૫
એહવુ પ્રોહિત મન ચિંતવેંરે, પણિ પાણી વહે સ્યે ઢાલ, સનેહી૦
**ગગવિજેયેં** હેજે કહીરે, ચોવીસમી ઢાલ [5]રસાલ.
સનેહી સાંભલોરે. ૧૬=૫૫૭

દુ હા.

પ્રોહિત કપટી અહનીસેં, આવે સુન્દરી પાસ;
બોલે વચન લાલ્યપાલના, ઉભો કરેય વિશ્વાસ. ૧
રે! ત્રિયા મુજઉપરિં, કિમ નથી ધરતી રાગ?
હું તુજને ચાહું અછુ, તાહરૂં પૂરણ ભાગ! ૨
રાય માને મુજને ઘણું, ગુરૂ કરી પૂજે નિત્ત;

૧–મનમિલાપ. ૨–ઉમા ૩–આશા. ૪–મેરૂપર્વત.
૫–કવિ કહે છે કે, પુરોહિત ધનવતી માટે મેરૂસમાન આશા રાખે છે પણ પાણી ટેકરીપર ઉંચે ચઢતું નથી, પણ જ્યા ઢાલ હોય ત્યાંજ ઉતરી જઇને પતીરૂપ સમુદ્રનેજ ભેટે છે. તેમ સતીયો પણ સ્વપતિનેજ ચાહે છે. પાપ ટેકરીરૂપ અન્ય પુરૂષને નિહાળતી પણ નથીજ.

સહુ જગને હું વલ્લહો, તું કિમ ન ધરે ચિત્ત. ૩
તાહરે વેષતે હું મિલ્યો, તું મિલી મુજ વખત્ત;
ફિર અવસર નહિ મિલે, માનો કરીને સત્ત. ૪
સરિખા સરિખી જોડલી, પામીઈ પુણ્યપસાય !
કહ્યું માનો હવે માહરૂ, રાખી પ્રીતિ સ.વય(સાવજજ!) ૫
અમ્હ ગરીબાઉપરિં, રાખો [1]અવિહડ નેહ;
ચાહે તેહને ચાહિયે, ઇમ કિમ દીજેં છેહ. ૬
વચન સૂણી પ્રોહિતનાં, **ધનવતી** ચમકી ચિત્ત,
દિનપ્રતિ આવે મુજ ઘરિં, આજ કાલ વે અનીત્ત. ૯=૧૬૪

**ઢાલ. દેવર ! દૂર ખડા રહો, લોકા રમ ધરેંગા, એ દેશી.**

**ધનવતી** મનમેં એમ વિસ્માયેં, કિમ રહેસ્યે મુજ આપ;
મુજ પીઉ ભોલે ! ભેદ ન જાણ્યો, કેડે મૂકયો સંતાપ.
પ્રોહિતજી અલગા રહોને. આંકણી૦
બોલો વિચારી બોલ, એહવાં વચન મ કહોને;
થઈ નિગુણ નિટોલ, પ્રોહિતજી અલગા રહોને. ૧
તુમ્હે મુજ પીઉના મિત્રભાવે, તેણે મુજ જયેઠ કહાવો !
વડો જયેઠ તે પિતાસરિખો, તો એહવું ચિત્ત ક્યાં લાવો.
પ્રોહિતજી૦ ૨
વળી તુમ્હને ઘરભાર સૂંપીને, મુજ મૂકી તુમ્હ સારૂ;
તેણે તુમારે હાથે કરીને, શરમ રાખો વારૂ ! પ્રોહિતજી૦ ૩
હું ! તુમ્હને પિતા કરી માનું, તુમ્હે મુજ પુત્રિ જાણો;
અઘટતાં [2]વાયક ઇમ કિમ ભાંખો ? અહો ! પ્રોહિત
ગુણખાણ ! પ્રોહિતજી૦ ૪
વલતું કુબુદ્ધિ પ્રોહિત બોલ્યો, એ અઘટતું કિમ લહિઈ?

---

૧–અવિચલ ૨–વચન.

નિજ અંગથકી જે ઉપની, તેહને પૂતરી કહીઇ
સુન્દરી સાચુ માનો, એહ અમ્હારી વાત. ૫
હિત કરીને તુમ્હને કહીયે, માનો અમ્હ વચન્ન
મુજ મન મિલવા વાંચ્છે તુજસ્યું, જ્યું ભૂખા ચાહે અન્ન !
સુન્દરી૦ ૬
ઘણું સ્યું કહીયે તુમ્હને સુન્દરી, પ્રીત ધરી કરૂણા કીજે,
જેહવો વાઉ વાયે જગમાં, તેહવો [1]ઓડો લીજે. સુન્દરી૦ ૭
નીપટ એકગૂ નચિતાણી જે, એવડો હઠ ન કીજે;
કરૂણાકટાક્ષે હેત ધરીને, મુજસ્યું લાહો લીજે સુન્દરી૦ ૮
આ જોગવાઇ ફિર નહી, આ છે અવસર રૂડો;
મ્હારા સમ તમ્હે સાચુ માનો, નથી કહેતો કોઈ જૂઠો. સુન્દરી૦ ૯
ઉઠો સાહેલી ગુણગેલી હેજે, કહ્યું હમારૂં માનો;
[2]ભાણાખડહલ હવે ન ખમાયે, પછે કરજ્યો મન માન્યો.
સુન્દરી૦ ૧૦
ચપલપણે મુજ મનડું તુજસ્યું, રૂપ દેખી લલચાણું;
ગુણવંત દેખી આદર કીજે, એ જગલોક ઉખાણો, સુન્દરી, ૧૧
કહ્યું મ્હારૂં જો નહીં માને, તો પામીશ મન દુઃખ,
રળિયાત થઈ રાજી કરો મુજને, જો વાંચ્છો જીવ સુખ ! સુન્દરી૦ ૧૨
**ધનવંતી**એ જાણું એ છે પાપી, લોપે શીલ–આચાર;
હવણાં એહને મીઠે વયણે, સંતોખું નિરધાર, પ્રોહિતજી૦ ૧૩
રે ! પ્રોહિત ઇમ કાં આકલા, હોવો છો નિપટ લિગાર;
તુમચા કથનથી હુ નથી અલગી, સાંભલી હુઓ ખૂસીઆલ.
પ્રોહિતજી૦ ૧૪

---

૧–આડું, ઓડું જે પ્રકારનો પવન વાતો હોય તેવાજ પ્રકારનો ઓઢો પણ લેવાય. ૨–ભાણાઉપર જમવા બેસતી વખતનો સગાઓનો ખખડાટ જેમ યોગ્ય નથી, તેમ આ વખતનો તમારો નકાર પણ યોગ્ય નથી.

જે કહેસો તે કરસ્યું હમ્હે, સાહિબ શીરને જોરે;
ઢાલ પચવીશમી પૂરી ભાખી, ગંગવિજયે મનને કોડે.
પ્રોહિતજી અલગા રહોને. ૧૫=૫૭૯

## દુહા.

સતી ભાંખે પાપીષ્ટને, અહો પ્રોહિત સુવિલાસ;
તુમ્હસમાન માહરે કો નહિ! પૂરૂં મનની આસ. ૧
પહિલે પહોરે આવજો, રાખી મનમે ચૂંપ;
રખે તમે વિસારતાં, કહું છુ વચન અનૂપ. ૨
એહવાં વચન સાંભલી, લંપટી હુઓ ખુસીઆલ,
મનચિન્ત્યા મનોરથ ફલ્યા, મરણ ભયે તતકાલ ૩
સીખ માગી આવ્યો ઘરે, તે પ્રોહિત નિલજ્જ।
હુસ ઘરે જાવાતણી, કરેં સામગ્રી સજ્જ. ૪
સ્નાન મજ્જન ભલિપરિં કરી, ચૂઆ ચંદન ચાવ,
પહેર્યો વાઘો કસમસ્યો, કેસરમે ગરકાવ ૫
મેવા મિઠાઇ અતિ ઘણી, વલી લીધાં ફોફળપાન;
પ્રહર રાતિને આ(મા)જને, જાવું છે નિરવાણ ૬=૫૮૫

## ઢાલ. મુજરો માનો જાલિમ જાટણ, એ દેશીયે.

હવેં **ધનવતીજી** મન ચિંતવે, કરવો સ્યોયે ઉપાય;
એ લંપટ ઘરે આવસ્યે, કિમ રહે શીલ [1]સૂભાય ધનવતી૦ ૧
શીલ રાખેવાને કારણે, કરૂ કોઈ આય-ઉપાય;
શીલ ખંડે નવિ ઉગરે, નિફળ જનમ તે થાય. ધનવતી૦ ૨
સા સતીજી સાહસ ધરી, [2]દુર્ગપાલને પાસ,
દુર્ગપાલે દીઠીજી આવતી, અનોપમ કોઈ વિલાસ ધનવતી૦ ૩

૧-શોભા, ભૂષણ. ૨-કોટવાલ.

કરી પ્રણપત્ય ઉભી રહી, કરજોડી કહે તામ,
અરજ સૂણો એક માહરી, રાખી મનકુ જી ઠામ ધનવતી૦ ૪
મુજ પીયુજી પ્રદેશે સીધાવીયા, ભરી વાહણ મયાલ,
રાય પ્રોહિતજી આવે દિનપ્રતિ, દેખી અબલાજી બાલ. ધનવતી૦ ૫
રૂપ દેખી જીવ લવલવે, જિમ તિમ બોલેજી બોલ,
તેડી સમજાવો તેહને, કહી વચન અમોલ. ધનવતી૦ ૬
મુજ અબલા દુ.ખ દેખીને, કરો કરૂણા ગુણવંત;
ઉપગારી હોઇજો પ્રાણીયા, તે ઉપગાર કરત! ધનવતી૦ ૭
મુજ શીલ રહેંજી તુમવચનથી, માનીસ તુમ્હતણી પાડ,
એટલો કીજે જી ઉપગારડો! જાણીશ તાહરોજી આડ! ધનવતી૦ ૮
તવ દુર્ગપાલજી હસી કહે, એટલું કરસ્યું કાજ;
વારીસ્યુ પ્રોહિત દુર્મતિ, પણિ મુજ તેડોજી આજ! ધનવતી૦ ૯
મુજ હૈડુંજી હેજાલણું, મોહ્યુ તુજ ગુણ દેખી,
નિપટની બેડી ન નાંખીયે, અમ્હ ગરિબા સામૂ પેખી. ધનવતી૦ ૧૦
તવ **ધનવતી** કહે દુર્ગપાલને, વિરૂધ્ધવચન મ ભાસ;
વીર જાણીનેજી તુમ્હ કણે, આવી કહિવા તુમ્હ પાસ. ધનવતી૦ ૧૧
માત ઉદરથી જે જણ્યાં, તેહને કહિયેજી વીર!
તુહી મનમોહન વાલહી, તું મુજ હૈડા હાર! ધનવતી૦ ૧૨
રાજી થઇનેજી હા કહો, જાઓ તુમ્હારેજી ગેહ;
પ્રોહિત તેડીને વારિસ્યૂં, પણ રાખજ્યો અમ્હસ્યુ નેહ. ધનવતી૦ ૧૩
સતી ચિતે એ દીસે લંપટી, સ્યું કહીઈ વારોજીવાર,
બીજે પહોરેજી આવજો, એ વાયદો નિરધાર ધનવતી૦ ૧૪
એહવાં વયણજી સાંભલી, મન હર્ખ્યો દુર્ગપાલ;
**ગંગવિજયેંજી** હેજસ્યું, કહી છવીસમી ઢાલ.
ધનવતી૦ ૧૫=૬૦૦

## દુહા

વાયદો કરી દુર્ગપાલસ્યું, આવી [1]સચિવને પાસ,
કરજોડી મુજરો કીયો, ઊભી કરેં અરદાસ. ૧
સાહિબ ! મુજ અબળાતણી, કરો કોઇ સાર સંભાલ;
મુજ પ્રીઉડો પ્રદેશડે, ગયો કમાવા માલ. ૨
તેણે હુ મન્દિર એકલી, રહુ છું નિસદીહ !
તુમ્હ પ્રોહિત કેડેં પડયો, વિરૂધું ભાંખે જીહ. ૩
'મુજ સાથે એક વારતુ, કરો વંછીત ભોગ;
લે લાહો લખમીતણો, એ છેં અવસર યોગ.' ૪
તે માટે હુ તુમ્હભણી ! કહેવા આવી સ્વરૂપ,
તુમ્હ કૃપાથી સાહિબા ! રહેસે શીલ અનૂપ. ૫
[2]ગીરૂઆ સહેજે ગુણ કરે, જસ જગમાં પ્રતીત;
તે પ્રાણી કડ પાપણ ગજે, રાખે કુલની રીત ૬
તું ! જગમેં ભલેં પ્રગટીયો, દુ:ખભંજન પ્રડૂર,
પરોપગારે ગગનમે, પ્રગટેં ચન્દ ને સૂર ! ૭=૬૦૬

### ઢાલ. ચઢજો ચાખડીયે, એ દેશી.

સુન્દરી કહ્યું તેહરે, માન્યુ મેં સાચુ રે !–ટેક
તુજ કુડો નહિ લવલેસરે, પણિ એ નહી આછુ રે !
સચિવ કહે સૂણો સુન્દરી, સુભગે ! ન રાખીશ મનમેં ઉચાટ;
તારી ચિન્તા સર્વે દૂરે વહેસ્યુ, ધરો નિજ મનમેં ગહગાટરે.
માન્યું મેં સાચુ રે ! ૨
પ્રોહિત પાપી તુજને કહે છે, અમ્હે વારીસ્યું તેહને તેડી,
પણિ અમસ્યું કથન જો ચિત્તમે રાખો, તો નાંખુ દુ ખ ફેડીરે માન્યું૦ ૩
મુજ નયન તો તુજ મિલવા વાંછે છે, વલી તરસ્યેં મુજ જીઓ;

---

૧–મંત્રી, પ્રધાન. ૨–મ્હોટા.

એ અવસર ફિર નહીં પાવો ! જો નથી તુમ્હ ઘર પીઓરે. માન્યું૦ ૪
એહ વચન જો અમચૂં માનો ! તો કરીસ્યું તુમ્હતણું કામ;
જો નહીં માનો તોહીપણ જોરે, કરવું જોઇસ્યેં ભામરે. માન્યું૦ ૫
'દુધ–ડાંગનો' નાય દેખાડી, બીહાવી તે નાર;
હા કહો મનમે મહેર(હરખ)ધરીને, પછે જાઓ ઘરબારરે. માન્યું૦ ૬
સા! સતી મન ઇમ વિમાસેં, આ! દીસેં કટકી વચ્છનાગ;
કે કેહનાં મનડાં સમજાવું ! જિહાં તિહાં દીસે છે આગરે. માન્યું૦ ૭
ફિરી **ધનવતી** સચિવને ભાંખે, જે કહ્યું તે અમ્હો જાંણૂ;
પણિ અમ્હ આગળ એહવાં વયણાં, કહિવા કિમ જીભે
આંણૂરે. માન્યુ૦ ૮
માહરા મનમાં હુ ઇમ જાણતી, જે રૂડા દીલાસા દેસ્યે !
દુષ્ટ પ્રોહિતનેં વારી માહરૂ, ભાઇ થઇ કામ કરસ્યેં. માન્યું૦ ૯
તેતો તુમ્હે તુમ્હારો ધરમ ન રાખ્યો, મતલબ કરવા ચાહો;
મુજ અબલાની વાહર નવ કીધી, કુડે દીલાસેં વાહોરે માન્યું૦ ૧૦
સચિવ કહે સૂણ સુન્દરી તાહરૂં, અમ્હો કહ્યું કરસ્યુ સીરને જોરે,
અમચુંકથન જો એટલુ કરસ્યો, તો કિમ થઇશુ નિઠોરરે. માન્યું૦ ૧૧
આજથકી નિશ્ચિતા રહેજો, ન કરસ્યો ફિકર લિગાર,
પ્રોહિત પાપી તુમ્હ કેડેં પડીયો, તે નહીં આવે તુમ્હચેં દુઆરરે.
માન્યું૦ ૧૨
પણ અમ્હઉપરિં તુમ્હો મહીર ધરીને, બોલોજી અબલાબાલ !
તાહરે સલૂણે મીઠડેં બોલે ! મનડુ થયુ ઢકચાલરે. માન્યું૦ ૧૩
**ધનવતી** ચિંતે એ લપટી ! હવે આ ઉપાય તે કીજે;
જિમતિમ એહનુ મન સમજાવા, કાંઇક ઉત્તર દીજે રે. માન્યું૦ ૧૪
તુમચાકથનથી હું નથી અલગી, ના ! અમ્હે નથી કહિતા;
પોહર ત્રીજેં આવજયો તુમ્હો, જવ મારગ રહે વહિતારે. માન્યુ૦ ૧૫
વાયદો કરી તિહાથકી નિસરી, આવી નૃપનેં પાસે;

ઢાલ સત્તાવીસમી એ ભાખી, **ગગવિજયે** મનને ઉલ્લાસે રે. માન્યું૦ ૧૬

## દુહા.

હરખધરી રાય આગલે ઉભી કરે અરદાસ;
કરે પ્રણિપતિ કરજોડીને, ભાખે વચન વિલાસ. ૧
તુ મહારાય વખતે વડો, અરિભંજણ સરદાર;
પરદુખટાલણ પરગડો, નોધારા-આધાર. ૨
તું, માય તું, તાત તું, તું બંધવ ગુણ જાણ;
પરજાપાલણ ગુણનિલો, જિમ નિજ છોરૂસમાન. ૩
તાહરી તુલના કોણ કરે? તુ સમાન નહી કોય!
વાક્યવચ્છલ **હરિચન્દ** જિસે, ભૂજબલિ **ભીમજ્યુ** હોય. ૪
તું મહિપતિ! ચાર [૧]પ્રતપજ્યો; જિહાં લગે ચંદ સૂર!
જસપડહો તુજ ચિહુ દિસે, વાજે મહિધર ભૂર. ૫
ધન જનની તુને જનમીયો, પ્રજાઉપર ધરે રાગ,
તુજ મુખ ભલે મે નિરખીયો, માહરૂ પૂરણ ભાગ! ૬
તે માટે સણો રાયજી, કહુ દુખની મુજ વાત:
ભૂધવ કહે સૂણો સુન્દરી, કહો મુજ આગે સત્ત. ૭=૬૨૯

## ઢાલ બીજા મારની, રતનકુંવર મુખ સાંકલોરે સાહિબા! એ દેશી

નરપતજી હો! **ધનવતી** કહે, સાભલોરે સાહિબા!
મુજ વીતક તુ અવધાર, વયણ માનો [૨]સયણ વારૂ;
નરપતજી હો! મહોટા આગે કહતાં થકાંરે સાહિબા!
ન પામીયે દુઃખ લિગાર, વયણ માનો સયણ વારૂ. ૧-ટેક.
નર૦ [૩]ગીરૂઇ ગ્રહી છે મેં બાહડીરે સા૦ તો મુને રયાની ખોટ વયણ૦
નર૦ ઇશ્વરપ્રતાપે પોઢીયોરે સા૦ દે વાઘ સાહમી હોટ વયણ૦ ૨

---

૧-ચારે દિશાએ પ્રતાપ પામજો. ૨-સજ્જન. ૩-મ્હોટી.

નર૦ તિમ તુ મુજ શિર ગાજતેરે સા૦ કોણ જુએ મુજ સનમૂખ વય૦
નર૦ પ્રોહિત તુમચો પાપીયોરે સા૦ મુજ કેડે પડયો એ દૂ:ખ વયણ૦ ૩
નર૦ મુજ પ્રીઉડો પ્રદેશડેરે સા૦ ચાલ્યા ધરીને ચૂંપ વયણ૦
નર૦ પ્રોહિતમિત્ર જાણી કરીરે સા૦ ભલામણ દીધી અનૂપ વયણ૦ ૪
નર૦ તું જાજે ઘર માહરેરે સા૦ લેજે સાર સંભાલ વયણ૦
નર૦ જે જોઇયે તે આપજયોરે સા૦ [1]ચીવર ભૂષણ માલ વયણ૦ ૫
નર૦ અમ્મો આવીને આપસ્યુંરે સા૦ જે થાસે તુમ્હચા દામ વયણ૦
નર૦ મિત્ર જાણીને એટલૂંરે સા૦ કરજો અમચું કામ વયણ૦ ૬
નર૦ એહવું કહીને સિધાવીયાંરે સા૦ મુજ પીઉડો પ્રદેશ વયણ૦
નર૦ હુંસ ધરી મનમેં ઘણીરે સા૦ ઉપાર્જવા લાભ વિશેષ વયણ૦ ૭
નર૦ મુજ પીઉના કહ્યાંથકીરે સા૦ આવે મન્દિર નિવેસ વયણ૦
નર૦ ખબર પુછી નિત માહરીરે સા૦ તુમ્હ પ્રોહિત સુવિસેસ વયણ૦ ૮
નર૦ રૂપ દેખીને મોહિયોરે સા૦ બોલે આલપંપાલ વયણ૦
નર૦ એકલડી મુજ જાણીનેરે સા૦ કરેં નયણનો ચાલ વયણ૦ ૯
નર૦ કામી થઇને વિલવિલેરે સા૦ વલી કરે ઘણા નીહોર વયણ૦
નર૦ કામીનર હુયે આકલાંરે સા૦ ન જૂયે ઢોર કઠોર વયણ૦ ૧૦
નર૦ સક્કર માંડી ઘોલવારે સા૦ વલી બોલે મીઠાં બોલ વયણ૦
નર૦ કથનકારી હુ તાહરોરે સા૦ મુજસ્યુ કરો રંગરોલ વયણ૦ ૧૧
નર૦ લટપટ કીધી ઘણી મુજસ્યુંરે સા૦ મુજસ્યું બોલો અબલા
બાળ વયણ૦
નર૦ મેં ગણકાર્યું કો નહીરે સા૦ તવ બોલ્યો થઈ વિકરાળ વયણ૦ ૧૨
નર૦ રે! ત્રિયા કિમ નથી બોલતીરે સા૦ શુ! થઇ રહિછું નિઠોર વયણ૦
નર૦ હઠ કીધેં કિમ ચાલસ્યેરે સા૦ જાણુંછું તાહરો જોર વયણ૦ ૧૩
નર૦ માનો વચન તુમ્હે માહરૂરે સા૦ કહીયે છીયે થઇ સેણ[2] વયણ૦
નર૦ જોરે વ્રત તાહરૂં ભાંજસુ રે સા૦ જો નહી માનો મુજ વેણ વયણ૦ ૧૪

---

૧–વસ્ત્ર. ૨–સ્નેહ, સ્નેહી થઇને.

નર૦ ઇમ કહીને તે ઉઠીયોરે સા૦ ગયો પોતાને ગેહ વયણ૦
નર૦ એહ વીતક પ્રોહિતતુરે સા૦ કહ્યું તુમ્હ આગેં ધરી નેહ વયણ૦ ૧૫
નર૦ જો તુમ્હે બાંહ ગ્રહી રાખસ્યોરે સા૦ તો રહસેં શીલ–આચાર વયણ૦
નર૦ **ગંગવિજયેં** કહી હેજસ્યુ રે સા૦ અઠાવીસમી ઢાલ રસાલ વયણ૦ ૧૬=૬૪૫

## દુહા.

તે માટે મહારાયજી હે, કરો કરૂણા જગદીસ;
તુમ્હ ગુણમાલા ઉપગારની, ગુણસ્યું રાતિનેં દિસ. ૧
એ ઉપગાર છે મોટકો, એ સમો નહીં કોય!
મુજ વ્રતરખોપું કરો, તો જસ જગમેં હોય. ૨
ભૂપતિ મનમે ગહબર્યો, નિઃસૂણી કુમરી વાંણ,
મનથકી ઇમ ચિંતવે, આ કુમરી બુદ્ધિનિધાન. ૩
વલતુ નૃપતિ બોલીયો, સુણી સુન્દરી તુજ વયણ,
દુષ્ટ પ્રોહિતને વારસ્યું, પણિ મુજને કરવો સેણ ૪
મુજ આગેં પ્રોહિતનો, સ્યો ગજ્યો કહેવાય!
મરડી બાંધુ તુજ આગલે, કહે તે કરૂં ઉપાય. ૫
પણિ એકચિતસ્યું મુજસ્યું, રાખો અ તરરાગ,
હું મોહ્યો તુમઉપરેં, તાહરૂં પૂરણ ભાગ! ૬
ના કહે નવિ ચાલસ્યેં, અહો! સુન્દરી ગુણગેહ;
તેડો તુમ્હે નિજમન્દિરે, હીયડે આંણી નેહ! ૭=૬૫૨

## ઢાળ. ગોરી માહરી! છોડો ઘોડલાની વાઘરે; લશ્કર વહી ગયુ રે, એ દેશી.

સાહિબા માહરા! **ધનવતી** બોલી તામરે રાજિન્દ સાંભલોરે,
સાહિબા માહરા! એહવું બોલો કાં આમરે રાજિન્દ સાંભલોરે;

સા૦ તુમ્હે છો પિતાને ઠામરે રા; સા૦ તો! એવડી શી ઘાલો હામરે?રા. ૧
સા૦ છોરૂઉપર સી કુમિટરે રા; સા૦ રાખીયે રૂડી દીઠરે! રા;
સા૦ વાડ જો ચિભડાં ખાયરે રા; સા૦ તો [1]ધણપુકાર કિહાં જાયરે રા. ૨
સા૦ પુરના નાથ કહાવોરે રા, સા૦ મનમેં એહવુ શું લવોરે રા;
સા૦ જે આવ્યા આપણે ઉપરે રા; સા૦ તિણસ્યૂં લાલચ કરવી થોથરે રા. ૩
સા૦ જો તુમ્હે મન લલચાવોરે રા; સા. તો કરિસું કિહાં જઇ દાવોરે રા;
સા૦ તું! મુખ એવી શી વાતરે રા; સા૦ કહેવી ન ઘટે તુમ્હ તાતરે રા. ૪
સા૦ જિહાંથી આવી જોઇયે [2]વાહરે રા; સા૦ તાંહથી આવે કિમ ધાડરે રા;
સા૦ એ રહેવા દ્યો તુમ્હ લાડરે રા; સા૦ નથી કોઇનો તુમ્હ પાડરે રા. ૫
સા૦ નિજ ધરણી પરણી હુઇ જેહરે રા; સા૦ તેહને કહી(દી)ઇએહરે રા;
સા૦ પરનારીને એમરે રા; સા૦ એહવી વાતો કહીયે કેમરે ? રા. ૬
સા૦ તુમ્હો મુજ અ તરવીરરે રા, સા૦ એ વાતેં થાસ્યો ફકીરરે રા;
સા૦ પરનારીનેં પ્રસંગરે રા; સા૦ તે સુખ ન પામે નિજઅંગરે રા. ૭
સા૦ જૂઓ કેયો **કીચરે** રા; સા૦ નિજર કરી જો નીચરે રા;
સા૦ **દ્રુપદી**ઉપર [3]કુદ્રેઠરે રા; સા૦ તો **ભીમેં** ઘાલો કુંભીહેઠરે રા. ૮
સા૦ લંકાઅધિપતિ જોયરે રા, સા૦ **સીતા** લેઇ ગયો સોયરે રા;
સા૦ **રામે** કીધો કોપરે રા, સા૦ **રામે** કીયો અલોપરે રા. ૯
સા૦ પરનારીને જે ચાહેરે રા, સા૦ રજજન પામે તે કયાંહેરે; રા,
સા૦ આપોપું (આ [4]પોષું) વિત્ત ખોયરે રા, સા૦ લોકમેં હાંસી હોયરે રા. ૧૦
સા૦ પરનારીનાં જે પાપરે રા, સા૦ લાગે તે ભોગવે આપરે રા,
સા૦ પરનારીને યોગરે રા; સા૦ પામે નરગનાં ભોગરે રા. ૧૧
સા૦ ઇમ હઇગત અનેકરે રા, સા૦ આણો મનમેં વિવેકરે રા,

૧–માલિક, ધણી. ૨–મદદ, વાહર. ૩–કુદષ્ટિ. ૪–પોષ્યું, પોષેલું.

સા૦ માનો મુજ કરી બ્હેનરે રા; સા૦ કહું છું થઈ સેંણરે રા. ૧૨
સા૦ ઇમ નિભ્રછ્યો (જ્યો) રાજાનરે રા, સા૦ કહીને કડુઆ વેણરે રા,
સા૦ તોહ **ધનવતી**સુ એણુરે રા; સા૦ ચોરે નહી નૃપ રેણુરે રા. ૧૩
સા૦ કહ્યાં વચન ચિત્ત લાયરે રા, સા૦ તોહી ન સમજેં રાયરે રા;
સા૦ તુમ્હચી કિહાં ગઇ સુદ્ધિરે રા, સા૦ ધોલું ન જાણો દુધરે રા. ૧૪
સા૦ હવે આગલે જે વાતરે રા; સા૦ સાંભલો મૂકી વ્યાઘાતરે રા;
સા૦ કહી **ગંજવિજયે** ઓગુણત્રીસમી ઢાલરે રા;
સા૦ હવે બોલસેં મહિપાલરે ! રા. ૧૫=૬૬૭

## દુહા

નૃપત કહે સુણો સુન્દરી, જે તે ભાખ્યું સત્ત;
તે સર્વે જાણું અછું, પણિ સુણ મોરી એક વત્ત. ૧
તુજ ચતુરાઇ દેખીને, રૂપકળાગુણ લીણ,
તે દેખી ચાહુ અછું, જ્યું ચાહે જલમીન. ૨
રાજકાજ મુજ નવિ ગમેં, ન ગમે સાર શ્રૃંગાર;
ફૂલ તબોલ મ્હે પરહરયા, તુજવિના નિરધાર. ૩
ભોજન મજ્જન નવિ કરૂ, ન કરૂ કિસી મન્ન હુસ;
એક તુજ [1]પાખે સુન્દરી, કરૂં તો તાહારા સૂસ ૪
તે માટે મુજઉપરે, કરો મિલણનો ચાહ !
આવો પટરાણી હુ કરૂ, માનીતી સર્વમાહ ૫
કહિ તો સૂરજસાખિ દ્યું ! કહેતો પીઊં [2]કાસ;
જીવતા તો વિસરૂ નહી, મુઆં મ દેજો દોસ. ૬
એહવા વયણ સુણી નૃપતણા, **ધનવતી** ચિંતે તામ;
અહો ! અહો ! કામવિટમ્બના, કામથી ન રહે મામ ૭
[3]કામવેધ્યા જે પ્રાણીયા, તે વિરલા કો જીવન્ત,

---

૧-વિના. ૨-ઉકાલેલું જસત. ૩-મૂલમાં " કામે " પાઠ છે.

એહવા કામી પાપીયા, જિતે તે મુજ સન્ત. ૮
સતી કહે સૂણો સાહિબા, જો છે તુમને ચાહ !
ચોથે પોહરે આવજો, ધરી મન હર્ષ ઉચ્છાહ. ૯=૬૭૬

## ઢાલ. આજ હજારી ઢોલો પ્રાહુણો, એ દેશી.

દેઇ કુડો દીલાસો રાયનેઈ, આવી **ધનવતી** નિજ ગેહ;
સાજન મોરાહે ! જોજ્યો બુદ્ધિપ્રપંચના;—ટેક.
એ તો કરે મનમેં વિચારણા, ઐ! ઐ! એ થયું એહ; સાજન૦ જોજ્યો૦ ૧
મુજ મનમેં હુંસ હુતી ઘણી, જે રાયથી ટલસ્યેં સંતાપ; સાજન૦
શીયલવ્રત રહેસ્યેં માહરૂં, પણિ સાહમું વલગું પાપ. સાજન૦ જોજ્યો૦ ૨
પીઉ પ્રદેશેં તેહનો, કોઈ નાવ્યો મુજ સન્દેસ; સાજન૦
એ ચિંતા છે મુજને, આ, બીજી થઇ વિસેસ. સાજન૦ જોજ્યો૦ ૩
ફિકર કરે સ્યો ફાયદો, કરીયે કોઇ આય-ઉપાય; સાજન;
મુખમાં પેસેં કોલીયો, ઉદ્યમ કીધેં ચિત્ત લાય. સાજન૦ જોજ્યો૦ ૪
એહવું વિચારી મેઢીયેં, ચઢી જૂયે તિણીવાર; સાજન૦
દીઠી પેટી એક સુન્દરૂં, અનોપમ [1]ગુણ ચ્યાર. સાજન૦ જોજ્યો૦ ૫
તે પેટી ઉતારી હેઠલેં, મૂકી ઓરડામજાર; સાજન૦
વૃદ્ધિ પીડોસણ તેડીને, તેહસું કરેય વિચાર. સાજન૦ જોજ્યો૦ ૬
આઇ તું મુજ માવડી, ગણુ તું પુત્રીસમાન, સાજન૦
કારજ તુમ્હ સરિખુ અછે; તે કરો થઈ સાવધાન. સાજન૦ જોજ્યો૦ ૭
**અક્કા** પુછેં સૂણો સુન્દરી, શું ? મુજલાયક છેં કામ, બેનર મોરીહે૦
તે કહો મુજ આગલેં, થાસ્યે તો ધાલસું હાંમ. બેનર૦ જોજ્યો૦ ૮
સતી કહે સણો આઇજી, મુજ પીઉ ગયો પ્રદેશ, માતા મોરીહે૦
મુજ એકલી જાણી પુરધણી, પુચ્છે પડયો સુવિસેસ. માતા૦ જોજ્યો૦ ૯
તેડાવી મુજને કહ્યું, તુમ્હે માનો એક વચન્ન, માતા૦

---

૧-ચાર ખાનાંવાળી.

મન-ઈચ્છા પૂરો માહરી, કહુ છું સાચે મન્ન. માતા૦ જોજ્યો૦ ૧૦
નહીતર હોસ્યે તુજને, કોઈ વિષમઘાત આ વાત; માતા૦
ભયને જોરે મ્હે કહ્યૂં, તુમ્હે આવજો માજિમરાત. માતા૦ જોજ્યો૦ ૧૧
તે વયણે મુજ મન્દિરે, હુસ્યે આવસ્યે નૃપરાટ, માતા૦
કહો ! શીલવ્રત કિમ રાખીસુ, તેણે થાય છે ઉચ્ચાટ. માતા૦ જોજ્યો૦ ૧૨
તે માટે સૂણો માતજી, કહુ તે કરો ઉપાય. માતા૦
પાછલી રાતિ પરોઢીયે, આવજો એણે ઠાય માતા૦ જોજ્યો૦ ૧૩
બુમ્બારવ કરજો ઘણો, કહેજો મુજ પીઉની વાત; માતા૦
મૃત્યુ પામ્યો પ્રદેશડે, તુજ ભર્ત્તુ તે સુવિખ્યાત માતા૦ જોજ્યો૦ ૧૪
એહવુ કહીને જગાડજ્યો, વળી કૂટજો હૃદય વિસેસ. માતા૦
લોક ભેલાં કરજો ઘણાં, એહવો કહુ છુ સકેત. માતા૦ જોજ્યો૦ ૧૫
**અક્કા** કહે સૂણુ સુન્દરી, મ કર તુ ફિકર લિગાર; બેનર૦
તે સઘલુ કરસ્યુ અમે, રહેસ્યે તુજ વ્રતસા(ચા)ર બેનર૦ જોજ્યો૦ ૧૬
તુજ શીલતણા મહિમાથકી, તુને હોસ્યે મંગલમાલ, બેનર૦
**ગંગવિજયે** ભલી વર્ણવી, એ! ત્રીસમી ઢાલ રસાલ. સાજન૦જોજ્યો૦ ૧૭

## દુહા.

અક્કા તો નિજ ઘર ગઇ, **ધનવતી** મન્દિરમાંહિ,
હવે જે થાય તે સૂણો, [1]તિજી નિદ્રા ઉછાહિ ૧
સન્ધ્યાસમય થયો જેટલે, પ્રોહિત હુઓ તઇયાર;
ખાંનપાન લેઈ કરી, આવે તેણીવાર. ૨
સ્વેત વસ્ત્ર પહિર્યા ભલાં, ચૂઆ ચદન ઘનસાર;
[2]જાણે મૃગ-કસ્તૂરીયો, આવ્યો **ધનવતીદ્વાર.** ૩
દ્વાર ઉઘડાવી સકેતસૂ, પેઠો મન્દિરમાંહિ.
**ધનવતી** દેખી ઉભી થઇ, આવોજી બેસો યાંહિ. ૪

---

૧-તજી, છોડી. ૨-મૂલે પાઠ "જેણે" છે.

મેવા મિઠાઈ લાવ્યો અછે, તે **ધનવતીને** દેય;
સા સતી સમસ્યાયેં કરી, દાસીને કહે લેય. ૫

## ઢાલ. હમીરીયાની, દેશી.

કહે પ્રોહિત મધુરે સ્વરે, આવોજી બેસ્યો પાસ, સલૂણી;
ઉભા સ્યું થઇ રહા, આ! મેલો મિલ્યોં છે ખાસ, સલૂણી. ૧
માનો વચન તુમ્હે માહરો, તુ મુજ પ્રાણાધાર, સલૂણી;
વિલંબ શી ? કરો અછો, સ્યું કહીયે વારોવાર, સલૂણી. માનો૦ ૨
જે માગો તે તુમ્હનેં, આપૂં આણી દામ, સલૂણી;
પણિ **જો**! આશ ધરીને આવીયા, પૂરીયેં તેહની હામ, સલૂણી. માનો૦ ૩
જે આતુર હોયે ઉતાવલા ! તે કિમ ખંચેધાર, સલૂણી;
કવણ મૂરખ બેસી રહે, નિયણે ભોજન સાર! સલૂણી. માનો૦ ૪
તવ હસી બોલી **ધનવતી,** અહો ! અહો ! પ્રાણાધાર, સોહાગી;
તુમ્હચ્યા કથનથી હું નથી, અલગી ખિણ લિગાર, સોહાગી. માનો૦ ૫
ઇમ આકલા સ્યેં થાઓ અછો, મન થિરતા કરો મહારાજ, સોહાગી;
હાજર ઉભી તુમ્હ આગલેં, નથી જાતિ કાંઇ ભાંજી, સોહાગી. માનો૦ ૬
(ઉન્હોદિક) ઉ! મોદિક કરૂં ખાંતિસ્યું, પખાલો નિજ અંગ, સોહાગી;
એટલે રસોઇ નિપજે, જિમી કરો મનરંગ, સોહાગી. માનો૦ ૭
આપણી ક્રીધી રાતડિ, સહી જાસેં મહારાજ, સોહાગી;
તો સ્યું મન ઢચપચ કરો, થાસેં તુમચો કાજ, સોહાગી. માનો૦ ૮
પુરસ્યું મનોરથ તુમ્હતણો, જો તુમ્હો આવ્યા આજ, સોહાગી,
તુમ્હ સરિસા સજ્જન મિલ્યા, માહરૂં પૂરણ ભાગ, સોહાગી. માનો૦ ૯
ઇમ કહી સમજાવીયો, પ્રોહિતે જાણ્યું સાચ, સલૂણી;
એ ત્રિયા હુઇ આપણે વસૂ, બોલે તે પાલસ્યેં વાચ, સલૂણી માનો૦ ૧૦
હલફલ કરતાં દામની, હુઈ પહોર વિસરાલ, સલૂણી;
બીજાં પોહોરને માજનેં, દ્વારે આવ્યો દુર્ગપાલ, સલૂણી. માનો૦ ૧૧

તવ પ્રોહિત હુઓ આટલો, કહે કોણ આવ્યો દ્વાર, સલૂણી;
આ વેલા કુણ પાપીયો, આવ્યો જઇ જૂઓ બાર, સલૂણી. માનો૦ ૧૨
તવ સા બોલી સા સતી, તુમ્હ દુર્ગ્ગપાલ સરિષો સાદ, સોહાગી,
એ કિમ આવ્યો ઇહાં કણે! કોઈ દીસેં છે વિખવાદ, સોહાગી. માનો૦ ૧૩
હવેં સ્યું કરસ્યું સુન્દરી, કિહાં જાસ્યું કિણ ઠામ! સલૂણી;
ઉઠો થઈ ઉતાવલાં, સંતાડો મુજ ભામ! સલૂણી. માનો૦ ૧૪
અરહું! પરહું! જોઇને, નહી કોઈ એહવો ઠોર, સોહાગી;
આ પેટી એક સાહિબા, દીસેં છે અઘોર, સોહાગી. માનો૦ ૧૫
એમાં પેસો-ઉતાવળા, રહો મનડુ કરી [1]વાલ, સોહાગી;
**ગંગવિજયે** અભિનવી, કહી એકત્રીસમી ઢાલ, સોહાગી. માનો૦ ૧૬=૭૧૪

## દુહા

પ્રોહિત પેઠો પેટીયે, પ્રચ્છનપણે તેણે ઠામ,
પ્રથમ ખૂણે પૂરીયો, યન્ત્ર [2]સમર્પ્યો તામ ૧
સા સતી મન હરખી ઘણું, પૂર્યો એક ઉચ્છાહ;
દ્વાર ઉઘાડી તેડીયો, દુર્ગ્ગપાલ મન્દિરમાંહ. ૨
સનમાન દેઇ અતિ ઘણો, બેસાર્યો પર્યંક;
કરજોડી કહે કામિની, ચાલો થઈ નિશંક ૩
અહો! સાહિબા તુમ્હતણી, જોતી હુંતી વાટ,
સંભારતાં ભલેં આવીયા, હવે કરો ગહગાટ ૪
મીષ્ટવચન સૂણી નારીનાં, હરખ્યો મન દુર્ગ્ગપાલ;
પહિલાંથી વધતી દીસે, પ્રીતિતણી ઢકચાલ. ૫=૭૧૯

---

૧-મન વાળીને આ પેટીમાં રહો.

૨-સમર્પ્યો, બંધ કીધો, પુરોહિતને એક ખૂણે પૂરીને તાળુ ચા કલ વાસી દીધા.

**ઢાલ. (ગગને તેણે પ્રસ્તાવેજી, આવે ખેચર નામ એ દેશી.) મારગડામાં આવેજી, જોઉં પ્યારા કાન્હ ! એ દેશી.**

હવેં દુર્ગપાલ આકર્ષેજી, આવો જીવનપ્રાણ,
સનમૂખ થઇનેં નિરખેંજી, આવો જીવનપ્રાણ;
જ્યું જવેરી નગ પરખેંજી, આવો જીવનપ્રાણ,
ત્યું સા દેખી મન હર્ષેજી, આવો જીવનપ્રાણ
હે ! સુકલિણી સુન્દરી સુભગેં,
આવતું માહરેં પાસ. હ૦ સ૦ જ્યું૦ ત્યુ૦ ૧
છે મુજ જીઉ તુજ તન્નમેંજી આવો જીવનપ્રાણ,
જ્યુ રાંકનો જીવ ધન્નમેજી આવો જીવનપ્રાણ;
જ્યું ભૂખ્યાનું મન અન્નમેંજી આવો જીવનપ્રાણ,
તિમ છે તું મુજ મન્નમેંજી આવો જીવનપ્રાણ.
સ્યો વિચાર હવે મનમેં કરો છો,
સેં ? તુમ્હ નાવે મહેર. છે૦ જ્યું જ્યુ૦ તિ૦ ૨
આવો કરીયે હેલાંજી ! આવો જીવનપ્રાણ,
રમીયે આપણ ભેલાજી ! આવો જીવનપ્રાણ;
આ ! રૂડી બની છે વેલાજી ! આવો જીવનપ્રાણ,
એતો પુણ્યે મિલિયા મેલાજી ! આવો જીવનપ્રાણ
આજ કૃતારથ હુ થયો સુભગેં !
મેં નિરખ્યો તુજ મુખ નયણ. આ૦ ર૦ આ૦ એ૦ ૩
આજ મુજ નયણ વિસેસેજી આવો જીવનપ્રાણ,
સફ્લ થયાં સુવિસેંસેજી આવો જીવનપ્રાણ;
નિરખી તુજ મુખ હીસેજી આવો જીવનપ્રાણ,
સહી માનજ્યો વિશ્વાવિસેજી આવો જીવનપ્રાણ
એહમેં તુમ્હે કોઇ વૃથા ન જાણો,
માનજો સઘલુ સાચ. આ૦ સ૦ નિ૦ સ૦ ૪

[1]મિહીર ધરો હવે નારીજી આવો જીવનપ્રાણ,
તુ મુજ લાગે પ્યારીજી આવો જીવનપ્રાણ;
કરો કૃપાની ક્યારીજી આવો જીવનપ્રાણ,
સ્યું ! રહ્યાં છો વિચારીજી આવો જીવનપ્રાણ.
અન્તરપડદો દૂર ઉવેખી, મિલો થઇ ને સેણ.
મિ૦ તું૦ ક૦ સ્યું૦ ૫

કિમ રહે તું અલગાજી આવો જીવનપ્રાણ,
મેં ગાઢી પ્રીતિજ બાંધીજી આવો જીવનપ્રાણ;
જ્યુ ગુડીડોરે સાંધીજી આવો જીવનપ્રાણ,
તાણી આવે આઘીજી આવો જીવનપ્રાણ.
ચતુર હોવે તો સમજે મનમેં, ઘણું કહે સ્યું હોય.
કિ૦ મે૦ જ્યું૦ તા૦ ૬

કહે **ધનવતી** શિરનામીજી સાંભલો પ્રાણાધાર,
તુમ્હે છો અંતરયામીજી સાંભલો પ્રાણાધાર;
ઈમ આકલા કાં થાવો સ્વામીજી સાંભલો પ્રાણાધાર,
તુમ્હ મનચો ભેદ હું પામીજી સાંભલો પ્રાણાધાર.
તુમ્હે છો માહરે મન-તન જીવન,
કહું તે સૂણો એક વાત.ક૦ તુ૦ ઈ૦ તુ૦ ૭

અંતરપડદો ટાલોજી સાંભલો પ્રાણાધાર,
જો રાખો પ્રીતિનો ચાલોજી સાંભલો પ્રાણાધાર;
કોઇ અમુલિક વસ્તુ દેખાડોજી સાંભલો પ્રાણાધાર,
જે લાવ્યા હોય તે [2]સીરાવો(ડો)જી સાંભલો પ્રાણાધાર.
મુખની લટપટે કામ નવિ હોવે,
સહી દાંમે હોવે કામ અં૦ જો૦ કો૦ જે૦ ૮

આપ્યાં આભ્રણ સારોજી હેત કરીને તેહ,
વેઢ મુદ્રિકા હારોજી હેત કરીને તેહ;

---

૧-મહેર, કૃપા ૨-આરોગાવો.

કહે દાસીને લેઓ રેજી હેત કરીને તેહ,
મૂકો એકણ ટોરેજી હેત કરીને તેહ.
નિધણીયો માલજો સહેજે લીજે,
તેહની કો ! વાર [૧]બુંબ. આ૦ વે૦ ક૦ મૂ૦ ૯
કરૂં રસોઇ સારીજી સાંભલો પ્રાણાધાર,
તે જિમો મનહું હારીજી સાંભલો પ્રાણાધાર;
ઉપર પીઓ સુગન્ધા વારીજી સાંભલો પ્રાણાધાર,
આરોગો પાન સોપારીજી સાંભલો પ્રાણાધાર.
પછે તુમ્હારે મન ગમે જિમ,
ક્રીડા, કરજો અપાર. ક૦ તે૦ ઉ૦ આ૦ ૧૦
ઇમ હલફલ કરતાં થઇયાંજી ધરમને પુણ્યે જેહ,
બે પોહરજ નિવહાયાજી ધરમને પુણ્યે જેહ;
ત્રીજે પોહરે ઉમહીયાજી ધરમને પુણ્યે જેહ,
સચિવ દ્વારે આવીયાજી ધરમને પુણ્યે જેહ.
દ્વાર ઝઝેડી બોલ્યો આક્રંતસું,
આવી ઉઘાડો બાર. ઇ૦ બે૦ ત્રી૦ સ૦ ૧૧
તવ દુર્ગપાલ હડવડીયોજી હવે કહો કીજે કિમ,
કુણ આવી દ્વારે અડીયોજી હવે કહો કીજે કિમ;
મુજ પૂર્વકર્મે નડીયોજી હવે કહો કીજે કિમ,
કોઇ અધમ પૂઠે પડીયોજી હવે કહો કીજે કિમ.
આ વેળા કુણ દુષ્ટજ પાપી,
આવ્યો મુજ નડવા આજ. ત૦ કુ૦ મુ૦ કો૦ ૧૨
કહે નારીને જઇ જુઓજી કરો એટલૂં કામ,
મન મત રાખો દુઓજી કરો એટલૂં કામ;
તો ! ભોગ ભલે ખૂઓજી કરો એટલૂં કામ,

૧–બૂમ, અવાજ.

તે વ્હાલ મુજને હુઓજી કરો એટલૂં કામ.
**ધનવતી** કહે કઈક દીસેં છે,
તુમ્હ સચિવસરિખો સાદ. ક૦ મ૦ નો૦ તં૦ ૧૩
સુણી વિચારે ચિંતાજી જાસ્યું કેણે ઠામ,
હવે સ્યુ કિજે મિત્તાજી જાસ્યુ કેણે ઠામ:
આવી ભલો વિગુત્તાજી જાસ્યું કેણે ઠામ,
માયાપંક ખુત્તોજી જાસ્યું કેણે ઠામ;
વેહેલા થઈ મુજ કાઇક ઠારે,
સતાડો ન જાણે એહ ! સુ૦ હ૦ આ૦ મા૦ ૧૪
ત્રિયા કહે કોઇ ન દીસજી એહવો રૂડો ઠામ,
તુમ્હને સતાડુ હોંસજી એહવો રૂડો ઠામ;
આ પેટી અનોપમ દીસેજી એહવો રૂડો ઠામ,
પેસો જો મન ઇચ્છેજી એહવો રૂડો ઠામ.
**ગંગવિજયે** વાલ્હી લાલ, (ભૂરગી) સુરંગી ભાખી
બત્રીસમી ઢાલ ત્રિ૦ તુ૦ આ૦ પે. ૧૫=૭૩૪.

## દુહા

દુર્ગપાલને હર્ષસ્યુ, ઘાલ્યો પેટીમાંહિ;
બીજે ખૂણે પૂરીઓ, યન્ત્ર સમપ્યો ત્યાંહિ. ૧
પ્રોહિત વિચારે મનમે, ન પુર્યો મુજ મન કોડ;
ભલૂ કીધુ એણે કામિની, કરી બેસાર્યો જોડ. ૨
સચિવ તેડયો ગૃહ મન્દિરેં, દેઈ આદરમાન;
બેસાર્યો સિંહાસણે, બોલેં મીઠી વાણ. ૩
ભલૂં થયું તુમ્હે આવીયા, મુજ અબલાને ગેહ;
આજ કૃતારથ હું થઇ, દૂધે વૂઠા મેહ. ૪
તુમ્હ દરિસણે સાહિબા, પવિત્ર થયાં દો નયન,
દિલભર ! દિલ જેસ્યુ મિલે, તે સાચા કહીયેં સેન. ૫

સચિવ અચંભો પામીયો, ત્રિયાની સૂણી વાંણુ;
પહિલાંથી વધતી દીસેં, વધતી પ્રીતિની ખાંણ ! ૬=૭૪૦

### ઢાલ.

**આગરામેં પાતિસ્સાહુને, દિલ્લીયેં નવાબ;**
**ઝીણે ઝીણે સાલૂરેમેં ગેઉંગી ઝવાણ.**

**મ્હારા આલીગરા નાહ ! મારૂ ડારી મ્હારી નથ ગઇ બે. એ દેશી.**

સચિવ કહેં સૂણુ સુન્દરીનેં, તુ સુકલિણી નાર;
તુજ ચતુરાઇ દેખીનેરે, ધરૂં છુ ઘણો પ્યાર.
મ્હારી અલબેલી ભાંમ ! કહ્યું માનો તુમ્હે માહરૂં બે. ૧-ટેક
નયણુતણે ચાલે કરીને, દેખી મોહ્યું દિલ્લ,
તુજસરિખી કોઇ કામિની, કાંઇ નથી જગ્ગ અવલ્લ. મ્હારી૦ ૨
તુજવિના મુજ સુભગેનેં, જાયેં દિવસ [1]નીઠ;
સહિજ સલૂણા બોલડા, ત્હારા લાગેં મુજનેં મીઠ મ્હારી૦ ૩
તુંહી તન્ન, તુંહી મન્ન, તું સાચી મુજ મિત્ત !
તુજ ગુણમાલા પેખીને, વિલુધૂ માહરૂં ચિત્ત. મ્હારી૦ ૪
તુંહી માહરે મન્નમોહન, તુંહી માહરે આથ !
મહિર ધરીને ગોરડી, હવેં, મુજને કરો સનાથ. મ્હારી૦ ૫
કહેં **ધનવતી** સૂણો સાહિબા ને, કહી તુમ્હે જે વાત;
તેહવુ જ અમ્યો જાણું અછુ. એ માન્યુ સઘળું સત્ત.
મ્હારા સુગુણ સનેહી સ્વામી ! ભલેં આવ્યા મુજ મ દિરેરે ૬
તુમ્હારી ચિત્ત ચાલમાં, હું થાઉ છુ મહા રાજી,
પલિક એક પડખ્યો તુમ્હો,(તો) [2]રોસોઇનો કરૂ સાજ
મ્હારા૦ ૭

---

૧-મુશ્કેલીથી. ૨-રસોઈનો.

ભોજન આરોગી સાહિબા નેં. પછેં કરો [1]કલ્લોલ;
જો ચિત્તમેં ખોટું જાણોતો, આછે આપણો બોલ. મ્હારા૦ ૮
તુમ્હ મિલવા ચાહું અછુંને, ધ્યાન ધરૂ [2]સદૈવ;
લોકસઃલજ્જાએ બોલું નહિ! પણિ તુમ્હ પાસે મુજ જીવ.
મ્હારા૦ ૯
ઘણું સ્યું કહીયે સાહિબા નેં, લટપટ કથેસ્યું હોય;
જો મનવિશ્વાસ ન આવે તો, આ ! પ્રત્યક્ષ પારખું જોય.
મ્હારા૦ ૧૦
ઈમ વાતો કરતાં વહી ગયો નેં, ત્રીસરો પ્રહર [3]યાંમ;
ચોથા પ્રહરને માજમેં(નેં), રાજેસર આવ્યા તામ. મ્હા૦ ૧૧
દ્વાર ઉઘાડો સુન્દરી નેં, સ્યાં કરો છો કામ ?
શબ્દ સુણી ચમકયો ઘણું, સચિવજી તેણે ઠામ.
મ્હારી અલબેલી ભાંમ ! કોંણ આવ્યો તુજ બારણેરે. ૧૨
ત્રિયા કહેં સુણો સાહિબા ને, મ કરો ફિકર લિગાર;
તુમથી અધિકો કુણ અછે, જે આવે એણે દ્વાર. મ્હારા૦ ૧૩
વલિ ભામિની કહે પડખો તુમ્હોને, જોઉ જઈ [4]અગાદ;
પાછુ ફરી આવી કહેં, તુમ્હ રાજા સરિખોસાદ. મ્હારા૦ ૧૪
હવેં ! સ્યું કરસ્યું સુન્દરીને, આય લગું પાપ અઘોર,
વહિલી થા ઉતાવળી(તુ), મુને સંતાડો કોઈ ઠોર. મ્હારી૦ ૧૫
અરખું પરખુ જોઇને યે, કહે, એહવો કોઇ ન ઠામ;
આ પેટીમાંહી પેસો તો, કોઈ ન લે તુમ્હ નામ. મ્હારા૦ ૧૬
સચિવ પેટીમાં પેસવાનેં, મનડું કર્યું તતકાલ;
**ગગવિજયે** હર્ષે કરી, કહી તેત્રીસમી ઢાલ. મ્હારા૦ ૧૭=૭૫૭

**દુહા.**

સચિવ આમણ દૂમણો, પેંઠો પેટીમાંહિ;

૧-આનન્દ, મોજ ૨-હંમેશ. ૩-રાત્રીનો ત્રીજો પહોર. ૪-આગલ જઈને.

ત્રીજે ખૂણે પૂરીયો, દીયો યંત્ર ઉલાહિ. १
પ્રોહિત જાણે દુર્ગપાલનેં, દુર્ગપાલ જાણે સચિવ;
સચિવતો જાણે નહીં, ગુપ્તવાત [5]અતીવ. २
દ્વાર ઉઘાડી મોકલાં, કીધાં તેણીવાર;
રાજન આવ્યો [6]મલપતો, ધરતો હર્ષ અપાર. ३
આવી બેઠો આસણે, જોવે ગૃહસ્વરૂપ;
**ધનવતી** ઉભી દેખીનેં, હર્ષે બોલવે ભૂપ. ४
રે ! [7]સુલખણી સુન્દરી, આવ તું મારે પાસ,
મુજસરિખો સાજન મિલે, કાં તું રહે ઉદાસ ५
હસો; બોલો; ખેલો; રમો, કરો નીત આણંદ;
ચિંતા સર્વે દૂરેં તજો, કરો સદૈવ ધમંડ. ६
નગરનાથ હું તુજધણી, તે હું થયો તાહરે હાથ;
જે જોઇએ તે આપસું, જો ચિન્ત્યું જગનાથ. ७=७६४

**ઢાલ. સાહેલડી હે ! લૂંબાઝુંબા વર લો મેહ, લશ્કર આઇયો દરિયા ખાનરો હોલાલ; એ દેશી,**

સાહેલડી હે! કહે રાય સુણ સુન્દરી નાર, તું મુજ પ્રાણની [8]પાલિકા હોલાલ,
સાહેલડી હે! તનમન જીવન તું આથ, આતમ નિરખ [9]વાલકા હોલાલ. १
સા० તું વિણ ખિણું ન સુહાય, પાપી દિવસ ન જાયે કિમે હોલાલ;
સા० તુજ મુખ દરિસણ આજ, દેખી સફલ થયાં અમ્હે હોલાલ. २
સા० થયો મેલો પુણ્યસંયોગ, મિલી બેહુની સરખી જોડી હોલાલ;
સા० એ માનજો સઘળું સાચ, નથી કહેતો કાંઇક કુડી હોલાલ. ३
સા० મિલો મુજ સાચે દિલ્લ, ત્રિયામતિ ન રાખીયે હોલાલ,
સા० જે જોઇએ તે મુજ પાસ, હેત ધરીને ભાંખીયે હોલાલ. ४
સા० કહે તો સર્વે રાણીમાંહી, પટરાણી કરીને સોપુંવુ હોલાલ;

---

૫–ઘણી. ૬–મલકાતો
૭–સુલક્ષણી, સારા લક્ષણવાળી. ૮–પાળનારી, જીવાડનારી. ૯–વ્હાલી.

સા૦ રાજિકાજનો ભાર, હાથે કરીને સબળો ઘેઉં હોલાલ. ૫
સા૦ તન્ન મન્ન [1]ઠારણહાર, સાચી મિલી મુજ તુ ગોરી હોલાલ;
સા૦ કોઈ મોહની તુજ પાસ, લીધું ચિત્ત માહરૂં ચોરી હોલાલ. ૬
સા૦ સ્યુ કહીયે વારોવાર! જાણો છો મુજ મનવાતડી હોલાલ;
સા૦ કરૂણાની નજરે બોલાવ; તો! ટળે મુજ મનભ્રાંતડી હોલાલ ૭
સા૦ તબ **ધનવતી** બોલી તામ, કહે [2]કહને સામૂ કહ્યું હોલાલ;
સાહેબજી હો! તુમ્હો લટકાળા નિત, દેખી મુજ મનડુ મોહીયું હોલાલ. ૮
સા૦ જો અમસ્યુ વાંચ્છો પ્રીત, તો માનો એક અમ્હ વાતડી હોલાલ;
સા૦ ધીરાનું છે કામ, હજી લગી ઘણી છે રાતડી હોલાલ. ૯
સા૦ વાલ્હી તુમચી વાણ, આકલા નવિ થાઈએ કિમે હોલાલ;
સા૦ ભૂખ્યો હોઇ ઘણુ પ્રાંહિ, તે પણિ બિહું કરે નવિ જિમે હોલાલ. ૧૦
સા૦ તુમ્હ કથનથી મહારાય! ખિણ એક અલગી નવિ રહુ હોલાલ;
સા૦ કહો છો તે વચન પ્રમાણ! શિરને જોરે તે વહુ હોલાલ ૧૧
સા૦ પડખો ખિણ એકમાન, અવલ રસોઈ કરૂં તે જિમો હોલાલ,
સા૦ પછે પૂરસ્યુ મનની હાંમ, નિજ સ્વેચ્છાયે હસો રમો હોલાલ. ૧૨
સા૦ રાયે જાણ્યું એ સાચ, મુજ વસુ થઈ નારી હવે હોલાલ;
સા૦ ન જાણે મૂરખ રાય! જે એ કૂડકપટ અધારે લવે હોલાલ ૧૩
સા૦ વાતોમે જાણું એહ, પ્રગટયો [3]ભોર તે ભલીપરે હોલાલ;
સા૦ પાછલી [4]પ્રોઢીયે તામ, આવી **અક્કા** બુબારવ કરે હોલાલ ૧૪
સા૦ કિમ સુઇ રહીરે ગમાર? તુમ્હ પીઉની અસુદ્ધ વાતડી હોલાલ;
સા૦ સગા કૂટે બહાર, આવ્ય ઊઠ ઉતાવલી હોલાલ. ૧૫
સા૦ સુણી કોલાહલ દ્વાર, ધ્રૂજ્યો મહિપાલ મન્નમાં હોલાલ,
સા૦ હવે કિમ જાસ્યુ ગેહ, સતાડો મુજ કોઇ ઠામમે હોલાલ ૧૬
સા૦ તવ **ધનવતી** કહે સુણો રાય, આપેટી અનોપમ દીસે હોલાલ;
સા૦ **ગંગવિજયે** ચોત્રીસમી ઢાલ, સુણતાં તનમન હિસે હોલાલ. ૧૭=૭૮૧

---

૧-તન મનને ઠારવાવાળી, સતોષવાવાળી. ૨-કથન, કથનથી. વચન, વચનથી. ૩-આમ વાર્તાલાપમાં ભોર-પ્રભાત પ્રગટયો. ૪-પરોઢીયે.

## દુહા.

રાય કહે સુણ સુન્દરી, એ છે રૂડો હામ;
સંતારો વેગે કરી, ન જાણે કોઇ મુજ નામ ! ૧
તવ **ધનવતી**એ પેટીમાં, ઘાલ્યો તેણીવાર;
ચોથે ઓરડું પૂરીયો, યન્ત્ર સમર્પ્યો બાર ૨
પ્રોહિત જાણે દુર્ગપાલને. દુર્ગપાલ જાણે સચિવ,
સચિવ જાણે રાયને, પણ ભૂપ ન જાણે કીવ. ૩
એ ચ્યારેને પેટીયે ઘાલીયા, પૂર્યો મનનો હામ;
નિજવ્રત રાખ્યું જુગતિશ્યું, સ્હેજે કીધુ કામ. ૪
દ્વાર ઉઘાડયો [1]ઘરતણાં, મિલ્યો સહુ પરિવાર,
હૈ ! હૈ ! આ સ્યું એ થશે, કરે સહુ હાહાકાર. ૫
કોલાહલ સાંભલી રાણીયેં, મૂક્યો અનુચર [2]દક્ષ;
નયર [3]ચંપા [4]એલોકીને, કહે આવીને [5]પેક્ષ. ૬
માત ! આપણા નયરનો, વણીક એક ગુણગેહ,
તેહ(દવ) અપુત્રીયો પ્રદેસડે, પામ્યોમૃત, કારણ એહ. ૭=૭૮૮

## ઢાલ. પ્રગટ પધારો પાવટે, એ દેશી

તવ રાણી અનુચર પાઠવે, જઈ સંભલાવો રાય વાલ્હા,
પ્રેક્ષક દોડયા સાંભલી, જઈ જૂયે ભૂપનો ઠાય વાલ્હા ૧
હવે સૂણો કૌતકવાતડી, વાલ્હી અતિહે રસાલ વાલ્હા;
[1]અસંભમ વાત અનૂપ છે, સૂણજ્યો બાલગોપાળ વાલ્હા. હવે૦ ૨
[2]ભુધવતો દીસે નહે, રાજિભૂવનમઝાર વાલ્હા;
વલતો આવી રાણીને કહે, પ્રેક્ષિક આવી તેહ વાલ્હા. હવે૦ ૩
માતા ! આપણો રાયજી, દીસે નહીં એ ક્યાહી માતા,

---

૧–મૂલમાં "ઘરતણાં" એવો પાઠ છે. ૨–ડાહ્યો, શાણો.
૩–'ચંપા' નહી પણ રતનપુર જોઇએ. ૪–અવલોકીને.
૫–પ્રેક્ષક, જોવા આવનાર ૧–અસંભાવીત. ૨–રાજા.

સચિવને પૂછો જઇને, કહિસ્યે હોસ્યે જ્યાંહી વાલ્હા. હવે૦ ૪
અમાત્ય પણિ લાભે નહી, આપણા સહિરમઝાર માતા;
ખબર કરો દુર્ગ્ગપાલને, વેગે જાઇ નિરધાર વાલ્હા. હવે૦ ૫
તલ્હાર પણ દીસે નહી ! તેડો પ્રોહિત ગુણગેહ વાલ્હા;
પ્રોહિત પણિ દીસે નહી ? પાછા ફિરી કહે તેહ માતા. હવે૦ ૬
અનૂચર કહે કરજોડીને, જઇ આવ્યા કહ્યું ત્યાંહી માતા;
ચ્યારોમાં એક જેણ ન જાણીઈ, ગયા કોઈ કયાંહી માતા. હવે૦ ૭
રાણી મનચિત્તા વસી, એ ! અસંભમ વાત વિસેસ વાલ્હા;
ચ્યારેજણ એકઠાં મિલી, ગયા કોઈ કારણ વિદેસ વાલ્હા. હવે૦ ૮
શ્યું જાણીયે કયારે આવસ્યે, નયરિ–અધિપતિ રાય વાલ્હા;
જાઓ ઘર અપુત્રીયાતણે, ધન હુઈ તે લાવો આંહિ વાલ્હા હવે૦ ૯
સેવક આવ્યા ઉતાવળા, **ધનવતી** બેઠી જ્યાંહી વાલ્હા;
કહો બાઇ ધન કયાં તુમ્હતણું, દાખવો તે છે કયાંહી વાલ્હા. હવે૦ ૧૦
કહે **ધનવતી** વીર ! સાંભળો, થોડામાંહિ એકવાત વાલ્હા,
ધનકણ તો જાણતી નથી, પણિ આ એક પેટીછે[૧] ખ્યાત વાલ્હા હવે૦ ૧૧
સ્યુ જાણું ધન છે કેટલુ, ભર્યું પીઉએ વિશેષ વાલ્હા,
યન્ત્ર દેઇ એક સ્થાનકે, મૂકી ચાલ્યા પ્રદેશ વાલ્હા હવે૦ ૧૨
પછીતો ભાગ ભલુ રાયનુ, પણિ હોસ્યે લાખ બેચ્યાર વાલ્હા,
મારે તો જોઇતું નથી, લેઈ જાઓ તુમ્હ એ બ્હાર વાલ્હા. હવે૦ ૧૩
વચન સૂણી ચમકયા ચિત્તમેં, જૂજૂઆઈ તેણે ઠામ વાલ્હા;
માંમ ખોહિ એણે આપણી, નવિ હુઓ આપણો કામ વાલ્હા [૨] હવે૦ ૧૪

૧–પ્રસિદ્ધ.

૨–ધનવતીનાં વચન સાભળી પુરોહિત–આદિ ચ્યારે જણા વિચારવા લાગ્યા કે આ સ્ત્રીએ અમારી લાજ લીધી અને અમારૂ કામ સિદ્ધ ન થયું.

સ્યું કરીયેં ઇહાંકણુ રહ્યાં, પડ્યું તે ભોગવો આપ વાલ્હા;
જાણે ધણુંએ મનમેં, પણિ નવિ દેવાય જબાપ વાલ્હા. હવેં૦ ૧૫
પેટી ઉપાડી સેવકેં, લાગો ભાર અત્યન્ત વાલ્હા;
વખત વડુ આપણ રાયનું, દીસે છેં માલ અનન્ત વાલ્હા. હવેં૦ ૧૬
ઇમ કરતાં આણી તિહાં, મૂકી રાણી પાસ વાલ્હા;
રાણી દેખી તે પેટીકા, પામી મન હર્ષ ઉલ્હાસ વાલ્હા. હવેં૦ ૧૭
**ગંગવિજય** હર્ષ કરી, ભાંખી પાંત્રીસમી ઢાલ વાલ્હા;
હવે ! શ્રોતાજન સાંભલો, આગલ વાત રસાલ વાલ્હા. હવેં૦ ૧૮=૮૦૬

## દુહા.

રાણી વિચારે ચિત્તમેં, છે કોઈ માલ અમૂલ;
રાય આવે નહીં જાં લગેં, કરવૂં કોઈ સૂલ ૧
રાય આવી જ્યારે દેખસ્યે, સઘલો [1]પરકર સાથ,
ત્યાં પહિલાં જો કાઢીયે, તો રહે આપણ હાથ. ૨
એહવું વિચારી મનમે, બેઠી પેટી પાસ,
[2]પરિકર સર્વે દૂરે કર્યાં, ઉઘાડે પેટી ખાસ. ૩
હુંસ ઘણી તે મનમાં, રાખે છે તે નાર;
સરજુ હોય તે પાઇયે, જેતું લિખ્યું હોય [3]નિલાડ. ૪=૮૧૦

---

૧–કરમા આવેલો પારકો માલ. અથવા પરકર એટલે નોકર ચાકર, વજીર, પુરોહિત વિગેરેની સાથે આ સઘળું રાજા જોશે તો આપણા હાથમાં કાંઇ આવશે નહિં કેમકે તે લોકો લૂટી જશે.

૨–દાસ દાસી વિગેરે.

૩–કપાલમાં, ભાગ્યમાં. આવોજ ભાવ "શ્રીપાલરાસમાં" યશોવિજયજી જણાવે છે. "ફલ તિત્તોહિજ પામિયેં, જિત્તો લિહ્યો નિલાડ" ખંડ ૩ જો ઢાલ ૭ મી.

## ઢાલ. માહરો નદકુંઅર કેણે દીઠો, એ દેશી.

રાણી મન લાલચની વાહી, ઉઘાડે તે પેટી સારરે;
અરહું પરહું સા નિરખે ચિહું દિસ, રખે કોઈ આવે બાર!
સનેહી સાંભલો, એતો સરસ કથા–અધિકાર સૂણો
મૂકી આમલો. ૧
યન્ત્ર ઉઘાડી જોયુ જ્યારે, દીઠાં પ્રોહિતજી તામરે;
રાણી દેખી ચકિત થઈ મનમેં, આસ્યો વિપરીત ઠામ. સ૦ એ૦ ૨
રાણી અસંભમ કૌતુક દેખી, પ્રોહિતનેં પૂછેં તેણીવારરે;
પ્રોહિત કહેં પછેં પૂછજો મુજનેં, ઉઘાડો બીજો બાર. સ૦ એ૦ ૩
બીજો દ્વાર ઉઘાડો જ્યારે, બેઠા દીઠા દુર્ગ્ગપાલરે;
કહો દુર્ગ્ગપાલજી નગરરખોપું, કરવા બેઠા વિચાલ! સ૦ એ૦ ૪
રાણી પુછે તલ્હારને તતખિણ, પેઠા તે કહો મુજ વાતરે;
ત્રીજો દ્વાર ઉઘાડીનેં નિરખો, પછે કહેજો અમ્હને માત. સ૦ એ૦ ૫
ત્રીજો દ્વાર ઉઘાડેસ્યૂં તતખિણ, સચિવજી દીઠા બેઠારે,
કહો સચિવજી આ પેટીમાંહિં, સ્યેં કારણે તુમ્હે પેઠા. સ૦ એ૦ ૬
સચિવ તવ મન લજ્જા પામી, બોલ્યો નીચું જોઇરે;
ચોથું દ્વાર ઉઘાડીનેં નિરખો, જે, ઠબકો ન દ્યો અમ્હકો સ૦ એ૦ ૭
ચોથું દ્વાર ઉઘાડીને જોયું, બેઠા દીઠા રાજનરે;
સ્યો ન્યાય કરવા જે આંહિ પધાર્યા, ભલી પામ્યા ઇજ્જત
તુમ્હ ધન! સ૦ એ૦ ૮
રાણી કહે તુમ્હો ચ્યાર મિલીને, કીધું રૂડું એ કામરે;
એ કરણી કથે [૧]તુમ્હ ઉન્નત વાધી, રાખ્યું કુલનું નામ. સ૦ એ૦ ૯
રાણી ઉલભો નિ સૂણી ઉભા, પણિ મુખથી ન બોલે બોલરે;
ગલીયા વૃષભતણી પરિ દીસેં, જાણે થઈ [૨]અડોલ. સ૦ એ૦ ૧૦

---

૧–તમારી કરણીજ કહે છે કે તમો હવે ઉન્નત થયા છો. ૨–સ્થિર.

ઇકઇક સામું જોઈ સરમાણા, પહોંતા નિજનિજ ઠામરે;
રાય સભામાંહિ આવીને બેઠો, **ધનવતી**ના કરે ગુણગ્રામ. સ૦ એ૦ ૧૧
[૧]ચેટી તેડીને સમજાવી, મોકલી **ધનવતી** પાસેરે;
માહરિ પ્રણિપત્તિ કરીને કહેજે, તુન્હે રાય તેડે છે ઉલ્હાસ. સ૦ એ૦ ૧૨
તતખિણ દાસી તેડીને આવી, બહિન કહીને બોલાવીરે;
સાસર-વાસો કીધો બહુ મૂલનો, રુડી રીતેં બોલાવી. સ૦ એ૦ ૧૩
જે કાંઈ કહ્યું હોય અયુગતું, તે તુમ્હે કરજો માપરે,
તુંસરિખી બુદ્ધિવન્તી નહી કોઇ યુગમેં, રાખ્યું
અખણ્ડ વ્રત આપ. સ૦ એ૦ ૧૪
**ધનવતી** મન હર્ષ ધરીનેં, બોલેં વચન ગરૂરરે;
[૨]તું મહારાયપણું [૩]ચિર પ્રતપો! જિહાંલગેં ચન્દનેં સૂર. સ૦ એ૦ ૧૫
ઇમ આસીસ દેઇને મહાસતી, આવી બેઠી નિજગેહરે,
શીલતણે મહિમાંથી પ્રગટેં, જસ જગ વિધે તેહ. સ૦ એ૦ ૧૬
બુદ્ધિના મહિમાથી **ધનવતીઇં**, રાખ્યું શીલવ્રત સારરે;
**ગંગવિજય** કહેં સડત્રીસમી ઢાલેં, સૂવટેં ([૪]સુયતે)
કહ્યો અધિકાર. સ૦ એ૦ ૧૭=૮૨૭

## (इति धनवतीनामक-अंतरकथा सम्पूर्ण.)

---

૧-ચાકરડી. ૨-તાહરૂં ૩-હંમેશાં તપો, રહો.
૪-સારી રીતે અથવા 'સૂયડે' સૂડાએ.

# (કુમરીનો ચાલુ અધિકાર.)

## દુહા.

સૂડો કહે સૂણો માતજી, બુદ્ધિતણો એ કામ,
શીયલવ્રત રાખ્યુ આપણુ, વલી રાખી કુલની [1]મામ. ૧
તિમ તુમ્હવ્રત હુ સભ્યપર, રાખસ્યુ કરી પ્રપચ;
મનચિંતા દૂરે તજો, કરૂ કોઈ રૂડો સંચ. ૨
કરો સ્નાન સુગન્ધા નીરસ્યું, વલી મૂકો સઘળો સોગ,
સોળ શૃંગાર પહિરો ભલા, કરો પારણાનો યોગ. ૩
સૂડાવચન તવ સાંભલી, **કુસુમશ્રી** હરખી ચિત્ત;
શી ! ચિંતા હવે માહરે, છે સૂડો બુદ્ધિવિનીત. ૪=૮૩૧

## ઢાલ. આવો અલબેલા હો નાહ, રમલ કરો મુજ મન્દિરેજી; એ દેશ .

સૂડાવચને ચિત્ત લાય, કીધુ ખટમાસી પારણુ જી,
પણ ચિત્તે છે મનમોહિ, એક દુઃખ મોટું આ નારીનુ જી. ૧
કહ્યુ કરે સૂડાનુ સાર, વેશ્યા બોલ ન સગ્રહેજી;
એહવે આવી એક ચેટી ત્યાંહ, બોલે વચન મન સાંસહેજી. ૨
વચ્છ ! આવ્યા છે તુજ કાજ, [2]ગુકાપુરૂપ ઘણાં બારણે જી,
**પુફ્ફાએ** દીધો આદેશ, તેહસ્યુ રમો હિત કારણે જી. ૩
સાંભલી સૂડા સાહમુ જોય. એ એહ સી ચિન્તા કરો તુમ્હેજી,
ભાખો હુ નવિ જાણુ એહ, કહસ્યે સૂડો તે કરસ્યું અમ્હે જી. ૪
સૂડાને દાસી કહે તેણીવાર, ઘણું ઘણુ સ્યું કહીયે તમ્હને જી,
સ્યો વિચાર છે તુમ્હ મનમાંહિ, કહેવો હોય તે કહો અમ્હનેજી. ૫

---

૧-લજ્જા. ૨-જારપુરૂષ.

સૂડો કહે અમ્હ નથી નાકાર, પણ, મોલ અધિક કહો પથણેજી,
દેસે [1]સતપંચ દીનાર, તો મોકલજો તુમ્હે ઇહાં કણેજી. ૬
પણિ દિનકર ઉગે તેણીવાર, કાઢીસ્યું તતખિણ તેહનેજી,
એહવી પણ [2]પરઠી તેણે સાથ, મૂકજો ઇહાં તે પુરૂપનેજી ૭
કહ્યું દાસીએ તેહ વચન્ન, મિ ! આપીસ્યું કહેસે જેહવોજી,
દ્રવ્ય લેઇ નિજ હાથ, આવ્યો પુરૂપ મન ગહગહ્યોજી. ૮
કહિવારે **પુફ્ફાને** તામ, કરાવો ભોજન તુમ્હ [3]સાબતાજી,
**પુફ્ફાયે** તતકાલ, કીધાં ભોજન ભલાં ભાવતાંજી ૯
તે નર આવ્યો સન્ધ્યાકાલ, સૂડે બોલાવ્યો આવતોજી;
બેસાર્યો એક ઠામ, બેઠો વાતજ દેખતોજી ૧૦
દીઠી કુંમરી તેણીવાર, એઉપર ધન્ન સઘળું નાંખીયેજી,
એ ! એ ! રૂપ અંબાર, કહું તે વલી અન્ય દાખીયેજી ૧૧
પંચસતદ્રવ્યનો સ્યો મૂલ, મન ચિત્તે મુજ કારજ થયુજી,
પુણ્યજોગે મિલી એ નાર, દેખત ઠર્યું માહરૂ હૈયૂંજી. ૧૨
બેઠો પુરૂપ બોલે વચન્ન, હવે! વિલંબ શી કરો એટલીજી,
સૂડા ! તુમ્હવાચા ધન્ન! પણિ પાણિ ન ખમે પાતલીજી. ૧૩
સૂડો કહે, પડખો મહારાજ, આકલે થઇ કારજ નવિ, સરેજી;
ધીરે થાયે સઘળું કામ, મનચિન્ત્યું કારજ વરેજી ૧૪
તુમ્હ મિલનનો કરે છે સાજ, ઘડી બે ઘડી પડખો તુમ્હેજી;
હવણા વીલંબતું છે કામ, પછે કહેસ્યો તે કરસ્યું અમ્હેજી. ૧૫
ઇમિ શુકવચન તેણીવાર, સાંભલી અણબોલ્યો રહ્યોજી,
**ગંગવિજયે** સાડત્રીસમી ઢાલ, સૂડો મનમે ગહગહ્યોજી ૧૬=૮૪૭

---

૧–પાંચસે સોનઈયા. ૨–સૂર્યોદય થયા પહેલાં તેને વિદાય કરીશું એવી પરઠિ–બોલી કરીને મોકલો. ૩–સાબિત, સાબુત.

## દુહો.

તવ કુંઅરીને, સૂડલો, તેડી કહે પ્રપંચ;
સપ્તભૂમિ ઇણિ માલિયે, કરવો એહવો સંચ. ૧
ભૂમિ ચ્યારેમાં જૂજૂઇ, રાખો દાસી ઉદાર;
પહિલે પહોર સ્નાનવિધિ, બીજે ભોજન સાર. ૨
ત્રીજે પહોરે ઝૂત(ભ)રસ, ચૌથે નાટિક ખાસ,
ભોલો તે નવિ જાણસ્યે, પછે કાઢસ્યુ તાસ. ૩
ઇમ કર્યું તેણે કામિનીયે તે ભોલો દેખી રંક,
પુહર ચ્યાર પૂરા થયા ઉગ્યો સૂરજ પંખ. ૪
ચોથે ભૂમિ સૂડલો, આવી કહે વચન્ન,
નીકલરે તુ ઇહાંથકો, હવે સ્યે ! સૂતો અધમ્મ ૫=૮૫૨

## ઢાલ. હાડાની દેશીયે. કામદત્ત મંત્રી ચારરે બેઠા ત્યાંહાં સોહે, એરાગે.

કહે શુક શી છે વારરે, સૂણ અલબેલા કુંઅર,
મ્હારા લાલ નગીના !, કુંઅર ઉઠો તુમ્હોરે; ઇહાંથી ઉતાવળારે ૧
મ કરો વિલંબ લિગારરે, સૂણ અલબેલા કુંઅર, [1]ચોથે રહેરે
બહુ ફાયદોરે. ૨
ઘણું રહે સ્યૂં હોયરે, સૂણ૦ રયણી વિહાણી [2]વાહણ આવીયોરે. ૩
તો, કિમ રહ્યો તું સોયરે, સૂણ૦ કોઈ નથી [3]હીમાણી તારા બાપનીરે. ૪
કાઢયો કુમર તેણીવારરે, સૂવટે હાંકીને, ખેદ પામ્યો મનમાંહિ ઘણોરે. ૫
ચિંત્તે ચિત્તમઝારરે, એ ! શુ થયું આજ, કુમરીમુખરે ! મેં નવિ
દેખીયુંરે. ૬

---

૧-ચોથે-ચાર પ્રહરસુધીજ. ૨-વાહણું, પ્રભાત.

૩-હિમાયત, ભલામણ અથવા, ત્હારા બાપનું કાંઈ દેવુ નથી.

હૈ હૈ ! ધિગ અવતારરે, માહરો થયો આજ, ન થયું મુજ કાજ;
મનચો ચિંત્યોરે કારજ નવિ, સર્યોરે. ૭
કુંમર ચિત્તે મન એમરે, હવે સું કીજે, કિમ લાહો લીજે,
બેઠો એકાંતે આમણ દૂમણોરે ૮
એહવે મિત્ર આવી પુછે કેમરે ? સૂણ બન્ધવ માહરા;
એવડી શી ચિંતા તુજને, કહો તે કર્યુરે. ૯
સહુ વીતિકર માંડી તાંમરે, કહ્યા મિત્રને આગેં;
મનની વાતોરે કહું એ કેહનેરે ૧૦
ભોલાવી મુજ ભામરે, સૂણ મિત્રજ પ્યારા, બંધવ તું માહરા,
ધન લીધું કારજ નવિ, સર્યુરે. ૧૧
મિત્ર કહે તુમ્હો ગયા ક્યાંહીરે, સૂણ અલબેલા કુંઅર;
ધન ખોયું તે કરો વારતારે. ૧૨
સ્યો પાસ માંડયો છે ત્યાંહિરે, સૂણ૰ જે ! તુમ્હો ઠગાણા અચરિજ
મોટકુ રે. ૧૩
કહે કુમર તેણીવારરે, સૂણ મિત્રજી પ્યારા;
ઘરહાણને જગ હાંસ્યો થયોરે. ૧૪
આપણા નયરમઝારરે, સૂણ૰ ગણિકા અછેરે **પુફ્ફા** નામે વડીરે. ૧૫
તેહને ઘરે કોઇ નારરે, સૂણ૰ રૂપવન્તી ! જાણે [૧]દામિનીરે ૧૬
રંભમતાચી હારરે, સૂણ૰ એહવી અનોપમ દીઠી કામિનીરે. ૧૭
મોહ્યું માહરૂં મન્નરે, સૂણ૰ માંગ્યું તે ધન દીધું હાથમે રે. ૧૮
પછે ગયો તસ ગેહરે, સૂણ૰ મીઠે વયણેરે મુજને બોલાવીયોરે. ૧૯
ચ્યાર પોહર જે રાતિરે, સૂણ૰ નાટિક દેખાડી મુન્હે રીઝવ્યોરે. ૨૦
રવિ-ઉગતે પરભાતિરે. સૂણ૰ [૨]સૂવટે હાંકીને મુજને કાઢીયોરે. ૨૧
મેં જાણી ન જાણી રાતિરે, સૂણ૰ હાથે દાધોને ચોંક ન ચાખીયોરે. ૨૨
કહી મુજ મનની વાતરે ! સૂણ૰ એરો ઉખાણો મુજ સાચ્યો થયોરે. ૨૩
મિત્ર કહે તું મૂઢશિરતાજરે, સૂણ અલબેલા કુંઅર;

---

૧-વીજ જેવી રૂપાળી. ૨-પોપટે.

હાંસીમિસેરે ધન્ન તેં ખોઇણાં રે. ૨૪
જુઓ જેહ કરૂં છું આજરે, સૂણુ૦ ઈમ કહી આવ્યો ત્યાંહે ઉતાવળોરે. ૨૫
દીધાં પચસત દીનારરે, નિજ હાથે ગુણીને; વાસો રહ્યોરે
ગણિકામન્દિરેરે. ૨૬
કુંઅરી બુદ્ધિભંડારરે, નવળવેશ બનાવી; રયણી રમાડી ચોપટ રાતીરે. ૨૭
સૂવટેં આવી તિમહીજરે, હટકીને બોલ્યો; તેહનેં પણિ કાઢ્યો
પહિલાંણી પરિરે. ૨૮
વિલખે મુખે નિલજ્જરે, નીકલ્યો દુઃખ પામી; વાત રાધળીરે
નયરી [1]પરવરીરે. ૨૯
એમ જે આવે કામીજન્નરે, મનને ઉમંગે રાતિ રહી;
જાયે આમણ દૂમણાંરે. ૩૦
ધન લેઈ કાઢેં તાસરે, કુમરી [2]શુકબુદ્ધિ; દ્રવ્ય લેઇને
વેશ્યાને દીયેરે. ૩૧
કહે વેશ્યા તિણીવારરે, કુમરીને હેતે, [3]આંખ્યૂ ઠરેરે બાઈ
તુમ્હ દેખીનેરે. ૩૨
નિત એહવુ કરજો કામરે ! નિજ મનની હોંસે, એહવી યોગ્યતા
નહીં પામો ફિરીરે. ૩૩
લે લાહો ! ભલી ભાંતિરે, સુણ પુત્રી ગુણવંતી; તન ધન્ન
સર્વે એ તાહરૂંરે. ૩૪
તુ થા જગમે વિખ્યાતરે ! સુપુત્રી ગુણવન્તી, જિમ મોહ્યા
આવેરે નરવર રાજવીરે ૩૫
સીખની સાંભલી વાતરે, કુવરીઇ તેહની, આવી બેઠીરે નિજ
સ્થાનકેરે. ૩૬
જુઓ જગ ! મોહ અજીતરે, કેહવે પ્રપંચે, લોભની વાહી
ન દેખે કીસ્યૂરે. ૩૭

---

૧–આ વાતો આખા નયરમાં પરવરિ–પ્રસિદ્ધ પામી.
૨–પોપટની બુદ્ધિવડે. ૩–આંખો.

કહી ઢાલ રસાલરે, સુણતાં મન રીઝેં; એ અડત્રીસ
પૂરી કહીરે. ૩૮
ધર્મ્મથી મંગળમાલરે, લહસેં વ્રત સંગે; ગંગવિજય કહે
નેહસૂરે. ૩૯=૮૯૧

## દુહા.

વેશ્યા મન હરખી ઘણું, દેખી દ્રવ્ય અપાર;
આશીશ દેઇ વેશ્યા કહેં, વળી કરજો એહ વ્યાપાર ? ૧
કહે સૂડો સુણ મુજ વાતડી, કરીસ્યું એહ ઉપાય;
દ્રવ્ય ઉપાર્જિ અતિઘણો, દેસ્યું તુમ્હોને સદાય. ૨
શુકવચન મીઠાં સાંભલી, બોલી ગણિકા તામ;
અમ્હ મંદિર ભલે આવીયા, તુમ્હથી રૂડા કાંમ. ૩
ગણિકા શુકને ઇમ કહી. બેઠી પોતાને ઠામ,
શુક કુઅરી મન મોજસ્યૂં, કરે આપાપના[1] કાંમ. ૪
હવેં કુમરી ભોજન કરી, બેઠાં કુમરી ફિર,
ગુઢા હરીયાલી વરકથા, ગોઠ કરેં વડવીર ૫
સા બોલી શુક સાંભલો, નિજબુદ્ધિ જાણો સંત,
કદિ ! પતી મિલસ્યે માહરો, સત્ય ભાખો ગુણવંત ! ૬
શુક કહે ચિંતા શી કરો, મિલસ્યે તુજ ભરતાર;
સુખે સમાધે ઇહાં રહે, હવેં સુણો કુમર—અધિકાર. ૭=૮૯૮

---

૧—આપઆપના, પોતપોતાના.

# (કુમર–અધિકાર.)

## ઢાલ પડિતીઆરે તુંતો જોવે જોષ કે, એ દેશ.

જલકલ્લોલે[1] હો કુમર પાટીયે તામકે, સાતમે દિને સાયરતટેજી;
આવી પડયો હો વાડાઇ ખાસકે, તવ કુમર મનમેં અટેજી ૧
સ્યું કરીયે હો કિહાં જાઇયે આજકે, દ્રવ્યવિણા શું કિજીયેજી;
દ્રવ્ય પાખે હો કો ન દે કોઈ સનમાન કે, દ્રવ્યે મન ચિંતારસ પીજીએજી. ૨
એહવુ મનમે હો ધ્યાયે તેહ કુમારકે, મનચિંતા સબલા કરેજી;
શું હવે પુણ્યે હો લહસ્યે તેહ કુમારકે, સુખસપત્તિ કેહની તરેજી. ૩
એહવે કેઇક હો સાર્થવાહ તેણીવારકે, આવ્યો કુમરને [2]સમીપમેજી;
કુમરસુખ હો દેખી શેઠ [3]દઓરકે, હર્ષે બોલાવે તેહ સમીપેજી. ૪
ભાખો કુમર હો તુમ્હે કિહાંથકી આંહીકે, આવ્યા ઇહાં કુણ કામનેજી;
દીસો છો તુમ્હો એકલાં કાંઇકે, કહો તુમ્હોરૂં ઠામ નામનેજી. ૫
આંખે આંસુ હો નાંખતો તેણીવારકે, અલ્પવૃત્તાંત કહ્યો શેઠનેજી;
[1]ઇભિ ચમકયો હો સુણી મનમે અપારકે, ઐ ઐ! પુણ્યવંત જગતમેજી. ૬
સારથપતિ હો કહે કુમરને તામકે, મુજઘર પુત્ર નથી કોઇજી,
તુમ્હે રહો હો મુજઘરમે આયકે, થઇ રહો નાયક હોયજી. ૭
માની વાતજ હો કુમર રહ્યો ઘર જાયકે, જેહવો [2]અંગજાત જાણીયેજી;
તિમ ઘરનો હો ધણી હુઓ તેહકે, શ્રી**વીરસેન** વખાંણીયેજી. ૮
ચિંતે સેઠજી હો એહને ઘણે મંડાણકે, કરૂ વિવાહ ઉચ્છાહમેજી,

---

૧–જલ મોજામાં. ૨–મૂલમા ' સમીપેજી " છે પણ પાદશુદ્ધતામાટે " સમીપમેજી " કરવું પડયું છે. ૩–દોર, દિદાર.

૧–શ્રેષ્ઠિ, ૨–સ્વઅંગથીજ ઉત્પન્ન થયેલો, સ્વપુત્રતુલ્ય.

રૂપવંતી હો જોઈ કુમરી અનુપકે, પરણાવું કોઇ સાહમેજી. ૯
પૂછે કુમરને હો વચ્છ થાઓ તૈયારકે, હર્ષે પરણાવું તુમ્હનેજી;
ભાખે કુમર હો શેઠ! સુણો મુજ વાંણકે,હવણાં ઇચ્છા નહીં અમ્હનેજી. ૧૦
પરદેસેં હો જાઈ એક વારકે, ધન્ન ઉપાર્જી ભુજાબલેજી;
ત્યાર પછી હો કહેસો તે કરેસકે, એહ વચન ચિત્તમે ભલેજી. ૧૧
તો, મે પરણેવું હો સૂણો મોરા તાતકે, પછી જોઇ મોરી બુદ્ધડીજી;
ઇમ કહીને મન ચિંતવે તામકે, જોઉ શુક સ્ત્રીની શુદ્ધડીજી. ૧૨
જોઉ પૂછુ હો ઘણું ઠામોઠામકે, પણિ શુદ્ધ ન લહે કો તેહણીજી;
વળી જાઇ હો ગામો ગામકે, ખબર કરે કો એહનીજી. ૧૩
તવ તાતને હો કહી લેઇ બહુમાનકે, ચાલ્યો કુમર બહુ પરિવરેજી;
વસ્તુ વેચતો હો વલી લેતો અનેકકે, આવ્યો **શ્રીપુર**ને [1]પરિસરેજી. ૧૪
શુભ શુકન જો હો હુઆ તેણીવારકે, તવ મનમે વિમાસે કુંઅરૂંજી;
એણે શુકનેંહો કોઇ મિલે સાજનકે, મન ચિંત્યું અહી હું વરૂંજી. ૧૫
ઇમ ચિંતી હો ઉતાર્યો ભારકે, રૂડો ઠામ કોઈ જોઇનેજી,
**ગંગવિજયેંહો** ભાખી રૂડી ઢાલકે, ઓગણચ્યાલીસમી
[2]મોહીનેજી. ૧૬=૯૧૪

## દુહા.

વેચે વસ્તુ નવનવી, કરે એકઠું ધન્ન,
નિરખે કૌતુક નવનવા, રહે સદૈવ મગન્ન. ૧
અન્યદા નયરીના પુરૂષને, પૂછે કુવર વાચાલ;
કોણ એ નગરીયં ભૂપતિ, લોક કિસ્યા પુણ્યપાલ ? ૨
તે બોલ્યો સુણો શેઠજી, **શ્રીપુર** નગરનુ નામ,
રાજ્ય કરે **મયસારનૃપ**, દયામાં અભિરામ. ૩

---

૧–પાદરે. ૨–કુસુમશ્રી અને વીરસેનના ચારિત્રથી મોહીત–હર્ષીત થઇને આ રાસઢાલો શ્રીગંગવિજયે લેખી, આલેખી. એવો ભાવાર્થ છે.

ધનવંત જન બહુ, નયરમે, વસેં ઘણા દાતાર;
ખટકર્મ સહુઇ સાચવેં, આપોઆપ નિ(ત)આચાર. ૪
[1]ઇમિણી સુણી કુંવર ચિંતવે, જઈ ભેટુ ભૂપત્તિ;
વચન કળા કેઇ સાચવી, રીજવી કરસ્યું હેજ્જિ.[2] ૫=૯૧૯

## ઢાલ હરિઆ મન લાગો, એ દેશી.

સાર વસ્તુ પરદેશની, લીધી કુમરે હાથીરે, કુમર સૌભાગી,
મિલવા નૃપનેં સાંચર્યો, નિજ પરિકર લેઇ સાથીરે, કુમર સૌભાગી. ૧
લોક વખાણે કુમરનેં, પુણ્યતણા ફળ જોયરે, કુમર૦
પુણ્યેં મનચિંત્યું પામીયેં, પુણ્યાધિન નવનિધિ હોયરે, કુમર૦ ૨
આવી નૃપને ભેટણું, મૂકી કરે પ્રણામરે, કુમર૦
કરજોડી ઉભો રહ્યો, વિનય કરી અભિરામરે, કુમર૦ ૩
કુમરચાતુરી દેખીને, હરખ્યો મનમે ભૂપરે, કુમર૦
આદરમાન દેઈ ઘણો, પુછે સકળ સ્વરૂપરે, કુમર૦ ૪
કહો કુમર તુમ્હો ઈહાં કણે, આવ્યા કેણે કામરે ! કુમર૦
કહે કુમર પેટ કારણે, આવ્યા વ્યાપારે તુમ્હ ગામરે, કુમર૦ ૫
રાય સન્તુષ્ટ થઈ કહે, મૂકયુ મે અર્દ્ધ તુમ્હ [3]દાંણુરે, કુમર૦
મન માને તિમ તુમ્હે કરો, વ્યાપાર મૂકી કાણુરે, કુમર૦ ૬
મોટી વખારૂં ઉતરવા, આપી તે નરનાથરે, કુમર૦
કુમર મન હર્ષિત થયો, ઉતારે સઘળો સાથરે, કુમર૦ ૭
કરે વ્યવસાય બહુ મોટકા, તે કુમર સાહસીક દક્ષરે, કુમર૦
કર્યા નામા લાભ ખોટનાં, લક્ષના થયા ત્રિણિલક્ષરે, કુમર૦ ૮
ખાઈ પીઈ મન મોજસ્યૂ, ન કરે કિસ્યો ઉચાટરે, સાહિબા સોભાગી,
અન્ય દિવસ કોઈ હાટડે, બેઠો [4]પુછવામાટરે, સાહિબ૦ ૯

---

૧–એ પ્રમાણે. ૨–મ્હારાઉપર હેત ધરવાવાળો થાય તેવી રીતે રીઝવસ્યું
૩–જકાત વિગેરે. ૪–પૂછવા માટે.

કહેં શેઠજી આ નયરની, ભાખો [૧]નૌતન કોઈ વાતરે, સાહિબ૦
વલતું વણિક હસીને કહે, ભાઈ છે કૌતુક વિખ્યાતરે, સાહિબ૦ ૧૦
એ કૌતુક અમ્યો સૂહણેં દીઠું, ન સાંભલ્યું વચાંહરે, સહિબ૦
એક અચરિજની વાતડી, તે છે આ નયરીમાંહિરે, સાહિબ૦ ૧૧
**વીરસેન** કહે તે ભાખીયેં, મુજ આગે ગુણખાણરે, સાહિબ૦
એ ! કૌતુકની વાતડી, [૨]આખો ચતુર સુજાણરે, સાહિબ૦ ૧૨
કહે વણિક, ભાઇ સાંભલો ! કહું તે વાત પ્રમાણરે, સાહિબ૦
વસેં ગણિકા આ નયરમે, **પુફ્ફા** નામે ગુણખીણરે, સાહિબ૦ ૧૩
તસ મન્દિરે એક યુવતી, રૂપે અપછર–અવતારરે, સાહિબ૦
નટવિટ પાસે એક રાત્રીનાં, લે પંચશતિ દીનારરે, સાહિબ૦ ૧૪
પણિ, કોઇએ મુખ દીઠુ નહીં, નવિ પામે આસાસરે, સાહિબ૦
પરભાતે રવિ–ઉગતે, કાઢે શુક નિરાસરે, સાહિબ૦ ૧૫
વણિકવચન સુણી એહવાં, ચિંતે મનમે કુમારરે, સાહિબ૦
જોઉ હું આજ તિહાં જઈ, કહેવી છે તે નારરે, સાહિબ૦ ૧૬
દક્ષણ–અંગ ફરકીયું, ચિંતે અહી લહિસૂ શુદ્ધરે, સાહિબ૦
મનગમતાં સજ્જનતણો તે, થાસે મેલો સહી મુઝ્ઝ રે, સાહિબ૦ ૧૭
**ગંગવિજયે** કહી ઢલકતી, ચ્યાલીસમી ઢાલ રસાલરે, સાહિબ૦ ૧૮=૯૩૭

## દુહા.

કુમર મનમેં ચિંતવે, એ છે વાત અદ્‌ભૂત,
પ્રથમ વાત કરવા ભણી, મોકલુ કોઈ દૂત ૧
દૂતનેં તેડી એમ કહે, છે લાયક તુજ કાજ,
ગણિકાઘર જાઈ કહો, કુમર આવસ્યે આજ. ૨
વળી આ દ્રવ્ય લેઇ જાવજો, કહે જો વચન વિશેષ,
લટપટ સૂણી દાખજ્યો, કૂડ ન કરસો વેપ. ૩

---

૧–નૂતન. ૨–આલેખો, કહો.

વયણ સૂણી કુમારનાં, આવ્યો પ્રેક્ષ(ક) તસગેહ;
દ્રવ્ય લેઇ નિજ હાથસ્યુ, ગણિકાને ગણિ દેહ. ૪
દ્રવ્ય દેઇ તે ઇમિ કહે, સાંભલ ગણિકા વત્ત;
હમ્હ કુમર તુમ્હ ઘરે આવસેં, માનો કરીને સત્ત ૫
દ્રવ્યતુંગ દેખી કરી, વેસ્યા મન હરખત,
જા તું વહેલો પંથીયા, મોકલ કુમર ગુણવન્ત. ૬
પ્રેક્ષ્ય આવી ઉતાવળો, કહે કુમરને વાત;
ગણિકા તુમ્હને તેડે અછે, તેહ કરીને સાચ ૭
કુમર મુજ મન કૌતકી, પહિર્યાં ચીર સંવા(ચા)ર;
ચુઆ ચંદન ઘ(ક)સમસ્યા, આવ્યો ગણિકાદ્વાર. ૮=૯૪૫

---

## (વીરસેન અને કુસુમશ્રીમિલાપ.)

### ઢાલ. અડસો માંજો, હાંરે વાલમીયાં અડસો માંજો, એ દેશી.

હાંરે ! સા કુમરી તવ ચિત્ત ચિંતે, મનમે રંગ રલી,
હજી મુજ પીઉજી ન મિલ્યો હેતે, મનમે રગ રલી;
એ દુખ કુણ મુજ તેટે, મનમે રગ રલી. આંકણી૦
એહવે **કુસુમશ્રી** સુન્દરી, કરી સોલે સિણગાર,
હર્ષ ધરી ગોખે બેઠી, ચિહુ દિસે જવ જોતી;
તવ દીઠો **વીરસેન**કુમાર. મનમે૦ હજી૦ એ દુ.ખ૦ ૧
કુમરી નયણે આવતો પેખ્યો, ઓલખીયો ભરતાર,
વખત વડુ આજ માહરૂ મોટું, મુજ તુઠા દયાલ મ૦ હ૦ એ૦ ૨
તતખિણ શુકને બધાઇ દીધી, આવ દેખાડુ મુજ નાહ!
અહનિશ વાતડી જોતાં જેહની, તે આવ્યો મન ધરી ચાહ. મ૦ હ૦ એ૦ ૩
તવ શુડો આવ્યો ધમ્મસતો, દેખી હુઓ ખુસીઆલ;

તવ રાણીપ્રતિ શુક ભાખે, સાંભલો સીખ ઉજમાલ. મ૦ હ૦ એ૦ ૪
કહો સીખ સૂડા તુ મતિવન્તા, બુદ્ધ્યબ્ધિ (બુદ્ધદધી) ગુણવન્ત.
કહે સૂડો પતિ વાલં તાહરો, હવણાં છે અવસર એ સત! મ૦ હ૦ એ૦ ૫
કહે રાણી મુજપ્રાણવાલ્હેસર, મિલ્યો બહુ દિવસે પુન્યાઢ,
તે કિમ વાલ્યો જાયેરે સૂડા! આજ તેડો તે મુજમાટ! મ૦ હ૦ એ૦ ૬
તવ સૂડો કહેં માનો માહરી, તેડે હોસે તુમ્હહાણ;
દેખી વેશ્યાને ઘર તુજનેં, દેશે ઠબકો મુજ [1]રાણ! મ૦ હ૦ એ૦ ૭
હેજે હાણી હોસે અતિ બહુલી, માનો કહ્યું તે વાત,
વળી કોઈ પ્રસ્તાવેં એ મિલસ્યેં, તુજ ભર્ત્તુ સુવિખ્યાત. મ૦ હ૦ એ૦ ૮
કહે રાણી, સૂડા! એ શું ભાખેં? મિલવા ચાહે મુજ ચિત્ત;
મુજ મન ચચ(ળ) અતિ ઉછંછલૂં, ભેટણ પીઉ
એકાંત. મ૦ હ૦ એ૦ ૯
એહવી વાત કહી જબ શુકનં, રહ્યો અનબોલો તામ,
માહરૂં વચન જો મનમેં ન આણો! મન ગમતે કીજે
કામ મ૦ હ૦ એ૦ ૧૦
તવ દાસી આતુર હલફલતી, આવી ભાખેં તામ,
સાર્થવાહ એક આવ્યો દ્વારે, કહોતો મોકલૂ ઇણેં ઠામ મ૦ હ૦ એ૦ ૧૧
**કુસુમશ્રી** કહેં વહેલા ઇહાં કણેં, મોકલજો મૂજ માય,
ઇમ કહી રાણીને સૂવટો, બેઠાં નિજનિજ ઠાય મ૦ હ૦ એ૦ ૧૨
કહે દાસી તવ વેગે જઇ, તેડે છેં ભૂપાળ;
તવ તે સાંભલી આવ્યો તતખિણ, સમભૂમિ જિહાં
બાલ. મ૦ હ૦ એ૦ ૧૩
દેખી પ્રાણવલ્લભ નિજ પતિને, ચિતે સીધાં મૂજ કાજ;
દાસી તિહાં કણ માંડે બેસણું, બેઠા કુમર–વરરાજ. મ૦ હ૦ એ૦ ૧૪

---

૧–હે રાણી.

સજ્જાથી ઉઠી મુખ આગળ, ઉભી રહી સનમુખ;
ગલગલે કંઠે આંસુ નખતી, સાચી ધરેં મનમે દુઃખ. મ૦ હ૦ એ૦ ૧૫
મે વેશ્યાઘર વાસ કીધોછે, પૂર્વકર્મને યોગ;
વિશ્વાસ કિમ ધરસેં પીઉ માહરો, કિમ કરસેં મુજસ્યું
ભોગ! મ૦ હ૦ એ૦ ૧૬
કુમરી વિમાસણ કરેં મન બહુલી, પણિ લિખ્યું
ભાખે નિલાડ;
**ગંગવિજયે** પીઉમિલણતણીએ, ભાખી
એકતાલીશમી ઢાલ. મ૦ હ૦ એ૦ ૧૭=૯૬૨

## દુહા.

તવ કુમરી સલજ્જ થઇ, મુખથી ન બોલે બોલ;
હર્ષોચ્ચિત્ત મનમેં ઘણે, હોસેં રંગકલ્લોલ. ૧
હવે, કુમર ચિંતવે, એ ગુણ વેશ્યામેં ન હોય;
હાવભાવ દીસે નહીં, વળી અંગચાલો નવિ કોય. ૨
મુખથકી બોલતી નથી, નિજર ન મિલેં નવિ જોય;
બેઠો ઇમ ચિત્તે તવ, તવ પંજર દીઠો શુક સોય. ૩
તે શુક દેખી સ્ત્રી સાંભરી, દુઃખે ભરાણુ હેય;
૧કરારિ, મિલે શુક મુજ કામની, સાલે ચન્દ્રમુખી પ્રિય ૪
એકનજર કરી નિરખતાં. મનમે કર્યો વિચાર;
તવ સૂડો રૂડો ઓલખ્યો, એ **વીરસેન**કુમાર ૫=૯૬૭

## ઢાલ. પ્રવહણ તિહાંથી પૂરીયોરે લાલ, એ દેશી.

તવ શુક કહેં ઇમ કાં કરોરે લાલ, હરખસ્થાને વિષવાદરે કુમરજી;
તુમ્હ મુખ દેખી પાવન્ન થયાંરે લાલ, ઉપનો અધિક આલ્હાદરે કુમરજી. ૧

---

૧-સુખ, શાતા. "બીના પ્રભુ પાસકે દેખે, મેરા દિલ બેકરારી હય" ભાષા.

ધન્ન ધન્ન દિન આજ અમતણોરે લાલ, આજુની ઘડીય પરમાણરે; કુ૦
જે વેલા તુમ્હે અમ્હને મિલ્યાંરે લાલ, તે વેલા લાખિણી
જાણરે. કુ૦ ધન્ન૦ ૨ આંકણી.
કિરદેવને શ્રવણે સુણીરે લાલ, ચિતે કુમર મનમાંહિરે સૂડાજી;
જૂઓ કિરની ગંભીરતારે લાલ, બોલે છે ધરી ઉચ્છાંહિરે સૂડાજી ધન્ન૦ ૩
માહરા શુકસારિખો અછે રે લાલ, દીસે છે મોટો ગંભીરરે સૂડાજી;
તવ શુક પંજરથી નિસર્યોરે લાલ, બેઠો ખોલે આવી **વી**(કી)**રરે**
સૂ૦ ધન્ન૦ ૪
કુમરે ઓલખ્યો શુકપંખીનેરે લાલ, ભલે મિલ્યો પુત્ર તું આજરે સૂ૦
કિહાં તે ! મૂઈ જીવતી સૂણીરે લાલ, **કુસુમશ્રી** શુકરાજરે !
સૂડાજી ધન્ન૦ ૫
તવ શુક કહે સ્વામી સુણોરે લાલ, આ! **કુસુમશ્રી** તુમ્હ
નારરે! કુમરજી;
તુમ્હચી ખિજમતીમાં ઉભીરે લાલ, સાચવે સ્વામી-આચારરે!
કુ૦ ધન્ન૦ ૬
સૂણી કોપાનલ ધડહડયોરે લાલ, હા ! હા ! રાંડે એસુ કીધરે! સૂ૦
મુજ કુલ ખપ લિગાડીયોરે લાલ, આ, નીચ વ્યવસાયસ્યું
લીધરે સૂ૦ ધન્ન૦ ૭
ઉત્તમ વંશની ઉપનીરે લાલ, પરખી ઉત્તમ જાણેરે સૂડાજી;
તે છે આ દુષ્ટ પાપણીરે લાલ, કીધાં બેહુ કુલ હાંણરે સૂડાજી ધન્ન૦ ૮
લાજ ન આણી કેહનીરે લાલ, લાગો રસિક સ્વાદરે સૂડાજી,
આજથકી હવે એહથીરે લાલ, ભાગો [1]સતીનો વાદરે સૂડાજી. ધન્ન૦ ૯
કામ કમાણો અઓમતુરે લાલ, ભઈ વેસ્યાની સેણરે સૂ૦
કાક ઉડાવવા કારણે રે લાલ, નાંખ્યૂ ફગાવી રયણરે સૂડાજી. ધન્ન૦ ૧૦
નારી ! કેહનીઇ ન હોસ્યે રે લાલ, જોજ્યો હૃદયવિચારરે સૂ૦

---

૧-સતીપણાનો

જડ્યા ચોરી આમિષ ખવાડીયેરે લાલ, તેહની પણિ ન થઇ નારરે. સૂ૦ ધ૦ ૧૧
પરનરસું મિલતાંથકાંરે લાલ, નાણે શંક મનમાંહિરે સૂ૦
અંગતણા લટકા કરીરે લાલ, નાંખે દેખાડી ફંદમાંહિરે સૂ૦ ધન૦ ૧૨
સ્વારથ લગેં જી ! જી ! કરેરે લાલ, વલી ઝટપટ માંડે અપારરે સૂ૦
કુડી માયા દાખેં ઘણીરે લાલ, કામિની કપટભંડારરે સૂ૦ ધન૦ ૧૩
મનમાન્યાસ્યું વિલસે રંગરે લાલ, એકનેં મૂકે નિરાસરે સૂડાજી,
એકનેં હાથે છાયા કરેરે લાલ, એહવા નારીના બહુ પાસરે સૂ૦ ધ૦ ૧૪
પગપગ કૂડ બોલે ઘણુંરે લાલ, ઉંડી ન વિમાસે વાતરે સૂ૦
દાખવે અવગુણ પરતણાંરે લાલ, નિજસ્વામીસ્યું ખેલે ઘાતરે સૂ૦ ધન૦ ૧૫
નયણતણે ચાલે કરીરે લાલ, માંડે કુડિ પ્રીતિરે સૂડાજી;
લોભે અન્યાય ઘાલવેરે લાલ, એ કુલટા નારીની રીતિરે સૂ૦ ધ૦ ૧૬
:-**દુહો**-"મુખ મીઠી કપટ બહોત, અને હૃદે પ્રીતિ નિલાય;
તેહથી નેહ ન કીજીયેં, હો જીવ જાયે તો જાય.૧"

પૂં

તો, એમ [1]ઠગલંતી કાં ન મૂઇરે લાલ, સ્યે ન બૂડી પાણીમાંય સૂ૦
નીચ કામ કરી એહવુંરે લાલ, અસતીમાંહિ કહી કહિવરાય સૂ૦ ધન૦ ૧૭
એહવુ દુઃખ પડતાંથકાંરે લાલ, સ્યેં ન મૂઈ વિષ ખાયરે સૂ૦
**વીરસેન** મન ચિંતવેરે લાલ, ભાવિકણે [2]નવ કાંયરે[3] સૂડાજી ધ૦ ૧૮
એહવો વિચાર મનમેં કર્યોરે લાલ, **શ્રીવીરસેન** ભૂપાલરે સૂ૦
**ગંગવિજયે** ભલી વર્ણવીરે લાલ, બેંતાલીસમી ઢાલરે સૂ૦ ૧૯

---

૧-ઠગતી ૨-નહિ. ૩-મૂલમાં "રાયરે" પાઠ છે.

## દુ હા.

ઈમ ચિંતી કુંઅર તસિં, કહી(કહે) સૂડાપ્રતિ તામ;
રે સૂડા! રહી આગલેં, એહવા શું કરાવે કામ? ૧
તું માહરે સુતસારિખો, વલ્લભ હેવ સંસાર;
તેં એ કામ કરંતડેં, સ્યેં ન વારી નાર! ૨
ઈમ સાંભળી સૂડો જિસ્યેં, ઉત્તર આપેં જેહ;
તવ તિહાં વીતક જે થઉં, તે, સૂણો ધરી નેહ. ૩
સાંભલજો થિર ચિત્ત કરી, રસિક! દેઈને કાન;
સાંભલતાં સુખ ઊપજે, જિમ ચાખેં રસ પાંન. ૪=૯૯૦

## ઢાલ. જૂઠા બોલારે યાદવારે, એ દેશ યે.

સૂણો કૌતુકવાતડી, જોજ્યો શીલપ્રપંચ;
રાણીકલંક ઉતારવા, મિલસેં કેહવો હવે સંચ,
સૂણો કૌતુકવાતડી, અરે હાંજી હાંજી ટેક. ૧
રાજભૂવનેં તવ સાંભલૂં, કોલાહલ તેણીવાર;
ધસમસી તિહાંથી ઊઠીયા, **શ્રીવીરસેન** કુમાર. સૂ૦ અ૦ ૨
ક્રોધે ધસીયો ઉતાવળો, જાયે બાહિર જોવાને કાજિ;
તવ કુંમરી કહેં પંખીને, એ સ્યૂં થયું શુકરાજ. સૂ૦ અ૦ ૩
સૂડારે સુણો માહરી, કાંઈ અણ કીધ પરીખ;
કુમર ગયોરે અન્દોહસું, નવિ દીધી મુજ શીખ. સૂ૦ અ૦ ૪
સૂડો કહેં, સૂણો માતજી, હું પૂછવા થયો ઉજમાલ;
કુમર તિસેરે ઉઠી ગયો, ક્રોધવસેં તતકાલ. સૂ૦ અ૦ ૫
રાણી કહેં, શુડા સાંભલો, મુજ હુન્તી મોટી આશ!
વિણ અપરાધેં મુજનેં, ગયો મૂકી નિરાશ. સૂ૦ અ૦ ૬
પીયુજી તુમ્હને યુગતું નહી, મુજ મૂકવી માહારાજ;
પરહરતાં શોભા ન પામીયેં, બાંહિ ગ્રહ્યાની લાજ. સૂ૦ અ૦ ૭

મુજ અબલાઉપરિ એવડો, કરવો ન ઘટે રોપ!
કિમ અણબોલ્યા પાછા વિલ્યાં, જે શ્યો ? હમારો દોપ સૂ૦ અ૦ ૮
મો! રાંકઉપરી સાહિબા, શી રાખો છો રીશ,
કીડીઉપરીં કટ(ક)ડી, તે કિમ ખમે જગદીશ. સૂ૦ અ૦ ૯
શુડો કહે સુણો માતજી, કુમરવાંક ન કોય;
જેહવુ દેખે તેવુ ચિંતવે, પછે કર્મ્મે સુખદુઃખ હોય. સૂ૦ અ૦ ૧૦
વલી સગતિ હોયે જેહની, તેહવાં ફળ લાગે સોય,
પણિ હવે દુ:ખ ધરવુ કિસું, હોસે રૂડુ તુમ્હ જોય. સૂ૦ અ૦ ૧૧
કોઈ બુદ્ધિપ્રબધથી, કરસ્યું વાંચ્છિત કામ;
મિલસ્યે તુમ્હ પ્રીતમ આવીને, શીલતણે પરણામ. સૂ૦ અ૦ ૧૨
ધ્યાન ધરો મહામ ત્રનો, જગ મહિમા જાસ અનન્ત,
શ્રીજિનધર્મ્મપ્રભાવથી, લહેસો સુખ મહન્ત. સૂ૦ અ૦ ૧૩
તુમ્હ શીલનો મહિમા ઘણો, તે કરસ્યે તુમ્હારી ભીર,
મનચિંત્યા સુખ પામશો, ધર્મ વડો વડવીર, સૂ૦ અ૦ ૧૪
થીર ચિત્ત રાખો તુમ્હે માતજી, હોસ્યે રૂડો કામ,
કુમર વેગો તુમ્હને તેડવા, આવશે એણે ઠામ સૂ૦ અ૦ ૧૫
હવે આગળ થાયે તે સાંભલો, કહી ત્રે તાલીસમી ઢાલ,
**ગગવિજય** કહે શીલથી, હોસે મઙ્ગલમાલ
સુણો કૌતુકવાતડી, અરે હાજી હાંજી ૧૬=૧૦૦૬

## દુહા

ભાખે **કુસુમશ્રી** શુકપ્રતિ, સુણ બંધવ મુજ વાત;
ત્રિણી ઉપવાસ કરસ્યુ ભલા, મહિમા જસ વિખ્યાત ૧
રહિસ્યુ [1]કાઉસગ્ગ ધ્યાનમે, ગણસ્યુ મન્ત્ર [2]નવકાર;

---

**૧-કાર્યોત્સર્ગ. શરીરને હલવ્યાવિના એકચિત્તથી પરમાત્માના ધ્યાનમાં ન થવાનું વ્રત.**
**૨-પ ચપરમેષ્ટિ મહામ ત્રનું સ્મરણ.**

મૌનવ્રત ગૃહીસ્યુ વળી, કરસ્યુ એહ આચાર. ૨
જિહાં લગે પ્રીતમ મુજ નવિ મિલે, તિહાં લગે ન પારૂં કોય;
કાઉસગ્ગધ્યાનમેં હુ રહું, એહુવો નિયમ મુજ સોય. ૩
ફિરની આજ્ઞા પામીને, ધ્યાન [૧]ધરૂ તતકાલ,
હવે, આગળ થયું તે કહું, સાંભળો બાલગોપાલ. ૪=૧૦૧૦

**ઢાલ. ચંદનરી કટકી ભલી, એ દેશી. અથવા લખિયો લોકે લોચને, ઓલખિયો અહીનાણ, હો! પન્થી મારા, એ રાગે પણ**

કુમર ચોહટે આવીને, પુછે કોઇકપ્રતિ એમ, સુગુણ હોરાજિ;
કહો, ભાઇ આ શહેરમે, કોલાહલ થાય છે કેમ, સુગુણ હોરાજિ.
ભાઈ આ શહેરમે. ૧
ભાખો સત્ય મુજ આગલે, હૈડે આણી નેહ, સુ૦
સુખદુઃખની જે વારતા, હોઈ તે દાખો તેહ, સુ૦ ભાઈ૦ ૨
પુરવાસી કહે સાંભલો, કૌતુક થયું મેરારાજિ, કુ અરજી હોરાજ;
[૨]નીવડબંધન બાંધી જ્યોરસ્યું, નૃપને નાંખ્યો છે આજ, કું૦ ભા૦ ૩
લોક મિલાં છે બહુ દેખવા, દુઃખે મૂકે પોક, કુંવરજી૦
કામકાજ કરતાં નથી, અહનિશ રાખે છે શોક, કું૦ ભા૦ ૪
ઇમ સાંભલી આવ્યો તિહાં, દેખે નૃપબંધન જોર, કુવજી૦
વેદન ખમી શકતો નથી, કરે આક્રન્દ પાડે સોર કુ૦ ભા૦ ૫
નૃપદુઃખ દેખી ચિંતવે, શ્યો કરવો વિચાર, સુ૦
હાહાકાર સઘળે થયો, રૂદન કરે પરિવાર, સુ૦ ભા૦ ૬
મૃગનયણી મિલી સામઠી, સેવે નૃપના પાય, સુ૦
પ્રીતમ દેખે પ્રાહુણો, કરો કોઇ આવી ઉપાય, સુ૦ ભા૦ ૭

રાખોરે નૃપ જીવતો, તસ દ્યો મુખમાગો માલ, સુ૦
વિલવિલતી રાણી કહે, કોઇ ટાલો નૃપનુ સાલ, સુ૦ હોરાજિ
રાખોરે નૃપ જીવતો. ૮
જોષીને જોષી ટીપણુ, નૃપને ફિરયાં ગ્રહેમાન, સુ૦
જોઈ કહો ગ્રહનાં વળી, તે સરિખું દીજે દાન, સુ૦ રા૦ ૯
કહે જોષી ગ્રહે સા કહું, કર્મ્મતણો એ ધંધ[1]! સુ૦
[2]ધર્મ્મોષધી કરો ભાવસ્યું, તે સાચો પ્રતિબન્ધ. સુ૦ રા૦ ૧૦
× × × × × × × +
× × × × × × × × ૧૧
ગુણી ગારૂડી મન્ત્રવાદીયા, યોગી જતિને સંન્યાસ સુ૦
તેપણિ હાથ ઝાટકી રહ્યા, બેઠા થઇયિ નિરાસ, સુ૦ રા૦ ૧૨
તવ રાજસભામાંહિ કુંઅરૂં, ધરે દુ:ખ નૃપને દેખ, સૂ૦
શી પરિં એ નૃપ જીવસ્યે, કોઇક કારણ વીખ, સૂ૦ રા૦ ૧૩
સાયણિ ડાયણિ વ્યન્તરા, ભૂત પ્રેત પીસાચ, સૂ૦
[3]જાખસેધ દેવી દેવલા, હોય તે બોલો વાચ, સૂ૦ રા૦ ૧૪
જે માંગો તે આપું અમે, એહ અમારૂ વચન્ન, સૂ૦
એ દોખ (દુ:ખ) દેખી શકતાં નથી, જે કષ્ટ પામે છે રાજન્ન, સૂ૦ રા૦ ૧૫
કુમરવચન્ન સુણી એહવાં, બોલસે હવે તતકાલ, સૂ૦
**ગંગવિજયે** ભાખી હેજસ્યું, ચૌમાલીસમી ઢાલ, સૂ૦ રા૦
૧૬=૧૦૨૬

## દુહા

એહવે આકાશે થઇ, કોઇક દેવની વાણ;
રે લોકો! તુમ્હે સાંભલો, મે લેવો[4] ભૂપતિપ્રાણ ૧

---

૧–પ્રપંચ. ૨–ધર્મરૂપી ઔષધી.
૩–જક્ષેશ. ૪–" હું ભૂપતિનો પ્રાણ લઈશ " એવો ભાવાર્થ છે.

ન મુંકું એહનેં જીવતો, એહ પાપીનેં આજ,
જાઓ તુમ્હે વેહલાં ઘરેં, કરો આપોપાં કાજ. ૨
મન્ત્રી કહેં આકાશમેં, સીઈ થઇ એહવી વાંણ;
**વીરસેન** વલતુ વદે, મ કરો ચિંત પ્રધાંન. ૩
લાવો અગર [૧]ઉદબતી, વલી લાવો ઘનસાર;
અગર ધૂપ ઊખેવીઈ નેં, પ્રણમી પુછેં કુમાર ૪
સુર દ્યો દરિસણ આપણું, ગાગો તે દીજે ભોગ;
પણિ નરપતિ સાજો કરો, ટાલો સઘળો રોગ ૫
[૨]નિકટ આવી કરો વારતા, સહુકો જાણે સસાર,
વિનયવચન સુણી હરખીઓ, એ પુણ્યવંત કુમાર. ૬
સુર આવે રૂપેં કેહવેં, જિસ્યો કાજલવર્ણ;
જે દેખે તે ભયથકી, તતક્ષિણ પામે [૩]મર્ણ. ૭=૧૦૩૩

**ઢાલ. ઉંબરીયાનેં ગાજેં હો ઠીયાણ રાણ નિહું દિશેં, એ દેશ.**

વિદ્રુ(રૂ)પરૂપ કરીનેં હો સુર તિહાં આવીયો,
ત્રિણિ મસ્તક વિકરાલ,
હુહુકાર કરંતો હો તે વલી મુખથી ઉચ્ચરેં,
મૂકેં વિશ્વાનલ(૨) ઝાલ,
વિદ્રુપરૂપ કરીનેં હો સુર તિહાં આવીયો ૧
રુણ્ડમાલા પહિરાંહો કોટે માલિકા,
યમસમાન જિમ દૂત;
[૪]કર [૫]કાતી રાખી હો માતી તાતી ઝલહલેં,
જાણે દીસંતો એ ભૂત, વિ૦ ૨

૧-અગરબત્તી. ૨-નજીક, પાસે. ૩-મરણ.
૪-હાથમાં. ૫-તીખી, સખતધારવાળી.

જાઈ બેઠો તતક્ષિણે હો સિંહાસણઉપરીં,
સામું નિવિ દેખેં કોય;
કુમર ગુણગાજીહો વડભાગી કરેંય વિનતી,
સ્વામી ! અહ્મ સાહમું જોય. વિ૦ ૩
ઉત્તમનરને હો ક્રોધ ન ઘટેં ઇસ્યો,
જિણેં [1]કરીહ મિટ જાય;
આ ભૂપતિનો હો સાહિબા કહો સ્યો અપરાધ,
એ કિમ કષ્ટ ખમાય. વિ૦ ૪
કરો સચેતન હો ભૂપતિને સાહિબા,
ઘણું શું કહુ વારોવાર;
તવ ભાખે સુરવર હો એ છેં પાપી ભૂપતિ,
જેહની દુર્મતિ છે નિરધાર. વિ૦ ૫
એ લપટી ભૂધવ હો વયરી છે તાહરો,
સ્યેં મૂકાવે તું આજ !
કુમર કહે કિમ જાણ્યો હો વયરી માહરો તે ?
કહો અમને સુરરાજ. વિ૦ ૬
કહે તવ સુર, તુમ્હચી હો **કુસુમશ્રી** ઉદ્યાનમેં,
તિહાંથી તુમ્હ વસ્તુની હાંણ;
તે, એણે રાયે હો હરી લીધી પાપીયે,
બહુરૂપીવિદ્યાનો ઠામ. વિ૦ ૭
ઉપગારયોગ હો નહિ એ ભૂપતિ,
દુર્જનને રૂડું કિમ થાય ?
વિશ્વાશઘાતી હો જગમે મહાપાપી એ કહ્યો,
તેહનુ મુખ કિમ દેખાય. વિ૦ ૮

---

૧-ઉત્તમોનો ક્રોધ ક્ષણ માત્રમાંજ મટી જાય !

હય પલ્લંક હો, એ તુજ, પાપી લઇ ગયો,
તવ તુજ હુઓ દુઃખ અપાર,
પછેં તુ તો આવ્યો હો પાદ્રદેવીનેં દેહરેં,
બોલી દેવી વાચા સાર. વિ૦ ૯
દેવી આવીને હો કહેં સાંભળ સાહસી,
હજી, અશુભ અછેં તુજ કર્મ્મ;
તિહાં લગી તુજને હો કષ્ટ અછેં ઘણુ,
પછેં લહસ્યો શુભ સર્મ્મ. વિ૦ ૧૦
આવસે કેટલે હો કાલેં તુજ હાથમે,
હય પલ્લંક ઉદાર,
ઇમ કહી વાચા હો દીધી તુજને દેવીયે,
બો(વો)લાવો નિરધાર. વિ૦ ૧૧
સાયરજલમેં હો પડયો દુઃખ તેં સહ્યું,
તે કહિતાં નાવે પાર;
**કુસુમ**શ્રી રાણીનો હો વીરહો તે સહો,
દેવેં કીધી તુમ્હ સાર. વિ૦ ૧૨
તે આ સઘળો મહિમાહો આ નૃપનો જાણજો,
એહ છે વડો પાપીષ્ટ,
ન ઘટેં તુજને હો મુંકાવવો રાયને,
એહનું વદન અદીઠ. વિ૦ ૧૩
તેહભણી એહનેં હો મારીશ તુમ્હ દેખતાં
ઇમ કહી લીધો [1]મોગર હાથ,
ધા(થા)ઇ [2]ઉજાણો આવ્યો હો નૃપનેં મારવા,
સમર સમર તું જગનાથ ! વિ૦ ૧૪

---

૧–મોગરીના જેવું હથિયાર. ૨–ઉતાવું, આનંદભેર. "પન્થ વળ્યા વેદવાસ્યજી, અતિ 'ઉજાતા' ભરીયા શ્વાસેજી." ભાલણ.

તવ કુંઅર આડો હો ફિરીનેં સુરનેં ઇમ કહેં,
ઇમિ કિમ કિજે માહારાજ;
ચાહીનેં શરણેં હો આવ્યા તેહને ઉગારીયેં,
બાંહિ ગ્રહાની લાજ. વિ૦ ૧૫
કરૂણાવચન એવાં હો કુમરનાં સાંભલી,
બોલ્યો સુર થઈ ઉજમાલ;
**ગંગવિજયે** હો ભાખી રૂડી સોભતી,
પસતાલીસમી ઢાલ. વિ૦ ૧૬=૧૦૪૯

**દુહા.**

તવ સુર બોલો(લ્યો) મુખથકી, વસ્તુ તુમ્હારી જેહ;
આંણી આપે ઇહાં કણે, હય પલ્લંક સસનેહ. ૧
તો હુ મૂકુ જીવતો, નહીતો કરીશ સતખણ્ડ;
સચિવ તવ પ્રણમી કહે, મ કરો કોપ પ્રચંડ. ૨
અમાત્ય કહે અમ્હે આપીસુ, કુમરની વસ્તુ જેહ;
બંધન છોડો રાયના, હિયડે આણી નેહ. ૩
સુર કહેં [૧]જારે છોડીસ્યુ, વસ્તુ આવસેં હાથ;
આપો આણી અહ્મ દેખતાં, જો જીવન વાગ્છોનાથ ! ૪
મૂકી [૨]આણી આગલે, દોય વસ્તુ તતખેવ,
ખિણેકમાંહે દેખતાં, અલોપ થયો સુરદેવ. ૫=૧૦૫૪

**ઢાલ. ઓધવ પ્રીતિવચન, ગોપી બોલેરે; અથવા, સાચી વાત કહુ છું આજ, સુણો સહુ કાનેરે; એ દેશી. (વણઝારાને મળતી.)**

કુમર ચિત્તે મનમાંહીરે, હવે કિમ કરસુ રે;
સુર થયો અલોપ, તો વાચા કિમ વરસું રે. ૧

---

૧–જ્યારે. ૨–લાવીને.

એહવેં દીવ્યરૂપ કરીનેં દેવ, આવી બેઠી ઉલ્લાસે રે;
તવ કુંઅર પ્રણમેં તતખેવ, આવ્યો દેવ પાસેં રે. ૨
સુર કહેરે તું કુમાર ! સ્યું કહું તુજનેં રે;
મિલ્યાં હતા આપ ક્યાંહ! ઉલખે તો કહે મુજનેં રે. ૩
કુમર કહે માહરાજ, નથી સાંભરતો મુજનેરે,
સાંભરસે! સંભારૂં આજ, કહીશ જવ તુજનેરે ૪
**કુસુમપુરીની** હું દેવ! પાદ્રદેવી દેવારે,
તે કીધા ત્રિણિ ઉપવાસ, ધરી મુજ સેવારે ૫
પૂરવસુકૃતનેં યોગ, આવી તુજ પાસે રે,
હુતો તુમ્હ મન સદેસ, તે ભાંગ્યો ઉલ્લાસે રે ૬
એટલા દિવસ કુમાર! તુજ હુતુ અશુભકર્મ્મેરે;
હવેં ઉદયેં આવ્યું તુજ સાર, શુભકર્મ્મે સર્મેરે. ૭
જ્યારે નાંખ્યો સમુદ્રમઝાર, તેટલેં તુજનેં પડતેરે;
મેં તુજ ગ્રહ્યો હાથ, પૂર્વશુભનેં તહનેં રે. ૮
કહેં કુમર તુમ્હ-ઉપગાર, કિમ વિસરે માતારે,
તું મુજ કુલ-આધાર, તું જગની ત્રાતારે. ૯
છોડો ભૂપતિનેં માત, વચન ન ચૂકીયેરે,
મુજ સેવકનેં કાજ, આજ નૃપને મૂકીયેરે. ૧૦
દેવી કહે કુંઅર અવધાર, ભાખું તુજ સાચુ રે;
જો આવે તુમ્હચી નાર, તો થાયે મન માચ્યુ રે. ૧૧
[1]સા લેઇ જલભરિ [2]પાણિ, જો ભૂપને છાંટેરે;
તેહની સીલઅ[3] પ્રભાવ, રાયબંધન તૂટેરે. ૧૨
કહેં કુમર તે કિહાં ભામ? કિસ્યો કહ્યો મુજ માતારે
તેણિ કિહાં કર્યો છે વાસ, સાંભલી પામી સાતારે. ૧૩
કહે દેવી **પુષ્ફ્રાધરે** વાસ, શીલેં **સીતા** સરખીરે,
એમાં કિસ્યો નથી સદેસ, તમેં નયણેં પરખીરે. ૧૪

---

૧-તેણી ૨-હાથેલીમાં. ૩-શીયલના.

કુમર કહે ભલો વખાણ્યો માત, શીલનો મહિમારે;
સ્યો વખાણ્યો માય ! હવે નામ તે કહિમારે. ૧૫
વેશ્યાઘર જે નાર, તે કિમ કહીયે શીલવંતીરે ?
જાણે સયલ સંસાર, ન હોવે કિમે સતીરે ૧૬
કહે દેવી કહ્યું તેં સાચ, પણ અવગુણ નહીં એહમારે;
એ મોટી શીલગગ,[1] વહવે કીસું કહમારે. ૧૭
જો કહો છો તુમ્હે માય, તો સેવક જાઇ લ્યાવેરે;
દેવી કહે સાંભલ ગુણગેહ ! તુ વિણ નવિ આવેરે. ૧૮
જો બોલાવસ્યો તાસ ! તો કાઉસગ્ગ પારસેરે;
કાઉસગ્ગ પાર્યાવિણ બાલ, ઈહાં કિમ આવસ્યેરે ૧૯
કહી દેવીયે એહવી વાંણ, કુમરને આગે રે;
**ગંગવિજયે** છેંતાલીસમી ઢાલ, કહી મનને રાગેરે ૨૦=૧૦૭૪

## દુહા.

રાજકુમરમન નવિ ગમે, જાવુ ગણિકાદ્વાર;
તેડયાવિણ હવે ચાલસ્યે, કરીસું અન્ન[2] ઉપચાર ? ૧
વાલ્હી મુજને અતિ ઘણી, હુતી જીવસમાન ?
તે માણિક સ્યા કામનું, જેહથી ઉપજે વિભ્રામ ૨
દેવી કહે સુણો કુમરજી ! માનો મહારી વાચ,
તેડી આવો હરખસું, છે રાણી શીલે સાચ ૩
અન્ય ઉપાય હું નવનવા, કરીશ મનને તાસ,
તોહી તુજ ત્રિયાવિણા, નહી છુટે બંધન ખાસ ! ૪
અજબ વારતા સાંભલી, માની દેવીની વાંણ,
તેડવા ચાલ્યો રંગસ્યુ, સાથે રાયપ્રધાન,[3] ૫

૧–શીલગંગા, ૨–અન્ય, બીજે.
૩–રાજાના પ્રધાન સાથે.

બહુ પરિવારે ધસમસ્યો, આવ્યો ગણિકાદ્વાર;
સૂડે દીઠો આવતો, **શ્રીવીરસેન**કુમાર. ૬=૧૦૮૦

**ઢાલ. ઓધવ માધવને કહેજો, એ દેશી. અથવા, દુહારૂપે અને-વૈદર્ભી વનમાં વળવળે; તથા ભીક્ષા દેને મૈયા પિંગલા, એ રાગે પણ ગાઈ શકાય છે**

સૂડલે આવતો દેખીયો, **શ્રીવીરસેન** કુમાર.
હરખ્યો ઘણુ જાઈ કહે, રાણીને તેણીવાર. ૧
વખત વડુ રાણી તાહરૂ, જાગ્યું ભાગ્ય વિશાલ;
તુમ્હ મિલવાને આવીયા, **શ્રીવીરસેન** ભૂપાલ
વખત વડું રાણી તાહરૂં. ટેક ૨
કુમર ચઢયો તેણી ભૂમિકા, જિહાં રાણી ધરી ધ્યાન,
દેખીને મન હરખીયો, કુઅર તસ અનુમાંન. વખત૦ ૩
કુંઅર કહે ત્રિયા તાહરે, શીયલતણે આધાર;
પૂર્યા મનોરથ તાહરા, હવે તુ કાઉસગ્ગ પાર. વખત૦ ૪
હાથે [૧]કરીને પરાવીયો, પાર્યો કાઉસગ્ગ તેણિ;
બેહુ તિહાંથી સંચરા(ર્યાં), જોઇ લોકની [૨]શ્રીણિ. વખત૦ ૫
ગણિકા નિજ મન ચિંતવે, આ સ્યો થયો ઉતપાત!
હૈ હૈ! હવે (હુ) સ્યું કરૂ, કહુ કેહને એ વાત વખત૦ ૬
મેં ભોલીયે ન જાણીઊં, જે દેસે મુજ છેહ!
[૩]રયણસરિખી એ કામની, હવે કીસ પામીસુ એહ. વખત૦ ૭
ગણિકા હાથ ઘસતી રહી, બેઠી નિજ ગેહ;
કુંઅર કુંમરી હવે હર્ષસુ, ચાલા(લ્યા) ધરી નેહ વખત૦ ૮

---

૧-વીરસેનને પોતાને ખાત્રી થઈ, તેથી તેને કુમરીને બોલાવી, અને કુમરીએ કાઉસગ્ગ પાર્યો. અર્થાત્ વીરસેને કુમરીને બોલાવી કાઉસગ્ગ મૂકાવ્યો. એવો ભાવાર્થ છે. ૨-શ્રેણી, હાર, પંક્તિ. ૩-રત્નસમાન.

વાજા વાજંતે આવીયા, રાયસભામાં જામ;
રાણી જળ હાથે કરી, છાંટે રાયનેં તાંમ. વખત૦ ૯
અહો ! જલથલનાં દેવતા, શીલતણા રખવાલ;
સાંભલજો તુમ્હને કહું, તુમ્હો સાચા પ્રતિપાલ. વખત૦ ૧૦
આ ! **અરિકે રી** સુતસ્યું સહી, જો હોઇ સાચો રાગ;
તો ત્રુટજો નૃપબંધના, જિમ હોયે શીલસોભાગ. વખત૦ ૧૧
ઇમ કહી નૃપનેં જળે છાંટીઓ, ત્રુટા બંધન ત્રાટ;
**મય ાર** નૃપ સાજો થયો, જયજય બોલે ભાટ. વખત૦ ૧૨
કરે [૧]પુફ્ફવૃષ્ટિ દેવતાં, થઇ આકાશેં વાંણ;
ધનધન **કુસુમશ્રી** માવડી, જેહનો શીયલ પ્રમાણ. વખત૦ ૧૩
શીલનો મહિમા [૨]પરગડો, સહુ લોક કહંત,
કુમર મન શંકા ટલી, એ ! સાચી શીલવંત. વખત૦ ૧૪
કુમર કહે સુણો સુન્દરી, કિમ રહી ગણિકાને ઘેર ?
કિમ રાખ્યું શીલવ્રત આપણું, ભાખો સુણે સહુ હેવ. વખત૦ ૧૫
સહુ સુણતાં કહે કુંમરી, માંડી સવિ વાત;
બુદ્ધિ કરી સૂડે રખાવીયું, શીલવ્રત સુવિખ્યાત. વખત૦ ૧૬
નયરલોકે તે સાંભલી, કરે બહુ ગુણગ્રામ,
ધનધન **કુસુમશ્રી** માતનેં, તુમ્હ શુક બુદ્ધિનો ઠામ. વખત૦ ૧૭
ઉઠી તવ હરખેં કરી, **મયણ ાર** નરિંદ;
વિનય કરી પાય લાગીનેં, કહે આવી, થયો આનંદ વખત૦ ૧૮
મો'ટો તુમ્હ—ઉપગારડો, દીધું જીવતદાંન;
ખમજો અવગુણ માહરો, હુ અપરાધી છું તુમ્હ રાંણ ! વખત૦ ૧૯
ગુણ્હો સવિ [૩]બગસો મુને, હવેં આવો અમ્હ આવાસ;
કિંકરપારેસું ચાકરી, રહેંસુ અહનિસ પાસ ! વખત૦ ૨૦
**અરિકેસરી**સુત સુન્દર, માની વાત ભૂપાલ;
**ગંગવિજયેં** ભલી વર્ણવી, સડતાલીસમી ઢાલ
વખત૦ ૨૧=૧૧૦૧

૧–પુષ્પવૃષ્ટિ. ૨–પ્રગટ–પ્રત્યક્ષ. ૩–બખ્સો માફ કરો.

## દુહા.

**શ્રીમયસારનૃપ** કુમરનેં, વસવા મન્દિર દીધ;
શુભવેલા શુભમહૂરતેં, કુમરેં વાસો કીધ. ૧
[1]સપ્તક્ષેત્રે ધન [2]વાવરે, કરે ધર્મ્મનાં કામ,
માસ કેટલાયક તિહા રહી, હવે ચિંતે જઇયે ગામ ૨
દ્રવ્ય સાથ ઘરે મોકલ્યો, માગી શીખ રાય પાસ,
ત્રિયા શુક સાથેં લેઇનેં, ચાલ્યો કુમર ઉલ્લાસ. ૩
વોલાવી વલ્યો **મયસારનૃપ**, દીધાં સૈન્ય અપાર;
[3]હય, [4]ગય, [5]પાયકસ્યું પરવર્યો, ચાલ્યો પન્થે કુમાર. ૪
વન, વાડી, કૈતુક દેખતો, બેઠો દેવ; વિમાન;
હરખ હેજ હિયડે ઘણો, માવિત્ર મિલણસ્યુ પ્રમાણ ૫=૧૧૦૬

## ઢાલ. બેડીરી ગેડી કરૂં, એ દેશ -

હવેં કુમરના માત-પિતા ઘણી, ખોજ કરી ગામો ગામ મ્હારા લ.લ;
કુંઅર કાંહી લાભેં નહીં, સ્યું કરવું જોસું કણે ઠામ મ્હારા લાલ ૧
રાય વિચારે ચિત્તમેં, હવે સ્યો કરવો વિચાર મ્હારા લાલ,
એક પુત્ર હતો મુજ આંગણે, તે દૈવે હર્યો નિરધાર મ્હારા લાલ.
રાય વિચારે ચિત્તમેં. ટેક ૨
રે ! રે ! દૈવ તું પાપીયા ! કાં દીધુ મુજ દુ.ખ મ્હારા લાલ,
સ્યું મેં તાહરૂં બીગાડીયું, જે હરી લીધું મુજ સુખ મ્હારા૦ રાય૦ ૩
કાંઇ નવિ ચોર્યું તાહરૂં, નવિ દીધી તુજ ગાલ મ્હારા લાલ,
મુજ અબલાને દુ.ખણી, કીધી લેઇ બાલ મ્હારા લાલ
રાણી વિચારે ચિત્તમેં. ૪

---

૧–સાત સ્થલોમાં. તે આ પ્રમાણે–સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા, જિનમન્દિર, જિનમૂર્તિ અને જિનાગમ ૨–વાપરે, ખર્ચે.
૩–ઘોડા. ૪–ગજ, હાથી. ૫–પાયદલ.

રે ! અજ્ઞાની લોભીયા, તુ વડો અજાણ મ્હારા લાલ;
મુજ-અંધા એ લાકડી, લીધાં આપી તાંણ મ્હારા૦ રાણી૦ ૫
રે પુત્ર ! તુ મુજ વલ્લહો, તું હૈડાંનો [૧]પેસ મ્હારા લાલ;
કિહાં જઇ રહ્યો તું એકલો, સ્યે ન કહાવો સંદેશ મ્હારા૦ રાણી૦ ૬
તુજવિણા મુજને દિહડા, નવિ જાયે સુપ્રવીણ ! મ્હારા લાલ;
અહનિશ તુજવિણ ટળવળું, તુજસ્યુ મનડુ લીન મ્હારા૦ રાણી૦ ૭
તું [૨] નસનેહિ થઇ કાં રહ્યો, કાં થયો કઠિણ કઠોર મ્હારા લાલ;
જે, નિરદયા હોય પ્રાણીયા, તેહથી રૂડાં ઢોર મ્હારા૦ રાણી૦ ૮
નવ મહિના ઉદરે ધર્યો, મે સહિયા દુખ અપાર મ્હારા લાલ;
પાલીપોસી મોટો કીયો, પણિ તેં ન કીધી મુજ સાર મ્હારા૦ રાણી૦ ૯
મુજ મન આશ ઘણી હુતી, જે પુરસેં મનના કોડ મ્હારા હાલ;
પણિ દૈવે કીધાં વિયોગીયા, એ મુજ મોટી ખોડ મ્હારા૦ રાણી૦ ૧૦
ઇણીપરે રાણી વિલવિલિં કરી, રોઇ કરે આક્રન્દ મ્હારા લાલ;
નયણેં પડલ છા(હા)યા વલી, જુઓ માયાનો ફંદ મ્હારા૦ રાણી૦ ૧૧
શોકાતુર થયો રાજવી, વલી નયરનાં લોક મ્હારા લાલ;
ઘરમે જવ દેખેં નહી, તવ મૂકે મોટી પોક મ્હારા૦ રાણી૦ ૧૨
હા હા ! હવેં હુ સ્યું કરૂ, કેહને કહુ એ વાત મ્હારા લાલ,
એ દુ:ખ દેખી શકતો નથી, એ મોટો અભ્યતર (અભ્ય તે)
ઘાટ મ્હારા૦ રાય૦ ૧૩
નાટક ગીત વિનોદ જે, તે કીધાં સવિ દૂર મ્હારા લાલ;
કુરમવિયોગે નયનડે, વહે આંસુનાં પૂર મ્હારા૦ રાય૦ ૧૪
પુત્રતણેં દુ:ખે કરી, થઈ રહ્યો એ મૂઢ મ્હારા લાલ;
કહ્યું કરો મુજ એટલુ, કો લ્યાવો કુમરની સુદ્ધ મ્હારા૦ રાય૦ ૧૫
વિયોગતણી પૂરી એ કહી, અડતાલીસમી ઢાલ ! મ્હારા લાલ,
**ગંગવિજય** કહે સાંભલો, હવે માવિત્રનેં મિલસ્યેં બાલ !
મ્હારા૦ રાય૦ ૧૬=૧૧૨૨

---

૧-પેશી, કટકો.

## દુહા.

રાયહુકમથી તતખિણે, પ્રેક્ષ દોડયા ઠામોઠામ,
પાછે ફિરી રાય આગલેં, ભાખે કરી પ્રણામ ૧
રે! મ્હારાય! તુમ્હ પુત્રની, પુછી ખબર ગાંમોગાંમ.
પણિ કહે તે સવિ નયરનાં,અમ્હો ન જાણું તસ નામ ૨
એહવાં વચન તવ સાંભલી, પામ્યો રાય મનખેદ;
શુદ્ધ કોઈ પુત્રની લાવસ્યે એ હતો મુજ ઉમેદ ૩
તો હવે, હું જાઉં જોયવા, ફિરવુ દેશવિદેશ,
ભમતાં કોઇક પ્રાણીયા, કહસેં તાસ સદેસ. ૪
ચતુરંગ સેન્યા સજ કરી, ચાલ્યો રાય તેણીવાર,
મારગ વહેંતે પન્થીયા, પુછે કોઇ દીઠો કુમાર ૫=૧૧૨૭

## ઢાલ. લડથડતાં મ્હારે આંગણીયે, કાંઇ અમલ કરી ઘર આવ્યા મારાં રાજિ; એ દેશ .

મન્ત્રીસહિત રાય મારગે, કાંઈ આવી જુએ કુમરવાટ મ્હારા રાજ,
જુઓ જુઓ મોહની વિટમ્બના ટેક
જોતાં બેહુ સેન્યા એકઠી મિલી, સહુ હરખ થયો ગહગાટ, મ્હારા રાજ,
જુઓ જુઓ મોહની વિટમ્બના ૧
કુમર હવે હરખે કરી, કહેવરાવી મોકલવુ તહાં, મ્હારા રાજ,
મુજ માતાને જઇ કહો, ઓ આવ્યો તુમચો સુત મ્હા૦ જુ૦ ૨
હરખ પામી માત સાંભલી, કાઇ દીધો લાખ પસાય મ્હારા રાજ;
કિંકરપણુ દૂરે કર્યું, મોટે સેવે ફળ મત જાય(પણ થાય)મ્હા૦ જુ૦ ૩
હેજ ધરી મનચિંતવે, કાંઈ મ્હારૂ પૂરણ ભાગ મ્હારા રાજ,
કુમર, વિમાનથી ઉતરી, માત-પિતાને ચરણે લાગે મ્હા૦ જુ૦ ૪
હરખે હિયડો અતિ ઘણો, લિયે ઉછંગે માય મ્હારા રાજ;
ખોલે બેસાર્યો હેજસું, કુઅરને મહારાય મ્હા૦ જુ૦ ૫

પુછે ¹ઉછંગે વારતા, એતા દિવસ કિણ ઠાંમ મ્હારા રાજ;
તે સવિ ભાખો અમ્મને, તુમ્હે છો ગુણના ધામ મ્હા૦ જૂ૦ ૬
રાજકુમરતો બોલે નહિ, કહ્યો સુરે સઘળો વૃત્તાંત મ્હારા રાજ;
સાંભલી સહુ ખુશી થયાં, કુમર વડો પુણ્યવંત મ્હા૦ જૂ૦ ૭
સુર નાટિક કરી કહેં, કોઈ ફરમાવો મુજ કામ, મ્હારા રાજ;
દ્યો સીખ તુમ્હો મુજને, જિમ જાવું મુજ ઠામ મ્હા૦ જૂ૦ ૮
સીખ દેઈ સુર તવ વાલીયો, તવ કુમર કહે સુણો દેવ, મ્હારા રાજ;
કરજો ખબર તુમ્હો જાઇ નઇ, મુજ ²સુંસરપ્રતિ તતખેવ મ્હા૦ જૂ૦ ૯
કહ્યું સુરે, સાંભલી હરખીયો, હરખદાન બહુ દીધ, મ્હારા રાજ;
ભલેં આવ્યા નિજ દેસડેં, દેવે કરૂણા કીધ ! મ્હા૦ જૂ૦ ૧૦
એ પુણ્યવન્ત કુમારજી, મન ચિંતે થાયેં સવિ કામ, મ્હારા રાજ;
વખતવન્તી મારી કુમરી, જે પામી એહવો ઠામ મ્હા૦ જૂ૦ ૧૧
**વીરસેન** કુમર મન રલી રંગસું, સુખવિલસેં સંસાર, મ્હારા રાજ;
અનુક્રમે સુખ ભોગવતા હુઆ, અમૂલિક પુત્ર તે ચ્યાર મ્હા૦ જૂ૦ ૧૨
પહિલો **કમલસેન** ગુણનિલો, **કમલગુપ્ત** બીજો જાંણ, મ્હારા રાજ;
**જેયસેન** ત્રીજો શોભતો, **શ્રીજય** ચોથો ખુણખાણ મ્હા૦ જૂ૦ ૧૩
ઇન્દુકલાપરિં વાધીયા, હુઆ ભણીગણી બુદ્ધવન્ત, મ્હારા રાજ;
બોહોતરકળાયે પરવર્યા, સાચા સુગુણ તે સત મ્હા૦ જૂ૦ ૧૪
મો'ટા રાયની કન્યકા, પરણાવે તે ભૂપાલ, મ્હારા રાજ;
**ગંગવિજયેં** ભાખી રંગસ્યુ, ³આછી ઓગણપચાસમી ઢાલ
મ્હા૦ જૂ૦ ૧૫=૧૧૪૨

## દુહા.

હવે **કનકશાલ** નયરીયે, **શ્રીશ્રુતસાગરસૂરી** ;
આવ્યા સાંભલી હરખીયા, રાય **અરિકેસરી** જગીસ. ૧

૧-હર્ષથી. ૨-સસરાને. ૩-સારી, અચ્છી.

રાય સામગ્રી સજ્જ કરી, સાથેં લેઇ પરિવાર;
આવી પ્રણમેં ભાવસ્યુ, વિનય કરી વારોવાર. ૨
ભલે'! મે'! ગુરૂમુખ નિરખીઓ, આજૂનો દિન ધન્ન;
આજ મનોરથ મુજ ફલ્યાં, વલી નયણ થયાં પાવન્ન. ૩
ગુરૂસ્તુતિ કરી મન ભાવસ્યું, બેઠો આસણ વાલ;
મુખ વસ્ત્ર-પટ્ટ સ્થાપીનેં, બોલે વચન સંભાલ. ૪
ગુરૂ ભાખેં મીઠી દેશના, સાંભલે સહુ પરિવાર;
[1]હલુઆકર્મી જે હસેં, તે લહસેં ભવપાર! ૫=૧૧૪૭

---

## (સૂરિ-શ્રીશ્રુતસાગરદેશના.)

**ઢાલ. દેશી વણઝારાની. અથવા, કાંઝી નાયકરે, ં લો મુજ અવદાત્ત, વાત કહુ' વારૂપણે, કાંઝી નાયકરે; એ દેશીયે.**

સુણો પ્રાણીરે! ધર્મ્મ કરો મનરંગ, ધર્મથી નવેનિધિ પામીયે, સુણો પ્રાણીરે;
સુણો પ્રાણીરે, ધર્મ્મે લહીયેં સ્વર્ગવિમાન, [2]અઘમતિ મનથી વામીયે, સુણો પ્રાણીરે. ૧
સુણો૦ મનુષ્યજનમ વારોવાર, નહિ પામો તુમ્હો પેખોને,[3] સુણો૦;
સુણો૦ કુડો એ સંસાર, સ્યું મોહ્યા છો દેખીને, સુણો૦ ૨
સુણો૦ કુડી માયા જાલ, કુડો કુટંબ સહુ કારમો, સુણો૦;
સુણો૦ પુત્ર કલિત્ર પરિવાર, એ સહુ સંસાર અસારમો, સુણો૦ ૩
સુણો૦ કુડો બન્ધવલોક, કૂડી જેહવી વાદછાંહડી, સુણો૦
સુણો૦ અંતે હોયે તે ફોક, કોઈ ન દે આવી બાંહડી, સુણો૦ ૪

---

૧-હલકા, ઓછા કર્મવાળો. ૨-પાપબુદ્ધિ. ૩-જુઓ.

સુણો૦ પંખીમેલો જ્યૂં(જ્યું)હોય, મિલ્યો સહુ એકણુ વગું, સુણો૦
સુણો૦ ઉડતાં વાર ન કોય, છે સહુ સ્વારથનું સગું, સુણો૦ ૫
સુણો૦ સાચ કરો કો કુડ, અંતે જાવું એકલાં, સુણો૦
સુણો૦ કુડ તિહાં હોયે ધુળ, સુખ ન પામે નિરમલાં, સુણો૦ ૬
સુણો૦ કુણ રાય કુણ રંક, ઈન્દ્ર ચન્દ્ર સવિ જિનવરૂ ! સુણો૦
સુણો૦ કરે તે લાંબો પન્થ, મરણ ન થાય કેણે પરૂં, સુણો૦ ૭
સુણો૦ મ કરો આતમસંતાપ, એ મેલો સુહણાસમો, સુણો૦
સુણો૦ સાથે આવે પુન્યને પાપ, પે(ય)લે ભવ કર્મે નિગમો, સુણો૦ ૮
સુણો૦ મ કરો માયા લિગાર, માયાથી દુઃખ છે ઘણો, સુણો૦
સુણો૦ [1]માયા દુર્ગંત ઠામ, દેખાડે તે આઠ ગુણો. સુણો૦ ૯
સુણો૦ કેઈ ગયા કેઇ જાવણહાર, એણી વાટે જગ વહિ ગયો, સુણો૦
સુણો૦ લાંબા પસારી હાથ, ધર્મવિના કાંઈ નવિ લહ્યો, સુણો૦ ૧૦
સુણો૦ કાયા [2]કુચસમાન, એ કાયા તુમ્હે જાણજો, સુણો૦
સુણો૦ સન્ધ્યારાગનો વાણ, તિમ એ આઉ માનજો, સુણો૦ ૧૧
સુણો૦ કરજો સુકૃત પુણ, મનુષ્યજન્મે અવતરી, સુણો૦
સુણો૦ [3]'ભ્રમરાક્ષરને' નાય, નહિ પામો ભવ એ ફિરી, સુણો૦ ૧૨
સુણો૦ દાન; સીયલ, તપ, ભાવ, ધર્મ્મ દેખાડયો જિનવરૂ, સુણો૦
સુણો૦ એ સેવ્યાં લહિયે ભવપાર, સાચો કહ્યો એ સુરતરૂ, સુણો૦ ૧૩
સુણો૦ એ ! દેશનાની સુણેવ, પ્રતિબોધો **અરિકેસરી**. સુણો૦
સુણો૦ પુત્રને આપી રાજિ, લીધું વ્રત મનસંવરી, સુણો૦ ૧૪
સુણો૦ એહવી જિનવરવાણ, ભવિક જીવ ચિત્તમેં ધરે, સુણો૦
સુણો૦ એ પચાસમી ઢાલ, **ગંગવિજયે** કહી ભલી પરે, સુણો૦
૧૫=૧૧૬૨

---

૧–માયા, એજ દુર્ગતિનું ઠેકાણું–ચિન્હ છે. ૨–કુમ્ભ, માટીનો ઘડો.
૩–જેમ ઘુણ, અથવા ભમરાઓ લાકડાંને કોતરે છે તેમાં સ્વભાવિક રીતે કોઇ અક્ષરની આકૃતિ થઈ જાયે છે તે ન્યાયે–દૃષ્ટાન્તે.

## દુહા.

હવે **વીરસેન**-તે રાજવી, પાલે અખંડીત રાજ;
સિમાડા સહુ વશ કર્યા, વૈરી આણી વાજ. ૧
**વીરસેન** તે મન ચિંતવી, થયો ઘોડેઅસવાર;
**શ્રીપુર**નગરેં આવીયો, કર્યો **મયસાર**ને જુહાર. ૨
તેહવેં તિહાં એક મુનિવરૂ, આવ્યા વિહાર કરંત;
**મયસાર,** દેશના સાંભલી, વ્રત લીયે મનખંત. ૩
**વીરસેન** રાજે થાપીયો, લીધો [1]સંયમભાર;
**વીરસેને** તેડાવ્યો હર્ષસ્યું, **કમલગુપ્ત** કુમાર. ૪
**કમલગુપ્ત**નેં આપીઉં, **શ્રીપુર**નગરનું રાજ;
પોતેં **કનકશાલેં** આવીયા, કરે ધર્મનાં કાજ. ૫

**ઢાલ. દેશી ઝુમખડાની. અથવા, મહીપતિ મોહના. તથા, વાત પોતે જે ભોગવીરે, તેહ કહી સમજાય, સાચે મન એ ખરી; જાતિ કહી વ્યવહારિણીરે, ન કહ્યા ભૂપતિનાય, સાચે મન એ ખરી. એ દેશી.**

એહવે તિહાં કણેં આવીયોરે, **રણધવળ**તણો સચિવ,
સોભાગી સાંભલો;
કરજોડી પ્રણમેં મુદારે, વલી વિનતી કરે અતીવ. સોભાગી સાંભલો. ૧
મન્ત્રી કહે સુણો ભૂપતિરે, તુમ્હ સુસરે તોકયો તુમ્હપાસ, સોભાગી;
તુમ્હ મુંખ જોવા ટલવલેંરે, વલી(બેટી)**કુસુમ**શ્રીનેં ખાસ સોભાગી. ૨
તેમાટે કરૂણા કરી, પધારો મહારાજ, સોભાગી;
**રણધવળ** જુએ વાતડીરે, મિલવાનું છે કાજ. સોભાગી. ૩

---

૧-સંજમ, ચારિત્ર, દીક્ષા.

સાંભલી કુંઅર સોભાગીયોરે, લીધો સાથેં પરિવાર, સોભાગી;
સ્વસુરપક્ષે ઉતાવલોરે, આવી મિલ્યો વસુધાર. સોભાગી. ૪
**રણધવળ** ચિન્તે મન્નમે રે, દિન લાખિણો મુજ આજ; સોભાગી;
પુત્ર માહરે એવો કો નહીરે, [૧]યામાતને આપુ રાજ. સોભાગી. ૫
એહવુ મન્નમે ચિંતવીરે, [૧]યામાતને દીધું રાજ, સોભાગી;
**રણધવલે** [૨]દીશા ગ્રહીરે, [૩]સારૂ આતમકાજ. સોભાગી. ૬
**જયસેનનેં** તેડાવીનેરે, થાપ્યો **રતનપુરી** રાય, સોભાગી;
**વીરસેન** હવેં ભૂપતિરે, આવ્યો પોતાને તાંય. સોભાગી. ૭
એકદા સમરી દેવતારે, આવીને બોલી વાણ, સોભાગી.
માગો કુમર શુ જોઇએરે. કહો તે કરૂ પ્રમાણ. સોભાગી. ૮
એક મનોરથ માહરેરે, છે મુજ માતા ખાસ, સોભાગી;
**કુસુમપુરી**નગરી[૪] જનોરે વેગે વસાવો વાસ. સોભાગી. ૯
દેવી કહે એટલુ રે, કરસુ (શ્યુ) તે મુજ કામ, સોભાગી;
એ ચિંત્તા તુમ મ કરોરે, હવણાં વાસુ તે ગામ. સોભાગી. ૧૦
ઇમ કરી તે નગરી વાસીરે, ઠામ ઠામના આણાં(ણ્યાં)લોક, સોભાગી;
નગરી વસાવી ભલીપરિરે, મેલ્યાં લોકના [૫]થોક. સોભાગી. ૧૧
દેવી આવી નૃપનેં કહે રે, તુજ ચિંત્યું મે કીધું કામ, સોભાગી;
કુમર જોવાભણી સંચરેરે, નયરી વસી અભિરામ. સોભાગી. ૧૨
સા નયરી દેખી કરીરે, હરખ્યો મનમેં ભૂપ, સોભાગી;
[૬]**અજયકુમરને** તેડીનેરે, આપ્યુ રાજ અનૂપ સોભાગી. ૧૩
[૭]કેતા દિવસ તિહાં રહીરે, આવ્યો પોતાને ગામ, સોભાગી,

---

૧–જમાત, જમાઇને. ૨–દીક્ષા. ૩–સાધું ૪–પરણીને રતનપુરીથી નીકલ્યા બાદ જતા ભૂલથી ઘોડાને કુસુમપુરીના ઉદ્યાનમાં મૂકવા કહ્યુ હતુ તે ઉજડ નગરીમા. ૫–વૃન્દ, ટોળા.

૬ આહી "અજય" નામ છે અને પછાડી ઢાલ ૪૯માં "શ્રીજય છે" અજય અને શ્રીજયનો અર્થ એકજ થાય છે. ૭–કેટલાક.

દેવી, આણા માર્ગનેરે, પોહોતી પોતાને ઠામ. સોભાગી. ૧૪
હવેં ધર્મ આરાધે એકમનેરે, **શ્રીવીરસેન** ભૂપાલ, સોભાગી;
**ગંગવિજયે** કહી અભિનવીરે, રૂડી એકાવનમી ઢાલ. સોભાગી.
૧૫=૧૧૮૨

## દુહા.

હવે તિહાં **ધર્મઘોષ**મુનિ [૧]પંચસયાં પરિવાર;
**કનકશાલે**ં વન્ન આવીયા, હરખ્યા લોક અપાર. ૧
વનપાલકમુખ સાંભલી, વન્દન જાય કુમાર;
વાંદી બેઠા નૃપ જિસેં, દીયેં દેસન ગુરૂ સાર. ૨
દેસન સુણી પુછેં વલી, પ્રભુ ભાંજો સન્દેસ;
સુખદુઃખ કુણ કર્મે કર્યાં(ર્યા), ભાખો પૂરવભવ તેહ. ૩
ગુરૂ કહે તુમ્હે સાંભલો, પૂરવભવચરિત્ર;
સાંભલતાં સુખ ઉપજેં, થાયેં કાન પવિત્ર. ૪
એ સુણતાં જે ઊંઘસેં, તે વડો અજાણ;
માનસરૂપેં રોઝડાં, તે જાણીયેં **વીર**વાણ.૫=૧૧૮૭



## (પૂર્વભવવૃતાન્ત.)

**ઢાલ ઘર આવ્યોજી આંબો મોરીયો, એ દેશી. તથા હરખીત થઇ તવ હાજરે, સહિ દીધી સોય કુમાર; કુંવરને જઇયેજી ભામણે. એ રાગે.**

કહે કેવળી રાય સાંભલો, તુમ પૂરવભવનો સંબન્ધ;
હવે જોજોજી કર્મ કહેવા નડે. આંકણી.
કર્મ બાંધ્યા તે જેહવાં, તે ભાખું સઘળો ખંધ. હવે૦ ૧

---

૧ પાંચસો સાધુના પરિવારસહિત.

**સમેતાચલ** અવનીતલેં, સુન્દર ગામ અછે અહિલ;
**ખેમંકરનામે** વડો, હુતો એક અનુપ [1]પટિલ. હવે૦ ૨
તસઘરની ઘણી રૂડી, **ધારણી**નામ રૂપવન્તી;
લઘુભ્રાતા **ખેમંકરનો, ખેમનિધિ** ગુણે ખંતી. હવે૦ ૩
**પ્રીયમગ્‌જરી** તસ ભારજા, તેતો રૂપે રંભસમાન,
સુખવિલસે સંસારનાં, તેતો પૂરવપુણ્યપ્રમાણ હવે૦ ૪
લઘુબંધવકેરી કુમરીનો, આવ્યો જવ વિવાહ;
તવ **ક્ષેમંકરની** ભારયા, કરે બહુલો કપટ અથાહ હવે૦ ૫
દેરાણીને નવનવા, પહિરાવે સુન્દર શૃંગાર;
વલી તેલ ફુલેલ સુગન્ધસુ, કરે ઉગટણાં અપાર હવે૦ ૬
તે એક ખુણે બેસારીને, જાય છે તેડણકાજ;
ઉતાવલી આવે વહી, જિહાં બેઠા દેવરરાજ. હવે૦ ૭
કહેં વહેલા ઉઠો ઉતાવળા, દેખાડું તુમ્હને તમાસ;
આપણિ મંદિરે આવીઅછે, એક ગણિકા નિરૂપમ ખાસ; હવે૦ ૮
તવ ઉઠે દેવર તતખેવણે, દેખણને તેણિવાર;
આવીને તવ તિહાં જોયઉ, તવ દીઠી પોતાની નાર. હવે૦ ૯
લાજીને પાછો વલ્યો, કહે એવી શી ભાખો ભાસ,
હસીનેં માહી કહી, નહિ કુલવંતો તુમ્હ વાસ ! હવે૦ ૧૦
તવ કહે મે હાસ્યે કરી, બોલ્યુ મે એહ વચન્ન,
ભાખે તબ [2]સહિયર સહુ, **પ્રીયમગ્‌જરીને** ધન્નધન્ન. હવે૦ ૧૧
હાસામિસે એહવું કિમ, બોલીજે ઈમ બાઈ !
એવડી શી કરવી પડી, કુડી તુમ્હ ચતુરાઇ ? હવે૦ ૧૨
વલી, એકદા અનઅવસરે, **ક્ષેમનિધિ** મનને આણંદે,
**પ્રીયમજરી** સાથેં રંગેસું, કેલિ કરે છે નિજછન્દે. હવે૦ ૧૩
ઘર પુઠે એક વાડીમાંહિ, [3]ખડોકલી દીસે સુચંગ;

૧-પટેલ. ૨-સખિયો ૩-ખડ+ઓકલી વાવ વિશેષ

ઝીલે એહુ મન મોજસ્યું, કરેં રમણ(લ) [1]નીરતરંગ. હવે૦ ૧૪
ઝીલી જવ બેઠાં તટેં, બેહુ મિલી એકદા [2]જામ;
તવ **ધારણી** તિહાં તતખિણે, આવી કપટ ધરી મન તામ હવે૦ ૧૫
તે બેહુને નાંખ્યા ઠેલીને, જલમાહિં પડયા અસરાલ;
દુઃખીયા થઈ બેહુ જન(અ), નીકલીયા તે તતકાલ. હવે૦ ૧૬
હવેં આગલ જે થા(ય)સે, સાંભલો બાલગોપાલ,
**ગંગવિજયે** બાવનમી, કહી રંગે ઢાલ રસાલ.
હવે૦ ૧૭=૧૨૦૪

## દુહા.

**ક્ષેમંકર** તવ દેખીનેં, વખાણેં નિજ નાર;
બુદ્ધવંત સુલખ્ખણી, ચતુરામાં સરદાર. ૧
ઈમ કર્મ્મ બાંધ્યા હાંસીયેં, **ક્ષેમંકર** તેણીવાર;
વણ ભોગવ્યાં છુટે નહી, આપોપું નિરધાર. ૨
અન્ય દિવસ વલી એકદા, રમવા વાડીમાંહિ;
જઈ બેઠા એક વૃક્ષ તલે, સુન્દિર શીતલ છાંહી. ૩
તવ બોલેં **પ્રીયમંજરી**, અહો અહો પ્રાણાધાર;
જઈ લાવો એ વૃક્ષિથી, રમવા કુસુમ સંભાર. ૪
**ક્ષેમનિધિ** ગયો આણવા, વાડીમધ્યે નિવેશ;
તવ **ધારણી** મનચિંતવે, જોઉ એહનો નેહ વિશેષ. ૫=૧૨૦૯

## ઢાલ. બેબે મુનિવર વિહરણ પાંગર્યાજી, એ દેશી.

તવ લેઇ મુકે છાણી(ની) તિહાં કણે જી, સ તાડે કોઈ અન્ય ઠામજી;
આવ્યો જવ ત્રિયા દેખે નહીજી, ગઇ ઇહાંથી કેણે કામજી. ૧
**ક્ષેમનિધિ** તો નિજ મન ચિંતવેજી, હવે સ્યો કરવો ઉપાયરે;

---

૧-પાણીના મોજા સાથે ૪-જેવારે, જ્યારે.

એ મુજ પ્રાણથી વાલ્હી અતિ ઘણુંજી, ત્રિયાવિન દિવસ
મુજ કિમ જાયરે ! **ક્ષેમનિધિ** તો નિજ મન ચિંતવેજી. આંકણી. ૨
અરહુ પરહુ સા તવ જોઇનેજી, ઢુઢી કાઢી નિજ નારરે;
પામ્યો હર્ષ તવ નિજ મનમેં ઘણુંજી, સુખવિલસે તવ
સંસારરે. ક્ષેમ૦ ૩
એક દિવસ વલી તિમ **ધારણ** જી, ઝીલવા પેઠી પાણીમાંહિ રે;
તવ **પ્રીયમંજરી** આવી તિહાં કણેજી, બોલી એ વાણી
ઉચ્છાહીરે. ક્ષેમ૦ ૪
મચ્છ ગલસેં ભાભીજી તુમ્હનેજી, હવણાં એહણે ઠામરે !
તવ **ધારણ** કહે વહૂ સાંભલોજી, આવે તુ મુજ કામરે ! ક્ષેમ૦ ૫
મચ્છનું પેટ વિદારી તતખિણેજી, તાણી કાઢજે મુજને તામરે,
ઇમ કહિતાં કર્મ્મ બધાણો ઘણોજી, હાંસુ કરતાં ન જાણ્યુ ભામરે. ક્ષેમ૦ ૬
ઇમ સુખે દિન તિહાં પૂરા ભોગવેંજી, તેહવે **ક્ષેમકરને** ઘર
તાસરે;
શ્રીશ્રુત **ાગર**મુનિ તપેસરૂજી, આવ્યા રહવા સારૂ ખાસરે, ક્ષેમ૦ ૭
તવ **ક્ષેમંકર** બોલે નમી કરીજી, કિહાં જાસ્યો ? ભગવન્નરે !
કહે અમે જાસ્યુ **સમેતાચલે**જી, તીરથ છે તે ધરણીતલે
ધન્નરે ! ક્ષેમ૦ ૮
હરખ્યો **ક્ષેમંકર** એહવું સાંભલીજી, વિધિ ભક્તિ કરે અપારરે;
વિનય સાચવી બેઠો ઢુકડોજી, સાંભલે ધર્મવિચારરે. ક્ષેમ૦ ૯
દિજે દાન, શીલવ્રત પાલીયેંજી, અશુભકર્મ નિવારરે;
[1]તવ કરી નિર્મલ ભાવના ભ વીનેંજી, આપણ આતમા તારરે. ક્ષેમ૦ ૧૦
સપ્તક્ષેત્રેં વિત્ત વાવરોજી, વલી કીજે સંઘની ભક્તિરે;
અવસર આવ્યો તે નવિ ચુકીયેજી, લીજેં માનવલાહો
યથાશક્તિરે ! ક્ષેમ૦ ૧૧
એહવી સાધુની વાણી સાંભળીજી, **ક્ષેમંકર** પામ્યો પ્રતિબોધરે;

૧–તવ–તપ તવ એ માગધી શબ્દ છે.

વાહવાહ! ધર્મ્મ એ નિરમલોજી[1], મુક્તિમારગ સાચો એ શુદ્ધરે! ક્ષેમ૦ ૧૨
ઉત્તમગતિ લેહવા કારણેંજી, અઢલિક દીજે ભાવે દાનરે;
તસ ઘરણી **ધારણી** તે વળીજી, અનુમોદે છે તે બહુ માનરે. ક્ષેમ૦ ૧૩
ઇમ નિત ધર્મ્મ કરતાં થકાંજી, આઉ ભોગવી કીધો કાલરે;
પહેલે દેવલોકે સુરપણેં ઉપનાજી, જિહાં છે સુખ વિસાલરે. ક્ષેમ૦ ૧૪
સુરનું આઉખુ પુરૂં ભોગવીજી, **કનકશાલ**નયરીમઝારરે;
**અરિકેસરી**ઘર રાણી વખાંણીયેંજી, **પ્રીતિમતિ** ગુણગણ-ધારરે. ક્ષેમ૦ ૧૫
તસ કુખે પૂરવપુણ્યેં ઉપનોજી, તું **વીરસેન**કુમારરે;
ક્ષેમંકરનો જીવ જે તું થયોજી, રૂપે. ઇન્દ્ર—અવતારરે. ક્ષેમ૦ ૧૬
**રતનપુરી** નયરીનો રાજવીજી, **રણધવળ** બહુ બલવંતરે;
**રતનવતી** રાણી શીલેં નિરમલીજી, પતિભગતી બહુ ગુણવંતરે. ક્ષેમ૦ ૧૭
ધરણીજીવ જે સુરથી ચવીજી, **રતનવતી** કુખેં ઉપન્નજી;
કે, આ **કુસુમશ્રી** ગુણેં આગલીજી, ઇમ કહે હેતે શ્રીભગવન્નજી. ક્ષેમ૦ ૧૮
વાણી સાંભલી ગુરૂની નિરમલીજી, **શ્રીવીરસેન** ભૂપાલરે;
**ગંગવિજયેં** ભલી વર્ણવીજી, ત્રેંપનમી ઢાલ રસાલરે. ક્ષેમ૦ ૧૯=૧૨૨૮

---

૧—અહી "વાહવાહ ધર્મ એ 'તીરમલો'જી" એવો પાઠ છે. પરંતુ 'નિરમલ' વધારે યોગ્ય લાગવાથી તેમ કર્યું છે. અથવા જો 'તીરમલો' હોય તોપણ 'તીર' એટલે 'કાઠો, કિનારો' સમજવું અને 'મલો' એટલે 'મલ્યો' સમજવું. અથવા, "વાહ! આ સંસારમાં વાહતાથકા આ ધર્મરૂપી કાંઠો મલ્યો" એવો ભાવાર્થ સમજવો. આપ્રતિમા ઘણે સ્થળે "મલ્યો, આવ્યો, મલ્યું, આવ્યું." ને ઠેકાણે "મલો, આવો, મલું, આવુ" વિગેરે પ્રયોગ વાપરમાં આવેલા છે; જેને મોટે ભાગે સુધાર્યા પણ છે.

## દુહા.

ખડોખલીમાં નાહતાં, નાખ્યા તેણીવાર,
બીજી વાર અનુમોદતાં, તેણે પડયા સાયર બેવાર ૧
હાસામિસે ગણિકા કહી, વેસાધર પામી સોગ,
વાડીમાં કીધા જુજુઆં, તેણે કરી હુઓ વિયોગ, ૨
**પ્રીયમજરી**યે કહ્યુ હતુ, ઝીલતાં ગલસ્યે મચ્છ.
તે કહ્યુ વિદારી કાઢજે, તે થઉ તુજને સચ્ચ. ૩
[1]ચઉ પ્રકારે ધર્મ તે સાચવો(વ્યો), પામ્યો તુ ચ્યારે રાજ;
વલી આરાધસ્યાં ધર્મને, તો લેહસ્યો મુક્તનો રાજ ! ૪
ઈમ સાંભલી ભવની વારતા, [2]જાતિસ્મરણ લહત,
ભવ પાછલો દીઠો સહુ, વાહ ! વાહ ! મુખ કહત. ૫
વેરાગે મન વાલીઉ, મન થયો ઉજમાલ,
ગુરૂ વાંદી ઘર આવીયો, શ્રી**વીરસેન** ભૂપાલ. ૬
ઘર આવી નિજ પુત્રને, સોંપી રાજનો ભાર,
લે દીક્ષા મન ભાવસું, જાણી અથીર સંસાર ૭=૧૨૩૫



## (સાધુપણું.)

### ઢાલ. રાગ ધન્યાસિરી (ધન્યાશ્રી.)

રાજ મહોત્સવ કરી દંપતિ, આવ્યા ગુરૂને પાસેંજી;
પરહરિ રાજ્ય મણિ માણક બહુ, સંયમ લીયે ઉલ્લાસેંજી ૧

---

૧–દાન, શીલ, તપ, અને ભાવ, એ ચાર પ્રકારે.
૨–પાછલા ભવનું જ્ઞાન, સ્મરણ.

ધનધન **વીરસેન**મુનિવર, પઞ્ચમહાવ્રત લીધાંજી;
પાલે [1]નિરતિચાર વિનયાદિક, આતમકારજ કીધાંજી. ધન૦ ૨
**વીરસેન** ઋષીસ્વર હુઓ, [2]**દ્વાદશાંગીનો** જાણજી;
**કુસુમ**શ્રી સાધ્વી મનરંગે, વહે સંયમ સુપ્રમાણજી. ધન૦ ૩
[3]પંચમહાવ્રત સુધાં પાલે, નવિહ લગાડે દોપજી;
સત્રુ; મિત્ર; સરિખાં મન લેખે, રાખે ચિત્ત સંતોપજી. ધન૦ ૪
જહેં કો હે જહે માનમાયાલોભ, રાગદ્વેપ વશ કીનાંજી;
[4]પંચસુમતિ સમતા શુદ્ધ મન, ત્રિણગુપ્તિસું ભીનાંજી ધન૦ ૫
[5]પઞ્ચાચાર પાલે ઉજ્વલપણે, દયાઇ દૃષ્ટિ અનિમેપજી;
ધર્મધ્યાન શુક્લધ્યાનસું લીના, માયાસલ્ય(લ્ય) ઉવેખજી. ધન૦ ૬
[6]સત્તરભેદ સંયમના પાલે, ટાલે દુર્ગતઠામીજી;

---

૧-નિઃઅતિચારે, દૂષણવિના.

૨-જિનશાસ્ત્રના મુખ્ય ૧૨ અંગો છે તે આ પ્રમાણે-

| | | |
|---|---|---|
| ૧ આચારાંગ | ૨ સુયગડાંગ | ૩ ઠાણાંગ |
| ૪ સમવાયાંગ | ૫ ભગવતી | ૬ જ્ઞાતાઅંગ |
| ૭ ઉપાશગદશા | ૮ અંતગડદશા | ૯ અનુત્તરવવાઇદશા. |
| ૧૦ પ્રશ્નવ્યાકરણ | ૧૧ વિપાકદશા | ૧૨-દૃષ્ટિવાદ. આમા બાર |

મું અંગ વિચ્છેદ ગયેલું છે.

૩-અહિંસા સત્ય, અચોરી, બ્રહ્મચર્ય, અને અપરિગ્રહ.

૪-પાંચસુમતિ અને ત્રણગુપ્તિ માટે નોટ શાલિભદ્રરાસમાં પાને ૪૧ માં જોઇ લેવી ૫-જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, અને વીર્ય. તેમાં ૧જ્ઞાન, જ્ઞાન શીખે શીખડાવે. ૨, દર્શન-સમકિત પાળે પળાવે. ૩ ચારિત્ર-ચારિત્ર પાળે પલાવે અને અનુમોદે. ૪, તપ-બાર પ્રકારના તપ કરે કરાવે અને અનુમોદે ૫, વીર્ય-ઉપર કહેલાં ચારમાં સ્વવીર્યને ફેરવે, ક્રિયાદિકમાં ગૈણ પણું લાવે નહીં. એ પંચવિધિ આચાર ૬-સંયમસત્તરભેદ આ પ્રમાણે- “ पंचाश्रवथी विरमीयें, इन्द्रिय निग्रहींजे पंचरे, चार कषाय त्रण दण्ड जे, तजीये ते संजम संचरे.” શ્રીયશોવિજય. પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન,

[1]છઠ્ઠછઠ્ઠને પારણે વલી [2]અઠ્ઠમ, ઇમ તપ કરે અભિરામજી. ધન૦ ૭
**કુસુમ**શ્રી **વીરસેન**મુનિવર, કરેય [3]ઉગ્ર વિહારજી,
ભવિકજીવને દેશન દેઈ, [4]પડીબોહે નિરધારજી. ધન૦ ૮
અનુક્રમે શસ [5]સલેખણ કરી, દેવલોક બારમે પોહતાજી;
મહાવિદેહક્ષેત્રમાં ઉપજી, સિદ્ધશ્રેણી વરસે ગહગહતાંજી. ધન૦ ૯
જુઓ શીલનો મહિમાજી. પાંમ્યા સુખ રસાલજી,
જે ચિત્ત્યુ મન તે સવિ [6]નિપનુ, પૂરવપુણ્ય વિસાલજી. ધન૦ ૧૦
શીલતણાં ફળ એહવાં મીઠાં, મન માને તે ચાખોજી,
શીલવ્રત પાલવા કારણ, પ્રતિજ્ઞા સહુ રાખોજી. ધન૦ ૧૧
**વીરસેનને કુસુમ**શ્રીનો, રાસ રચ્યો રસિલોજી;
એ સાંભલતાં શીયલ સાંભરે, તે લહે મુક્તિનો [7]ચાલોજી. ધન૦ ૧૨
હુ તો બાલક [8]મૂઢ્ઢ અજાણ, હુ સું જાણું જોડીજી;
વિબુદ્ધજન સોધી શુદ્ધ કરજ્યો, નવિ નાંખજો વિખોડીજી. ધન૦ ૧૩

## ( ગ્રન્થકારકપ્રશસ્તિ. )

સવત (૧૭૧૭)સયમ નગસાયર વર્ષે, કાત્તિકમાસ સુદપક્ષેંજી;
તેરસને દિવસેં સુભયોગેં. વાર થાવર સુપ્રત્યક્ષેંજી. ધન૦ ૧૪

---

પરિગ્રહ, એ પાંચ આશ્રવ; સ્પર્શ,રસ,ઘ્રાણ, ચક્ષુ અને શ્રોત્તેંદ્રિ એનું દમન; ક્રોધ,માન, માયા,લોભ એનો ત્યાગ; અને મનદંડ, વચનદંડ, તથા કાયાદંડ એ ત્રણેનો નિગ્રહ એ રીતે ૧૭ ભેદ છે.

૧–બેબે ઉપવાસને પારણે. ૨–વળી ત્રણ ઉપવાસ. ૩–સખત.

૪–પ્રતિબોધે ૫–જુઓ શાલિભદ્રના રાસની ટીપ૪ પાને ૪૪માં. ઢાલ ૯મી–કુસુમશ્રી અને વીરસેન કાળ પામીને ૧૨માં દેવલોકે ગયા ત્યાંથી મહાવિદેહક્ષેત્રે એક ભવ કરી મુકત થશે. એવો ભાવાર્થ છે. ૬–નિપજ્યું. ૭–માર્ગે.

૮–ઢાલ ૧૩મી–ગંગવિજય કહે છે કે હે વિબુદ્ધો–પંડિતો મેં મારી બાળબુદ્ધિવડે ઇચ્છાના પ્રાદુર્ભાવથી આ રચના કરી છે. તેમાં દોષ હોય તો શુદ્ધ કરજો પણ વખોડશો મા !

**તપગચ્છ**મણ્ડણ ભાનુંસમાંણ, શ્રી**વિજયદેવ** શ્રીરાયાજી;
તસ પાટેં શ્રી**વિજયપ્રભ**સૂરિસરૂ, તેજવન્ત સવાયાજી. ધન૦ ૧૫
તસ પાટેં પ્રગટ્યો જગવન્દીત, શ્રી**વિજયરત્ન**સૂરિરાયાજી;
શ્રી**વિજયક્ષિમા**! સૂરિસરરાજ્યે,મેં શીલતણાં ગુણ ગાયાજી. ધન૦ ૧૬
[1]**માતર**નયરે ચૌમાસ રહીને, કુસુમશ્રી ગુણ સવાયાજી.
બુ(વૃ)દ્ધિવંધવ **પં૦ શ્રીદેવની** સાહજ્યેં, અક્ષરઅંસ મેં પાયાજી.ધન૦૧૭
[2]**દાનપ્રબ-ધગ્રન્થથી** જોઈ, બીજો ધર્મ્મગુરૂ રોજી,
નવનવ ઢાલે એ મેં કીધો, નવલ રાસ [3]સનૂરોજી. ધન૦ ૧૮
[4]ચોપન્નમી ઢાલેં નવનવ સ્વાદે, કીધો રાસ રસાલજી,
ભણસ્યે ગણસ્યે જે સાંભલસ્યે, તે લહસ્યે મગલીકમાળાજી! ધન૦ ૧૯
એ **શીયલગુણ** અમૂલિક જગમાં, જાણું શિવરમણી એ માલાજી,
એહવું જાણી શીલવ્રતરખોપુ, કરજ્યો થઈ ઉજમાલાજી ધન૦ ૨૦
શ્રી**વિજયદેવ**સૂરિસરસેવક, શ્રી**લાવણવિજય** ઉવઝાયા[5]જી,
શ્રી**નિત્યવિજય**કવિરાયપસાયેં, **ગગવિજયે** ગુણ
ગાયાજી ધન૦ ૨૧=૧૨૫૬

इति मुनि–श्रीगंगाविजयाविरचिते कुसुमश्रीरास सम्पूर्ण.

---

૧–ખેડા પાસે. જે ખેડામાતરને નામે પણ ઓલખાય છે.

૨–એક તો દાનપ્રબંધથી જોઇને અને બીજુ ધર્મગુરૂમુખથી સાંભલીને.

૩–નૂરવાળો, કાવ્યના અગોપાંગસમેત. ૪–મૂળ પ્રતિમાં " ૫૭-ચાવનમી ઢાલેં " તેવો પાઠ છે પરન્તુ ઢાલ ચોપનમી હોવાથી તેમ કર્યું છે.

૫–ઉપાધ્યાય.



## મુનિશ્રીપદ્મવિજયકૃત—

# કુમારપાળ—પ્રાસ્તાવિક કાવ્ય.



### દુહા.

એક [1]હેમ જો કર ચઢે, તો દુખિયો નવિ થાય,
દોય [2]**હેમ** જસ હાથમાં, તસ વચ [3]કિમિ ? ન [4]પૂજાય !

---

૧–હેમ–લક્ષ્મી. ૨–હેમચન્દ્રરૂપી હેમ. ૩–કિમ્ ? કેમ ?

૪–કુમારપાળ રાજાને એક રાજ્યહેમ અને બીજું હેમચન્દ્રરૂપી હેમ હાથમાં હોવાથી તેનું વચન પૂજનીય કેમ ન બને ? કારણકે જેનાં પાસે એક હેમ–લક્ષ્મીમાત્રજ હોય છે તો તે પણ દુ.ખીયો થતો નથી.



अर्हम्.

# અશોકચન્દ્ર તથા રોહિણીરાસ.

## શ્રીજ્ઞાનવિમલસૂરિ.

---

### (મંગલાચરણ.)

#### દુહા.

સુખકર **શ્રીસંખેશરૂ, પાસજીણંદ** દયાલ;
પ્રણમી પદયુગ તેહના, મનવંછિત સુખ રસાલ. ૧
પરતા(ચા)પૂરણ પરગડો, મહિમા મહિમ નિવાશ;
**ધરણરાય પદ્મમાવતી**, પૂરો વંછિત આશ. ૨
પાસ જખ્ય જસ સાસને, સાનિધ કરેં કરજોડ;
અલિય વિઘન દૂરે કરે, દુઃખ દોહગ સવિછોડ. ૩
કીડીને કુંજર કરેં, તે શ્રીસુગુરૂપ્રસાદ;
અહનિશ તે સંભારતાં, ઉપજે અધિક આલ્હાદ. ૪
જિમ અંજન નિર્મલ થકી, વાધે નયણે તેજ,
તિમ મતિ દીપેં દેખીઈ, સકલ વસ્તુ ગુરૂ હેજ ૫
ગુણમણિ રોહિણી રોહણા, ચલ ભુમિકાસમાંન,
**રોહિણી** નામે જે થઇ, તાસ પ્રબંધ કહું આંન. ૬
સુણતાં શ્રવણે સુખ હોઈ, ભણતાં નાવે શોક;
આયત હિતને કારણે, સદાકાલ ત્રિહું લોક ૭
ધર્મ ધર્મ ભાષે સહુ, પણ પરમાર્થ ધર્મ્મ;
આત્મ ભાવિ આચરણ કરે, દૂર કરઇ સવિ કર્મ્મ. ૮

**ઢાલ. ત્રિભુવનતારણ તીરથ પાસચિંતામણિરે, એ દેશી. ૧**

જંબૂદ્વીપ અનોપમ દ્વીપ સુહામણોરે, દ્વી.
દ્વીપ સવિ દ્વીપામા મધ્ય [1]વૃતલક્ષ જોયણોરે; વૃ.
તે માંહે વલી ક્ષેત્ર **ભરત** જે જાણીઈ રે, કે. ભ.
મધ્ય અછે **વૈતાઢય** અર્દ્ધ તિણે આણીઈરેકે. અ. ૧
નદી ગગા ને સિધુ પ્રવાહે વિહચિયરિકે, પ્ર.
કીધા ષટ્ ખડિ તેણિ ચક્રીજય શુચિયરિકે; ચ.
દેશ સહસ બત્રિસ [1] કહ્યા છિ જેહમાંરેકે, ક.
મધ્ય [2]ખડ કહ્યો આર્ય, અનાર્ય પચ તેહમાંરેકે, અ. ૨
'સાઢા[3] પચવીસ દેશ,' આર્ય અતિ નિર્મલારેકે, આ.
જિન, ચક્રી, હરિ, સાધુ જીહાં, ધર્મતણી કલારેકે; ધ.
**મગધ**દેશશિણગાર, માહિ પુરી **રાજગૃહી**રેકે, પુ.
એક દિન **સોહમસ્વામિ**, પધાર્યા ગહગહીરેકે. પ. ૩
વનપાલકે અતિ હર્ષિત, દીધ વધામણીરેકે; દી.
ક્ષુધાસમાણિ વાણિ, સુણે સઉવિ સીર ધરીરે કે, સ.

## (સુધર્માદેશના.)

પ્રથમ ચ્યાર પરમાર્ગકે ધર્મતણા કહ્યારે કે; ધ.
મનુષ્યપણુ,[1] શ્રુતિ,[2] શ્રદ્ધા,[3] ફરસન[4] ચઉ લહ્યારે કે. ફર. ૪

---

**૧-૨.** વર્તુળાકારેપ્રસિદ્ધ જંબુદ્વીપમાં દક્ષિણ સમુદ્રની વચાળે, ૧૯ કલાનો યોજન એવા ૫૨૬ યોજન અને ૬ કળાનો ૩૨૦૦૦ દેશોથી પરિપૂર્ણ મધ્યમાં વૈતાઢયગિરિ અને ગગા સિન્ધુ નદીથી ૨ સિન્ધુ; ૨ મધ્ય; અને ૨ ગંગાખંડ મલી છ ખડોથી વ્હેચાયેલુ ભરતક્ષેત્ર છે. તેમાં દક્ષિણ ભાગના ૩ ખડોમાંનો મધ્ય ખડજ આર્ય, અને બાકીના ૫ અનાર્ય કહેવાય છે.

૩-એ મધ્યખડમા મગધાદિક ૨૫ અને ॥ કેકયમલી ૨૫॥ દેશોજ આર્યોથી વસેલા છે. તે મગધમાં શિણગારભૂત રાજગૃહીમાં એક દિવસે સુધર્માસ્વામી પધાર્યા. કે જે સુધર્માસ્વામી, મહાવીરના મુખ્ય પટોધર હતા.

૧-ધર્મનુ સાંભલવું. ૨-તત્વજ્ઞાનપર શ્રદ્ધા. ૩-સાભળ્યા અને શ્રદ્ધાન કર્યા પ્રમાણે વર્તન. ૪-ચાર.

તે પામી ને હાંરે દુર્લભબોધિયારે કે; દુ.
લેખે ન તસ અવતાર ગણે તિગતધિયારે કે. ગ. ૫
દાન, શીલ, તપ, ભાવ, પ્રકાર એ ધર્મનારે કે; પ્ર.
અભયદાન, જ્ઞાનદાન, વિવિધધર્મનારે કે. વિ. ૬
ત્રિવિધદાંન, વલી શીલ ત્રિવિધ ઈમ દાખિઉરે કે; ત્રિ.
આતમ સીલ શુશીલ બ્રહ્મવ્રત ભાખીઉરે કે. બ્ર. ૭
તપ પિણિ ત્રિવિધ છે સાત્વિક ૧ રાજસ ૨ તામસ ૩ રેકે;
તેહમાં સાત્વિક શુદ્ધ ત્રિવિધ યોગ સાહસેંરેકે. ત્રિ.
ભાવ ત્રિવિધ જે દર્શન જ્ઞાન ચારિત્રનારેકે; દ.
એહવો ચઉવિહ ધમ્મ બીજ શિવમત્રનારેકે. બી. ૭
ઈમિ જિનશાસનને યોગ અનેક કહ્યા અછેરેકે; અ.
તે આદરતાં જનને પાપ [1]સવેગ છે રેકે. પા
હોઇ મગલલીલ સુજસ તસ નિર્મલોરેકે, સુ.
**જ્ઞાનવિમલનું** પૂર હોઇ ચઢતી કલારેકે. હો. ૮

## દુહા.

ઇમ અનેક વિધ ધમ્મ છઇ, જેહથી હોઇ શિવસર્મ;
દર્શન જ્ઞાન ચારિત્રનો, યોગ સુધનો ધર્મ ૧

દાનેશ્રી **શ્રેયાંસ**નૃપતિ, તિમ વલી **ચંદનબાલ;**
**ધન્ના કયવન્નાદિકા, શાલિભદ્ર શુકમાલ.** ૨

શીલે સેઠ **[2]સુદંસણો, મદનપાલ જયપાલ;**
**સીતા [3]ભૈમીસુંદરી, નારદ**પ્રમુખ વિસાલ. ૩

---

૧–સંવેગ–ઉતાવળી ગતિ. અર્થાત્ ઉપર વર્ણવેલા ધર્મમાર્ગે પ્રવર્તતાં જનોનાં પાપ ઉતાવળથી વેગ પામે છે. અર્થાત પાપ નાશી જાય છે.

૨ સુદર્શન શેઠ. ૩–ભૈમી-દમયંતિ.

**તપેં ધન્નો કાકંદિઓ, ઢંઢણ અર્જુન માલ;**
**[1]દૃઢપ્રહાર** પ્રમુખા બહુ, તપથી લબ્ધિની માલ. ૪
ભાવથકી **ભરતાદિકા,** **પ્રસન્નચંદ્ર**રૂષિરાય;
**બલદેવ** સેવક હરિણ લે, ઇમ અનેક કહેવાય. ૫
એહ સઘલા છે શિવતણા, કારણ પ્રવચનમાંહિ,
જ્ઞાનાદિ ત્રયયોગથી, ઉતારેં ગૃહિ બાહિ. ૬
પણ ઇહાં મુખ્ય છે **તપતણો,** નિરાશંશ અનિદાંન;
મંડન પરમ અછિ તિહાં, કઠિન કર્મ કરે હાંન. ૭

**ત:—**

**" यदस्यदूराराध्यं, यच्च दूरे व्यवास्थितम्;**
**" तत्सर्वं त । ध्यं, तपो हि दूरित म: । १**
**" तपोदहननिर्दग्ध—दु॰ र्म मले मुनि:**
**" कल्याणमयतां ।क्षाद्व्रजते सुव । ुता: ॥ " २**

કર્મધાંનને પીસવા, તપ છેં પરમ ઘરટ્ટ;
અંતરંગતમ ટાલવા, તપ છે [2]તરણિ [3]પગટ્ટ. ૮
દાનશીલ પણ એહમાં, અંતરંગ તપરૂપ;
ભાવવિના આતમતણુ, શુદ્ધ ન હોઈ સ્વરૂપ. ૯
દાલિદ્ર દોહગ દુર્ભગતા—પ્રમુખ અનિષ્ટ સંયોગ;
ભાવાવાસિ શિવપદેં, તે આદરો ભવિલોક. ૧૦
જિમ રોહણીઇં આદર્યો, તેહથી નાવે શોક;
અનુક્રમેં શિવ લહી આજલગે, મહિમા પ્રગટ છે [4]રોક ૧૧

---

૧—'દ્રઢપ્રહારી હત્યાકારી, કીધા કર્મ અઘોર;
તોપણ તપના પ્રભાવથી, કાઢ્યાં કર્મ કઠોર.' પદ્મવિજય.
૨—તરણિ—સૂર્ય. 'તેજે તરણિથી વડોરે.' પ્રા૦ કવિ.
૩—પ્રગટ. ૪—રોકડો, અથવા જેનો મહિમા—લાભ રોકડોજ છે.

## ( પરિષદ્પૃચ્છા. )

સ્વામિ ! તે કહો કિહાં થઇ, તપ કીધો તેણેં કેમ;
પરખદ કહે તે દાખવો, જિમ વાધે તપપ્રેમ ! ૧૨

## ( કથારમ્ભ. )

### ઢાલ. ચતુરસનેહી મોહનાં, એ દેશી. ૨

હવેં **સોહમસાંમી** ઉપદીસેં, સુણો સવિ પર્ષદલોકારે;
તપ, કઠિનકર્મત્રાસવેં, નાસેં સવિ ભય શોકારે. શ્રીસો. ૧
કર્મ કર્મની ગજ ઘટા, ભેદન સિંહસમાનોરે;
માન મહીરૂહ ભંજવા, દંબતા બલ ઉપમાનોરે. શ્રી૦ ૨
લબ્ધિ સિદ્ધિ સઘલી જીકે, તે સવિ તપનાં ફૂલોરે;
તનુનિરોગ સુખસપદા, રૂપ સુભગા અમૂલોરે. શ્રી૦ ૩
તેજ પ્રતાપ યશ નિર્મલો, વચન આદેયથી માનિ રે,
વિનયવત સવિ પરિકરૂં, તે સવિ તપ બહુ માનિ રે. શ્રી૦ ૪

**यतः—**

**"करणं सदनं रम्यं, रूपं निरामयता सदा;**
**"सुमति पटुताशास्त्रे, नीतिप्रतीतधनाढ्यता. १**
**"नृपतिगुरुता कीर्ति, विश्वे गुणेषु निरागता;**
**"फलमिह सतामेतद्, दृष्टं निरासतपफलं. २**

**રોહણી**પરેં તસ નવિં હોઇ, શોકસતાપવિયોગેરે,
મન ગમતા સજ્જન મિલઇ, પરપરા શિવયોગેરે. શ્રી૦ ૫
**જંબુદ્વીપ**ના **ભરતમાં,** ભુભામની ઉર–હારરે;
રિપુજનનેં જેહ અકપ છે, **ચંપાનયરી** ઉદારેરે. શ્રી૦ ૬

જસ સુખમાંથી લઘુ થઇ, ઇંદ્રપુરી ગઈ ઉંચીરે;
અલકા પણિ લકાપરિં, તેપુર આગલિ નિંચીરે. શ્રી૦ ૭
**વા પૂજ્યજિન** બારમા, તિણેં એ પાવન કીધીરે;
[1]પચકલ્યાણક જીહાં થયાં, આજ લગેં સુપ્રસિદ્ધીરે. શ્રી૦ ૮
તસ સુત મઘવાધિક ગુણેં, **મઘવા** નામેં રાજારે;
જશવાહી છાયા વસેં, પ્રજાલોક સવિ તાજારે. શ્રી૦ ૯
બુધ ગુરૂ કવિ મગલમુખા, સોમમિત્ર એકેકારે,
પણિ **મઘવાનૃપ** રાજ્યમાં, [2]ઘરિઘરિ દીસે છેકારે. શ્રી૦ ૧૦
કિં ! બહુ ભણીઈ તેહના, ગુણગણનો નહી પારોરે;
વાસપૂજ્યજિન જેહ ભ્રાતા, તે અછિ જયકારોરે. શ્રી૦ ૧૧
તે પુરૂષોત્તમ ભૂપતિ, **લક્ષ્મીવતી** પટ્ટરાણીરે;
મૂર્તિમતિ લક્ષ્મીપરેં, સકલકલા ગુણખાણીરે શ્રી૦ ૧૨
આઠ કુમર છે તેહને, મનું ! અઠ દિસના [3]હાથીરે;
શૂરવીર દાનેસરૂ ભયભજણ ભય(ડ) ભાથીરે. શ્રી૦ ૧૩
૧ ૨ ૩ ૪ ૫
શ્રીધર ભુધર શકરૂ, અજયપાલ મહિપાલોરે,
૬ ૭ ૮
કીર્તિપાલ દેવપાલ છે, આઠમો વલી ગુણપાલોરે. શ્રી૦ ૧૪
આઠ સિદ્ધિપરિ સોહીઈ, સકલ કલા-આવાસોરે,
**જ્ઞાનવિમલસૂરિ** ઇમ કહે, જગિ પસર્યો જસ
વાસોરે (સાચોરે). શ્રી૦ ૧૫

## દુહા.

હવિ તે **મઘવા** ભૂપનેં. સુખમાકાલસમાન;
આઠ તનય તે ઉપરે, પુત્રી એક અભિરામ ૧

૧-ચ્યવન, જન્મ, દીક્ષા, કૈવલ્ય અને મોક્ષસમય.
૨-ઘેરેઘેર. ૩-માનુ આઠ દિશાના હાથીરે, એવો ભાવાર્થ.

**લક્ષ્મીવતી** કુખકમલની, હુંસસમ ઉપમાંન;
બિહુ પખેં સોહે નિર્મલા, સકલ શુભગતા ધામ. ૨
જિમ અષ્ટાંગયોગઉપરે, શાંતિ વાહિતારૂપ;
નિર્વૃત્તિ નાંમે ઉપજે, પ્રસવી અદ્ભૂતરૂપ. ૩
ગુણમણિ રોહિણીગિરિતણું, સુપનતણેં અનુસાર;
**રોહિણી** નામ ઠવિઉ તિહાં, બહુ ઓચ્છવ આચાર. ૪
કલ્પવેલિ નંદનવનિં, વાધિ દિન દિન નૂર;
નારીની [૧]ચઉસઠિ કલા, વસી તનુમાં ભરપૂર. ૫

## ઢાલ. અલબેલાની ફાગની. એ દેશી. ૩

દિન દિન વાધે રંગમાંરે કુંમરી અમરીસમાન, રાયજાદી;
તિમ તિમ માતા-પિતારે લો, હર્ષ વધે અસમાન. રાયજાદી.
પુન્યતણાં ફલ પેખજોરે લાલ ૧
રતિ તેજસ આગલિ રતિરે લો, તિલોત્તમા તિલમાત્ર; રા૦
રંભા રંભા થંભ પરિ રેલો, અસાર થયા અવદાત રા૦ પુ૦ ૨
ઉર્વસી પણિ મનિ નવિ વસીરે લો,હસી ગઈ અંબરમાંહિં. રા૦
ઈંદ્રાણી પાણી વહેરે લો, મણા કિસી નહિ કાંઈ. રા૦ પુ૦ ૩
મનું! તસરૂપને જોઈવારે લો, સુર થયા અનિમેષ; રા૦
સહસ નયન ઈંદ્રે કર્યાં રે લો, જોવા રૂપની રેખ. રા૦ પુ૦ ૪
બ્રહ્મા તસ ગુણ બોલવે રે લો, કીધાં ચ્યાર વદન્ન; રા૦
મનુ! તસગુંણ ગણ સાંભલીરે લો, આઠ કરી [૧]નિજકન્ન રા૦ પુ૦ ૫
જસ ગુણ ગાવેં [૨]સારદરે લો, કામતણી લેઇ વીણા હાથ; રા૦
કમલા પણિ ચપલા થઇરે લો, લોક ભણેં ચલિ [૩]આથ! રા૦ પુ૦ ૬

---

૧-કાન. ૨-સારદા ૩-લક્ષ્મી.

દોહો ૫મો—આ ૬૪ કળાઓને માટે ઘણાઓના ઘણા અભિપ્રાય છે. તથા પ્રાચીન પુસ્તકોમાં પ્રકારાંતર પણ ઘણે જોવામાં આવે છે. છતાં, એક પ્રતિને

મનુ ! ત્રિભુવનનેં જીતવારે લો, કામતણી છેં શક્તિ; રા૦
પણિ વિનયાદિકને ગુણે રે લો, કરતી ગુરૂજનભક્તિ. રા૦ પુ૦ ૭
ચરણકમલથી હારિઓરે લો, પંકજગણ જલમાંહિં; રા૦
શીતધાંમ સહેં તિહાં રહીરે લો, લહવા તસ ઉપમાન. રા૦ પુ૦ ૮
ઉરયુગ રંભા જીતતોરે લો, માંહિ અસાર તિણે હેતિ; રા૦
કૃપણ ચિત્ત પરિકૃશ અછેરે લો, મધ્યદેસ સંકેત રા૦ પુ૦ ૯
ઉત્તમ ગુણપરિ જેહનુરે લો. હૃદયસ્થલ સુવિસાલ, રા૦
બાહુયુગલ મૃદુ જેહનુંરે લો, સ્પર્દ્ધં કમલમૃણાલ.[1] રા૦ પુ૦ ૧૦
અધરે, [2]વિદ્રુમ અધરી કર્યુરે લો, જઈવસ્યુ સીતલતામાંહિ; રા.
[3]દતપત્તિ હીરાજસીરે લો, દાડિમ બીજ અધરની છાંહિ. ગ. પુ૦ ૧૧
નાશાવંશ છેં જેહનોરે લો, ઉભત સરલશું તેજ; રા૦
દાતાચિત્તતણી પરિરે લો, જોતાં વાધેં હેજ. રા૦ પુ૦ ૧૨
વદને [4]વિધુ જીત્યો રહેરે લો, આકાશેં થઇ દીન; રા૦
નયણે, મૃગ પણિ જીતીયારે લો, જઈ રહ્યો તિહાં થઇ લીન. રા૦ પુ૦ ૧૩

---

આધારે અત્ર દર્શાવવામાં આવી છે. નાટય, ઉચિત્ય, ચિત્ર, વાદન, મંત્ર, તંત્ર, જ્ઞાન, વિજ્ઞાન, દંભ, જળસ્થંભન, ગીતનાદ, તાલમાન, મેઘવૃષ્ટિ. ફલાકૃષ્ટિ, આરામરોપણ, આકારગોપન, ધર્મવિચાર, શુકન, ક્રિયાકલ્પ, સંસ્કૃત-જલ્પ, પ્રાસાદનીતિ, ધર્મનીતિ, વર્ણિકાવૃદ્ધિ, સુવર્ણસિદ્ધિ, સુગંધી તૈલકરણ, લીલાસચરણ, ગજતુરંગપરીક્ષા, પુરૂષ; સ્ત્રી; અને સામુદ્રિક લક્ષણ, સુવર્ણરત્નભેદ, અષ્ટાદશલિપિપરિચ્છેદ, તાત્કાલિકબુદ્ધિ, વાસસિદ્ધિ, વૈદક, કામવિક્રિયા, ઘટભ્રમ, સારિપરિશ્રમ, નેત્રાંજન, ચૂર્ણ, હસ્તલાઘવ, વચનપાટવ, ભોજન, વાણિજ્યવિધિ, મુખમંડણ, શાલિખંડણ, કથાકથન, પુષ્પગુથન, વક્રોક્તિ, કાવ્યશક્તિ, સ્ફારવેષ, ભાષાવિશેષ, અભિધાનજ્ઞાન, આભૂષણપરિધાન, ભૃત્યોપચાર, ગૃહાચાર, કાવ્યકરણ, પરનિરાકરણ, રાધન, કેશ, વેણીબંધન, વીણાનાદ, વિતંડાવાદ, અંકવિચાર, લોકવ્યવહાર, અંત્યાક્ષરિકા, અને પ્રશ્નપ્રહેલિકા.

૧-દાંડી, કમલનાલ. ૨-પ્રવાળ, પરવાળું. ૩-પંક્તિ. ૪-ચન્દ્ર.

વચન સુધારસ આગલિંરે લો, અદૃશ્ય થયા સુધા કુંડ; રા૦
કુંડલજ્યોતિં શોભીઈરે લો, તેહનુ નિરૂપમ કુડ. રા૦ પુ૦ ૧૪
કેશકલાયે જીતીઓરે લો, મોરશિખંડનો ભાર; રા૦
અથવા વાધસંગે આસિફીરે લો, માનું નાગિણી અનુસાર. રા૦ પુ૦ ૧૫
કિંબહુ વર્ણન કીજીએરે લો, મનુ ! ત્રિભુવનનુંસાર; રા૦
એકણિ થાનીક જોયવારે લો, વિધિ નિર્મ્મિત એકવાર રા૦ પુ૦ ૧૬
લજ્જા શીલાદિક ગુણેરે લો, વિનય વિવેક–વિલાસ; રા૦
સહજ થકી વાસેં વસ્યારે લો, દાનતણા ઉલ્લાસ. રા૦ પુ૦ ૧૭
**જ્ઞાનવિમલ** ગુરૂસંગથીરે લો, સકલકલા અભ્યાસ; રા૦
જાતિસમરણનીપરેરે લો, પ્રગટયો પ્રેમપ્રકાશ. રા૦ પુ૦ ૧૮

## દુહા.

જ્યોતિવંત ધીજરાજ ચઉં, તાસ કલા ચઉસટ્ઠ;
તેહમાંહિ અચરિજ કિસ્યું ! ચઉસઠિ કલા વિશિષ્ઠ. ૧
વાહલિ સવ કુટુંબને, પ્રેમધાંમ ગુણગ્રામ;
કરતાં પાર ન પામીએ, વય શૈશવ અભિરામ. ૨
થોડુ તે મીઠુ બહુ ! એહવો લોક ભાપ;
તિમ પુત્રી એકણિ સહુ મનેં, મીઠી સાકર દ્રાખ. ૩
સ્ત્રીજનમાંહે શિરોમણિ, મણિપરે નિર્મલ પૂર;
પ્રથમ વયને[1] અતિક્રમી, આવી યોવન પૂર. ૪
એક દિન સઘલા ભૂપને, ચરણ નમેવા આય;
ઉત્સંગે બેસારીને, ચિંતે ઈમ તવ તાય. ૫
યોગ્ય થઇ વર પરણવા, વર લખીઈ કહો કેમ;
તે માટે મડાવીઈ, સ્વયંવરમંડપ પ્રેમ. ૬
આઠ પ્રકારે દાખીયા, શાસ્ત્રમાંહે વિવાહ.
તેહભણી પરખી વરેં, તો [2]મનિ ન લહે દાહ. ૭

---

૧–બાળકાલને. ૨–મને, ચિ–તે.

બ્રાહ્મ૧ પ્રજાપત્ય ૨ આર્ષછિં ૩ રૂચિર૪ ધર્મ્મ એ ચ્યાર;
ગધર્વ૫ પણ૬ રાક્ષસવલી૭ આસુરી૮ અધર્મ્મ એ ચ્યાર. ૮
કન્યાભૂષિત કર દીઈ, તે વિવાહ કહ્યો બ્રાહ્મ૧;
નિજ વિભવો ચિત ધન દીઈ, તે પ્રજાપત્ય ૨ અભિધાન. ૯
ગૌદાનપૂર્વક દીઇં, તે તો આર્ષ ૩ કહાય;
સર્વ જાતિ ધનદક્ષિણા, તે તો દેવ ૪ કહાય ૧૦
વરકન્યા રાજી પણિ, નહી કોઈ અપર નું મન્ન;
તે ગંધર્વ ૫ કહ્યો વલી, હોવિં જો [જીવ] પ્રસન્ન. ૧૧
જે પણબંધ પરણીઈ, તે તો આસુરી૬ જાણ;
બલાત્કારથી પરણવુ, તે રાક્ષસ૭ પહિચાંણ. ૧૨
સુતી રમતી હોઈ કની, અણ જાણે લેઈ જાય;
તે પૈશાચિક ૮ જાણીઇં, એઉ પંથ ચઉ થાય. ૧૩
તે માટે વિધ સાચવી, હવેં મેલી સવિ સાજ;
જિમ વિવાહ રૂત્વજ કરેં, વશ વધારે લાજ. ૧૪

**ઢાલ. ઇડર આંબા આંબલીરે, ઇડર દાડિમ દ્રાખ; અથવા, રાણો ઉંબર તિણે સમરે, આવ્યો નયરિમાંહિ, એ દેશી**

**ચંપાપૂરને** પરિસરેં રે, સમરાવિ ઉદ્યાન;
પટમડપ બંધાવિયારે, જઇ લાગા આસમાન,
મહારાય, દિયે એહવો આદેસ, ગાંમ નગર સન્નિવેસ;
કરો સઘલે સુચિ દેસ, મહારાય, દિયે એહવો આદેસ. આંકણી ૧
પંચવર્ણ કુસુમહતણારે, વિરચાવ્યા બહુ પુંજ;
ઠામઠામ સોભાવીયારે, વાડી વનનેં કુંજ મ૦ ૨
કૃષ્ણાગુરૂ કુંદરૂતણારે, [1]મૃગમદ અંબર પૂર;
ધૂપઘટી પ્રગટાવીઇરે, સુગંધ નીર ભરપૂર. મ૦ ૩

---

૧-કસ્તૂરી.

હાથા કુંકુમ કેરડારે, ચંદન કલસ શૃગાર;
રજપૂંજી લેપણુ કરીરે, બાંધ્યા તોરણ બાર. મ૦ ૪
મોટા [1]મંચક માંડીઇરે, મુખમલ્લ નીલ કપાટ;
થભ થંભ રચી પૂતલીરે, જાણે અપચ્છરના ઘાટ. મ૦ ૫
માનુ ! જોવાને ઉતરીરે, સ્વર્ગથકી સુરનાર;
નિનિર્મેષ થંભી રહિરે, કીધો ઇહાં અવતાર. મ૦ ૬
વાજે વાજીત્ર સુરતણારે, ગુહીરે સ્વરે નિસાણુ;
રંગ રાગ આલાપતારે, રાગતણા જે જાણ. મ૦ ૭
જાણે [2]અવર **ચંપાપૂરીરે**, નીપાઈ મનોહાર;
સ્વયંવરમંડપ શોભીઈરે, હવે રમે નરનાર. મ૦ ૮
ઠામ ઠામ ગિરવર જિસ્યારે, સોહે તૃણઅંબાર,
વિવિધ પણે આપણ ભર્યારે, કલ્પિત કોઠાગાર. મ૦ ૯
ઠામ ઠામ દૂત મોકલ્યારે, ભૂપતિ તેડણ કાજ;
સપરિવાર સવિ આવવુરે, સજ કરી સવિ સાજ. મ૦ ૧૦
ચંપાપૂરી પાવન કરોરે, વધારો અમ્હ લાજ;
વારૂવિધ લખી વિનતીરે, મોકિમ **મઘવા** રાજ. મ૦ ૧૧
[3]લાટ [4]ભોટ કર્ણાટનારે, [5]વિદર્ભ [6]ગોડને [7]ચોડ,
વંગ [8]કલિંગ તિલગનારે,[9] [10]ડાહલ નાહલ [11]જોડ. મ૦ ૧૨
સોરઠ [12]મરહઠ માલવોરે, [13]દ્રવિડ પૂડ્ર કાસ્મીર,
કુંતલ [14]માગધ [15]કામરૂરે, કનોજ હસમ હાસીર. મ૦ ૧૩

---

૧–માંચડા ૨–બીજી ૩–ગુજરાતમાં નર્મદાતટ ઉપર આસપાસ ભરૂચ 'લાટમાં' આવેલ છે. ૪ મોટાગ, બુતાનદેશ ૫–વિદર્ભા. દક્ષિણમાં. ૬–બંગાલપ્રાંતનો મધ્ય પ્રદેશ. ૭–ચોલદેશ, તંજાવર, ૮–બ ગ ળા. ૯–તૈલગ, કર્ણાટક. ૧૦–ત્રિપુરદેશ ૧૧–મ્લેચ્છદેશ, અથવા હલકી જાતિના લોકોને પણ. ૧૨–મારવાડ ૧૩–દક્ષિણનો એક પ્રદેશ ૧૪–બિહારપ્રાન્ત. ૧૫–આશામનું એક ગામ.

કાસી [1]કુરૂજંગલ [2]થલીરે, મારવાડ [3]મેવાડ,
[4]મેવાત ગૂર્જર [5]ત્રિપુરનારે, દખણ વૈરાટ [6]નાટ. મ૦ ૧૪
કુકણ કુંતલ સિંધુનારે, [7]મલય [8]વલય આસીર;
ઈત્યાદિક બહુ દેસનારે, અધિપતિ માનહમીર. મ૦ ૧૫
આવ્યા અતિ ઉલટ ધરીરે, રાજાને રાજ્યપુત્ર,
રૂપે નિર્જીત મન્મથારે, શુદ્ધ કુલ જાતિ પવિત્ર મ૦ ૧૬
કન્યાને લોભે ઉમહ્યારે, કોઈ (કૌ)તુકને કાજ;
મિત્રમિલણ કેઇ ઉમહ્યારે, કોઈ દિલ ધરી કાંઇ કાજ મ૦ ૧૭
રિદ્ધ દેખાવણ આપણીરે, ધરી મનમાંહિ ઉછાહ;
જાણ્યાપે જોઉ ભલુરે, એહવો લોકમાં ન્યાય. મ૦ ૧૮
પેસારા સારા કીયારે, જે જેવાં છે ભૂપ,
**મઘવા મઘવા** ભૂતલેરે, જોયે સ્યુ કરી ચૂંપ મ૦ ૧૯
શ્રીવાસુપૂજ્યજીણંદનારે, તુગ અછે પ્રાસાદ;
ઉદ્યાનમાહિં પ્રણમી કરીરે, પામ્યા અતિ-આલ્હાદ. મ૦ ૨૦
**ાનવિમલ પ્રભૂ** પેખતારે, જે હોઇ પરમાનંદ,
સમકિતદૃષ્ટિને મનેરે, જિમ ચકોરા ચંદ! મ૦ ૨૧

**દુહા**

જોસી સવિ તેડાવીયા, નિરદૂપણ જોઈ લગ્ન;
[9]સ્વયવરમંડપમંડણી, નિરખી થયા મગ્ન ૧
ધવલમંગલ દેવરાવતે, ઠાંમ ઠામ [10]નદૈ તૂર;
અલકા અધિક પૂરી થઈ, દાંન દીઇ ભરપૂર. ૨

---

૧-કુરૂક્ષેત્ર ૨-રેતીના મેદાનવાળો પ્રદેશ. ૩-રાજપુતાણાનો એક ભાગ. ૪-મેવાસ. ગુજરાતમાં 'મહી' નદી ઉપરનો પ્રદેશ. મહીકાંઠાં ૫-ત્રણ પુરનાં ટોળાને, ત્રણ ગામનું ટોળુ ૬-કર્ણાટકનો ભાગ.
૭-મલયાચળ, મલબાર કોષ્ટો. ૮-વેષ્ટનભૂમિ.
૯-સ્વય વરમંડણી-રચના, મંડાણ. ૧૦-નદૈ-વાગે.

[1]સુષમાંકાલપરે થયો, સર્વ લોકને તેથિ;
તલિયાં તોરણ બાંધીયાં, અનીત ઇતિ અનેથિ. ૩
મદિર હાટ સણગારીયા, વારૂ બેસ બનાય;
નગરલોક સવિ હરખિયાં, થોક થોક મિલે આય. ૪
રાજલોક, સુરલોકપરિં, હરષિત હાલ કલોલ;
વધાવાનેં ભેટણાં, કેસરીયા રંગ રોલ. ૫
ચઉવિધ માલ્યે મલપતા, યોધ જુવાન જગીસ;
અઢિલક દાનેં વરસતાં, મોજ દીઈ બગસીસ. ૬
જલદપરિ [2]માદલ વજેં, નાટિક પડેં બત્રીસ;
કેતી કીજેં વર્ણના! લેતા બહુ આસીસ. ૭
હવેં ગુણમણિની રોહણી, કની **રોહિણી** નામ;
કલ્પવેલી [3]મનુ ચાલતી, મોહનવેલી પ્રધાન. ૮
સૌ [4]દામિનીપરેં ચમકતી, ભૂષણ ભૂષિત દેહ;
શિણગારી સોભે ઘણુ, સકલ કામનું ગેહ. ૯
સુજન નયન મૃગ વાગુરા, હંસિચાલિ [5]હરાય;
ચમક ઉપરિ પરેં ખેચતી, કાંમીમન તિણે ઠાય. ૧૦
લેઇ વરમાલા હાથમાં, પાલખીઇં પગ ઠાય,
ઇણપરેં આવિ મંડપે, સોભા સકલ બનાય. ૧૧

## ઢાલ. ગીરધર આવેલો; એ દેશી. ૫.

જાણે મદનની દીપિકા, લીલા લહેરની કેલ;
નયણબાણ સમારતી, સમારતી કાજ સવિ મેલ.

---

૧–શુષમા અને દુષમા એવા બે પ્રકારના કાલમંડાણમાં શુષમ–સુખ્ખં-કાલની માફક.

૨–સારંગી જેવું એક જાતિનું વાજીંત્ર કે જે ગજવડે વગાડવામાં આવે છે ૩–મનુ–માનું, જાણું. માનુ કલ્પવેલીસમાનજ તે ન હોય! એવો ભાવ છે.

૪–વીજળીસમાન. ૫–હંસચાલને પણ હરાવનારી.

મેરી સામિની! મન માન્યો ભરતાર, વર તુ રાજકુમારી; મે૦
પુન્યતણે અનુસાર, મે૦ ધરિ તુ હૃદે મઝાર. મે૦ આંકણી. ૧
[૧]વૈત્રણી ચતુર સોહામણી, જાણતિ ગોત્રને વંશ;
તેહને તિહાં આગલિં કરી, તે દાખવેરે સવિ ભૂપતિ હંસ મે૦ ૨
નામાકિત ઉચ્ચ મચકે, [૨]આપાપણે બેસંત;
જિમ વિમાન અલંકરી, સુરવરનીરે જિમ શ્રેણિ દીપંત મે૦ ૩
સુંદરાકારેં સોહિયે, જાણીયે મૂર્ત્તિવંત કામ,
ઉમાપરિ નયણ અવસરે, મહાદેવેરે સુપ્રસન્ન થઈતામ. મે૦ ૪
કેઇ કુસુમક્રીડા કરે, કેઇ કહે કથાપ્રબંધ;
રાજકુંવર આપાપણી, [૩]કની વરવારે આણી નિર્બંધ. મે૦ ૫
એ! **મલય**દેશનો ભૂપતિ, જીહાં મલયપર્વત [૪]તુંગ,
બાવના ચંદન જીહાં ઘણાં, જસ વાસેરે હોઇ અવનરૂ [૫]ચંગ મે૦ ૬
એ! **સોરઠ**દેશતણો ધણી, જીહાં તીર્થ મોટા હોય,
**શેત્રુંજય ગિરનાર**ગિર, એહ તોલેરે કોઇ અવર ન હોય મે૦ ૭
એહ! **ગુજજર**-અધિપતિ, જીણ દેસે નયર અનેક;
**શ્રીશંખેશ્વર થંભણાદિક**, તીરથરે સંપ્રતિ છેક. મે૦ ૮
એ! **માલવ**નો નાથ છે, જીહાં નહિ દુષ્ટ દુકાલ,
શસ્ય સસ્યની ભૂમિકા, જીહાં નિપજે વસ્તુ રસાલ મે૦ ૯
એ! **મગધ**દેશતણો પ્રભુ, જી[૬]! કહ્યો 'દશારણ' દેસ,
કોટિ શિલા છે રૂયડી, હરિકેરેરે લહિઈ બલ સવિસેસ. મે૦ ૧૦
એહ દેશ **કાશીનો** પતી, જીહાં 'સારદા'નો વાસ;

---

૧-સ્વયંવરમાં કુંવરીની આગળ રહીને દરેક રાજપુત્રોને નામ ગોત્ર વિગેરે સહિત એલખાવનારી સ્ત્રી ૨-આપ આપણે, પોત પોતાને ૩-કની-કન્યાને વરવાને. ૪-મ્હોટો, ઊંચો ૫-મનોહર, સુંદર. "ચંગ રણરંગ મંગળ હુઆ અતિ ઘણા," યશોવિજય. ૬-જે, તે.

**નેપાલ**દેશે એ નૃપ જાણીઈ, જીહાં મૃગમદનારે મહકે
અતિ વાસ. મે૦ ૧૧
કદલી પુંગ પુન્નાગતરૂ, નાગપલ્લીપત્ર વિતાન,
**કું**કણદેશે સોહીઈ, વલી પ્રગટેરે રત્નકંબલ તામ. મે૦ ૧૨
હીર ચીર હીરા મણિ, ખાણ જીહાં દિસંત;
**હુરમજ કનોજા**દિક દેશના, એ અધિપતિરે બેઠા વિકસત. મે૦ ૧૩
**કું**ણ**ચીણ**ને [1]**મહાચીણ**ના, વલી **થલી** કચ્છ કર્ણાટ;
કહ્યા દેશાધિપ ઘણા, ગુંણવર્ણન રે કહ્યા માંડી ધાટ. મે૦ ૧૪
ભ્રુસંજ્ઞાઈ [2]વેત્રણી, તે સર્વે મૂકી જાય;
તે તે નૃપ ઝાંખા પડે, વિધુમંડલરે જીમ અભ્રની છાય. મે૦ ૧૫
એહ **કલિંગદેશતણો** ધણી, નામેં ગુણવીત શોક;
પ્રજાનેં વહાલો ઘણું, જિમ દિનકરરે હોઈ ચકવાલોક. મે૦ ૧૬
**અશોકચન્દ્ર** જસ પુત્ર છે, સાક્ષાત મન્મથરૂપ;
ન્યાયી પ્રતાપી ધીધની, ગુણ કહેવારે સમરથ કુણ ભૂપ મે૦ ૧૭
તે દેખીને હર્ષિત થયા, નિજ નયન નિર્મલ તેજ,
પ્રીતિ જોડંતા પાછલી, દેખાડેરે પહિલાં એ હેજ! મે૦ ૧૮

**યતઃ—**

"જાતિસ્મરણ લોયણાં, જાણે પ્રેમ ! અપ્રેમ,
સજ્જનમિલવા ટલવલે, દુર્જન મિલવા નેમ." ૧

## પૂર્વઢાલ.

સકલ તારાને તજી, જીણ **રોહિણીઇં** ઋષિચદ;
[3]વરજી તિમ સવિ ભૂપને ત્યજી, **રોહિણીયેં**રે વર્યો
**અશોકચદ**. મે૦ ૧૯

---

૧–ચીનદેશ. ૨–વેત્રવતી, છડીદાર સ્ત્રી. ૩–ત્યજી.

વરમાલા કંઠે ખેપવી, ઉત્ફુલ્લ નયન વિસાલ;
ભમર ઝંકારવ કરે, જાણે ગાયે રે મધુગીત રસાલ. મે૦ ૨૦
ફલ્યા મનોરથ સવિ સયણનાં, વાગાં તેજય નિસાંણુ;
હરિરમા, શંકર–ઉમા, ઇંદ્ર-અપસરરે છાયા દેવી ભાંણુ. મે૦ ૨૧
**મઘવા** નૃપેં સંતોખીયા, અવર સવે રાજાન,
કન્યાલાભતો એકને, પણિરગ-જ્યારે સવિ દે બહુમાન. મે૦ ૨૨
આપ આપણે નયરેં ગયા, હર્ષિત થઈ ભૂપાલ,
**જ્ઞાનવિમલ** પ્રભુધ્યાનથી, સવિ ઠામેરે હોઇ મંગળમાળ. મે૦ ૨૩

## દુ હા.

હિવે **મઘવા** ભૂપતિ કરે, શુભલગ્ને વિવાહ,
પુત્રીને પરણાવવા, આણી અધિક ઉછાંહ. ૧
**અશોકચંદ્ર** રાજાનને, દાયજો બહુ દીધ,
રૂપસોવન મણિરજતની, કોડિ, ગમે પરસીદ્ધ ૨
ગજ રથ ઘોડા પાયદલ, દેશ ગામ નગર સાર.
ભૂષણ મંદિર માલિયાં, વહિલ સુખાસન સાર ૩
દાસી દાસ [1]વતાગરા, મેડા તણુ જહાજ,
ઇત્યાદિક બહુ આપીયા, ભલી વધારી લાજ ૪
**અશોક** નૃપતિ પણ શહેરમાં, ભલી વધારી શોભ,
નિજ વંસોત સાચવી, ખરચી ધન નિર્લોભ. ૫
પૂજા પુન્ય પ્રભાવના, સાધર્મિકસત્કાર;
દીન હીન દુખિયાતણાં, કીધા બહુ ઉપગાર. ૬
જીવ [2]અમારીતણા પડહ, [3]ઉદ્‌ઘોષાદિ અનેક,
જીર્ણ-ઉદ્ધાર પ્રમુખ બહુ, કરતા ધરિ વિવેક ૭

---

૧–Coolies, મજુર.
૨–અ+મારી, અમારવું કોઈપણ જીવહત્યા કરે નહી તેવો ૩-ઢંઢેરો ફેરવ્યો.

કેતાઈક દિન તિહાં રહ્યા, શ્વસુરાગ્રહ કરે પ્રમોદ;
પ્રીતિરીત ભલી દાખવી, કરતા વિવિધ વિનોદ ૮
**અશોકચંદ** કહે શ્વસુરને, સંપ્રેડો કરી સાજ;
સાસરમાં રહેતાં થકાં, જમાતાને લાજ. ૯

**યત:—**

"સ્ત્રી પિહર નર સાસરે, [1]સંજમીયાં સુખવાસ,
એતાં હોઈ અલખામણાં, જો મંડે થીરવાસ. ૧

**તથા—**

## (કવિત.)

દૂરિ જમાતા માણકમોલો, દેશ જમાઈ સોનાતોલો,
ગામ જમાઇ ભાંભર ભોલો, ઘરિ જમાઇ ટાકર ટોલો." ૨
[2]ઈમનિ સુણી **મઘવા** કરે, સામગ્રી ધરી પ્રેમ,
પુત્રીને પહોંચાડવા, સાસરમાંહે ક્ષેમ. ૧૦

### ઢાલ.

### સુણ મેરી સજની રજની તજાવેરે, એ દેશી. ૬

હવે **મઘવા** નૃપ કરે સજાઇરે, આખર પુત્રી તેહ પરાઇરે;
જનકતણુ ઘેર જિમતિમ સોહેરે, પોતાનુ ઘર ભરતાં જોસેરે. ૧
પ્રાંહી એહવો લોકઉખાણોરે, પુત્રી પરિકર અને અજા દુજાણોરે;
ઘેંસિ સીરામણિ બદામનો દાણોરે, આડંબર બહુ કાંસાભાણોરે. ૨
ચતુરગી સેના ત્યારી કીધીરે, વલી દેવાની વસ્તુ સાથે લીધીરે;
વલી **લખમીવતી** માતા બોલીરે, પુત્રીને બેસારી ખોલિરે. ૩
હીયડા સાથે ગાઢી ભીડીરે, કરે ઉંપારણ ઈડિ પીડિરે,
પ્રાણ થકી તું અધિકી વાલ્હીરે, કઇહે ન દીઠી વદને રીસાલીરે. ૪

---

૧-ચારિત્રવાન, ચારિત્રવાળા. ૨-એ પ્રમાણે.

હસિત વદન ને અતિ હેજાલીરે, વય બાલી પ્રકૃતિ સુહાલીરે;
એતા દિનમે સુખેકરી પાલીરે, નિજ ગતિ જીતિ [3]રાજમરાળીરે. ૫
પુત્ર થકી પણ અધીક તુ બેટીરે, માહરો જીવન ગુણમણિ પેટીરે;
માથે ચુબી હૃદયસ્યુ ભેટીરે, તું છે માહરે સોવનવીટીરે. ૬
શીખ કહુ તે મનમાં ધારેરે, પચપરમેષ્ટિ [4]મનિ ન વિસારે રે;
હૃદયમાંહેથી ધર્મ ન મુકેરે, કુલ આચાર-થકી મત ચૂકેરે, ૭
દાંનદયાતપસીલ સદાઈ રે, તે નિરવહીઈ તો હોય ભલાઈ રે;
વિનય વડાનો વહેજે વારૂરે, જિનધર્મ જાણે ભવજલતારૂરે. ૮
[5]'મિથ્યાદર્શન' જેહ કુલિંગીરે, [6]વ્યાપન્નદર્શન [7]અવિરતિ સંગીરે;
સગતિ તેહની દૂરિ કરિયે, ચિત્તમાં તેહના વયણ ન ધરિયેરે. ૯
દાંન અવારિત કરે બહુ દેજે. નાકારો કેહને મત કરજેરે;
નિર્મલદૃષ્ટિ સહુને જોજેરે, જીવદયાની જતના ધરજેરે ૧૦
સાચાં સાતે ક્ષેત્રને [8]પોષેરે, જીવાદિક 'નવતત્વ[9] ન દોષવેરે;

---

૩-રાજહંસી. આ હંસ રાતી ચાચ અને રાતા પગવાળો હોયછે ૪-મને,મનથી.
૫-જેણે સમ્યક્ રીતે શુદ્ધ દેવ, ગુરૂ, અને ધર્મ જાણી શકયો નથી તે મિથ્યાદૃષ્ટિ જીવ કહેવાય છે. પછી ભલે તે જૈન, વૈદીક, બૌદ્ધ, ચાર્વાક, યા કોઈ પણ કુલમા ઉત્પન્ન થયેલો હોય! જૈન કુલમાત્રમાં ઉત્પન્ન થયેલા સિવાયના બધાજ ' મિથ્યા ' છે એવું જે જૈનોથી વિરૂદ્ધમતવાળાઓનું માનવું છે તે તદન ભૂલ ભરેલુંજ છે " अध्थिक्कभाव कलियो, पभावणा वन्न वाय माइहि, गुरुमत्तिजुओ धिइम, धरेड सदसण विमल " શ્રીરત્નશેખરસૂરિ.
૬-સમ્યક્ત્વ શ્રદ્ધા પામીને પાછો તેનો ત્યાગ કરેલો તેમ ાણસને વ્યાપન્નદર્શન કહેછે, અર્થાત્ ધર્મથી ભ્રષ્ટ થયેલો મનુષ્ય.
૭-વ્રત, નિયમ નહી કરનાર—ઈચ્છાઓને કાબુમાં નહી રાખનાર.
૮-જુઓ કુસુમશ્રી રાસો પાને ૧૬૧મા.
૯-જીવ, અજીવ, પુન્ય, પાપ, આશ્રવ, સંવર, બંધ, નિર્જરા, અને મોક્ષ. જેમ શાખ્યમતના ૨૫, અને શૈવમતના ૧૬ તત્ત્વો મુખ્ય છે તેમ જૈનોના ૯ તત્ત્વો સમજવા

અપરાધીસ્યુ પણિ મત રોપે રે, અરિહંતાદિક [10]નવપદ ધ્યાષેરે. ૧૧
ભોજન સહુને કરાવિને કરયેરે, સહુ સુતા પછી આપે સુયેરે;
સહુ જાગતાં પહલી જાગેરે, ઉત્તમ કેરી સંગતિ લાગેરે. ૧૨
કડુઉં જુઠું આલ મ ભાષેરે, સાચું મીઠું વયણ તે ભાષેરે;
ભગતી કરજે ગુણીજનકેરીરે, તો હું જાણીસ જાઈ મેરીરે! ૧૩
તુંકારો મત ભાષે વયણેરે, [1]દાખિણ રાખે સહુસ્યું નયણેરે;
(સહુ) સાસરમાંહે સોભા ચાહેરે, ઉચિ [2]સાદિં મ બોલિસ ગાઢેરે. ૧૪
બહુનાં કાર્ય કરતાં ન લાજેરે, અનરથદંડ કરતી ભાગેરે,
હિતશિખ્યાનાં વયણ સભારોરે, ઉભયપખ્યની શોભ વધારોરે. ૧૫

शार्दूलछंदे, यतः—

"शय्योत्पाटनगेहमार्जन पयः पावित्रचुल्लीक्रिया,
"स्थालीक्षालनधान्यपेक्षणभिदागोदोहनन्मंथने;
"पाकानां परिवेषणं समुचितं दानादि शौचाक्रिया,
"श्वश्रुभर्तृननंद्देवृविनये कष्टं वधुर्जीवति." १

સકલ કલાને સત ગોપવયેરે, ઉભય પક્ષને ઉપકૃતિ કરયેરે;
**શ્રીવાસુપૂજ્ય**જિનતનયની તનયારે, વાલ્હી મેનાને જીણપરિ ઉમયારે. ૧૬
ધર્મને આદરિ શિથલ ન ધારોરે, પાપ કરતાં પરિજન વારોરે;
પતિવ્રતાનો ધર્મ મ ચૂકેરે, પર—ઉપગારે પહેલી ઢુંકેરે. ૧૭
હિતશિક્ષા દેતાં મત કોપેરે, શ્રીજિનઆંણ વિશેષે ઓપેરે;
અસદાચાર અવિધ સવિ લોપેરે, શક્ત [3]છતી ધર્મ મત ગોપેરે. ૧૮

---

૧૦–અરિહંત (કર્મશત્રુનો નાશ કરનાર), સિદ્ધ (અપુનર્ભવ), આચાર્ય, ઉપાધ્યાય, સાધુ, દર્શન (ધર્મશ્રદ્ધા), જ્ઞાન, ચારિત્ર, અને તપ

૧–દાક્ષિણતા. ૨–ઉચે સાદે. ૩–શક્તિ છતાં.

**તવતી** પુત્રવતી તુ થાજેરે, દીન દુઃખીની દુ:ઙરે ધાજેરે;
ભર્તારને મનિ એહવી વસજેરે, પ્રાણથકી અલગી નવિ ખસજેરે. ૧૯
ઇમ આસીસ બહુ પરિં દીધીરે, હિતશિક્ષાએ સહુને સિદ્ધીરે;
**જ્ઞાનવિમલ** પ્રભુની કરેં સેવારે, એહ અખૂટ છે અમૃતમેવારે. ૨૦

## દુહા. સોરઠી રાગે.

માડી જાડી શીખ, લાડીનં [1]લાડ કહે,
આગે ભરતાં વીખ, પગિ[2] આઘા પણિ નવિ વહે. ૧
હીઉ ભરાયે માય, પણિ પરહત્થ દીધિ દીકરી,
પીહરમાં ન રખાય, નયણાં આંસુજલભરી ૨
પીહરી વાર વેલા વીણ ××× છાબલે;
સીચે આંસુધાર, હર્ષ વિખાદ બહુ મિલે ૩
**દુહા**-હવિં સ્વસુર નૃપ પૂછીને, કરિ જમાઈ પ્રયાણ,
કન્યા પરણી રૂદ્ધિ ઘણી ગાજ તે નિસાણ ૪
કેતી ભૂમાં આવીયા, સાથે **મઘવા** ભૂપ,
ભેટાલીઈ વિચિ અતિ ઘણાં, ચિતમોદિ ધરી ભૂપ ૫
ઇમ અનુક્રમે આવતા, આનંદ અધિક ઉછાંહ,
કલિંગદેશ છેં આપણો, દિયેં ડેરા તિણ ઠાય ૬
આગેં વધાવો પાઠવ્યો, વેગવત મહત,
થલી કલભ સમ કરહલા, ઘૂઘરમાલ ઘમકંત ૭
લાંબી કોટેઇ લહકતા, લઘુ પુછા લઘુકન્ન;
કકુદ્દબીહુને વાસતા, જીતિ વેગ પવન્ન ૮
વિષમ દુર્ગ ઉલઘતા, બેઠાં યોધ યુવાંન,
નાગરપુરે[3] તે આવીયા, લહે વધાઇ અનાંમ. ૯

---

૧-હર્ષે. ૨-પગ. ૩-મૂલમા "નાગપૂરે" છે.

## ઢાલ. સોહલાની. કરડો તિહાં કોટવાલ, એ દેશી. અથવા, પેઠો ભુવન મોઝાર, અતિઅજવાળે સુન્દર ઓરડીજી, એ રાગે. ૭ મી.

હવે નાગરજન સર્વ, [1]સખર સજાઇં કરી આવેં સાહ્યાજી;
નિજ પતિ દેખણકાજી, હીયડેં હેજાલુ અતિહે ઉમહ્યાજી. ૧
પંચવરણના ફૂલ, [2]પગર ભરાવ્યા સેરી સેરીયેજી,
ધૂપઘટી પ્રગટાવિ, કચરો બુહરવિ પથ આછો કરેજી. ૨
સિણગાર્યાં સવિ હાટ, ઘાટ બિહો છે પથિ પથિ સાંમહાજી;
છટાવે રાજપંથ, [3]વિસમી જે ધરતી તે કીધી સમીજી. ૩
ગોખિ ગોખિં નાર, જોખ ધરીને ગાવે મધુરસ્વરેંજી;
ધવલમંગલનાં ગીત, દીયે આસીસ તિણ સમયેં બહુ પરેંજી. ૪
સીર ધરી પૂરણ કુંભ, સાંહમી [4]સોહાગીણ આવે [5]ગોરડીજી;
હીયડે હરખ ન માય, [5]પાવસકાલે જીણ પરે મોરડીજી ૫
સિણગાર્યાં ગજરાજ, સીસ સિંદુરે પૂરે પૂરીયાંજી;
મદ ઝરતારે કપોલ, ભમર જંકારેં અશુભ સવે ચૂરીયાંજી. ૬
કુંતિલ હય ઉપલાણ, રથ ચકડોલને વાહન પાલખીજી,
ગુડી નેજા અનેક, ઉચી ઉછલતી જાઇ ગગને [6]લગીજી. ૭
બંદીજનના ઘાટ, બોલે બિરૂદાલી કાંતિલે સુણીજી;
જયજય શબ્દ ભણંત, નગરશોભા થઈ ચોક સર્વે ગુણીજી ૮
ભરી ભરી મોતીથાલ. આવી વધાવે સોહવિ સવિ મલીજી;
આવ્યો નગરનો નાથ, સાથે લાવ્યો છે પદમિની પાતલીજી. ૯
જાણેં જોવાકાજી, [7]સહસ્સગમિ કર્યાં નયણાં એણે પુરેજી;

---

૧-સારામા સારી ૨-પગાર, પગારો. ફુલચોક.
૩-વિષમી, વિષમ ધરતીને સમી કીધી-સમારી દીધી.
૪-સોહાગણ, સુવાસણ, સૌભાગ્યવતી ૪-ગોરી, સુન્દર સ્ત્રીઓ.
૫-વરસાદસમયે. ૬-મૂલમાં "લખીજી." ૭-હજારગણા

દંપતિને મનોહાર, જુહાર કરીને જયજય ઉચરેજી ૧૦
સાંહમો આવ્યો જે ઘાટ, નરનારીના તેમનુ જાણીઇજી;
પુરવનિતાએ બાહુ, મિલવા પસાર્યા ઉલટ આણિનેજી. ૧૧
સંકીરણ થયો માગ, લાગ ન દીસેં તિલ પડવાતણોજી;
ભુમિકાઇં પીણ જાણી, ઇમિ તીણ ઠાણે ઓચ્છવ ઘણોજી. ૧૨
આવી વધાવા અનેક, છેક વિવેકી ઇણિપરિં ભણેજી,
એ ! ઇંદ્રાણી એ ઇંદ્ર, સરિખી વિજોડી રવિવિધે એ ગણેજી. ૧૩
સુકૃત કર્યા એણે સાર, તેહતણાં ફલ અનુભવેજી;
પૂરવપુન્યપ્રમાંણ, વર્પંત જે ફલે તસ તેહવેજી. ૧૪
દેતા અહિલક દાન, બહુ માનસુ તખતે બિરાજીયાજી;
મીલીયા રાણોરાણ, આવી પ્રણમે વડ વડા રાજવીજી. ૧૫
સોવન થાલ વિસાલ માંડી, [1]રસવતીસ્યુ સયણ સંતોષિયાજી,
ભોજનભગતિ જુગતિ, વારૂ યુક્તિસુ પરિજન પોષિયાજી ૧૬
નાગરપુરીના લોક, સરિખુ કરી તિહાં શોભાવીયાજી,
તિણ સમે તેહવું દેખિ, કહે [2]ઇમિ ત્રિભુવન લેવા આવીયાજી. ૧૭
આવ્યા અંતેઉરમાંહિ, હરપ ન માવે હિયડો સાંકડોજી,
**જ્ઞાનવિમલ** પ્રભુસેવ, કરે તેહને એ સુખ [3]સાંપડોજી ! ૧૮

## દુહા.

ઓચ્છવ ઈમ બહુલા કરી, વિભવતણે અનુસાર
રાગી સહુ દેખી ભણે, એ દંપતિ[આ]સ સાર ૧
[4]વીતશોક રાજા હવિ, સકજ પુત્ર સંપેખિ;
ભાર ઉતારે ભવતણો, જાણિ સમય વિશેષિ. ૨
શુભમહૂર્ત [5]તિથ લગ્ન સવિ, જાણી થાપે રાજ,

---

**૧–રસદાર, રસવાળાં ભોજનોથી સજનોને, ૨–એમ, એ પ્રકારે.**
**૩–સાંપડો–મલો. ૪–વીત+શોક, શોકરહિત. ૫–તિથિ.**

**અશોકચંદ** સુતને તિહાં, [અને] સારે આતમકાજ ૩
ધર્મતણો અવસર લહી, કરસેં જેહ વિલંબ;
તે પછતાવો પાંમસ્યેં, પાકી ચાંચે અંબ. ૪
પુત્ર સકજેં લાલચી, થઈ રહી ગૃહવાસ;
તેણેંસ્યું આવી સાધીઉ ! તસ સંસારનો પાસ. ૫
ઈમ જાણી શુભ મુહૂરતિં, શુભ લગ્ને શુભ યોગ;
શ્રીવાસુપૂજ્યજિનવરતણા, આચારીજસંયોગ.[1] ૬
ચઉનાંણી **ધર્મ્મગોષના ધર્મ્મઘોષ**ગણિ નામ;
તે પાસે સયમ ગ્રહી, સાધે સયમકાંમ. ૭
જ્ઞાનક્રિયા ધોરી ધવલ, વૃષભ જોતરીયા [2]વેગ;
સંયમરથઉપરિં ચઢયા, વિચરેં ધરે સંવેગ. ૮
'[3]ગીતારથ' થઇ [4]સાધતા, શિવમારગનો રંગ;
ગુરૂસેવા વિરચતાં, [5]પરતારેં ભવિચંગ. ૯
કર્મકલંક નિરાકરી, [6]સિદ્ધ થયા નિજભાવ,
પ્રગટાવી નિજરૂપને, અચરીજ રૂપાભાવ. ૧૦
કો એક ગ્રંથમાંહે અછે, અચ્યુત પામ્યા સર્ગ;
તિહાંથી ચવી ચક્રી થયા, પામ્યા અછે અપવર્ગ ૧૧
સાદિ અનત થિર તે રહ્યા, એક તિહાં છે અનેક,
લોક અંતિ આદિ આ લોકને, એહવો વાસ વિવેક. ૧૨

---

૧–શ્રીવાસપૂજ્યસ્વામીશાસનના આચાર્યનો.

૨–જ્ઞાન અને ક્રિયારૂપ બે ધોરી–જબરા બલદો જોડીને સંયમરૂપી રથારૂઢ થઈ, સ વેગ ધરતા વિચર–ફરવા લાગ્યા, એવો અર્થ છે.

૩–શાસ્ત્રાર્થ જાણ. ૪–મૂલમાં "સાધના" એવો પાઠ છે.

૫–ગુરૂની સેવા કરતા અને પર—અન્ય જીવોને તારતા.

૬–જુઓ પછાડી પાનું ૧૯૭ ગાથા ૧૧ મીની ટીપ.

### ઢાલ.

### રાગ મલ્હાર. બે બે મુનિવર વિહરણ [1]પાંગર્યા, એ દેશી. ૮.

રાજા હવિં રાજ કરે નિજ દેશનુજી,
વરતે જસ આણાપે રાણા રાયહો,
તેજ પ્રતાપી ધર્મ ધરા ધરૂજી,
અભિનવ ધર્મતણો સુત રાયહો. રા૦ ૧
સાત વ્યસન તે દેશથકી દૂરિ કર્યાંજી,
પ્રકૃતિ પ્રજાને પાલે જીણ [2]પરિ તાયહો,
પંડિતજનનેં પાલેં ચાલેં વિધોગતિજી,
પરનારીનેં ગણે ભગની [3]માય હો. રા૦ ૨
પાલેં પૃથ્વીનેં એક છત્રાપરેંજી,
દુવિધ ધારિની કરે ધર્મની રીત હો;
ત્રિવિધ શક્તિસ્યું મનુ! ત્રિવિક્રમ પરિંજી,
[4]ચ્યાર ઉપાયે કરી કીધી વયરીની જીત હો. રા૦ ૩
પંચપરમેષ્ઠિસ્મરણ અહનિસેજી,
પટ્ગુણ કરતા હરતા ક્ષુદ્ર પ્રવાર હો;
રાજ્યસપ્તાંગ વધારે વાનથીજી,
વધતો જસ જગમાં તેજ સંભાર હો. રા૦ ૪

---

૧-જુઓ શાલીભદ્ર પાનુ ૪૧ રાગ મલ્હાર

૨-તાત, પિતાની માફક.

૩-માતાતુલ્ય. માય, તાય, સયણ વિગેરે શબ્દો માગધીભાષાનાં છે. જેમાં "જ" અને "ત"ને ઠેકાણે "ય" "ન"ને ઠેકાણે "ણ" વાપરવામાં આવે છે. ૪-સામ, દામ, દંડ અને ભેદ. આ ચાર વૈરીઓને જીતવા-માટે રાજકળા ગણાય છે.

૧પૂરવે જે હુંતા રાજા મોટકાજી,
દાની માની ગુણ ગ્યાની ધરમી ભૂરિ હો,
તે ઉત્તમ જનને મનબંદીખાણેં દીયાજી,
છોડાવ્યા સઘ નૃપનેં નિજ ગુણ ભૂરિ હો. રા૦ ૫
તસ ગુણગણની કેતી વર્ણનાજી,
કરતાં વાધે છે ગ્રંથતણો વિસ્તાર હો;
વંશ ઇક્ષ્યાગેં જે ચૂડામણિજી,
ખાગેં ત્યાગેં જેહ બલીયા, પૂહવી સાર હો. રા૦ ૬
**રોહિણી** રાણી ગુણની ખાણી તેહસ્યુંજી,
વિલસેં બહુલા તે સાથેં વિલાસ હો,
સરખી જોડી ગુણની કોડિ ભાગ્યૈ મિલેજી,
હોય જો પૂર્વપુન્યપ્રકાસ હો. રા૦ ૭
પાંચ પ્રકારનાં કામગુણેં કરી ભોગનાંજી,
ભોગવતાં તસ હુઆ સાત પુત્ર પવિત્ર હો.
**સોમ ૧ સોમપાલક ૨ દેવ ૩ દેવપાલ છેજી ૪**,
**શત્રુસેન ૫ વિજયસેન ૬** છિં મિત્ર હો. રા૦ ૮
**દેવસેન ૭** નામેં અંગજ છે સાતમોજી,

---

૧–અશોકચદ્રની પૂરવે જે જે રાજાઓ ઉપર વર્ણવેલા ગુણોવાળા થયા તે જાણે કે અત્યાર સૂધી તેવા ગુણોવાળો કોઈ ન થવાથી લોકોના મનરૂપ બંદીખાને ન પડયાં હોય ! તેણે આ અશોકે તે તે ગુણો ધારણ કરવાથી તે સઘ–સઘલાંને બંદીખાનેથી છોડવ્યા. એવી કવિઉક્તિ છે. અર્થાત્ પૂર્વે જે જે ગુણી રાજાઓ થયા હતા તેના ગુણોને, લોકો જે મનરૂપ બદીખાનામાં યાદ કરતા હતા તેની બદલે હવે અશોકના ગુણો યાદ કરવા લાગ્યા. તેથી તે લોકો મનબંદીખાનામાંથી મુકત થયા. આવોજ ભાવ શ્રીપાલરાસમાં શ્રીયશોવિજયજીએ પણ શ્રીપાલમાટે વર્ણવ્યો છે. “અચરિજ એક તેણે કર્યુંરે, મનગ્રહગૃહે હતાં જેહરે, કર્ણાદિક નૃપ સસનેહરે છોડાવિયા સઘળા તેહરે.” ખં૦ ૪ ઢા૦ ૬ ગા૦ ૧૧

જાણે ! સમાગે ભૂપતિ રાજ્યના અંગ હો;
તદનંતર વલી તનયા ચાર તે ઉપરેંજી,
સપ્તનયઉપરિ ચઉવિધ બુદ્ધિતરંગ હો. રા૦ ૯
તિલકમંજરી૧ નેં વલી રૂપમંજરીજી૨,
ગુંણમંજરી૩, સોહગમંજરી૪ નાંમ હો,
જાણે ! લક્ષ્મી સરસતિ રતિ પ્રીતેં ધરી કરીજી.
અવતરી સાજનભાગેં દરિસનકામ હો. રા૦ ૧૦
તનયા પિણ પરણાવી ઓછવ અતિ ઘણોજી,
સરિખા જોઇ દેશતણા રાજાન હો;
પુત્રી નિજકરમી ભાપા એહવી લોકનીજી,
પુન્યપસાયેં લહી સમાને વાત હો. રા૦ ૧૧
વલી તદનતર આઠમો સુત થયોજી,
નામ ઠવ્યું છે તસ **લોગપાલ** હો;
માતુ ! આઠે એ દિસના હાથીયાજી,
સોહે જિમ ઇંદ્રને પાસેં તિમ ભૂપાલ હો રા૦ ૧૨
પુન્યસયોગે સવિ સરિખો મિલેજી,
ધર્મિજનને ધર્મતણો પરિવાર હો,
જિમ **વસુદેવને** બહોત્તરી સહસનોજી,
મિલિ સવિ નારીતણો પરિવાર હો. રા૦ ૧૩
વશ ઇક્ષ્વાગે એહવા નિપજતાંજી,
અચરિજ સ્યુ ગણીયે તેહમાં એહમા એહ હો.
[1]રયણાયરમાં રયણતણી શી મોટિમાંજી,
ઉપજે તિહાં **જ્ઞાનવિમલ** પ્રભુસ્યું નેહ હો. રા૦ ૧૪

---

૧-રત્નાકર સમુદ્રમાં રત્નની મોટાઇ શી ?

## દુહા.

એહવેં એક દિન ભૂપતિ, રાણી બેઠા ગોખ;
કેલિ કરે રસ રંગસ્યું, ગોખિં કરતા જોષિ. ૧
સુખીયાનેં સુખ સંગમેં, જાતો ન લહીઇં કાલ;
દુખીયાનેં પણ જાય છેં, પણિ દાવાનલ ઝાલ. ૨
સુખનેં ચાહે બહુ જના, પણિ સુખ તે પુન્યપ્રમાણ;
[1]લૌકિકસુખ અનેક છે, લોકોત્તર નિર્વાણ. ૩
સાતે સુખ આવી મિલ્યા, લોક કહે એ વાત;
તે તો મનમાં જાણીઇં, જેહનો જીહાં અવદાત. ૪

**यतः–**

પહેલુ સુખ જે તનુયે નરા, બીજું સુખ [2]રીણ નહીં અને વરા;
ત્રીજું સુખ [3]પરદેશિ ન જાય, ચોથુ સુખ જે વસવુ હોય. ૧
પાંચમુ સુખ [4]પચમાંહે મનાય, છઠુ સુખ ધરણી સુખદાય;
વિનયવંત સુતા સુત પરિવાર, એ સાતે સુખ જનને [5]સંસાર. ૨
પહિલું સુખ મુનિ વિનય પ્રધાન, બીજુ સુખ ગુરૂનું લહે માન,
ત્રીજુ સુખ સયમે સાચુધ્યાન, ચોથું સુખ જાણે શ્રુતજ્ઞાન. ૩
પંચમ સુખ લહે સઘલે પૂજ્ય, છઠુ શુદ્ધ ભાપે ધરી [6]સુદ્ધ;
સાતમુ સુખ હોઇ પદવીધાર, તે મુનિ સુખીઓ પામે [7]પાર. ૪

---

૧–દુનિયાદારીનું, સાંસારી. અર્થાત્ સાંસારીકસુખો તો ઘણાને હોય છે પણ લોકોત્તર–પરમસુખપણું, કે જન્મજરામૃત્યુ પ્રાપ્ત ન થાય તેવું સુખ તો થોડાનેજ મળેલું હોય છે.

૨–રૂણ, દેવુ. ૩–પ્રદેશે જાત્રાપણું ન હોય.

૪–પંચ, સમુદાય, સંઘ, અને ન્યાત જાત વિગેરેમાં પ્રતિષ્ઠાપણું.

૫–આ સાતે સુખ લૌકિક–સાંસારીક છે. ૬–મૂલે "સુજ્ઝ" એનો પાઠ છે. ૭–આ સાત સુખ લોકોત્તર–પારમાર્થિક છે.

## પૂર્વદુહો.

ગાહા ગુઢાને દુહા, હરીયાલી અને છંદ;
શુદ્ધ સમસ્યા પલ્લવી, કરિ નેત્રાદિ અમદ. ૫

## (હરીયાલીપ્રકાર.)

**અથ પ્રશ્ને—**

અટ્ઠ મુહ નયણ સોળસ પન્નરસય જીહાય, ચરણ જુયલં;
દુન્નિ જિય દુન્નિ કર યલ, નમામિહ એરિસંદેવ. ૧
ઉત્તરે-શ્રીપાર્શ્વનાથઃ

**પ્રશ્ને—**

બીજુ ધૂર છે કિસ્યુ, ગુરૂનેં દીજે શી વસ્ત ?
ઉત્તમ કાર્ય હોયે કિસ્યુ, [૧]છાત્ર પઠિ શુ પ્રશસ્ત ? ૨
ઉત્તરે-ૐ નમઃ સિ .

**પ્રશ્ને—**

[૨]પઢમખ્ખરવિણુ ધર ધોલી, અતખ્ખરવિણુ શિવ સોહાય,
મઝ્ઝખ્ખરવિણિ કોઇને ન ગમે, તે ભૂપણ મુજ મનમાંરમે ૩
ઉત્તરે-રાખડી.

**પ્રશ્ને—**

આદિ અત જોડી સિર ધરિયેં, તે જીન વરે તો ભવતરીયે:
આદિ દુગે અતિ મો'ટો હુવે, અતિ દુગે તો કોઈ ન જોવે ૪
પઢમતિખ્ખર કરેં વે ! ધણુ, દુગ ચઉ ચરણે પાઠ;
ચૌઅખ્ખરે સોભાવીયે, સકલ રૂપ જઇ કાઠ. ૫
યુગ્મ ઉત્તરે-આભરણ.

## પૂર્વદુહો.

ઈત્યાદિક [૩]ગોઠે કરી, પ્રેમે કરી વિનોદ,
એહવામાં જે નિપણુ, તે સુણજો ધરી [૪]ઉમોદ. ૬

---

૧-નિશાળીયો પ્રથમ શુ ભણે ? ૨-પ્રથમ, પહેલું. ૩-વાર્તાએ, વાતોએ.
૪-ઉમેદ, હર્ષ.

**ઢાલ. નદી યમુનાકે તીર, ઉડે દોય પંખીયા; એ દેશી. ૯મી**

સાત ભુમિધર ગોખે બેઠાં દંપતી,
નવનવ કરતાં લીલ મદનને જિમ રતી;
**લોકપાલ** સુત નાંહનો ઉછંગે ખેલાવતી,
જીવનપ્રાણાધાર કહીને બોલાવતી. ૧
[1]બાકઠ દેતી વદન લિંઇ તસ ભાંમણાં,
મોદિક ગોલમા ગાલ રસાલ વદે ઘણા,
બાહુ [2]મૃણાલસમાન લાલ પરવાલડા,
અધર ધવલ રદપંતિ નયનપંકજ વડા ૨
એહવે અવસરિ તામ [3]સમીપ ઘરે રહી,
કોઇક દુખિણી નારી રોએ છે ગહગહી;
દીન હીન સ્વર ઉચ વિલાપ બહુ કરે,
કાંરે કોપ્યો દૈવ તુ મુજ સિરઉપરે. ૩
પુત્રતણો સંજોગ કરીને સ્યું કર્યું,
જો તેહનો કીધ વિયોગ એ જીવિત મુજ સ્યું હર્યું,
ઇમ બહુ કરતી શોક લોકથોક મેલવે,
કરે આક્રંદ વિલાપ બહુ પરિ તે લવે. ૪
તવ ભાષે નિજ કંતને રાણી **રોહિણી**,
કિસ્યો એક છે રાગ કહ્યો સ્વામી ગુણી;
રાગ કહ્યા [4]પટ્ જેહ છત્રિસ છે રાગિણી,

---

**૧**–બચ્ચી લેતી, ચુંબન કરતી ૨-કમલતંતુ જેવા કોમળ. ૩–નજીક.

૪–છ રાગ આ પ્રમાણેછે. "૧ શ્રીરાગોથવસન્તશ્ચ, ૨ ૩ ભૈરવ· ૪ પંચમસ્તથા; ૫ મેઘરાગો બૃહન્નાટ,૬ ષડેતે પુરુષાહ્વયા·" અર્થાત્ "૧શ્રીશ્રી રાગો. ૨ વસંતશ્ચ, ૩ ભૈર·. ૪ પંચમસ્તથા, ૫ મેઘરાગશ્ચ વિજ્ઞેય; ષષ્ઠો ૬ નટ્ટનારાયણ:" આ છ રાગો શિવમતે છે પરન્તુ હનુમન્મતે તો જુદીજ પ્રકારથી છે. તે આ પ્રમાણે "૧ ભૈરવ ૨ કૌશિકશ્ચૈવ, ૩ હિન્દોલો ૪ દીપકસ્તથા; ૫ શ્રીરાગો ૬ મેઘરાગશ્ચ, ષડેતે પુરુષાહ્વયા.."

તેહના ભેદ અનેક ભાષામેં બહુ સુણી. ૫
હૃદય સ્થલસુ નિજ કર યોજને એકરે,
અભિનવ નાંમ સંગીત નૃત્ય કેહું કરે;
અચરિજ લાગે મુજ મન નાટિક જોવતાં,
વરસે જિમ જલધાર એ નયણે રોવતાં! ૬
સીંધુડો, બયરાડી; કાલહર્યો સુણ્યો,
પણ તેહમાં એ ભેદ ભાષાઇ ન મેં ભણ્યો;
નામ કીસ્યુ એ રાગનુ સ્વામી દાખીઇં,
પૂછ્યાં વયણની ખંતીએ ઉત્તર ભાષીઇ. ૭
ઇમનિ સુણી ભૂનાથ વિચારે ચિંતે ઇસ્યું,
દેખો એ પરદુ.ખ ન એહને ચિતવસ્યું;
યદ્યપિ વાહલી મુજને, છે એ અતિ ઘણી,
સ્યુ કીજે તે નારી જીણે પરપીડા નવિ ગણી. ૮

ઢાલ-૫, ૬, ૭, ૮. "કોઈક નાગરજનના પુત્રમરણથી તેની માતાને વિલાપ કરતી સાંભલી રોહિણી, કોઇ ગીત ગાય છે એવું સમજી અને ધણીને તેનું રાગનામ પુછ્યું કારણકે રોહિણીએ કોઈ દિવસ દુઃખ કેવું હોય છે તે સ્વપ્ને પણ જોયુ—સાંભળ્યું ન હતું. આથી અશોકને વિચાર થયો કે પારકું દુઃખ પણ એ ગણકારતી નથી. જોકે રોહિણી મને વાહલી છે છતાં પણ જે પરદુઃખને ગણકારતી નથી તેને શું કરવું ?" આની અંદર રોવાનો અવાજ સાંભળ્યો અને રોહિણીએ નાટિક થાય છે એમ જાણ્યું તેમ સુચ-વેલ છે અને રોહિણતપસ્તવનમાં "રોહિણી અને અશોક જે ગોખમાં બેઠા છે તે ગોખ નીચેથી મરણ પામેલા પુત્રને અગ્નિસંસ્કારમાટે રોતારોતા લઇ જતા ડાઘુઓને જોયા. અને સ્વપતિને પૂછ્યું કે આ નાટિક ક્યા પ્રકારનું છે એમ વર્ણવેલુ છે." આ પ્રમાણે—"હાંરે મારે એહવે કોઈક નગરવણિકનો પુત્ર જો, આયુક્ષયથી બાળક મરણદશા લહેરે લો; હાંરે મ્હારે માત-પિતાદિક સહુ તેહનો પરિવાર જો, રડનો પડતો ગોખતળે થઇને વહેરે લો. હાંરે મારે તે દેખી અતિ હરખી રોહિણી તામ જો, પીઉને ભાંખે એ નાટિક કુણ ભાતનુંરે લો, હાંરે મારે દીપ કહે એ પૂરવપુન્યસંકેતજો, જન્મથકી નવિ દીઠું દુઃખ કોઈ જાતનુંરે લો " ઢાલ પહેલી ગાથા ૫-૬.

પરદુઃખ દેખી દુઃખ ન પામે જે નરા,
મગસેલ પત્થરને તોલિ કહીજે તે ખરા;
ભાજે પરના દુઃખ તેહી જન જીવતા,
જયવંતા જગમાંહિં રહો તે [1]સાસતા. ૯
તે **શ્રીશાંતિજિનેસર** સુખકર જાંણીઇ,
ધનધન **મેઘકુમાર** પૂરવભવ આંણીઈ;
પરહેતિ નિજપ્રાંણિ [2] તૃણાપરિં જે ગણે,
તે તો જગમાં ધીર કીરતિ તસ સહુ ભણેઇ. ૧૦
પરદુઃખ દેખી દુખીયા તે વિરલા કહ્યા,
પણ પરદુઃખનો આભાસ હોઇં તેહી શુભ લહ્યા;
દેખી પરનાં દુઃખ માચે મતિ વાંકડાં,
તેહ અધમનર જાણિં વિછું જિમ આંકડા ! ૧૧
એ વનિતાઉપરિં પ્રીતિ ધરૂં હુ બહુ પરિં,
પણિ એ નિર્દય નિર્ગુણ પરિદુ.ખ નવિ ધરે,
બાલ સોનુ જે કાને ધર્યું પીડા કરે,
છુરી કંચનની હોઇ તો ઉદર નવિ વિદરે ૧૨

**યતઃ—** **ગીતિ.**

"વિરલા જાણંતિ ગુણા, વિરલા પાલંતિ [3]નિદ્ધણા નેહા;
વિરલા પરકજ્જકરા, પરદુઃખ્ખે દુખીયા વિરલા. ૧"

સ્ત્રી, માયાનું મંદિર કપટની કોથલી,
બાંધે સ્ત્રીનો વેદ અનન્ત પાપે મિલી,
ભવપ્રપંચનુ બીજ નરકગતિ દીપિકા,
શોકકંદ કલીકંદ કાયરજન જીપિકા. ૧૩
સર્વ કામનું ધામ વિષમ વિષયા નદી,
કોઇ અપૂરવ વ્યાધિ અનેમા શ્રીજિને વદી;

૧-શાશ્વતા. ૨-સ્વપ્રાણ. ૩-નિર્ધનો પ્રત્યે.

જન્મથકી જિણે છાંડી તે મહાતમા,
ધનધન તેહની માય રહ્યા એતમા. ૧૪
ઇમ ધારિ મનમાંહિ[1] નિલાડે ત્રિવલી ધરી,
બોલાવી તે નારિને પ્રીતિ પરહી કરી;
પણિ મુંહડે કરી નર્મ મર્મ વયણે કહ્યું,
એ ! રોવાનુ કર્મ [2]જગિ સઘલા લહ્યું ૧૫

**यतः अनुष्टुपवृत्ते.**

**"रोदनं हसनं कामःक्रीडालक्ष क्षिणम्,**
**"गमनं शयनं निद्रा, .स्वयं रि द्धाऽन्यमूनिहि." १**

દુઃકૃત કર્યાં યોગબલ તેહ ભાવિપાકથી,
હોઇ પ્રાંણીને એહ, અધર્મ્મના પાકથી;
આધિ વ્યાધિને ઇષ્ટવિયોગ; અનિષ્ટનો,
હોઇ સયોગ સમાગમ દુર્જન દુષ્ટનો. ૧
એહવાને તો સહજે રોદન નીપજે,
સ્ત્રીજનને તો વિશેષે શોક બહુ ઉપજે;
જૂઠુ; માયા; સાહસ; ચંચલ, મૂઢતા,
ઇર્ષ્યા, અશુચિ, અતૃપ્તી હૃદયની ગૂઢતા. ૧૭
[3]પ્રાયે પરને શોકકરાવણ હેતુ છે,
વનિતા અરતિ નિદાન ક્લેશનુ ખેત છે,
પણ તુ માહરે માન અહકારે ચઢી,
એક કારેલી વેલીને લીબરસે ચઢી ૧૮
એક ઊંટને વલી ઉકરડે ચઢયું,
એક વાંમણને વલી પાપે ખાડમા પડયું;

---

૧-કપાળે ત્રિવલી-ક્રોધાવળી, ૨-જગત્‌મા. ૩-મ્હોટે ભાગે, બનના સુધી.

એક અબલાની જાતિ નેં માન પતીનુ લહી,
તિમ બેટા વલી બેટી તિણેં વહી ગહગહી. ૧૯
દુખિ એકનુ [1]પેટિ હસેં એક ખૂટીઓ,
એ ઉખાણો લોકતણો તે ભોટિઓ;
પણિ દુઃખીયાનું દુઃખ દેખી જસ મનિ ન, વિરમે,
**જ્ઞાનવિમલ** પ્રભુધ્યાનકૃપાથી સંક્રમે ૨૦

## દુહા

વયણ સુણી ઇમ કંતનાં, ચિત્તમાં ધરી વિષાદ;
કહે **રોહિણી** રાણી હવે, પતિસ્યું કિસ્યો વિવાદ ૧
પણિ સ્વામી જે તુમે કહ્યું, તે તે સર્વ પ્રમાણ;
અબલાનું જાતે કહો, શાસ્ત્રતણે પરમાણ. ૨
[2]તુહ્મથી નેં જિનધર્મથી, સહુથી અધિકો આજ;
પણિ માહરે મન ગર્વનો, લેશ નથી મહારાજ. ૩
પ્રાહેં હુ જાણુ નહીં રોદનકેરી વાત;
રાગ કુણ કુણ નિત્ય છે, થાઇં કેમ કિણ ભ્રાંત. ૪
ઇદ્રિયસુખબલઉપરેં, કરે ગર્વ અજ્ઞાન;
પરદુઃખ દેખી વલી જે હસે, દૂરભવિ તેહ [3]નિદાન. ૫
દુખીયાજન દેખી કરે, હાસ્ય [4]અમર્ષ ને વીગ(ઢીગ);
તાસ જાતિ ઉત્તમ નહી, જાણે વલગું [5]ચીંગ.
પ્રત્યુત્તરને ભાપવા, પતિ સાથે ઉલ્લંઠ;
પતિવ્રતાવ્રત નવિ રહે, પણ રોવું નાવે કંઠ. ૭

---

૧–પેટ.
૨–તમે મારે માથે છો તેથી, અને જિનધર્મનું આલંબન માહરે છે તોપણ મને ગર્વ નથી, એવો ભાવ છે. ૩–ચોક્કસ. ૪–દયાનો અભાવ.
૫–ઠગ, ચિંગુ

ઈષ્ટવિયોગેં દુમનપણું, મનમાંહે નવિ થાય;
ધર્મસયોગ વિયોગનો, વસ્તુમાંહે ઠહરાય. ૮
ઈમ ભાવિત મન જેહતું, તેહને કિસ્યો વિષાદ,
વીતશોક વીતરાગનો, જેહને હોઈ પ્રસાદ ૯
પણ એ સ્ત્રી ગાયે જીકેં, રાગતણું જે તાન;
નવિ દીઠું, નવિ સાંભળ્યું, પુછું તાસ નિદાન. ૧૦

**ઢાલ. રાગ કેદારો, અથવા કેદાર. ૧૦ મી. કપૂર હોવેં અતિ ઉજલોરે, એ દેશી. અથવા, મનમંદિર દીપક જિસ્યોરે, દીપેં જાસ વિવેક, તાસ ન કહીયે પરા વેરે, અંગ અજ્ઞાન અનેક, પિતાજી! મ કરો જૂઠું ગુમાન. એ રાગે. આ રાગ, ઈડર આંબા આંબલીરે, ઇડર દાડિમ દ્રાખ; તે રીતે પણ ગવાય છે.**

હવિં રાજા એહવા સૂણિરે, રાણિવયણ વિશેષ;
ચિંતે મનમાં એહવુ રે, ધીઠમાંહેં [1]એહરે
પ્રાણી ! નવિ કરીએ [2]વેસાસ.
નારીઇ કીધા દાસરે પ્રાણિ ! કામી જનનેં પાસરે પ્રાણી;
નવિ કરીયેં વેસાસ. આંકણી ૧
મનમાં અનેરૂ ચિંતવિરે, ભાષે મુખ વલી અન્ય,
કાયાઇ [3]અનેરો રમેરે, નારી ચત્ર છે અન્યરે પ્રા૦ ન૦ ૨
વાતે 'તેલિ-નીર' પેખીઇ રે, તેહ સામી ઉઠે ઝાલ;
તિમ [4]તાતી પ્રકૃત્તિ થયોરે, **અશોકચન્દ્ર** ભૂપાલરે. પ્રા૦ ન૦ ૩

---

૧-મૂલમા "એરેહ" પાઠ છે ૨-વિશ્વાસ. ૩-બીજો.
૪-તાતો, ગરમ, આકરા સ્વાભાવવાળો. "ચન્દ્રથી નિર્મળ ક્ષમા, ક્રોધ અગ્નિથી તાતો.' કોઇ કવિ.

કહે રાજા તુજ શીખવું રે, એ મીઠો તુક રાગ;
કહિ રાણી મુજ શીખવો રે, જેહવો દેખો લાગ રે. પ્રા૦ ન૦ ૪
**લોકપાલ** લઘુ સુત તિહાંરે, બેઠો છે ઉત્સગ;
હસિત વદન હેજાલુ(ઓ)રે, કરતો નવનવ રંગરે. પ્રા૦ ન૦ ૫
પ્રેમ ન આંણ્યો ચિત્તમાંરે, દેખી તે સુકુમાલ;
નૃપ કહે મુજને આપીઇરે, એ **લોકપાલ** લઘુ બાલરે. પ્રા૦ ન૦ ૬
સુત મરતો પણિ ઇછીઇરે, ભાંજે વહૂનો નાદ;
ઉખાણો એ લોકનોરે, સાચો કરો ઉન્માદરે. પ્રા૦ ન૦ ૭
સ્વામીને હાથે દીઈ રે, તે બાલક તિણવાર;
સાતમી ભૂમિથી નાખીઓરે, હેઠો તે ક્રોધ ધિક્કાર રે! પ્રા૦ ન૦ ૮

**यतः—**

ગીતિ.

**"क्रोधः परितापकारः सर्वस्योद्वेगकारकः क्रोधः ।**
**वैरानुषंगजनकः क्रोधः, क्रोधः सुगतिहन्ता."**

એક અસમી ક્ષિતકારિતારે, બીજો મિલીઓ ક્રોધ;
એક અગ્નિને વાયરોરે, તસ સયોગે કિંમ રહિ વોધરે. પ્રા૦ ન૦ ૯
હાહારવ થયો લોકમાંરે, પરિજન કરે પોકાર;
અંગુલી મુખમાંહે દીયેરે, સ્યું થયો એહ વિચારરે. પ્રા૦ ન૦ ૧૦
નૃપ કહિં ચંચલ કરથકીરે, પડીઓ એહ કુંમાર;
મુખથકી હાહા! ઇંમ કહિ રે, સ્યું કીધું કીરતારરે પ્રા૦ ન૦ ૧૧
ઉત્તમને પણ આપદારે, આવ્યે ઉપજે દુ.ખ;
દુ.ખ દુર્જન તમ પિશુનતારે, રોગાદિક નહિ સુખરે. પ્રા૦ ન૦ ૧૨
**રોહિણી** રાણી સાંભલ્યું રે, પણિ દુઃખનો લવલેશ,
નાવ્યા ખેદન પણિ નહીરે, ચિંતે કાંઇ વિશેષરે. પ્રા૦ ન૦ ૧૩
જાણે સુતથી થાઇસ્યેરે, એ કોઇ નવલો રાગ;
દીવાથી દીપક હોઇરે, હરિણથકી જિમ ફાગરે. પ્રા૦ ન૦ ૧૪

જિમ નિદાન છે રાગનારે, આપાપણાં અનુકૂલ,
તિમ પતિને મન હુસ્યેરે, નવિ ચિંતે પ્રતિકૂલરે. પ્રા૦ ન૦ ૧૫
બાલક ભૂમિ પડે તિસ્યેરે, [1]તેહવિ નગરીને દેવી;
સાન્નિધ કરે તિહાં માંડીઓરે, સિંહાસન તતખેવરે. પ્રા૦ ન૦ ૧૬
પુન્યે વછિત સવિ ફલેરે, પુન્યે સુર સુપ્રસન;
જગલમાં મંગલ કરેરે, જસ સાનિધ્ય કરે પુન્યરે. પ્રા૦ ન૦ ૧૭
જલ થલ અનલ; સલીલ; અરિરે, મિત્રઅરિ સુખમાલ,
વિષ અમૃત; ગજ, અજ સમોરે, મૃગપતિ મૃગપરે
વ્યાલરે. પ્રા૦ ન૦ ૧૮
દુશમન દુષ્ટનું ચિન્તવ્યુ રે, થાઇ સવે વિસરાલ;
પુન્યતણે સુપસાઉલેરે, વાંકો ન થાઇ બાલરે. પ્રા૦ ન૦ ૧૯
રાજા વિસ્મે પામીઓરે, **રોહિણી**ને નવિ શોક,
કહે સ્વામી મુજ દીજીઇરે, સુતભૂપણ ધન રોકરે. પ્રા૦ ન૦ ૨૦
રાજાઇં નર મોકલ્યારે, બાલક લેવા કાજ;
સુત રમતો દેખી કરીરે, ઇસ્યું અચરિજ આજરે પ્રા૦ ન૦ ૨૧
હસતો હેજિ આંણીઓરે, કરસંપુટ ગ્રહી બાલ,
વદન તે પૂનિમચંદલોરે, મૃદુ મૃણાલ ભુજનાલરે. પ્રા૦ ન૦ ૨૨
આવી નૃપને [2]કરિ દીઇરે, દેખી વધાવ્યો આનંદ,
રાજા મનમાં ચિંતવિરે, મે જે ઉપાયો દંદરે પ્રા૦ ન૦ ૨૩
[3]રાણીભાગ્ય પધારૂરે, પડીઓ પણિ એ કામ;
અણવિચાર્યું ન કીજીઇરે, રાખી પુન્યે મામરે ! પ્રા૦ ન૦ ૨૪
રાજાઇ તે સુંપીઓરે, રાણી કરે **લોકપાલ**,
**જ્ઞાનવિમલ પ્રભુની કૃપા**રે, જાયે સઘલાં આલરે. પ્રા૦ ન૦ ૨૫

---

૧-તેહવિ-તેહવે, તેવારે. આ રાસાની અંદર "વે" ને બદલે "વિ" "કહે"ને બદલે "કહિ" "કરે" ને ઠેકાણે "કરિ" એવા પ્રયોગો વાપરવામાં આવેલા છે. માટે વાંચકોએ અર્થ વિચારતી વખતે લક્ષ રાખી વિચારવો.
૨-કરિ-કરે, હાથે. ૩-મૂલે "રાણી ભાગ્યૈ પાધર્યુંરે" એવો પાઠ છે.

## દુહા. સોરઠી રાગે.

કહે રોહિણી એ રાગ! શીખવસો સ્વામી કદા ?
કહે રાજા નહિં લાગ, હમણાં સીખવવા તણો. ૧
દેખી કુમારનું નૂર, પ્રસન્ન થયા સવિ નાગરા;
જાણે ઉગ્યો સૂર, જિમ પંકજ પદ્માકરા. ૨
વાગાં મંગલ તૂર, ઘરિ ઘરિ થયા વધામણાં;
ભેટિતણા ભરિપૂર, લિઇ બાલિકનાં ભામણાં. ૩
ધર્મતણે સુપસાઇ, વિપમસમેં સશ નિપજૈ;
અદ્ભૂત પામેં રાય, તે જ્ઞાનીવિણ કુણ દાખવૈ. ૪
અસંભાવ્ય સંભાવ્ય, થાયેં પુન્યપ્રભાવથી;
**રામ**તણે અનુભાવિ, શૈલ તર્યા જો સિંધુમાં, ૫

**यतः—**

**उपजाति**

**"वने रणे शत्रु जलाग्निमध्ये, महार्णवे पर्वतमस्तके वा ।**
**"सुप्तं प्रमत्तं विषमस्थितं वा, रक्षन्ति पुण्यानि पुराकृतानि. १"**
**[भर्तृहरि.]**

વાધી સઘલેહી કીર્ત્તિ, ધનધન રાણી રોહિણી;
એ સચ્ચ શીલનિ મૂર્ત્તિ, જે રોવૂં જાણે નહી. ૬
મો'ટા પુત્ર પવિત્ર, એ પનોતી પદ્મની !
ચોખ્ખાં જાસ ચરિત્ર, એ માનિતી ભામિની ! ૭
સુખેં ગમાવે કાલ, રાતિ દિવસ જાતાં થકાં;
ચિંતે મનિ ભૂપાલ એ શી ! અચરિજ વાતડી ! ૮
શોક ન જાગ્યો જેણિ, દુઃખહેતે પણિ એહને;
સુતને રાખ્યો કેણ, સિંહાસન માંડી કરી ! ૯
મેં કીધું અવિચારી, પણિ એ સુતના પુન્યથી;
થયું સઘલું સુવિચારી, ઐ ! ઐ ! કર્મવિચિત્રતા ! ૧૦

## ઢાલ. રાગ સારિંગની દેશ એ. (સારંગ) ૧૧ મી.

જીહો! હવે એહવે અવસરિં તિહાં, જીહો! વનપાલક પ્રણમેવી;
જીહો! આવી દીયે વધામણી, જીહો! જયજય હુઉ નિતમેવિ.
સુણો પ્રભુ વિનતડી મનોહાર, પાઉધાર્યા એણીવાર. સુણો. ૧ આં•
જીહો! [1]**શ્રીવાસુપૂજ્ય** જીણંદના, જીહો! હસ્તદીક્ષીત અણગાર;
જીહો! **રૂપકું સ્વર્ણકુંભ**, જીહો! નામે દીઇં શ્રુતધાર. સુ૦ ૨
[2]જીહો! સંયમ ઉપસમ બિહુ મલ્યા, જીહો! મૂરતિવંતા ધર્મ્મ,
જીહો! ચરણકરણ આરાધતા, જીહો! જાતે[યે] અંતરકર્મ સુ૦ ૩
જીહો! સુમત [3]ગુપ્ત બિહું ચાલતાં, જીહો! મમતા નહિ લવલેશ;
જીહો! [4]પચાચાર વિચારતાં, જીહો! લહતાં સર્વ વિશેપ; ૪
જીહો! નવવિધ [5]બ્રહ્મ-આરાધતા, જીહો! ચાલે સયમપથી,

---

૧-ચોવીસ જિનોમાંથી ૧૨ મા જિનેશ્વરના હાથેજ દીક્ષા પામેલા રૂપકુંભ અને સુવર્ણકુભ નામના સાધુઓ. પાદ+ધાર્યા-તેઓના પગોને આપણી ધરતીએ ધારણ કર્યા છે. અર્થાત્ તેઓ પધાર્યા છે.

૨-તેઓ બે સાક્ષાત્, સંયમ અને શમતાસહિત જાણે ધર્મમૂર્તિજ નહોય તેવા છે. "હું તો ક્રોધ કષાયનો ભરિયો, તુ તો ઉપશમ રસનો દરિયો." શ્રીઉદયરત્ન. ૩-જુઓ શાલીભદ્ર પાને ૪૧ માં ૨ વાળી ટીપ.

૪-જુઓ કુસુમશ્રીરાસ પાને ૧૭૫માં ટીપ ૫મી.

૫-બ્રહ્મચર્ય. " ૧वसहि २कह ३निसिज्जि-४दिय ५कुड्डितर ६पुव्वकीलिय ७पाणीए, ८अइमायाहार ९विभूसणाय, नववभचेरे गुत्तीओ "

૧-વસતિ-સ્ત્રી, પશુ અને હીજડાદિવાળી જગ્યા તજવી

૨-કથા-સ્ત્રી, આદિકની કામકથા ન કરવી.

૩-આસન-સ્ત્રીઓ બેઠેલ હોય તે આસને બે ઘડી-૪૮ મિનીટ સૂધી ન બેસવું તે.

૪-ઇંદ્રિય-સ્ત્રીઓના અંગોપાંગ સરાગ ન જોવા તે.

૫-કુડયાંતર-દિવાલાદિકને આંતરે રહી સ્ત્રીઓના ખાનગી ગીતાદિક ન સાંભળવા તે.

જીહો! કરૂણારસનો સિંધુ છે, જીહો! નિશ્ચયથી [૬]નિગ્રંથી. સુ૦ ૫
જીહો! નિર્મમ [૭]નિરહંકારીયા, જીહો! શાંત પ્રશાંત ને [૮]દાંત;
જીહો! બાહ્ય-અંતરક્રોધાદિકે, જીહો! [૯]નિર્વિકાર અત્યંત. સુ૦ ૬
જીહો! ત્રણે [૧૦]ગારવ છાંડીયા, જીહો! જાણી તાસ વિપાક;
જીહો! આગમ-આણા આગે કરી, જીહો! ભાખે [૧૧]પ્રવચનવાક. સુ૦ ૭
જીહો! આપ [૧૨]છરી પાલતા, જીહો! સકલ જંતુસુખદાય;
જીહો! [૧૩]તૃણસમ સ્ત્રી ગણે મનિયથી, જીહો! શૂન્યવસતી રંકરાય. સુ૦
જીહો! વિવિધ-અભિગ્રહ ધારતા, જીહો! વારી પંચપ્રમાદ;
જીહો! તારે તે પ્રવહણપરેંઈ, જીહો! મનધરતા સ્યાદ્વાદ. સુ૦ ૯
જીહો! તન સુસીતગત ચિત્તનું, જીહો! તામ્રપત્ર કરી વેધ;
જીહો! અનુભવરસરાગે કરી, જીહો! સમતાઔપધીઇં સિધ. સુ૦ ૧૦
જીહો! તપધ્યાનાનલયોગથી, જીહો! નીપજાવે કલ્યાણ;
જીહો! ઇણીપરે સાધન સાધતાં, જીહો! પામે[૧૪] ગૌરવઠાણ. સુ૦ ૧૧
જીહો! જ્ઞાની ધ્યાંની સંજમી, જીહો! નહીં માની મનમાંહિ;

---

૬-પૂર્વક્રીડા-અર્થાત્ વ્રતારોપણ પૂર્વની ક્રીડાઓને યાદ નહીં કરવી.
૭-પાણીએ-ધાતુપૌષ્ટાદિક ખોરાક ન વાપરવો તે.
૮-અતિમિતાહાર-ઘણું ભોજન ન કરવું તે.
૯-વિભૂષણ-શરીરને ભૂષણાદિકથી અલંકારવા નહીં તે.
આ નવે વાડ-કોટ સંસારત્યાગીથી પાળી શકાય છે, અને ગૃહસ્થીઓથી-વાનપ્રસ્થવાળાઓથી આમાંની પહેલી, બીજી, અને પાંચમી ત્રણ છોડીને છજ વાડો પાલી શકાય છે. તેથી કેટલેક સ્થળે ગૃહસ્થીઓના સંબંધે 'નવવિધ' ને બદલે 'છ પ્રકારથી' એમ પણ કહેવાય છે,

૬-નિગ્રંથી-નિર્ગ્રન્થ, ક્ષપણક, જેને સંસારગાંઠ લાગેલી નથી તેવા, સાધુ. ૭-મમતા અને અહંકારવિનાનો.

૮-ધૈર્યવાન્, ઇન્દ્રિયોનો નિગ્રહ કરનાર, દુ:ખ વિગેરેને ધીરજથી સહન કરનાર. ૯-મૂલમાં પાઠ "નિર્વિકાર," એવો છે. ૧૦-ગૌરવ, અહંકારાદિ.

૧૧-પ્રવચનવાક્-શાસ્ત્રવચન. ૧૨-પાદવિહારી-ભોંયસંથારી-આદિ છ ક્રિયાઓ. તે દરેકનેઅંતે 'રી' શબ્દ આવતો હોવાથી છ રી એવા નામથી વ્યવહરાય છે. ૧૩-"જીહો સમ તૃણ" પાઠ મૂલમાં છે. ૧૪-મોટમપણું, મ્હોટાઈ

જીહો ! દમીયા [1]જીણે મદ આઠ છે, જીહો ! નહી પૂદ્ગલપરવાહિ. ૧૨
જીહો ! તપોવીર્ય ગુણવીર્ય તે, જીહો । ચારિત્રવીર્ય સમાધ;
જીહો ! આતમવીર્ય એ પંચ છે, જીહો ! વીર્ય એ પાંચ નિરાબાધ. સુ૦ ૧૩
જીહો ! પ્રતિરૂપાદિક ગુણ-આગરૂ, જીહો ! શ્રુતસાગર ગંભીર;
જીહો ! જીવ વિચાર અગાધ છે, જીહો ! પરિસહ સહે ધીર. સુ૦ ૧૪
જીહો ! પ્રવચનક્ષીરોદધી મથી, જીહો ! મંદિર કરે [2]સ્યાદ્વાદ;
જીહો ! નયન દુગ નેત્ર વિપુલાંધરી, જીહો ! જેહ થઈ અપ્રમાદ સુ૦ ૧૫
જીહો ! [3]ચૌદરત્ન તીણે કાઢિયા, જીહો ! ગુણસ્થાનક સમુદાય;
જીહો ! કેવલશ્રી[4]નિતુ ભોગવે, જીહો ! સમતાચંદ્ર કહાય સુ૦ ૧૬
જીહો ! પુરૂષોત્તમ પુણ્યાતમા, જીહો ! ઉદ્ધરતા જગજીવ;
જીહો ! [5]ઉદાસીન સ્વભાવમાં, જીહો ! વરતે તેહ અતીવ. સુ૦ ૧૭
જીહો ! 'નિશ્ચય ને વ્યવહારના,'[6] જીહો ! ચક્ર દોઈ સમ પંથ;
જીહો ! સંયમરથને ચલાવતાં, જીહો ! નવિ ચાલે ઉતપંથ. સુ૦ ૧૮
જીહો ! ગુણ અનેક કેતા કહુ ! જીહો ! હુ તો મૂઢ અજાંણ;
જીહો ! એ મુનિવર તારે તરે, જીહો ! ચલવે ચારિત્રવ્હાણ. સુ૦ ૧૯
જીહો ! **જ્ઞાનવિમલ** કિરિયા કરે, જીહો ! જેહનો છે [7]પરિવાર;
જીહો ! તે ઉદ્યાને સમોસર્યા, જીહો ! જંગમતીર્થ ઉદાર. સુ૦ ૨૦

---

૧-જુઓ શાલીભદ્રરાસ પાને ૨૩માં ૩ ટીપ. ૨-માત્ર નિશ્ચય ઉપરજ બેસી રહેનાર, અથવા વ્યવહાર માત્રનેજ વળગી રહેનાર નહીં. પરન્તુ નિશ્ચય અને વ્યવહાર એ બન્નેને માનનારાઓ સ્યાદ્વાદી કહેવાય છે. અને જિન માર્ગનો પાયો સ્યાદ્વાદઉપરજ રચાયેલો છે. આ કારણથી બીજા મતવાળાઓ જૈનોને સ્યાદ્વાદીઓના નામથી પણ ઓલખે છે, અને સંબોધે પણ છે. ૩-રત્નરૂપી ચૌદ ગુણસ્થાન છે, કે જે ક્રમે ક્રમે પ્રાપ્ત કર્યા બાદજ કેવળશ્રી પામી શકાય છે.

૪-કૈવલ્યલક્ષ્મી. અનંતજ્ઞાન-દર્શન-ચારિત્રમય લક્ષ્મીના ભોક્તા.

૫-જેનાં રાગદ્વેષ દૂર થયેલાં છે તેને ઉદાસીનવૃત્તિવાળા કહેવાય છે

૬-આનેજ 'સ્યાદ્વાદ' કહે છે. ૭-આ પાદ દ્વિઅર્થી છે. એકતો-શ્રી જ્ઞાનવિમલજી કહે છે કે તેનો પરિવાર પણ એવો છે કે જે શુદ્ધ ક્રિયાનેજ

## દુહો.

વનપાલકનાં મુખથકી, એહવી નિસુણી વાત,
રોમિ રોમિ તનુ ઉલ્લસ્યો, સુખિણી સાતે ધાત. ૧
અતિહિ અમોલિક ભૂષણાં, ¹સોવિનરસના દીધ;
પ્રીતિદાન એહવું કહ્યું, જનમ અયાવિ કીધ. ૨
ચતુરંગણી સેના સજી, વાજ્યાં ગુહીર મૃદંગ;
પડહ વજાવે નયરમાં, મોટા મંગલ જંગ. ૩
²સિન્દૂર્યા સવિ હાથિયા, મનુ ! ચાલતા ગિરીન્દ;
મદ ઝરતા નીઝરણપરિં, ગુંજે મધુકરવૃંદ. ૪
રથ તુરંગ નેં પાલખી, યાંન અને ચકડોલ,
સજ્જ કરિ સવિ સંચરી, હર્ષે હાલ કલ્લોલ. ૫
ઉદ્યાનમાંહી આવીયા, જિહાં છેં ઠાકુરરાજ;
**રૂપકુંભ સ્વર્ણકુંભજી**, ભવજલતરણજિહાજ. ૬
અઢિલક દાન સમર્પતા, ધનદતણો અવતાર,
ગુરૂવંદનનેં ઉમહ્યાં, પહિરિ સવિ સિણગાર. ૭
³પંચાભિગમ સાચવિં, કરે ⁴સચિત્તનો ત્યાગ,

---

કરનારો છે. બીજો-વિમલ-વિ+મલ. અર્થાત્ મલરહિત ક્રિયા અને જ્ઞાનને ભજનારો તેનો પરિવાર છે. ૧-સુવર્ણરસના અર્થાત્ સોનાનાંજ.

૨-હાથીઓના ગણ્ડસ્થળપર લડાઈમાં અને સ્વારીમાં લઈ જતી વખતે સિન્દૂર લગાવવાનો ચાલ હતો.

૩-સામાન્ય પુરૂષોને જાળવવાના પાચ-અભિગમ-મર્યાદા આ પ્રમાણે છે.—૧ ફૂલ અને તાંબુલાદિ સચિત્ત વસ્તુ, ૨ હથિઆર, ૩ મુગટ, ૪ જોડા, અને ૫ હાથી; ઘોડા વિગેરે વાહનાદિ છોડીને જવું. રાજ્યપુરૂષોના અભિગમ ગાથા ૯ માં બતાવેલ છે. ૪-શાક પાન ભાજી પુષ્પ વિગેરેનો ત્યાગ કરીને. સામાન્યતઃ સચિત્તવસ્તુ એને કહેવામાં આવે છે કે જેની અંદર બીયાં રહેલાં હોય તે, અને કઠોળ કે જે રોપવાથી વૃક્ષ થાય તેવાને સચિત્ત કહે છે. આવી આવી સચિત્ત વસ્તુને જિનમાર્ગાનુસારી સાધુ અડી શકતા નથી. પરંતુ,

[1]અચિત્તતણી આજ્ઞા ગ્રહે, મન એકાગ્રતા લાગ ૮
મુનિ દીઠે કરી [2]અંજલી, એકપટ [3]ઉત્તરાસંગ;
ખડ્ગ૧ છત્ર૨ ચામર૩ મુગટ૪ ઉપાનહએ૫રાજ્યાંગ[4] ૯
એ પણિ સઘલા પરહરી, કરે પંચાઙ્ગપ્રણામ;
કૂર્પરિ જાનુયુગ મસ્તક, એ પંચાંગ—અભંગ. ૧૦
**રોહિણી** રાણી પણિ તિહાં, આવે વંદનહેતિ;
સપરિવાર બહુ માન્સ્યું, વંદિ મુનિ ઘણા હેતિ. ૧૧
વિધિપૂર્વક સવિ પર્ષદા, બેઠી જાણી તાંમ,
અવસરિ દેખી ઉપદિસ્યે, ધર્મ્મકથા-અભિરામ. ૧૨
બેઠી છે મુનિમંડલી, તેહનાં વંદી પાય,
ગુરૂમુખચંદ નિહાલતા, ભવિ ચકોર સમુદાય. ૧૩

## ઢાલ. વીંછિઆની, દેશી. ૧૨ મી.

હવે સાધુજી ભાખે દેશનાં, મિઠાસ ગુણે લેઇહિ હારરે;
દ્રાખે પણ સંકુચતા ગ્રહી, શર્કર કર્કર તૃણ ધારરે.
તિહાં સાધુજી ભાખે દેશના ૧ આંકણી
અમૃત પણિ અદસ્ય થઇ રહિઉ, ભયપામી ગયું વારરે,
પણ શ્રીગુરૂવાણી એહથી અધિકિ, જિહાં [5]આગમસારરે. તિ. ૨

---

૧-જ્યારે અગ્ન્યાદિ પ્રયોગથી પકાવવામાં આવે છે, અર્થાત્ તેનાં મૂલગુણનો નાશ કરી તેને અચિત્ત પર્યાયમાં ફેરવી નાખવામાં આવે છે ત્યારેજ જૈનસાધુ તેને અડકી શકે છે. ૨-મૂલ કોપીમાં "અંગુલી" પાઠ છે.

૩-"एगल्लसाडएणं उत्तरासंगेण". એક પટનુંજ અંતરાસણ-ખેસ કરીને.

૪-શ્રાદ્ધવિધિપ્રકરણે "खग्ग१ छत्तोर वाहण२, मउडतह४ चामराओअ" પાઠ છે. જે ઉપરથી ઉપાનહ-જોડાને સ્થળે 'વાહન' સુચવેલ છે ક્રમદોષ તો ઘણી વખતે ઘણે જોવામાં આવે છે. કારણકે કાવ્યસૌન્દર્ય માટે ક્રમદોષ તપાસવામાં આવતો નથી. વધુ માટે જુઓ શાલીભદ્ર ટીપ ૩જી પાને ૨૨માં.

૫-આગમ-શાસ્ત્ર

એ સંસાર અસારમાં, ચઉ ગતિનાં દુઃખ સંભારરે;
તેહમાં વલી ધર્મ તે સાર છે, તે ધર્મતણો આધારરે. તિ. ૩
જિમ શાસ્ત્રે ચ્યાર આગર કહ્યા, તિહાં તૃણ-આગરસમ [1]નરકરે;
ફૂલ-આગરસમ સુરગતિ કહી, જિહાં વિરતિતણો નહિં ફરકરે [2]તિ. ૪
ચન્દર-અગરસમ તિરિગતિ કહી, જિહાં [3]દેસવિરતિનો સંગરે;
રત્નાકરસમ નરગતિ, જિહાં, સર્વવિરતિપ્રસંગરે. તિ ૫
જીવરાશિ ભવ્ય-અભવ્યની, દોઈ બોલિ શ્રીજિનરાશિરે;
શિવગમનતણી હોઇ યોગ્યતા, તે ભવ્ય કરેં ધર્મકાજિરે. તિ. ૬
જે શિવગતિ ન લહેં અભવ્ય તે, તેહનું તો કો નહિ કામરે;
જે ધર્મારાધનયોગ્યતા, તે ભવ્ય હોઇ ગુણધામરે. તિ. ૭
જીવરાશિ અનાદિ અનંત છે, તેહનું સ્થાનક છેં [4]નિગોદરે;
તે વ્યવહાર અવ્યવહારીયા, બિહું ભેદે એકન્દ્રિયવેદરે તિ. ૮
અજ્ઞાન અત્યંતાબોધ છે, ભુમિકા ગત અનાદિ મિથ્યંતરે;
તિહાં કાલ અનંતો નિગમે, ચેતનની સંજ્ઞામાતરે. તિ. ૯
વલી કર્મભૂપાલ અનુકૂલથી, તથા ભવિતવ્યતા લહે સહાયરે;
વ્યવહાર તો હોઈ વ્યવહારીઓ, કાંઈ બોધ તે વધતો થાયરે. તિ ૧૦
દશદૃષ્ટાંતે દોહિલો, લહેં માનવનો અવતારરે;
'નદી ઉપલતણેં' ન્યાયે કરી, અકામ નિર્જરાધારરે તિ. ૧૧

---

૧-નરક-અધોલોક, તૃણસમાન સમજવો. ૨-સુરગતિમાં-દેવલોકમાં વિરતિનું-વ્રતાદિકનું ફરક-પ્રાપ્ત થવાપણું હોતુંજ નથી અર્થાત્ દેવતાઓના ઉદયમાં વ્રતનિયમાદિ આવતાજ નથી. ૩-દેશવિરતિ અને સર્વવિરતિ એમ બે પ્રકારના વ્રતો કહેવાય છે. તેમાં સર્વવિરતિવ્રત ઉચ્ચ કોટિનું ગણાય છે. તિરિગતિ-તિર્યંચગતિ. તિર્યંચોથી દેશવિરતિવ્રતમાત્ર અંગીકાર કરી શકાય છે. ૪-નિગોદ, એ એક નરકગતિથી પણ ઉતરતી પંક્તિનું સ્થાન છે, કે જ્યાં એક-ઈન્દ્રિ-શરીરમાત્રવાળાંજ જીવો, વ્યવહારી અને અવ્યવહારી એવા બે ભેદેવાળા હોય છે. અને તે સર્વ એક દડાકારે એકત્ર ગીચોગીચ ભરાઈ રહેલા હોય છે.

વલી ધર્મ ધર્મ સહુકો કહે, પણિ ધર્મ ન જાણે મર્મરે,
ધર્મ નામે છે જગિ ઘણા, પણિ સાહ્માં તે બાંધે કર્મરે. તિ૦ ૧૨
જે દુર્ગતિ પડતા જીવનેં, ધારે ! અવલંબન થાયરે;
આતમગુણને આદરે, જિણ ધર્મે [૧]આવરણ જાયરે. તિ૦ ૧૩
તે ધર્મ અનાશંસા પણિ વલી, સાત્વિકભાવ સોહાયરે;
તે ધર્મ કહિજે શાશ્વતો, તિણથી સવિ જાઇ અપાયરે. તિ૦ ૧૪
જિમ ! થલીમાં સુરતરૂ દોહીલો, તિમ શુભસામગ્રી[૨] ભાવરે;
આર્યદેશ કુલ નિર્મલા ગતિ, મનુજગતિ સદ્‌ભાવરે ! તિ૦ ૧૫
મિથ્યાત કષાયના મદથી, હોઇ દઢતા વચનતુ ધીરરે,
વિનયી, પરદુ:ખ દેખીને, ધરે કોમલતા ગભીરરે. તિ૦ ૧૬
વલી, સુગુરૂસયોગ તે દોહિલો, વલી [૩]વચનપ્રતીત દુર્લભરે,
સમકિતતત્વે શ્રદ્ધાપણુ, સંસારે એહ અચભરે ! તિ૦ ૧૭
પયઠાંણ વિના જેમ પોતતું, પીઠબંધ વિના જિમ પ્રાસાદરે,
દઢમૂલવિના જિમ તરૂવરૂ, તિમ સમકિતવિણુ ધર્મ-આલ્હાદરે ! તિ૦ ૧૮
દોષિં, દુવિત જે દેવ છે, તેહનો કરવો પરિહારરે;
લોકોત્તર--આતમગુણ ગુણી, તે દેવની આણા સિરધારરે તિ૦ ૧૯
તે દેવે જેહ પ્રકાસીઓ, અહિંસા સંયમ પોતનો પિયોગરે;
જે ત્રિવિધે ત્રિવિધે આદરિ, તે સુગુરૂતણો શુદ્ધયોગરે તિ૦ ૨૦
તસ આણા જાણણ પાલણા, ભાષણ દસવિધ તે ધર્મરે,
એતઅત્રિવિધ સમરૂ [૪]પછિ, એ સમકિત સાચો મર્મરે. તિ૦ ૨૧
એ સમકિત મૂલ દોઈ વિધ કહ્યો, [૫]જિનદેવિં ધર્મવિચારરે,
પર્માર્થે ! નિવૃત્તિ પામવા, એક આગારને અણગારરે ! તિ૦ ૨૨

---

૧–કર્મરૂપી પડદો.

૨ જેમ જમીનઉપર સુરતરૂ દોહિલો છે તેમ સારી સામગ્રી, આ-ર્યદેશ, નિર્મલ ઉચ્ચ કુલ, મનુષ્યગતિ, અને સદ્‌બુદ્ધિ પણ સાપડવી કઠિનજ છે ! ૩–વચનમાં વિશ્વાસ, ભરૂસો.

૪–સમર્યા બાદ, ૫–જિનદેવે, જિનેશ્વરે.

એ ધર્મ-આરાધી શિવ લહ્યા, લહેછે લહેસ્યે જે જીવરે;
**જ્ઞાનવિમલ** ગુરૂ-ઉપદેશથી, સુખ પામે તેહ સદૈવરે. તિ૦ ૨૩

### દુહા.

ધર્મદેશના એહવી, સુણી **અશોક** [1]ભૂપાલ;
હૃદય આર્દ્રજલધરે, જીવદયાપ્રતિપાલ. ૧
એહ અથિર તનુયોગ છે, તેહમાં થિર સંબંધ,
ધર્મતણો જો કીજીઇં, તો જાયેં ભવધંધ; ૨
દુરીત દાવાનલ [2]શમનકું, ધર્મ તે પુષ્કરમેહ,
સમકિતસુરતરૂસિંચવા, ધરમ પરમ છે તેહ! ૩
જીવ્યાનું એ સાર છે, ધર્મ તે મંગલમૂલ;
પરમૌષધ, નિધિ પરમ છિં, ધર્મ ત્રિજગ અનુકૂલ. ૪
ભૂષણ પરમ અવિચલ અછેં, જેઉ સાસ નિસાસ;
તે તો ધર્મે વાસીઇં, તો લહીઇં શિવવાસ! ૫

यत:—

"नमस्कारं हारं वहतिहृदये कर्णयुगले,
"श्रुतं ताडं कालं करकुवलये दानवलयम्.
"गुरोराज्ञाशीर्षे मुकुटमतुले येन भविकाः,
"स्वयं युष्मत्कण्ठे क्षिपति चरमालां शिववधूः"

[शिखरिणी वृत्त].

નિર્દોષી દેવેં કહ્યું, દયા આણા [3]વિનયાદિન્.
નિસ્પૃહ ગુણીજને આદર્યો, તેહિજ ધર્મ અનાદિન્ ૬

---

૧–"સુણી મઘવા ભૂપાલ" એવો પાઠ મૂલમાં છે પણ મઘવા તો રોહિણીપિતા હોવાથી, તથા આંહી અશોક સમ્બન્ધ હોવાથી "અશોક" કર્યું છે. ૨–શમાવવા. ૩–વિનય+આદિન. આદિ. વિનય વિગેરે.

તત્ત્વત્રયની દેશના, દાખી જેહ મુણિંદ;
તે [1]તહત્તિ કરીનેં સદ્દહી, લહ્યો અમંદ આનંદ. ૭
પણિ, હવે એહ કૃપા કરી, પૂછું કરી પ્રણામ;
તે દાખો દુખભંજન [2]મુને! જિમ સિઝે મનકામ. ૮
ભગવન્! **રોહિણી** નારીને, નવિ દીસે કાંઇ શોક;
રોદનકર્માદિક નહી, જન્મથી વિઘ્ન છે ફોક ૯
પૂરવભવ સ્યો ? એણીઇં, જોડયો પુન્યનો યોગ,
તપજપ સ્યોં આરાધીઓ! પાંમી બહુ પીણ ભોગ ૧૦
અરતિ ઉચ્ચાટ ન ઉપજે, દુ:ખહેતુ પીણ તિલમાત્ર;
કર્મભાવમાં દાખવી, પણિં ન કરે ઉત્પાત ૧૧
વિસ્મૈકારી એહનું, દીસ્યે કોઈ ચરિત્ર;
કરિ કરૂણા મુજ દાખવો, કરૂં નિજ કર્ણ પવિત્ર. ૧૨

## (રોહિણીપૂર્વભવ.)

### ઢાલ. થારાં મોહલાંઉપરિ મેહ! જરૂખે વીજલી હો લાલ, જરૂખે વીજલી હોલાલ. એ દેશી. ૧૩ મી.

**રૂપ્પકુંભ** નિજ કહે હવે, તસ ચરિત્ત હોલાલ, કહે૦
પૂરવકૃત શુભકર્મ ક્રિયા, જે આચરી હોલાલ, ક્રિયા૦
ક્રિયા વ્યંધ ન થાય અવિદ્દપિ, જિણપરેં હોલાલ, અવિ૦
કીધા જેહ વિભાવ, પ્રભાવ ન તે ફિરેં હોલાલ પ્રભા૦ ૧

---

૧-ગુરૂએ જે દેશના કહી તે 'तहत्ति', તેજ પ્રમાણે છે-હો! એમ કહીને અશોકચન્દ્રે સદ્દહી-ગ્રહણ કરી. ૨-હે મુને! હે મુનિ!

વિધિકૃત આપે મોક્ષ, ન દોષ હોઇ જેહમાં હોલાલ, ન૦
વલી સકષાય અકષાય જોવો વલી તેહમાં હોલાલ; જોવો૦
અવધિથી હોઇ સંસાર તિહાં વલી, જાણીયે હોલાલ, તિહાં૦
મંદકષાય મિથ્યાત તો પુણ્યેં તાણીઇ હોલાલ. પુણ્યેં૦ ૨

એહ વિચાર અનેક છે આગમમાં કહ્યો હોલાલ, આગમ૦
તે ભણી જિમ પરિણામ શુભાશુભથી લહ્યો હોલાલ; શુભા૦
જંબુદ્વીપમાં દ્વિપપરેં નિતુ દીપતો હોલાલ; પરે૦
રયણરાશિ ધન કંચન સ્વર્ગને જીપતો હોલાલ. સ્વ૦ ૩

તિહાં **ધનમિત્ર** પવિત્રચરિત્ર, ગુણેંભર્યો હોલાલ, ચરિત્ર૦
ધનપતિસમ દાતાર અછે વ્યવહારિઆ હોલાલ; અછે૦
તસ ઘરણી **ગુણધરણી** નામે સુંદરી હોલાલ, ઘરણી૦
શીલવતી સુકમાલ સકલકલાભરી હોલાલ. સકલ૦ ૪

પંચ વિષયસુખ ભોગ–વિલાસ અનુક્રમે હોલાલ, વિલાસ૦
ભોગવતાં બહુ કાલ વહીઓ સવિ વિક્રમે હોલાલ; સવિ૦
જાઈ તનયા એક કુરૂપ દોભાગિણી હોલાલ, કુરૂપ૦
**કાલી** પૂનિમરાત્રિસમાન બિહામણી હોલાલ સમાન૦ ૫

માસરાશિપરિં ઉજ્જલ નીલીથી ઘણુ હોલાલ, ઉજ્જલ૦
વદનાદિક જે અંગ કેતા ગુણ તસ ભણું હોલાલ, કેતા૦
દુર્ગંધ સુગાલી ઘણું ભમરાલી સહી હોલાલ, ઘણું૦
દીવાલીપરભાત અલછ સમી લહિ હોલાલ. અલછ૦ ૬

નામેં 'કાલી બાલી' બોલાવી પરજલે હોલાલ, બોલાવી૦
વિકરાલી ઘણ દંત હો ફરફરે હોલાલ; દંત૦
કાબરા જાસ કેશપાસ, સાસ લસણકલી હોલાલ, સાસ૦
ચીપડી ચુંધલી આંખિ પંખાલીસમ લિહે હોલાલ પંખાલી૦ ૭

કાક ખરી કાક જંઘ રોમાલી સાથલે હોલાલ, રોમાલી૦
મૂંછાલી મછગંધ સેંદાલી સવિ(ધ)થલે હોલાલ, સે૦

કોપ ઘણો મુખ મરડેં બીડેં દાંતસ્યું હોલાલ, બીડેં૰
આપોપૂં વખાણે, ત્રાડેં વિણ સાનસ્યું હોલાલ. ત્રાડેં૰ ૮
કેતાં કીજેં વખાણ તે બેટીતણા હોલાલ, તે૰
પેટી પાપની તેહ, નેહ મનેં ઘણી હોલાલ; ને૰હ
દીઠાં આવેં સુગ હોઈ પેટે કસમલો હોલાલ; હો૰
આંગુલી વિરલી થુલ, નાભી જાણેં ઉખલો હોલાલ. નાભી૰ ૯

બેઠુ ચીણું નાક મસોટની નહિં મણા હોલાલ, મ૰
કેસરવરણાં નયણ તેહતણા હોલાલ; નયણ૰
કેતાં કીજે વખાણ અજ્ઞાનનો ઓટલો હોલાલ, અજ્ઞા૰
પણિ થઇ યોવનવેશ પિતામનિં ઇમ રમી હોલાલ. પિતા૰ ૧૦

કોઇક રંક વણિકકુલનો અછે હોલાલ, વણિક૰
કોટિ સહિત ધન સાથિ દીધી, પણિ નવિ રૂચે હોલાલ; દીધી૰
તીણ સમેં એક ચોર માર તો રાખીઓ હોલાલ, માર તો૰
**શ્રીષેણ** તેહનુ નાંમ **પિતાઇં** તે ભાખીઓ હોલાલ પિતા૰ ૧૧

મુજ ઘરિ આવી વાસ કરો તુંમે તસ્કરા હોલાલ. તુંમે૰
પરણજે માહરી ધુય લહો સુખ આકરા હોલાલ. લહો૰ ૧૨

વસ્ત્રાભરણ આહાર વિશાલ અમ્હે આપસ્યું હોલાલ, વિ૰
ભોગવો સુખ તુમ્હે, ગેહજમાઇ થાપસ્યું હોલાલ; જમાઇ૰
માન્યું તેહ વચન્ન રહ્યો સેઠનેં ઘરેં હોલાલ, રહ્યો૰
કન્યાનુ તેણિવાર પાણિગ્રહણ કરેં હોલાલ પાણિ૰ ૧૩

હવેં તેણિ રાતિ સુઈ એક સેજમાં હોલાલ, સુઇ૰
કરી સઘલો સામાન ધરી બહુ હેજમાં હોલાલ; ધરી૰
કરવતપરિં તસ ફરસ લહિઓ ગુહ્ય-અંગનો હોલાલ, લહિ૰
દેહતણો દુર્ગંધ ભૂમિ જાણે નરકની હોલાલ. ભૂમિ૰ ૧૪
જિમ ભ્રાસડિમાં પડિઓ માછલો ટલિવલિં હોલાલ, મા૰
ક્ષણિ એક વરસ-માન થયો તે વિલવલેં હોલાલ; થ૰

ચિંતે મનમાં એમ એ સેઠિં મુકાવિઓ હોલાલ, સેઠિં૦
સુલિથી પિણ તેહ ક્ષણેક દુઃખ ભાવિઓ હોલાલ ક્ષણેક૦ ૧૫
પણિ એ અહનિસ સૂલિ મૂલી દુઃખ તણી હોલાલ, મૂલી૦
નાઠો તે ઇંમ જાણિ લેઇ રજની ઘણી હોલાલ; લેઇ૦
હિવે કાલી, પરભાતિ, નાઠો પતી જાણીને હોલાલ, નાઠો૦
તાતને વાત જણાવિ આવિ કરે તાંણિનેં હોલાલ. આવિ૦ ૧૬
જાણી તે તાતેં વાત, કહે સુણિ બાલિકા હોલાલ, કહે૦
યે હવે એહી દાન દીઇં દાનશાલિકા હોલાલ, દીઇં૦
ભોગવિ કીધાં કર્મ શુભાશુભ જે કર્યાં હોલાલ, શુભા૦
માત-પિતા દિઇં જન્મ! પિણ કર્મ ન જાયે હોલાલ! કર્મ૦ ૧૭
માની તાતની વાત કાહું મનહુ કરી હોલાલ, કાહુ૦
દાનશાલાયેં દાન દેવાને સંચરી હોલાલ; દેવાને૦
દાનશાલામાંહિં એહી જાણિં ડાકણી હોલાલ; જાણિં૦
દીસતિ વિકરાલી આઇ મનુ! શાકિણી હોલાલ. આઇ૦ ૧૮
અન્નદાંન પણિ કોઇ તસ હથ્થિ નવિ લીઇ હોલાલ; તસ૦
દુર્ગંધ ઉછલઇ એહવો જે નીર પણિ નવિ પીઇ હોલાલ, નીર૦
રાંક ઢીક સવિ લોક પુલાઇ ગંધથી હોલાલ, પૂ૦
આવ્યો કર્મવિપાક ઉદે ના બંધથી હોલાલ. ઉદે ના૦ ૧૯

**यतः—**

**"नाभुक्तं क्षीयते कर्म, कल्पकोटिशतैरपि;**
**"अवश्यमेव भोक्तव्यं, कृतं कर्म शुभाशुभम्. ॥१॥**
**"यथा धेनुसहस्रेषु, वत्सो विन्दति मातरम्;**
**"तथा पूर्वकृतं कर्म, कर्त्तारमनुधावति. ॥२॥"**

**[अनुष्टुपवृत्तम्.]**

**કાલી** કહે સુણો તાત! ઉપાય કિસ્યો કરૂં હોલાલ, ઉ૦
ગિરિજલ જલણ પયેશિ વિખ્વાદતેં કરી મરૂં હોલાલ; વિ૦
તાત કહે રે વત્સિ! ઇમ નવિછૂટીઈ! હોલાલ, ઈમ૦
બાલ મરણથી અનેક ભવોભવિ ખૂટિએ હોલાલ. ભવો૦ ૨૦
રોતિ રાખી તાંમ શિરેં કર ફેરવી હોલાલ; શિરે૦
નિજ બાલકદુઃખ દેખી પીતર હોઇ દુઃખી હોલાલ, પી૦
કહે પુત્રીનેં એમ ધ્યાન જિનનું કરો હોલાલ, ધ્યા૦
એહિજ પુન્યનિદાંન પન્થ છિં પાવરો હોલાલ પંથ૦ ૨૧
માંની તાતનાં વયણ નયણ નીરેંભરી હોલાલ, ન૦
સુંદરી માતા સયણ કહે દુઃખ મત ધરે હોલાલ; કહે૦
ઇમ કરતાં તે કાલ સુખેકરી નિગમે હોલાલ, સુખે૦
(કહે) **જ્ઞાનવિમલ** ગુરૂરાજ પધાર્યા ઇણિં સમે હોલાલ પધાર્યા૦ ૨૨

## દુહા

**લક્ષ્મીરયણ** ઉદ્યાનમાં, અઉનાંણી અણગાર;
આચારિજ શ્રુતશીલ જે, સાધુતણેં પરિવાર. ૧
મેહાગમેં જિમ મોરને, ગર્જારવ સુણી હર્ષ;
તે મુંનિવંદણ ઉમહ્યા, ધરતા બહુ ઉત્કર્ષ ૨
નાહી જિનપૂજા કરી, ધરી ભૂષણ સાર,
આડંબર અતિ સાચવે, વિભવતણેં અનુસાર ૩
નરપતિ રાણા રાજીયા, સેઠ પ્રધાન [1]સત્થવાહ,
માંડલિક કોડબીકા, [2]તલવર પ્રમુખ ઉચ્છાહ ૪
વિધિ વંદણ સવિ સાચવી, બેઠા યથોચિત ઠાંમ,
ધર્મદેશના દે [3]ગણિ, સવિ ભવિજનહિતકામ. ૫

---

૧-સાર્થવાહ, વણઝારો. ૨-તલ્હાર, કોટવાલ.
૩-ગણિ. ગણિપદને ધરનારા. 'ગણિ' નામ એક જાતની પદવી છે.

જીવ સ્વભાવેં નિર્મલો, ફટિકોપલસમ જાણિ;
દર્શનજ્ઞાનઉપયોગમય, નિરાકાર નહિં હાંણિ. ૬
કર્મમલેં કરી [1]આવર્યો, વિવિધ લહેં સુખદુખ;
તે કર્મના નાશથી, ભવ્ય લહેં શિવસુખ. ૭
કર્મ અનાદિ સહચર્યાં, જીવે કરીઇ કર્મ,
જિણહેતિં કરી, નીતુપ્રતે, લહીઇ તેહના મર્મ. ૮
મિથ્યા અવિરતિયોગથી, પ્રમાદ અને કષાય;
એહ મૂલહેંતિ કરી, 'આઠકર્મ' બંધાય. ૯
તેહભણી તે ટાળવા, યત્ન કરેં ભવિજીવ;
સમકિત, વિરતિ, શુભયોગસુ, હોઇકષાય અતીવ. ૧૦
કર્મજંજીર જડયો હુતેં, ચરણયોગ બંધાય;
તિણેં શિવમ(ગ)તિ ન લહિ સકે, જ્ઞાનક્રિયાસમુદાય ૧૧



## (અષ્ટકર્મસ્વરૂપ અને વ્યાખ્યા.)

**ઢાલ. સુણ બહેની પીઉડા પરદેશી, એ દેશી. ૧૪ મી.**

હવે **શ્રુતશીલ** મુનીસર ભાષે, ભવિજનનેં હિતકાંમેરે;
આઠ કર્મ છેં સકલ જીવને, સમય સમય પરિણામેરે. હવે૦ ૧
૧જ્ઞાનાવરણ નેં ૨ દર્શણાવરણ, ૩વેદનીય ૪મોહ નેં ૫આઉરે;
૬નાંમ ૭ગોત્ર ૮અંતરાય એ આઠે, જગતને કરે છેં માહુંરે હ૦ ૨
૧સુમતિ૨શ્રુત૩અવધિ૪મનપર્યવ, ૫કેવલજ્ઞાનને રૂંધે રે;
પાંચપ્રકારે **જ્ઞાનાવરણી**, સકલ સમયેં જીવ બાંધેરે. હ૦ ૩
૧ચક્ષુ-૨અચક્ષુ-૩અવધિ ને ૪કેવલ, **દર્શનનાં** આવરણાંરે;
નિદ્રાપચક નવવિધ એ જાણોં, એ બીય કર્મ અનુસરણારે. હ૦ ૪

---
૧-આવરણવાળો બન્યો.

૧અસાતા ૨સાતા **વેદનીય**, દુવિધા **મોહનિયકર્મ** અડવીસારે,
પણ, વીસ ભેદેં **ચરણમોહની**, દર્શનત્રીક સુજગીસારે. હ૦ ૫
[1]**આયુ** ચ્યાર ગતિભેદેં લહિયેં, **નામ** એકશતત્રિહ ભેદે રે,
**ગોત્ર** દુવિધ, ચઉનીચ કહિજે, અંતરાય પણ ભેદેરે. હ૦ ૬
૧દાન, ૨લાભ, ૩વીર્ય; ૪ભોગોપ૫ભોગા, તસ લાભ જીણેં ધાવેરે;
તે **અંતરાય** કહીજે ઇણિ પરિં એકસો અઠ્ઠાવન થાવેરે. હ૦ ૭
૧જ્ઞાની ૨જ્ઞાન [2]૩જ્ઞાનોપકરણની, જ્ઞાનાદિકનેં ભણતોરે;
તસ આશાતના અવરણાં-વાદી, કાલાદિક અણગણતોરે. હ૦ ૮
દઢ વિપરીત પઠન સૂત્રારથ, ઈત્યાદિક આચરતોરે,
**જ્ઞાનાવરણિ**કર્મને બાંધે, ગુરૂ-ઉપદેશ અસહતોરે. હ૦ ૯
સ્યાદ્વાદમત થાપક ગ્રથા, તસ આસાતના ભાષેરે.
નિર્દોષીની વાણીદોષેં, શંકાદિક બહુ રાખેરે. હ૦ ૧૦
સંશયકારી ઉપદેશ દાખે, [3]**રત્નત્રયને** દૂપેરે
કાલાદિક કારણ કરી મુખ્યે, **દર્શનાવરણને** પોપેરે. હ૦ ૧૧
વ્રતઉદ્યોગી ને અનુકંપા, ગુરૂભક્તિ [4]સાવધાનરે,
ક્ષમા શીલ કૃશકપાય નેં દાની, **સાતાબંધ** નિદાનરે હ૦ ૧૨
તેહથી જે વિપરિત તેને વર્તઇ, તેહ **અસાતા** બાંધેરે;
પ્રત્યનીકતા સંઘાદિકની, ગુરૂદેવ-દ્રવ્ય અનારાધિરે. હ૦ ૧૩
મિથ્યાત્વાદિક કારણ સવેં, શાસન ઉગ્ગહકારીરે,
સંયતિ ધાતિ સંયતિની વ્રતભંગી, નિર્દયચારીરે. હ૦ ૧૪
ઈત્યાદિક હેતિં મિથ્યામત **મોહીનીય**તાં બાંધેરે,
તીવ્ર કપાય, સર્વવિરતી નહી, **ચરણમોહ** તે સાધેરે હ૦ ૧૫
મિથ્યાદષ્ટિ કુશીલનો સંગી, ક્રુરકર્મપરિણામીરે;
મહાઆરંભ પરિગ્રહે [5]માતો, નરક-આઉનો [૧] કામીરે હ૦ ૧૬

---

**૧-નરક, તિર્યંચ, મનુષ્ય, અને દેવ. ૨-જ્ઞાન+ઉપકરણ, અથવા ઉપગરણ. ૩-જ્ઞાન, દર્શન, ચારિત્ર ૪-દ્વિતીયપાઠ "સાચધાનરે" સાચ-સાચું-સત્યધ્યાન ૫-મસ્ત.**

માયી, શઠ, વૃત્તીશલ્ય રાખઇ, કુરવચન હિત થોડું રે;
અવધિ પ્રરૂપેં ઓઘપ્રવાહે, લોકરાગમાં મનડુ રે. હ૦ ૧૭
તે **તિર્યંચગતિ**–આયુ [૨] બાંધેઇ અલ્પ કષાય દાનભાવીરે;
શીલાદિક મધ્યમગુણરંગી, **મનુષ્યૈ**–આયુ[૩]નો ભાવીરે. હ૦ ૧૮
અકામનિર્જરા, સરાગસુવ્રતિ, અવિરતિ, સમ્યગ્દૃષ્ટિરે;
બાલ તપસ્વી લજ્જાઈ શીલી, **દેવાયુબંધ**ની [૪] શ્રૃષ્ટિરે. હ૦ ૧૯
સરલ, અગારવી, જીવદયા, પરકૃતપુણ્યજાણ નેં અદ્રોહીરે;
**શુભનામ**કર્મનેં તે બાંધે, વિપરિતેં **અશુભ**બંધન હોઇરે. હ૦ ૨૦
ગુરૂ નિરહંકારી ગુરૂજન ભગતાનો, પઠન પાઠન આસંગીરે;
ગુણરાગીપર ઉપકૃતિ કરવા, શુરો કૃતલિંગીરે. હ૦ ૨૧
**ઉચ્ચગોત્ર** ઇત્યાદિક ગુણથી, તેહથી વિપરીત **નીચગોત્રી**રે,
જ્ઞાનાવરણ દર્શન આવરણની, વેદનીય **અંતરાયા**રે. હ૦ ૨૨

× × × × × ×

ત્રીસ કોડા કોડિ સાગર એહની, ઉત્કૃષ્ટ સ્થિતિ બંધાઈ રે. ૨૩
જિનપૂજાદિકનો અંતરાયી, હિંસાદિકનો રાગીરે;
માર્ગે અરૂચિ; ઉન્માર્ગનો રૂચિઓ, કુસીલ, સુસંતીત્યાગીરે. હ૦ ૨૪
ધર્મ અધર્મ કામાદિક વર્ગે, જે જેહનો અંતરાયેરે;
દાન શીલ તપ ભાવાદિકના, વિઘનકરણનો સહાઇરે. હ૦ ૨૫
જે જેહવે પરિણામેં વરતેં, તે તેહવી સ્થિત બાંધેરે;
જઘન્ય મધ્યમ અને ઉત્કૃષ્ટી, કરૂણાદિકથી સાધેરે. હ૦ ૨૬
સિત્ત્યરિ કોડાકોડિસાગર મોહીની, નાંમગોત્રની કહીયેંરે;
વીસ કોડા કોડિ સાગર તે, ત્રીસ સાગર આયુ સ્થિત લહિઇરે. હ૦ ૨૭
જઘન્ય સ્થિતિબાર મુહૂર્ત બોલી, વેદનીય નિગ્રંથેરે;
આઠ આઠ નામગોત્રની, જાણો શેષની અંતર્મુહૂર્તરે. હ૦ ૨૮
સમયાધિક જે વધતી જગન્યથી, યાવત હોઇ ઉત્કૃષ્ટીરે;
તે સવિ મધ્યમ સ્થિતિ જાણી, જે એહ વીતરાગેં દીઠીરે. હ૦ ૨૯

મિથ્યાત અવિરતિ યોગ કપાયા, અધ્યવસાય વિશેષારે,
મન્દ મન્દતર મન્દતમાદિ, તિવ્ર તિવ્રતર લેખારે. હ૦ ૩૦
તેહ થિર સ્થાનિક હોઈ બહુલા, જીવ અનાદિ ઈમ ચાહિરે;
કાલ અનંતગમેં પુદ્‌ગલના, પરાવર્ત્ત પ્રવાહિરે. હ૦ ૩૧
હવિં, આયુ વિના સગ કર્મની પયડી, વીસત ત્રીસ પરિણામોરે.
સાગર કેરી કોડી લહિઇ, બંધ અનાદિ પ્રમાણોરે. હ૦ ૩૨
સહજ થકી કોઈ શુભપરિણામે, અકામ નિર્જરાયોગરે,
યથાપ્રવૃતિકરણ તસ કહીયેં, હેતુ મન્દરસરગેરે. હ૦ ૩૩
સાત કર્મની એક એક કોડિ, સ્થિતિ અવશેષને રાખેરે;
બેં શત ત્રેવિસ કોડિ ખપાવે, શુભ પરિણતિરસ મંદ દાખેરે. હ૦ ૩૪
એહવું તો બહુ જીવે કીધું, પણિ સમકિત નવિ લીધુંરે,
કોઇક ભવ્ય લહેં જો સમકિત, તો તસ કારિજ સીધુરે. હ૦ ૩૫
એક કોડિની સ્થિતિ રહી શેષા, તે પણ અસંખ્ય ભાગ ઉણીરે;
તેહ અપૂર્વ કરણેં કરી શોષે, એહ ભવ્યતણી છે કરણીરે. હ૦ ૩૬
તિવ્ર શુભાતમભાવ ન કહીયે, અપૂર્વ કરણી કુહારરે,
રાગદ્વેષઘનગ્રથિ કપાટને, ભેદે અનાદિ શિતધારેરે હ૦ ૩૭
તે ભેદીની અનિવૃત્ત કરણે, આવિ શુભતર ભાવિરે,
પરમ હર્ષ અંતર્મુહૂર્ત્ત માને, સમકિતવિણ પાછો નાવિરે હ૦ ૩૮
તે અનિવૃત્તકરણ પછી તે, અંતરકરણેં આવીરે.
પ્રથમ સમય જે તેહવો હોઇ, તે ઉપશમ સમ્મ કહાવેરે. હ૦ ૩૯
હવે અનતાનુબંધી ચ્યાર જે મોહની, ત્રિક પ્રકૃતિ સાતેરે;
પ્રકૃતિ, પ્રદેશ, વિપાક, વેદન નહી, અંતર્મુહૂર્ત્ત સ્થિતિ માત્રેરે હ૦ ૪૦
તિહાં અપૂર્વ-આનંદ લહેં ઇમ, વચન અગોચર જે હોરે,
સિદ્ધ સરૂપની વાનગી જાણ્યો, શુદ્ધ શ્રદ્ધાનને‌ા નેહોરે. હ૦ ૪૧
શુદ્ધ થઈ તસ ચેતના કહીઇ, અનુક્રમે લાભ બહુ પામીરે;
**દેશ-સર્વવિરતિ**તણો તે, શિવવનિતા તસ કામિરે. હ૦ ૪૨

તે સમકિત બે ભેદે જાંણો, મૂલ અને ઉપશમશ્રેણિં રે;
ઇગ દુગ ત્રિક પૂર્જાદિક કરતો, **ક્ષયોપશમ** કરી કરણેં રે. હ૦ ૪૩
મોહસપ્તકક્ષયેં ક્ષાયિક જાંણો, જેહ આવ્યું નવિ જાવે રે,
ઇત્યાદિક બહુ ભેદ છે તેહના, [1]**જ્ઞાનવિમલથી** પાવે રે. હ૦ ૪૪

## દુહા.

તે સમકિતથી ધર્મની–રૂચિ દિન દિન લહેં વૃદ્ધિ;
જિમ મલક્ષર નાશથી, ભોજન–રૂચિની સિદ્ધિ. ૧
તે માટે જસ હૃદયમાં, દીપેં સમકિતરત્ન;
ધન્ય ધન્યતમ તે નરા, કરો તેહનાં યત્ન. ૨
તેહિજ નર 'સાત્વિક' કહ્યો, પુરૂષાથી તે કહાય;
દાનાદિક સવિ પુન્યનાં, કરણી સફલી થાય. ૩
જ્ઞાનક્રિયાફલ તસ દીઇં, નિરાવરણ નિજ ધર્મ;
શ્રુત ચરણાત્મક તેહનો, ભાંજેં કર્મના મર્મ. ૪
ઇત્યાદિક ગુરૂદેસના, ગુરૂમુખથી સવિલોક;
હર્ખ્યાં, નિ.સુણી ઉમહ્યા, જીમ પ્રહસમયે કોક. ૫
સમકિત બહુ જીવેં લહ્યાં, દેશવિરતિનો ભાવ,
કેઇક સર્વવિરતિ લહ્યા, ભવજલ તરવા નાવ. ૬
જે નીરિહ, કરૂણાપરા, જસ આદેય વચન,
તેહના સવિ ઉદ્યમ ફલેં, ધર્મકથાના યત્ન ૭
ધર્મકથા ઇંમ સાંભલી, પરષદ્ પ્હોંતો ગેહ,
એહવામાં અવસર લહી, **ધનમિત્ર** સેઠ જેહ ૮
કહે ભગવન્! મુજ આસ દિઓ, મુજ પૂત્રીનું કર્મ,
દુર્ગંધા કિણ પરિં થઈ, દાખો તેહનો મર્મ ૯
ચઉનાંણી ગુરૂજી કહે, પૂરણ પ્રવચન પાક,
નિજ નિજ કર્મને આગલિં, સઘલા જીવ વરાક. ૧૦

---

૧–વિમલજ્ઞાનવડે.

જેહથી કર્મ દૂરિં ગયા, તબ લિયા તસ નાક;
બાંધતાં જાણેં નહી, પણ વિરૂયા તાસ વિપાક. ૧૧

કીધાં કર્મ ન છૂટીઇં, જેહનો [1]વિસમો બંધ;
તસ ફલ અમૃત ન નીપજૈ, ઐ એ મોટો ફન્દ. ૧૨

કીધાં કર્મ ન છુટીઇં, જેહનો વિસમો બન્ધ;
**બ્રહ્મદત્ત** નરવર ભયો, સોલ વરસ લગે અન્ધ. ૧૩

**ઢાલ. વાડી ફુલી અતિ ઘણી મન ભમરારે એ દેશી. ૧૫ મી.**

ભવનાટિકમાં જોયતાં ચિત્ત ચેતોરે !
એક જીવ બહુ ભાવ, ચતુર ચિત્ત ચેતોરે !
એકેન્દ્રિ થાવરપણે, ચિત્ત ચેતોરે !
તે અનાદિ વિભાવ ચતુર ચિત્ત ચેતોરે ! આંકણી. ૧

અવ્યવહારની રાશમાં, ચિત્ત ચેતોરે !
કેતા એક છે જીવ, ચતુર ચિત્ત ચેતોરે !
ત્રણ પરણાંમને પામીયાં, ચિત્ત ચેતોરે !
રહિં તાં લઇરે સદૈવ ચતુર ચિત્ત ચેતોરે ! ૨

તેહ રાશિ ગુણમાંનથી, ચિત્ત ચેતોરે !
સૂત્રમાંહી પણ એ રીત, ચતુર ચિત્ત ચેતોરે !
તથા ભવ્યની યોગ્યતા, ચિત્ત ચેતોરે !
તે જિનવચનપ્રતીત. ચતુર ચિત્ત ચેતોરે ! ૩

જે વ્યવહારિ રાશિ ચઢયાં, ચિત્ત ચેતોરે !
તે ફિરિ તેહમાં જાય, ચતુર ચિત્ત ચેતોરે !
કહેવાઈ વ્યવહારીયા, ચિત્ત ચેતોરે !
પ્રવચનિં એમ કહાય ચતુર ચિત્ત ચેતોરે ! ૪

---

૧-વસમો.

દેવ નારક તિરિ નરપણું, ચિત્ત ચેતોરે !
વિવિધ જાતિ પર્યાય; ચતુર ચિત્ત ચેતોરે !
ધની નિર્દ્ધન સોભાગીઉં, ચિત્ત ચેતોરે !
દોભાગી દુ.ખદાય. ચતુર ચિત્ત ચેતોરે ! ૫

રૂપ, કુરૂપ, મૂરખ, કવિ, ચિત્ત ચેતોરે !
બ્રાહ્મણ, ક્ષત્રી, શૂદ્ર; ચતુર ચિત્ત ચેતોરે !
સ્ત્રી, નારી, નપુંસક, નર, વલી, ચિત્ત ચેતોરે !
ત્રિવિધ જાતિ લહેં મુદ્ર. ચતુર ચિત્ત ચેતોરે ! ૬

અંત્યજ, દ્રુમક, ખલ, સજન નેં, ચિત્ત ચેતોરે !
એક જીવ બહુ ભેખ, ચતુર ચિત્ત ચેતોરે !
કર્મવસેં નિતુ નટપરિં, ચિત્ત ચેતોરે !
રાગી અથવા દ્વેષ. ચતુર ચિત્ત ચેતોરે ! ૭

નિયમ કોઈ એહવો, ચિત્ત ચેતોરે !
જે કોઇ ન લહ્યો ભાવ; ચતુર ચિત્ત ચેતોરે !
નટપરિ કીધા નવનવા, ચિત્ત ચેતોરે !
બહુ વિધ કર્મ બનાવ. ચતુર ચિત્ત ચેતોરે ! ૮

તે ભણી એહનો સાંભલો, ચિત્ત ચેતોરે !
પૂરવભવવૃત્તાંત, ચતુર ચિત્ત ચેતોરે !
આ **જંબુદ્વીપ**ના **ભરતમાં** ચિત્ત ચેતોરે !
**મધ્યખંડ** અતિક્રમ, ચતુર ચિત્ત ચેતોરે ! ૯

**ગિરિપુર નામેં** નયર છેં, ચિત્ત ચેતોરે !
ધન ધાન્યેં અભિરામ; ચતુર ચિત્ત ચેતોરે !
**અલકા** પીણ [1]અલકો [2]પમી ચિત્ત ચેતોરે !
જસ આગલિ ન લહિં ઠામ, ચતુરચિત્ત ચેતોરે ! ૧૦

---

૧-અદૃશ્ય, અગોચર. ૨-પામી.

તે પીણુ જઇ ઉચી રહી, ચિત્ત ચેતોરે !
સ્યું બહુ કીજે વખાણુ, ચતુર ચિત્ત ચેતોરે !
ન્યાયસુ ભકતો ઘણું, ચિત્ત ચેતોરે !
સજ્જન સાધુગુણ જાણ. ચતુર ચિત્ત ચેતોરે ! ૧૧
જનપદ મુદમુદિતો અછે, ચિત્ત ચેતોરે !
નાગર નવનવ રંગ; ચતુર ચિત્ત ચેતોરે !
**પૃથિવિપાલ** નામે અછે, ચિત્ત ચેતોરે !
આણા જસ અભગ. ચતુર ચિત્ત ચેતોરે ! ૧૨
તાતો **રવિપરે** પરકજ્જે,[1] ચિત્ત ચેતોરે !
ધર્મરાગે સોભાગ; ચતુર ચિત્ત ચેતોરે !
રાતો અતિ **મંગલ**પરે, ચિત્ત ચેતોરે !
**બુધ**જનનાં બહુ લાગ. ચતુર ચિત્ત ચેતોરે ! ૧૩
**ગુરૂ**જનને સેવે સદા, ચિત્ત ચેતોરે !
**શુક્ર** વીર્ય સદાચાર, ચતુર ચિત્ત ચેતોરે !
**શને**ચર પાપ પ્રવૃત્તિમાં, ચિત્ત ચેતોરે !
**રાહુ**સમો રિપુદાર ચતુર ચિત્ત ચેતોરે ! ૧૪
**સૌમ્ય** સદા છિંઈ લોકને, ચિત્ત ચેતોરે !
**કેતુધ્વજ** નિજ વંશ, ચતુર ચિત્ત ચેતોરે !
નવગૃહરૂપી નૃપતિ છે, ચિત્ત ચેતોરે !
અનુગ્રહ કરે પ્રશસ ચતુર ચિત્ત ચેતોરે ! ૧૫
સિદ્ધમતિ બહુ ગુણવતી, ચિત્ત ચેતોરે !
રાણી જાણી નામ, ચતુર ચિત્ત ચેતોરે !
**સિદ્ધમતિ** છે તેહને, ચિત્ત ચેતોરે !
પટરાણી બહુ માન ચતુર ચિત્ત ચેતોરે ! ૧૬
વાહલી નૃપને અતિ ઘણું, ચિત્ત ચેતોરે !
જીવ એક, દોઈ દેહ; ચતુર ચિત્ત ચેતોરે !

---

૧-પરમાર્થમાં સૂર્યની માફક તત્પર.

પ્રાણનાથ ચિત્ત અનુસરી, ચિત્ત ચેતોરે !
મીન નીર પરેં તેહ. ચતુર ચિત્ત ચેતોરે ! ૧૭
પંચવિષયસુખ વિલસતાં, ચિત્ત ચેતોરે !
જાતો ન જાણે કાલ; ચતુર ચિત્ત ચેતોરે !
યદ્યપિ બહુ રાણી અછે, ચિત્ત ચેતોરે !
પીણ એહસું રાગ વિશાલ. ચતુર ચિત્ત ચેતોરે ! ૧૮
એક દિન ક્રીડાકારણેં, ચિત્ત ચેતોરે !
ગયા ઉદ્યાનમોઝાર; ચતુર ચિત્ત ચેતોરે !
બહુ પરિવારે પરવર્યાં, ચિત્ત ચેતોરે !
[1]ઇંદ્રસચિ [2]અનુકાર. ચતુર ચિત્ત ચેતોરે ! ૧૯
પંચવરણ ચર કુસુમના, ચિત્ત ચેતોરે !
વારૂ બનાયા વેસ; ચતુર ચિત્ત ચેતોરે !
કુસુમાવરણેં શોભીઈ, ચિત્ત ચેતોરે !
જિમ નદનવનમાં [3]સુરેસ. ચતુર ચિત્ત ચેતોરે ! ૨૦
બત્રીસ [4]બદ્ધ નાટક પડે, ચિત્ત ચેતોરે !
વાજેં મગલ તૂર; ચતુર ચિત્ત ચેતોરે !
મેઘપરેં માદલ નદે[5], ચિત્ત ચેતોરે !
દાન દીઈ ભરપૂર. ચતુર ચિત્ત ચેતોરે ! ૨૧
પાદકવાસ ગરાસકા, ચિત્ત ચેતોરે !
બ દ્વિજનના થાટ, ચતુર ચિત્ત ચેતોરે !
થોકે થોકે રમતા અછે, ચિત્ત ચેતોરે !
સુભગ સુઘટ જસ થાટ ચતુર ચિત્ત ચેતોરે ! ૨૨
લોક લખ્યાગમે મિલ્યા, ચિત્ત ચેતોરે !
આપ આપણા કરી મેલ,ચતુર ચિત્ત ચેતોરે !

---

૧–ઈન્દ્રાણી. ૨–અનુકાર, સરખા. ૩–સુર–ઈશ.
૪–બત્રીસ પ્રકારના. ૫–નદ્–અવાજ થવો.

[1]છઈ ઋતુની શોભા લિહી, ચિત્ત ચેતોરે !
ધરવિરચી કરી કેલિ. ચતુર ચિત્ત ચેતોરે ! ૨૩
એહવા માંહેં આવતો, ચિત્ત ચેતોરે !
દીઠો મુનિવર એક; ચતુર ચિત્ત ચેતોરે !
[2]ખંતો [3]દંતો [4]વિચરંતો, ચિત્ત ચેતોરે !
વારૂ વિનય વિવેક. ચતુર ચિત્ત ચેતોરે ! ૨૪
મનુ ! મૂરતિ એ ધર્મ છઈ, ચિત્ત ચેતોરે !
સંયમમંદિર ધીર, ચતુર ચિત્ત ચેતોરે !
કરૂણાવંત કૃપાલ છેં, ચિત્ત ચેતોરે !
ખીરજલધી ગંભીર. ચતુર ચિત્ત ચેતોરે ! ૨૫
અવતરીઓ અવનીતલે, ચિત્ત ચેતોરે !
જાણે સૂરિજબિંબ, ચતુર ચિત્ત ચેતોરે !
અપ્રતિબદ્ધ વાયુપરિં, ચિત્ત ચેતોરે !
ગગનપરિં નિરાલંબ. ચતુર ચિત્ત ચેતોરે ! ૨૬
માસખમણનેં પારણે, ચિત્ત ચેતોરે !
નયરમાંહિ આવંત, ચતુર ચિત્ત ચેતોરે !
મયલપરિ મુનિ મલપતો, ચિત્ત ચેતોરે !
**હેમસારનામે** મહંત. ચતુર ચિત્ત ચેતોરે ! ૨૭
રાયતણી દૃષ્ટિ પડિઉ, ચિત્ત ચેતોરે !
લાગો રંગ-અભંગ, ચતુર ચિત્ત ચેતોરે !
પાઉધારિ છેં સંહિરમાં, ચિત્ત ચેતોરે !
જાણેં ચાલતી ગંગ ચતુર ચિત્ત ચેતોરે ! ૨૮
એ મુનિ જિહાં પાઉ ધારસ્યૈ, ચિત્ત ચેતોરે !
ધન ધન તસ ગેહ; ચતુર ચિત્ત ચેતોરે !

---

૧-વસન્ત, ગ્રીષ્મ, વર્ષા, શરદ, હેમન્ત, અને શિશિર.

૨-કાળજીપૂર્વક. ૩-દાંત-શહનશીલ. ૪-વિહરતો, ચાલતો.

ધન ધન જે [1]પડિલાભસ્યેં, ચિત્ત ચેતોરે !
આણી અધિક સનેહ. ચતુર ચિત્ત ચેતોરે ! ૨૯
એહ ગુણાકર સાધુજી, ચિત્ત ચેતોરે !
પુત્ર પાત્ર શુચિગાત્ર; ચતુર ચિત્ત ચેતોરે !
દર્શનથી પાતિક ટલેં, ચિત્ત ચેતોરે !
દુરિત ઉપદ્રવ માત્ર. ચતુર ચિત્ત ચેતોરે ! ૩૦
અંતરંગ-અરિનેં જિતવા, ચિત્ત ચેતોરે !
ઉઠ્યો એ મહામલ્લ; ચતુર ચિત્ત ચેતોરે !
પરિસહ ફોજથી નવિ બીહે, ચિત્ત ચેતોરે !
મોજી એહ અડિલ્લ. ચતુર ચિત્ત ચેતોરે ! ૩૧

यतः—

"साधुनां दर्शनं पुण्यं, तीर्थभूता हि साधवः
"तीर्थं फलति कालेन, सद्यः साधुसमागमः" ॥१॥
[ अनुष्टुप् ]

એ સંસાર અસારમાં, ચિત્ત ચેતોરે !
તેહમાં કામવિનોદ; ચતુર ચિત્ત ચેતોરે !
ઉકરડામાં નિધિ મિલેં, ચિત્ત ચેતોરે !
તિમ મનિ ધરતો પ્રમોદ. ચતુર ચિત્ત ચેતોરે ! ૩૨
રાણીને ભાષે ઇસ્યું, ચિત્ત ચેતોરે !
દીજેં સાધુને દાન; ચતુર ચિત્ત ચેતોરે !
એ મુનિ મોટા પાત્રનેં, ચિત્ત ચેતોરે !
જનમ કરિજે સુપ્રમાણ ચતુર ચિત્ત ચેતોરે ! ૩૩
સાધુ સુક્ષેત્રે વાવીઉં, ચિત્ત ચેતોરે !
તેહનાં પુણ્યનો પાર, ચતુર ચિત્ત ચેતોરે !

---

૧-પ્રતિલાભવું, આપવું, ભિક્ષા દેવી.

વચન કહી સકીઈ નહિ, ચિત્ત ચેતોરે !
તરીયે એ સંસાર. ચતુર ચિત્ત ચેતોરે ! ૩૪

त:-

"उत्तमपत्तं ाहू, मझ मपत्तं च । ा भणिया;[१]
अविरय म्मदीट्ठी, जहन्नपत्तं मुणेयव्वं. ॥१॥

त - (आर्यावृत.)

अ र हस्रेषु, वरमेको ह्यणु ती;
अणुव्रतिसहस्रेषु, वरमेको महाव्रती. ॥२॥
महा ति हस्रे , रमे ो हि ात्त्विकः;
तात्त्विकेन समं प ं, न भूतं भविष्यति.[२] ॥३॥

ન્યાયાગત ધન જેહમાં, ચિત્ત ચેતોરે !
કલ્પનીજ વેલી હોય; ચતુર ચિત્ત ચેતોરે !
શ્રદ્ધાશુદ્ધ આદર ઘણું, ચિત્ત ચેતોરે !
તે મુનિ દાનને જોય ચતુર ચિત્ત ચેતોરે ! ૩૫
તેહવૂ દાન જેહને હુવે, ચિત્ત ચેતોરે !
ધન ધન જીવિત તાસ; ચતુર ચિત્ત ચેતોરે !
તેહવુ ધન શિવહેતુ છે, ચિત્ત ચેતોરે !
પુહચૈ વંછિત આસ. ચતુર ચિત્ત ચેતોરે ! ૩૬

---

૧-આ વૃત્ત માગધીભાષાનું છે. તેનો ભાવાર્થ આ મુજબ છે.
'ઉત્તમપાત્ર છે સાધૂ, મધ્યમપાત્ર શ્રાવકો ભણિયા;
અવિરતિ સમ્યક્ દ્રષ્ટિ, જઘન્યપાત્ર તેને ગણિયા"

૨ ભાવાર્થ-"હજારો અવિરતિમા, મહા એક અણુવ્રતી;
અણુવ્રતી હજારોમાં, ઉત્તમ છે મહાવ્રતી.
મહાવ્રતી હજારોમાં, શ્રેષ્ઠ તેહીજ તાત્ત્વિક;
તાત્ત્વિકસમા પાત્રો, 'દુર્લભા જગતી તલે"

यतः— **अनुष्टुप्.**

“आनन्दाश्रूणि १ रोमाच २, बहुमान ३ प्रिय वचः ४
“किञ्चिदनुमोदनंपात्र ५, दानभूषणपञ्चकम् ॥१॥
“अनादरो १ विलंबश्च २, पराङ्मुखो ३ विप्रियंवच ४;
“पश्चात्ताप ५ सतापश्च, दानदूषणपञ्चकम् ॥२॥

જો એ સાધનેં આપીઈં, ચિત્ત ચેતોરે !
તેહનો લાભ અનન્ત; ચતુર ચિત્ત ચેતોરે !
**જ્ઞાનવિમલ** ગુરૂભક્તિ જે, ચિત્ત ચેતોરે !
તેહિજ જાણે સન્ત. ચતુર ચિત્ત ચેતોરે ! ૩૭

**દુહા.**

ઇમ મનમાંહિ ચિંતવિ, ભૂપતિ ભાખેં એમ;
**સિદ્ધમતિ** રાણિ પ્રતેં દેખાડી બહુ પ્રેમ. ૧
એ મુનિનેં જો દીજીયેં, દાન દેઈ બહુમાન,
તો જનમારો આપણો, સફલ હોઈ [1]નિધા(દા)ન. ૨
[2]તે ભણિ ઇહાંથી વલી, જઈ આપણે ગેહ;
દાનયોગ જો મેલવો, તો હોઈ પૂન્ય અછેહ. ૩
તુહ મારે પ્રાણપ્રીયા, અંતઃપુર સીણગાર,
પુન્યકાર્ય મિલીને કરે, તેહના સફલ અવતાર. ૪
ઇમ નિસુણી પ્રીતમતણા વયણાં, નયણે નેહ;

---

૧–મૂલ પ્રતિમાં, “અનિધન” પાઠ છે.

૨–તે માટે આ પુસ્તકમાં “માટે”ને બદલે “ભણી” શબ્દ ઘણે સ્થળે વાપરવામાં આવેલ છે.

દેખાડી, નિજ ગેહ ભણી, ચાલી તે નિસંદેહ. ૫
પતિવયણને પાલતી, બાહિર તો સુપ્રસન્ન;
પણ અંતરમાંહિં જલે, 'સૂર્યકાંતિ [1]જિમ રત્ન'. ૬
ક્રીડારસ ભાગાભણી, માંહિ ઉઠી ઝાલ,
અમલાઇ મનમાં ઘણું, જિમ 'પલ્લી વિકરાલ'. ૭
ચિંને એ મુનિ પાપીઓ, કહાં આવ્યો ઇણિવાર;
ક્રીડારસ ભાગો ઘણુ, પતિ સમજે ન લિગાર ૮
સુ કીજે પરવશિ પડયા, જો પતિવયણ ન થાઇ,
તો ન રહે પતિવ્રતાપણું, સહુમાં હાંસી થાઇ. ૯
પરઘરભંજણ ભીખતા, ભમરાલા પાખંડ;
દેખાડી જનને ઠગે, ચાલંતો એ ચંડ. ૧૦
મુનિઉપરી વર દ્વેપ કરી, તેડી મુનિને તામ;
પડિલાભે બાહિર મને, પણઅતર મન[છે] [2]વામ. ૧૧
જે કોઇ ખાવે નહી, અરસ વિરસ દુર્ગન્ધ,
[3]અસનાદિક આપે વહી, ધરી દ્વેપ-અનુબંધ. ૧૨
[4]કટુક તુબ જે સંસકર્યું, તે આપે અકુલીણ,
મુનિ, નિર્દૂષણ જાણિંને, લીઇ તે મનમાં દીણ ૧૩
જે જે સબધે મિલ્યું, નિર્દૂપણ આહાર;
સાધુ તે-[5]સુધાસણસમો, સંયમહિત આધાર. ૧૪
ઇન્દ્રિય પુષ્ટાઇતણુ, ભોજનનુ નહિ હેત,

---

૧-સૂર્યકાંત નામનો એક જાતનો મણિ થાય છે, તે દેખાવડો હોય છે; પણ સ્વભાવે આગસમાન હોય છે એને સ.ધ ૧-- ગ્રંથમાં આગીયા મણિ, અથવા કાચ પણ કહે છે.

૨-ડાબું, ઉલટુ, કાલું. ૩-ભોજનાદિ ૪-કડવુ તુમડુઃ કે જે ખાવાથી મ ણજ થાય છે. કડવી દુધી ૫-સુધા. + અસણ.

જ્ઞાનાદિકને કારણે, સંયમ જીવિત ક્ષેત. ૧૫
અતિ અમૃતસરિખા દિઈ, [૧]શુદ્ધપાન--અહાર;
તે સુરસુખ શિવને લહે, ફલ પામે [૨]શ્રીકાર ૧૬
જે અણગમતાં સુગામણાં ખેદ ધરી દ્યે અહાર;
છતી શક્તિ અનાદરે, [૩]રૂલે ચઉ ગતિ સંસાર. ૧૭

प्रवचने यदुक्तम्—
"भयवं? भुत्त कस्स, न जिज्जइ गोयमा जे जीवा;
अमुहं अच्चत्त दुगछणिज्जं, असणपाणखाइमं साइमं तहा.
रुवाण समणाणं, निग्गंठाण असद्दहणाए;
अणायरेण भोयणं देइ, अण्णंसिचदलावेइ विदलं.
ते समणु जाणइ वासाइ–ज्जइमणुंणदिज्जमाणं;
पइवउममा वज्जइ, सोपरजम्मे अ-वंत दुखंसमुवज्जइ.
तस्स भुत्त न जि-जइ, उयंरपिट्ठि मूलाइयारोगाय;
का बहवे समुपज्जाति, दीहबद्ध चाउरत संमारकतारं.
अणुपरियट्टइ जहा नागसिरी,"

[इति उपदेशकल्पद्रुमे]

સુંદર શ્રદ્ધા આદરે, શુદ્ધમાંન અહાર,
પડિલાભે અણગારને, તે સમકિત આચાર.[૪] ૧૮

## ઢાલ. યોગીસર ચેલા, એ દેશી. ૧૬ મી

હવિં રાજા મન ચિંતવેરે લાલ,
પડિલાભસ્યેં મુનિરાજરે, રાજેસર ચિંતઈ,

૧–પાણી, કાંજી વિગેરે પેય પદાર્થ ૨-ઉત્તમ. ૩–અનીચ્છાએ, ખેદ ધરીને, અને શકિતને ગોપાવીને જે સુપાત્રને અયોગ્ય આહારાદિ આપે તે ચાર ગતિમાં રૂલે–રોલાયા કરે. પણ પાંચમી ગતિ જે મુક્તિ તે પ્રાપ્ત કરી શકે નહીં; એવો ભાવ છે.

૪–દ્વિતીય પાઠે "તેહને અલ્પ સંસાર."

ધન વેલા મુજ આજની હોલાલ. ૧
ઇમ અનુમોદિ દાંનનેરે લાલ,
સિદ્ધા વછિત કાજરે, રાજેસર ચિંતઈ;
બાગવિનોદે રહ્યો હુતો હોલાલ. ૨
રાણીઈ મુનિ પડિલાભીઆરે લાલ.
મનમાં આણી રીસરે, રાજેસર ચિંતઇ;
ક્રીડાભંગ થયા ભણી હોલાલ,
આપ્યુ અનિષ્ટ અસુહામણુરે લાલ;
કડુઉ તુબ અસેસરે, રાજેસર ચિંતઈ,
દેખો ! દોભાગણિઇં કર્યું હોલાલ. ૩
ગધરસાદિકેં જાણીઓ હોલાલ,
તેહ અનર્થ અહારરે મુનિવર ઇમ ચિંતે,
જો [1]નિરવદ્ય ઠામે પરઠવુ હોલાલ,
તો સયમ જીવિત વધેરે લાલ;
જિણ આણા રહે સારરે મુનિવર ઇમ ચિંતે,
ઇમ જાણીને આહર્યું હોલાલ. ૪
અનુક્રમે થઇ તસ વેદનારે લાલ,
તે આહારપ્રભાવરે મુનિવર ઇમ ચિંતે;
અતિ અવસ્થા જાણિને હોલાલ,
કરી અણસણ આરાધનારે લાલ,
ધરતાં મનમાં સમાધિરે મુનિવર ઇમ ચિંતે,
શત્રુ મિત્રુ સરિખા ગણે હોલાલ. ૫
કાલ કરીને ઉપનોરે લાલ,

---

૧-નિરવદ્ય-અચિત્ત. સાધુએ વિચાર્યું કે "આને કોઈ યોગ્ય સ્થાને પરઠવી-મૂકી દઉં, તોપણ અન્ય જીવો તેને ખાઇને મરણ પામે." એ ભયથી સાધુએ પોતેજ આહાર્યું-ખાધું, એનો ભાવાર્થ છે.

તે **અનુત્તર** દેવલોકરે મુનિવર ઇમ ચિંતે;
સંયમ જીવિત સાધિઉ હોલાલ,
ક્રીડા કરી ઘરિ આવીયોરે લાલ;
પૃથવીપાલક ભૂપાલરે રાજેસર ચિંતઇ,
પૂછે મુનિ પ્રતિલાભિઓ હોલાલ. ૬
સા કહેં તુહ્મ વચને કરીરે લાલ,
આવી ગેહ મુણિંદનેરે ! પ્રાણેસર નિસુણો;
ક્રીડારસ પણિ નવિ ગણ્યો હોલાલ,
પ્રતિવ્રતાને પતિતણુંરે લાલ;
વચન તે અમૃતસમાનરે ! પ્રાણેસર માહરા,
અસનાદિક ધરી ભાવસ્યુ હોલાલ. ૭
નૃપતિ સુણી મન હરષીઓરે લાલ,
અનુમોદિં તે વારિરે ! રાજેસર રૂડા;
કપટ ન જાણે તેહનું હોલાલ.
ઇમ કરતાં રજનીસમેરે લાલ,
[1]ગોત્રદેવી તિહાં આયરે રાજેસર રૂડા;
એ અપરાધિની આકરી હોલાલ. ૮
એહની સી ! અનુમોદનારે લાલ,
કપટપેટી એ નારરે ! રાજેસર રૂડા;
ઘાત કર્યો ઇણે સાધુનો હોલાલ,
તે ભણી એ કડુવી લીબડીરે લાલ,
જલની ગાડિર જાણિરે રાજેસર રૂડા,
નામ ન લીજે એહનું હોલાલ. ૯
ગાંમ માંહે પિણ વિસ્તર્યોરે લાલ,
એહનો દુષ્ટ અપવાદરે રાજેસર રૂડા;

૧–રાજાની કુલદેવી.

રીસે ધડહડતોથકો હોલાલ,
છાનું પાપ રહે નહિરે લાલ,
કો વ્યસન આઢપાઢરે રાજેસર રૂડા,
અહો અહો એ કુલખંપણી હોલાલ. ૧૦
કાઢી દેસથી બાહીરેરે લાલ,
એ કરણીનાં લાગાં ફૂલરે રાજેસર રૂડા;
એહ અલછિ અભાગિણી હોલાલ,
પાપણીઇં પાપ કિસ્યું કર્યુંરે લાલ;
જેહથી સંસાર અનંતરે રાજેસર રૂડા;
અહો અહો માહરી મૂઢતા હોલાલ. ૧૧

**यत**—

"चेइयदव्वविणासे रिसीथाणपनयणस्स उड्डाहे;
"सजयणींचउच्छव्वयभगे मुलगीवोहीलाभस्स.
"अत्युग्रपुण्यपापानामिहैव फलमीक्ष्यते,
"त्रिभिर्वर्षैस्त्रिभिर्मासैस्त्रिभि. पक्षैस्त्रिभिर्दिनै." ॥१॥

[2]કુથીત, કાનની કૂતરિરે લોલ,
કુટી કાઢિજે જેમરે રાજેસર રૂડા;
ઇમ લોકે ઘણુ હીલતી હોલાલ,
મારતી બહુ તર્જનારે લાલ;
દુ:ખ પામતી ઠાંમિઠાંમિરે રાજેસર રૂડા,
પાપ મિલ્યું દિન સાતમે હોલાલ. ૧૨
કોઢિણી થઈ ગલતી તનુએરે લાલ,
રોગતણો આવાસરે રાજેસર રૂડા;

---

૧-ભાવાર્થ—અતિઉગ્ર પાપ પુણ્યનું ફળ તો ત્રણ વર્ષે, ત્રણ માસે, ત્રણ પક્ષે કે ત્રણ દિવસે મળ્યા વિના રહે નહીં.

૨-कुत्सित-ખરાબ, ગંદા કુત્થીત.

રાંકપરે ફ્લી દેસમાં હોલાલ,
દણિપરે દુ ખ પામતીરે લાલ;
પામી મરણ અકાલિરે રાજેસર રૂડા,
છઠ્ઠીઈ નરકી ઉપની હોલાલ. ૧૩
ઉત્કૃષ્ટ સ્થિતિ ભોગવિરે લાલ,
તિહાંથી નિસરી થઇ મચ્છરે રાજેસર રૂડા;
તિહાંથી સાતમીઇ ગહી હોલાલ,
ઇંમ સઘલી નરકેં ફરીરે લાલ;
પામી દુઃખના સમ્મરે રાજેસર રૂડા,
પાપતણા સંચયવસિં હોલાલ. ૧૪
હવેં તિર્યંચગતિ થઇરે લાલ,
સાપણી પાપણી જાતિરે રાજેસર રૂડા;
અજગરી નેં વલી ઊંટડી હોલાલ,
સીયાલણી ને કુકડીરે લાલ;
કાગડી મીનકી માંહિરે રાજેસર રૂડા,
રાસભી શુયરી સીચાણીકા હોલાલ.
ઇમ જલચર થલચર ખહચરિરે લાલ,
ઉરપરિ ભુજપરિ માંહિરે રાજેસર રૂડા;
દાહ શસ્ત્ર નેં દાઘ ઝારેં [1]હોલાલ, ૧૫
પ્રાહેં મરણ એહથીરે લાલ,
થાવરમાં પિણ જન્મરે રાજેસર રૂડા;
ખર કટુક રૂક્ષ ઉશ્નના હોલાલ,
જિહાં અસુભ ગંધરસવર્ણનારે લાલ,
દારૂણ જેહ વિપાકરૈ રાજેસર રૂડા;
વનસ્પતિ પણિ અશુભકાં હોલાલ. ૧૬

---

૧–દ્વિતીયપાઠે 'દાઘ ક્ષરે' હોલાલ." ૨–સીમા–હદ.

તીખા કડુયા અંબિલારે લાલ,
તિહાં પિણ બહુ અનત્થરે રાજેસર રૂડા;
તાપન સેકન ભડથના હોલાલ,
ઈમિ બહુ ભેદે કદર્થનારે લાલ,
પામે અનેક પ્રકારરે રાજેસર રૂડા;
પાપ ધતુર ફલ્યો બહુ હોલાલ, ૧૭
ઇમ અકામ થકી નિર્જરારે લાલ,
પામી [1]ગવિ અવતારરે રાજેસર રૂડા,
તિહાં પિણ ભુખ તૃષા ઘણી હોલાલ,
સહતી લહતી દુઃખ ઘણુ રે લાલ,
માર નેં મહાપ્રહારરે રાજેસર રૂડા,
કોઈક શુભપરિણામથી હોલાલ, ૧૮
ભાગ્યાવસે મુનિવર મિલ્યારે લાલ;
દેખી દુખીણી ગાયરે, રાજેસર રૂડા,
કરૂણા શરણ પણૈ થઈ હોલાલ;
ધર્મ સુણાવ્યો તેહનેંરે લાલ,
સંભલાવ્યો 'નવકારરે' રાજેસર રૂડા,
શરણા ચ્યાર સુણાવિયાં હોલાલ ૧૯
ગુરૂદર્શન અનુમોદનારે લાલ;
પુન્યપ્રકૃતિનો બંધરે, રાજેસર રૂડા,
મરણ લહિ તેહવે સમે હોલાલ.
તિહાંથી થઈ તવ[2] નંદનીરે લાલ,
રહિઓ અવશેષ જે કર્મરે, રાજેસર રૂડા,
તે ઉદેયેં વલી આવીઉં હોલાલ, ૨૦
દુર્ગંધ ને હુઇ દુર્ભગારે લાલ;

૧. ગવરી, ગાય. ૨-ત્હારી.

લહિ જન્માધિકારરે રાજેસર રૂડા,
આપેં કર્યાં આપ ભોગવેં હોલાલ;
એહવા ગુરૂવયણા સુણી હોલાલ,
[૧]પૂરવલ્યો અવદાતરે, રાજેસર રૂડા;
તદાચરણ કર્મનાશથીરે લાલ, ૨૧
જાતિસ્મરણ સા લહેં હોલાલ,
દીઠી સઘલી વાતરે, રાજેસર રૂડા,
ભય પામી મનમાં ઘણું હો હોલાલ;
ઝુરેં પશ્ચાતાપથીરે લાલ,
હા ! હા ! કીધું દુષ્ટરે રાજેસર રૂડા;
નિરાપરાધેં મુનિ દુહવ્યો હોલાલ. ૨૨
નીરપ્રવાહે પખાલતી રે લાલ;
**જ્ઞાનવિમલ** ગુરૂપાયરે રાજેસર રૂડા,
કહિં સ્વામી હવેં આસિ દિઓ હોલાલ.
જિણથી એહ અશુભ ટલેંરે લાલ,
દાખો તેહ ઉપાયરે રાજેસર રૂડા;
જિમ હું થાઉં સોભાગિણી હોલાલ. ૨૩

## દુહા.

કૃપાવત ગુરૂજી કહેં, કર્મ હોય [૨]વિસરાલ;
તે તપથી સવિ સંજપેં, દુરિ દુરિત સવિ આલ. ૧
ક્ષમાં કરેં શક્તિ છતેં, અતર હોઇ સુપ્રસન્ન;
ઇન્દ્રિયસુખ ઇચ્છેં નહીં, તે તપિયા ધન ધન્ન. ૨
તપ કરિને રાખ્યા તિણેં, જિણેં ન કરી તપઆસ;
દુખથી જે તપ આદરે, તેહમાં કીસ્યો વિસાસ.[૩] ૩

૧-પૂર્વભવનો. ૨-ચૂરો, નાશ. ૩-વિશ્વાસ !

સમકિતવિણ છે જે તપ, તે સવિ કષ્ટ વિશેષ;
પણિ સમકિતયુત જે તપ અછિં, તેહિજ શિવગતિરેષ. ૪
યદ્યપી કરણી વંધ્ય[1] નથી, એહવી લોકપ્રતીત;
તે પુન્યપ્રકૃતિના બંધથી, એહી વચનની પ્રીત. ૫
ચ્યારે ભેદ છેં ધર્મના, દાન શીલ તપ ભાવ;
જો [2]દર્શન નાણ ચરણ મિલેં, તે સવિ ભવજલનાવ. ૬
અતિ વલી ભવ્યપુરૂપને, મિથ્યા મંદકપાય;
તેહનિ પણિ પરંપરેં, હોઈ ભવતરણ-ઉપાય. ૭

:—

"दानेन प्राप्यते भोग, शीलेन प्राप्यते सुखम्।
"तपसा क्षीयते कर्म, भावना भवनाशिनी" ॥१॥

તે ભણી દેવાણુપીયે, આદરીઇ તપકર્મ;
પણિ [3]નિરાશંસ જો પરિણમેં, તો લહીઇં શિવશર્મ. ૮
તપના ભેદ અનેક છે, દુવિધ ધર્મ મન જાણ;
બહુ ભવ્યજીવે આદર્યાં, આતમશક્તિપ્રમાણ. ૯
તપ તે વજ્રસમાન છે, આતપ ઇંદ્રિને હાથિ,
કર્મશૈલને ભેદિવા, સાચા શિવપુરસાથ. ૧૦
ધીર વીર નર નારીઇ, કીધાં અછે અનેક;
શમ દમ વિનયાદિક ગુણે, મિલીયા ધાઈ વિવેક. ૧૧

## ( રોહિણી-જીવ-પૃચ્છા. )

કર્મવિપાક મે માહરા, સાંભલી થઇ ભયભ્રાંત,
તેહ ભણી મુજ આશ દિઓ, તપના સવિ વૃત્તાંત ૧૨

---

૧-વાંઝણી. અર્થાત્ કરણી ફળને આપવાવાલીજ છે. ૨-શ્રદ્ધા, જ્ઞાન, અને ચારિત્ર. ૩-નિઃ+આશંસ, શંકાવિના.

## (તપપ્રકરણ.)

**ઢાલ. ગણધર દશપૂરવધર સુંદર, એ દેશી. ૧૭ મી.**

તપ ભવિયાં ઇણિપરેં આરાધો,
જિમ શિવસુખનેં સાધોરે;
નિરાશંસ શુભ ચિત્તનેં સાધો,
શુભગુણઠાણેં વાધોરે. તપ આંકણી. ૧
નામથકી એ કેતાએક દાખૂં,
તપવિધપ્રકરણ દેખીરે;
આગમમાં પણિ બહુ અછે,
ગૌતમ ભાવ વિશેખીરે. તપ. ૨
૧ **પંચકલ્યાણકતપ** સવિજિનના,
૨ **વીસથાની**કતપ મોટોરે,
૩**ઉપધાન**તપ **શ્રીમહાનિશિથે,**
નવિ માને તે ખોટોરે. તપ ૩
૪ **પટ્કાય**સંયમના તપ હિઇં,
**૫અષ્ટાપદ** સો પાનારે,
મોટકા તપ **૬શ્રીજિનવર** કેરા,
૭ **માહીતપ** નહી છાનારે. તપ ૪
**૮અશોકતરૂતપ ૯નોકારના** તપ,
**૧૦સિદ્ધચક્ર ૧૧દર્શનશુદ્ધિરે;**
પક્ષ દોઇં **૧૨ સંવરતણો** તપ,
**૧૩ શેત્રુંજયતપવૃદ્ધિરે. તપ.** ૫
**૧૪ પંચતીર્થતપ ૧૫ અદુ:ખદુ:ખતપ,**
**૧૬સર્વાંગ**ભૂષણ નામે રે,

**૧૭મુગટ ૧૮વીરવલય ૧૯પુંડરીકા,**
**૨૦ તિલકપુંડરીકા** નામેરે. તપ. ૬
**૨૧સૌભાગ્ય ૨૨ ચૂનડી ૨૪ કંકણવલયા,**
**૨૫શુકલપ્રાસિતપ** નામેરે;
**૨૬ કમલ ૨૭કુંડલ ૨૮અહાર ૨૯નિયમતપ,**
કાલપ્રમાણ અભિરામરે. તપ. ૭
**૩૦સૃંખલ ૩૧યતમુહ ૩૨ત્રીપદીનામ,**
**૩૩પ્રવચના ૩૪બ્રહ્મવ્રતા** આણોરે;
**૩૫દૃઢાંગ**કરણ **નેં ૩૬સુભગ ૩૭સુસ્વરતા**
**૩૮જ્ઞાનપ્રમાણે** જાણોરે. તપ. ૮
**૩૯પ્રતિમા[1] શ્રાવકની** ઇગ્યારહ,
**૪૦'રોહિણતપ'** સુખકારીરે;
**૪૧ઇંદ્રિયજયા ૪૨યોગજય ૪૩ કષાયજય,**
**૪૪ કરણજય**તપ ભારીરે તપ. ૯
**૪૫શ્રેણિ ૪૬પ્રતરા ૪૭ ઘન ૪૮ વર્ગ,**
**૪૯ચંદ્રાયણ**-વર્ગ **વર્ગતપ** કરીઇરે;
**૫૦ ભદ્રાય ૫૧ મહાભદ્ર ૫૨ સર્વતોભદ્રા,**
પ્રતિમાથી ભવ તરીઇરે. તપ. ૧૦
**૫૩ કર્મસુડણ ૫૪ગુણરયણ**સંચસ્થર,
**૫૫વજ્ર ૫૬વજ્રમધ્ય** કહીઇરે;
**૫૭ યવ ૫૮ યવમધ્ય ૫૯ કનકાવલી**નામા,
**૬૦રત્નાવલી**તપ લહિઇંરે તપ. ૧૧

---

"૧–दसण१ वयर सामाइयर; पोसह४ पडिमा५ अबम्भ६ सचित्ते७; आरम्भ८ पेस९ उदिट्ठ,१० वज्जए समणभूएअ११." श्राद्धविधिप्रकरणे, सत्तરમાં દ્વારે. દર્શન(૧) વ્રત(૨) સામાયિક(૩) પૌષધ(૪) કાઉસગ્ગ(૫) બ્રહ્મચારી(૬) સચિત્ત(૭) આરંભવર્જક(૮) પ્રેષ્યવર્જક(૯) ઉદ્દિષ્ટ(૧૦) શ્રમણભૂત(૧૧), એ અગીઆર

**૬૧મુક્તાવલી ૬૨ સિંહનીક્રિડીત** વલી,
**૬૩લઘુસિંહની** ક્રિડીરે;
**૬૪શ્રીઆંબિલ, ૬૫વર્દ્ધમાન-મહાતપ,**
**૬૬ પંચમહાવ્રત** વિલસેંરે. તપ ૧૨
**૬૭પરમભૂષણ નેં ૬૮સર્વાંગસુંદર,**
**૬૯મનથિરકરણતપ** સોહિરે,
**૭૦ધર્મચક્રવાલ, તપ ૭૧પ્રમાદ**ત્યાગનો,
**૭૨ચૌદપૂર્વતપ** સોહે રે તપ. ૧૩
**૭૩ જ્ઞાન ૭૪દર્શન ૭૫ચારિત્ર ૭૬એકાદશિ,**
**૭૭આઠિમા, ૭૮ચૌદસિ કેરારે;**
૭૯તપ **સંસારતારણ** લઘુ મોટા,
૮૦**પદ્મોત્તર**તપ મોટારે. તપ ૧૪
**૮૧સ્વર્ગદંડ** અને **૮૨ મેરૂમંદિર,**
**૮૩ અમૃતાષ્ટમી ૮૪અંગ-ઉપાંગારે,**
**૮૫મરૂદેવિ ને ૮૬મુગટસપ્તમી,**
**૮૭જ્ઞાનપંચમી;** આગમ ચગારે. તપ. ૧૫
**૮૮મોક્ષદંડ ૮૯અક્ષય**સુખતપ, વલી,
૯૦**પાલણ**ડાતપ સુખકર્ત્તારે. તપ. ૧૬
[૯૧થી૯૮] **નંદીસરા અઠાઈના** તપ,
**૯૯સુતદેવી ૧૦૦અંબિકાદેવીરે;**
**૧૦૧દુર્ધ્યાન** ભેદ **૧૦૨ સુભધ્યાન** પ્રવર્તક
ભેદો ઈતી વીંશનેં લેવીરે તપ. ૧૭
૧૦૩ કામદમન, ૧૦૪ચિંતાસંતાપન,
૧૦૫વિહરમાન ૧૦૬જિનગણધરરે;
**૧૦૭ગારવજય ૧૦૮ ભિક્ષુપ્રતિમા**
**૧૦૯સમવસરણ ૧૧૦લઘુવૃધ** કરણે રે તપ. ૧૮

**૧૧૧આયતિજય ૧૧૨મારણકપાવડિયાં,**
**૧૧૩પ્રાતિહાર્ય** ભવપૂરારે;
**૧૧૪સત્યરિસયજિન ૧૧૫દમયંતી**તપ,
**૧૧૬કલ્યાણક**તપધારારે તપ ૧૯
**૧૧૭ત્રિભોવન** જપતપ, **૧૧૮આઠકર્મ**તપ,
**૧૧૯સત્તમિયા ૧૨૦અઠ્ઠમિયારે;**
**૧૨૧નવમીયા; ૧૨૨ દસમ દસમીયા;**
**૧૨૩પ્રતિમાતપ** જિન કહ્યારે. તપ ૨૦
દશવિધ આલોયણ પ્રાયશ્ચિત્તાદિક અને છવિધિ ભાખ્યારે;
ત્રિકરણ શુધિં કરણને હેતિં, **જ્ઞાનવિમલ**મતિ દાખ્યારે તપ.૨૧*

## દુહા.

શ્રીગુરૂજીના મુખથકી, સુણીયા ભેદ અનેક;
કહો સ્વામી મુજને કીહો? યોગ્યતાનો સુવિવેક
જેહવી જાણો માહરી, શક્તિપ્રમાણે સ્વામ;
દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવથી, તે કહો અ(ધિ)ભિરામ! ૨૨
તિહાં ઉપયોગી ગુરૂ કહે, **રોહિણ તપ** પરિમાણ;
કર્મરોગ ઉપશમ ભણી, લહે આયતિ કલ્યાણ. ૩
સમકિતમૂલ અમૂલ ગુણ, રોહિણીનો તપ દીધ,

---

*તપ—કર્મ ખપાવવાના ઉપાયો જિનશાસ્ત્રમાં અનેક પ્રકારથી વર્ણવેલા છે. જેમાં ઘણાખરા ઉપર વર્ણવ્યા છે તથા કેટલાક બાકી રહયા છે તેમાં જે સ્મૃતિમાં છે તેનાં નામ અત્ર આપ્યાં છે. " મોક્ષકરણ્ડક, સ્વર્ગકરણ્ડક, અષ્ટાન્હિકા, છન્તુજિન, સૂર્યાયન, કનકતપ, નિગોદાયુ, મેરૂકલ્યાણક, છઠતપ, પદકડી, અંગત્રિશુદ્ધિ, પરતપાલી, ત્રિપર્યંતઘન, નિર્વાણદીપક, બત્રીસકલ્યાણક, કર્મચક્રવાળ, ઉણોદરી, કેવલજ્ઞાન, જિનદીક્ષા, ગોતમપડઘા, ગુણરત્નસંવત્સર, તથા અક્ષયનિધિ વિગેરે વિગેરે.

નિરાશંસતા ભવસુખે, ગુરૂમુખે અંગી કીધ. ૪
'રોહિણી નક્ષત્ર' જે દિને, તે દિને પોતે ખાસ;
અહોરાતહ ચોવિહાર તિમ, અથવા ચોથ ઉપવાસ. ૫
**શ્રીવાસુપૂજ્યજિણંદની,** પૂજાભક્તિ વિશેષ,
[૧]ગુણણું પણ તસ નામનું, નહી મન શંકાલેષ. ૬
વર્ષ સત્તાવીસ સીમએ, તપવિધ એ ઉત્કૃષ્ટ;
સાત વર્ષ પિણ જઘન્યથી, યાવત્ જીવ વિશિષ્ટ. ૭
ઉજમણું શક્તિ [૨]પરે શ્રીવાસુપૂજ્યવિહાર;[૩]
મૂરતિ ! લાલ મણિતણી, થાપે અતિહિ ઉદાર. ૮
શ્રીવાસુપૂજ્યજિણંદનું, ચરિત સુણે ધરી ભાવ;
લિખે લિખાવે જ્ઞાનના, વલી કરે ભંડાર. ૯
એ તપના જે કાર્ત્તુક, કરે ભક્તિ [પણ] વલી તાસ,
સાધર્મિક વલી સઘની, ધર્મકાર્ય સુવિલાસ. ૧૦
એહથી સંકટ સવિ ટલે, રોગ સ્યોગ દુઃધ્યાન;
સુભગ સુયશ આદેયતા, સુરવરપ્રમુખ ગુણધામ ૧૧
એ તપના મહિમા થીકો, થાઇસિ આયતિ કાલ;
શ્રીવાસુપૂજ્યજિનતણો, સુત **મઘવા** ભૂપાલ. ૧૨
તેહની પુત્રી **રોહિણી,** નામે સુગુણ નિદાન;
**અશોકચંદ્ર** નૃપ પરણસ્યે, શોકતણો નહી નામ. ૧૩
લેઇ સંયમ શિવ પાંમસ્યૈ, તપ કરી અતિહિ ઉદાર,
વાસુપૂજ્યજિનશાસને, પામીશ ભવનો પાર ૧૪
તે ભણી સિ પ્રતિવિધ કરે, રજત અશોકતરૂ હેઠિ,
કરી ચૈત્ત અગમી જિને, સોવિનમૂર્તિ પ્રતિઠ. ૧૫
તિણે પાવન પુણ્યે કરી, હોસ્યે સુગધ શરીર;
ભદ્રે ! ભદ્રકરગુણવતી, જિમ **સુગંધનૃપ** વીર ! ૧૬

---

૧–ગણણું. તે ૪ નામની માલા ગણવી તે. ॥ શ્રીવાસુપૂજ્યજિનાય નમઃ ॥
૨ મૂ૦ પ્રતિમાં "શક્તિ કરે" પાઠ છે. ૩–વિહારે–મન્દિરે.

## ( રોહિણીજીવપૃચ્છા. )

સ્વામિ ! તે મુજ દાખવો, કૃપા કરી સમ્બન્ધ;
જિમ છૂટે પ્રભુ માહરા, કઠિનકર્મના બન્ધ. ૧૭

-

## (સિંહસેનપુત્ર સુગન્ધનૃપ આંતર વૃત્તાંત.)

### ઢાલ. લુયરની દેશી. ૧૮ મી.

ગુણ ગીરૂયા ભાષે હો નાણી-ગુણખાણી,
સ્યું કહઇ કેહને હો કર્મતણી કહાણી.
કર્મે કરી નડીયા હો ચ્યારે ગતિ નાણીપ્રાણી,
સુખદુ:ખ સવિ પામે હો, સુભાસુભ સેહ તાંણી. ૧
ઇણિ **રતક્ષેત્રે** હો **શિંહપુર** છે નયરી,
**સિંહસેન** તસ રાજા હો વશિ કીધાં વયરી;
રાણી જગ જાણી હો કિ ! **કનકપ્ર** નામે,
જસ આગલિ અપચ્છર હો કે શોભા નવિ પામે. ૨
તે દંપતિ વિલસે હો દો ગુંદક સરીખા,
નખમાંસતણીપરિં હો પ્રીતિ તે પરિખ્યા:
સુખસમય ગમાંવે હો કે અહનિશ ચિત્તે હર્ખ્યા,
વલી ધર્મ કલાઈ હો ડાહ્યા ઉત્કર્ખ્યા ૩
અનુક્રમેં થયો તેહને હો પોઢો એક બેટો,
દુખીઓ દોભાગી હો માનો પાપ તણો ઘેટો;
અવિનય ઉન્માદી હો કે જાણે વડ ટેટો,
જનક દેખી બીહેં હો કે અશુભતણો ખેટો ૪
લોકને વલી ન(ઠ)વલો કે હો નવલો રૂપગુણે,
કઢેલી તલીયાથી હો કે કાલો અધિક ગુણે;

[૧]દુર્ભગને વાસૈ હો કે દુઃખીઓ વલી ભુખ(સુ)રી;
વિષમોભિત કાયા હો કે જાણે વાલ્મિકગિરિ. ૫
સ્યું કહિઈ ઝાઝું હો કે સંત દેખીને સુણે,
હોઈ દેખી દિણા હો કે કર્મવિપાકગુણે.
દુર્જન તો બાંધે હો કે દેખી કર્મ નવાં,
મુનિ તો સમદષ્ટે હો કે કૃતફલ છે એહવાં. ૬
નિર્નામિક નામે હો કે જન સહુ બોલાવે,
રાજાને રાણી હો કે નિઃસુણી દુઃખ પાવે;
હુતા બહુ સુખીયા હો કે પણ તે પુત્રદુઃખે,
દુઃખીયા થયા જગમાં હો કે પૂરવધર્મપખે.[૨] ૭
છોરૂની ચિંતા હો કે દુઃખ દીઇ અતિહે ઘણું,
[૩]તિમ અંતર સાલે હો કે શલ્યથકી બમણું;
તિહાં ભરડા ભોયા હો કે જોસી સંન્યાસી,
કડી કાપડી યોગી હો કે જંગમમઠવાસી. ૮
વલી દેવ દેહરડાં હો કે પૂજ્યાં(છ્યાં) પર્વધરી,
ઓષધ ઉપચારા હો કે કીધાં યત્ન કરી;
પણિ કર્મને આગે હો કે સવિ તે અફલ થયાં,
ઉપદેસ અભવ્યને હો જિમ! ગુરૂરાજ કહ્યાં. ૯
મંત્રીસર પ્રમુખા હો કે કીધા યત્ન કરી,
મતિ મૂઢ થઈને હો કે અલગા દૂરી રહ્યા;
ઇમ કરતાં તેહને હો કે કેતો કાલ ગયો,
'દુર્ગંધો' નામે હો કે સવિ જન એમ કહ્યો. ૧૦
ઇણિં સમે પધાર્યા હો કે પાવન કરત [૪]ધરા,
[૫]**પદ્મપ્રભસાંમી** હો કે જિણ પરિસહ કર્યા;

---

૧–દુર્ભાગ્યને. ૨–પૂર્વના ધર્મકાર્યવિના.
૩–મૂલે "જિમ" છે. ૪–પૃથ્વી. ૫–છઠ્ઠા તીર્થંકર.

[1]સુરે[1] તિગડુ રચિઉ હો કે [2]પર્ષદ બાર મિલી,
[2]યોજનસમ વાણી હો કે સુણતાં ચિત્ત ફલી. ૧૧
**સિંહસેન** નૃપ સુણિને હો કે આવે હર્ષ ધરી,
**કનકપ્રભા** રાણી હો કે સાથે પુત્રે કરી,
નિજ રૂદ્ધિસમેં તે હો કે વંદે પ્રભુ પાયા,
જિનપદ પ્રણમતા હો કે પાતિક [3]વિરલાયા. ૧૨
પ્રભુ દેસના દેવે હો કે અમૃતરસ વાણી,
જિણ કર્મને બંધે હો કે બાંધ્યાં સવી પ્રાણી.
તિહાં મિથ્યા અવિરતિ હો કે કર્મ કપાયજોગે,
વલી સમયે સમયે હો કે બંધતણે ભોગે. ૧૩
નવિ ઓછો આવે હો કે મોહ અત્યતથકી,
અજ્ઞાન અબોધિં હો કે કાલ અનાદથકી,
સસારનિવાસી હો કે ઈણિપરે જીવ સવે,
ભવિતવ્યતાયોગે હો કે સિદ્ધિ સભાવ (સ)ભવે. ૧૪
ઇણિ પરિ જિનરાજે હો કે દેસન બહુ દીધી,
ત્રિભુવનજનઉપરિ હો કે કરૂણા ઇમ કીધી;
હવિં અવસર પામી હો કે રાજા શિરનામી,
પૂછે જિનવરને હો કે દાખો હવે સ્વામી! ૧૫
મુજ તનય દોભાગી હો કે નિર્નામિક નામે,
દુખીઓ પામે હો કે કર્મ કઠિન કામે,
કહો ઇણિ જીવે હો કે કર્મ કીસ્યાં કીધાં,
જ્ઞાનગુરૂદેવાદિક હો કે દ્રવ્યભક્ષણ કીધાં. ૧૬
પ્રવચન ઓલવીયા હો કે આલ કહ્યાં કૂડાં,

૧–દેવોએ, ત્રિગડુ–ત્રિગઢ, ત્રણ ગઢવાલો વ્યાખ્યાનમંડપ બનાવ્યો.
૨–યોજન–ચાર ગાઉસૂધીના લોકો સાંભળી શકે તેવી વાણી
૩–વિલાવ્યા, વોલાવ્યા, દુર કીધા.

સતી કલંક ચઢાવ્યાં હો કે ક્રોધ ધર્યા ઉડા;
કે ! કોઈ આશાતના હો કે મોટી મુનિહત્યા,
કરતાં નવિ શંકા હો કે કીધી તે થઈ સત્યા. ૧૭
ઇમ નૃપનાં વયણાં હો કે નિસુણીને ભાખે,
**જ્ઞાનવિમલ** પ્રભુજી હો કે પૂરવભવ ભાખે;
**પદ્મપ્રભ**સ્વામી હો કે સકલ સભા આગે,
ધિગ્ ! કર્મ-અવસ્થા હો કે ન લહે કોઇ ભાગ્યે ! ૧૮

---

## (શ્રીપદ્મપ્રભકથિત સિંહસેનપુત્ર-સુગન્ધનૃપ-પૂર્વભવ.)

### દુહા.

**જંબૂદ્વીપે ભરતમાં,** નગર **નાગરપુર નામ**
તિહાંથી બારે જોયણે, **નીલવંતગિર** ઠામ ૧
ઉચ્ચો અતિ ગહને ભરિઓ, ગહ્વર ગુફા વિસેસ,
શ્વાપદપદની દેખીઈ, પણિ નહિં અવર વિશેષ. ૨
તિહાં એક મુનિવર મોટિકો, શમદમગુણ આધાર,
મૂર્ત્તિવંત આચારમય, સંયમરયણભંડાર. ૩
સંવેગી સમતારસભર્યો, કર્યો મમતા પરિહાર;
નિજ તનુનો પણિ નિસ્પૃહી, કરતો ઉગ્ર આચાર. ૪
માસખમણનું પારણું, કરતા રહે મુનીશ;
યાવજ્જીવ ઇમ ગ્રહી, નિવસે તિહાં નિસદીસ. ૫
પૂર્વકર્મને ઉવેખવા, તપેં તપસ્યા ઘોર;
આતપે આતાપન લીઇં, સહેં પરિસહ[1] જોર. ૬

---

૧-દુઃખ, શ્રમ.

હવે તે ગિર-ગધુર વીચેં, આવે વ્યાધ ગમાર;
આહેંડી ધીવર ભીલડા, કરતા પાપ અપાર. ૭
પણ તે મુનિમહિમાથકી, ન પડે કોઇ તસ પાસ !
પાપીજન મન ચિંતના, અફલ હોઈ તસ આસ ! ૮
શસ્ત્ર સવે [૧]નિફ્લ હોઈ, જાલ સર્વ થાઈ આલ;
કાલેં નચાલેં કોઇનેં, પાપબુદ્ધિ વિસરાલ. ૯
[૨]જાતિવિરોધી જીવડા, તિણે પણિ છાંડ્યા વઇર;
મુનિમુદ્રા દેખી કરી, તજેં દ્વેષના [૩]જહર. ૧૦
પાપી હિંસક જે હતા, તે ચિંતે મનમાંહિ;
અમ્હ ચિંતિત થાતુ નથી, એ મોટા વનમાંહિ. ૧૧
તો એ ઋષિનેં મારીઇં, કોઇક કરી ઉપાય,
જીવ ઘણા પડે પાસમાં, તો અમ્હ ચિંતિત થાય. ૧૨
તે હિંસકમા એકનૈ, કાલવ્યાધિ વિકરાલ;
તે વિશેષ ધાયા માવડી, જિમ સમીરેં દવઝાલ. ૧૩
એહવો ગોહ્યો તિણેં રચ્યો, મુનિ તો સમતાવંત;
નિકારણ વયર આદરેં, તેતો અધમ અત્યંત ! ૧૪
માસખમણતપ આદરી, કરે અહનિસ [૪]સજ્જાય;
સાવધાન સઘલી વિધેં, નિરમોહિ નિરમાય. ૧૫

**ઢાલ. બેડલે ભાર ઘણો છે રાજિ, વાતાં કેમ કરો છો ! એ દેશ . ૬૯ મી.**

શિલાપટકઉપર બેસીને, મુનિવર ધ્યાંન ધરન્તા;
મુનિ સમતા(શલ્યે) વાસી, નાઠા વયર વહન્તા.

---

૧-નિષ્ફલ ૨-"ઉંદર અને બીલાડી," તથા જેમ "સર્પ અને નોળીયો" જાતિ સ્વભાવેજ વૈરી હોય છે તેવા પ્રાણીઓ. ૨-દ્વેષરૂપી ઝેર.
૩-સત્ધ્યાન, સ્વાધ્યાય.

મોટો મહિમા જાસ દાખ્યો, કિમહિ(કહ્યો)ન જાય;
પણિ તે દુષ્ટ દોભાગી જીવ, તસ ગુણ કાંઈ ન થાવિં મો. આં ૧
સમતાનો આગર ગુણસાર, સંયમ સુખમાં લીણો;
અહનીસ રંગવિલાસી તેહમાં, જિમ જલમાંહે મીણો મો૦ ૨
ગુણેં અભિરાંમી શિવસુખકાંમી, શુદ્ધ ધરમનો ધામી,
જિણૈ નિરહિતા એહવી પાંમી, આવેં આતમરાંમી. મો૦ ૩
મુદ્રા નિરખી મોહેં સંતા[1], પાય નમેં [2]ભૂકંતા;
ચાલેં ગજપતિ જિમ મલપતા, પાપપડલ તોડંતા મો૦ ૪
સુમતિં સુમતા ગુપતિં ગુપતા, શુભર(ત્ને)યે ધનવંતા;
શિવસુંદરી હરી કરી કંતા, જિન-આણા નિરખતા. મો૦ ૫
માસખમણપારણાનેં દિવસેં, પાસ નગરમાં જાવેં;
ઈર્યાઇ ગોચરીનેં કાલે, પિંડદોષનેં ભાવેં. મો૦ ૬
લાભ અલાભેં ન હીણો દૂણો, માન અને અપમાનેં;
ઉપશમ ઉદ્દેંગુણ અનિત્ય વિચારી, તેય અહારસમાને. મો૦ ૭
હવિં પાછલિં તે વ્યાધિ, અપરાધી છલ જોઇને આવેં,
રીસેં ધડહડિનેં શિલાહેઠે, પ્રછન્ન અનલ [3]પ્રજલાવેં. મો૦ ૮
છાર કોઇલા કરી ખેર પ્રમુખના, ભલી અનલ અંગીઠી;
સુભગતિનેં જલાંજલિ દીધી, દુર્ગતિ વરવા ચિઠ્ઠી. મો૦ ૯
એમ યોગ કરી પાપી વલીઓ, અનરથ કરવા બલીઓ;
પીસેં દાંત મનમાંહે હીસેં, અનરથમાંહે મિલિઓ. મો૦ ૧૦
મુનિ પિણ નયરમાંહથી આવી, વનમાંહે તિણ ઠાંણ;
શિલાકઉપરિં પૂર્વલી રીનેં, ધ્યાઈ ધર્મનુ [4]ધ્યાન મો૦ ૧૧
પવનપ્રયોગેં છાંનો અનલ તે, પ્રજલ્યો વાઉપ્રયોગે;
ધખી શિલા જિમ લોહની ભાઠી, કર્મદહનને જોગેં! મો૦ ૧૨

---

૧–છતાં, મોહ્યા છતાં, મોહ્યા થકા. ૨–ભૂમિપતિ. ૩–સલગાવે.
૪–મૂલપાઠમાં 'ધ્યાનને બદલ 'ઝાણ' એવો પાઠછે.

તાપે મેંણુ ગલે તિમ કાયા તપવાનેં જવ લાગી;
શુભપરિણામેં આતમવીર્યં, ક્ષપકશ્રેણિ તવ લાગી. મો૦ ૧૩
મૈત્રી સમતાધાંમી ખિમારસ, તીણથી તાપ ન લાગે;
જિમ લોહ કરીજે ઉષ્નનીરસમ, શીતલ ચંદનરસ લાગે. મો૦ ૧૪
[1]ઘાતીકર્મક્ષય, કેવલ પામી, કર્મ અંત કરી સીધ;
ધનધન તેહની જનની જાયા; જીસો સમતારસ પીધ. મો૦ ૧૫
દુષ્ટ, અકાર્ય કરતો નવિ લાજે, દુર્ગતિથી નવિ ભાજેં;
એ લક્ષણ દુરભવ્ય અભવ્યનાં, અપરાધી ઇમ ગાજેં. મો૦ ૧૬
તેહ પાપથી વ્યાધ તુરતમાં, ગલીત કોઢી થયો અંગે;
સોલ રોગ વલી મહાદાધક્ષર, તેહનો અતિહે પ્રસંગે મો૦ ૧૭
તેહ વેદનથી સાતમી નરગે, પોહતો પૂરણ-આયે;
તિહાંથી મચ્છ દાધક્ષરે પીડો, ફરી સાતમીઈ જાયેં. મો૦ ૧૮
તિહાંથી ચવી મહામચ્છ થઇનેં, ઓાત મુકનર થાયે;
પ્રથમ નરકેં સાત ભવાંતર, કાલ ઉરગતિપણું પાવેં. મો૦ ૧૯
તિહાંથી પંચમ નરકેં નારક, તિહાંથી સિંહ વિકરાલો;
તિહાંથી [...] નરકે નારક, તિહાંથી ચિતરો બિડાલો મો૦ ૨૦
બીજી નરકેં ઘુકની નારકિ, પહિલી નરકે × ×
તિહાંથી થયો દારિદ્ર ગોપાલો, કુષ્ટી પરવશિ રંક. મો૦ ૨૧
એક દિને કર્મસંયોગે વનમાં, દવ દાધો પડયો ભૂમિ;
દેવદત્ત શ્રાવકે તે દીઠો, કરૂણા લાવી મનડામિં. મો૦ ૨૨
મંત્ર મહા પરમેષ્ટીતણો જે, તેહનેં તે સંભલાવેં,
તસ મહિમાથી તાહરો નન્દન, એહ થયો શુભભાવેં. મો૦ ૨૩
શેષ દુષ્કર્મ ઉદેંથી, અતિ દુર્ગન્ધ શરીર;
એ દુકર્મ્મ કર્યાંનું ફલ લાધું, હવે લહસ્યેં ભવતીર. મો૦ ૨૪
જીવમાત્ર સંતાપ્યો દુ:ખ દઇ (દીઇ)મનવચ કાયેં જાણયો;

---

૧-‘ ઘાતીકર્મનો ક્ષય કરી, પામ્યા કેવળજ્ઞાન” શ્રીયશોવિજય. જ્ઞાનાવરણ, દર્શનાવરણ, વેદનીય અને મોહિનીય એ ચાર બાકી રહેલાં ઘાતીકર્મ કહેવાય છે.

ત્રિવિધ અહિંસક મુનિંને ઘાતે, તેહને સ્યો દુઃખ કહેણો! મો૦ ૨૫
તેહ ભણી કોઇ જંતુમાત્રનેં, દુ.ખ સુપને નવિ દીજેં;
**જ્ઞાનવિમલ** મુનિરાજ કહેં ઇંમ, જિમતિમ કરી ઉપકૃતિ કીજેં. મો૦ ૨૬

### દુહા.

ઇંમ જિનવયણાં સાંભલી, ચિંતે મનમાં એમ;
અહો અહો કર્મવિચિત્રતા, છૂટીજેં હવેં કેમ! ૧
મો'ટું (ખોટું) પાતિક નિપનું, એ સમ અવર ન કોઇ,
બોધબિજ દોહિલું હવેં, કીણ પરેં શુદ્ધ હોઇ. ૨
પશ્ચાતાપ કરે ઘણો, ઇહાપોહ વિચાર;
કરતાં તેહનેં ઉપનું, જાતિસ્મરણ સાર. ૩
દીઠું સવિ જે જિનેં કહ્યું, નયણપરિં સાક્ષાત;
રોમાંચિત થઇ ઉઠી કહે, તાર તાર મુજ તાત. ૪
નયણેં જલ-અંજલી ભરી, ચરણ પખાલી જામ;
કૃપા કરી મુજઉપરેં, હું! વરાક દુંખધામ. ૫
તું તારે તો હું તરૂં! અવર ન તરણો થાય;
તુહ્મસમ ઉપકારી નહી, મુજસમ દુઃખી નકો(કો)ય. ૬
સુરતરૂથી દાલિદ્ર રહે! રવિથી રહે અંધકાર!
ચંદનથી ન રહે તપતિ, ગુરૂડથી ભુજંગ પ્રચાર! ૭
નિસ્તારો સંસારથી, જગતજંતુ આધાર;
કરૂણા કરી મુજને કહો, કાંઇક શુભ-આચાર ૮
તિમ પ્રભુકેરે દરિસણેં, ન રહે પાપવિકાર;
મેઘઘટા જાયે વિખરી! ફરસી પવનપ્રચાર! ૯
જેહવી જાણો યોગ્યતા, આયતિકાલવિચાર;
સ્યું! પ્રીછકને સ્યું સીખવું, તે ઉત્સક વ્યવહાર. ૧૦
તપગુણ **રોહિણ** ભૂધરૂ, જિનવર ભાખે એમ;
રોહિણીતપનેં દાખવે, કર તુ ચિત્ત ધરી પ્રેમ. ૧૧

## ઢાલ. જીરેજીની, દેશી. રાગ મધુમાદન. અથવા; જીરે મારે જાગ્યો કુંવર જામ, તવ દેખે દોલત મલી, જીરેજી. એ દેશીયે. ૨૦મી.

જીરે સુણી શ્રીજિનવાંણ, આનન્દ્યો મન અતિ ઘણો; જીરેજી;
જીરે માંડયો તપમંડાણ, જનમ સફલ ગણે આપણો. જીરેજી. ૧
જીરે રોહિણીરેપતિથિયોગ, પોસ પૂરણ આદરે; જીરેજી;
જીરે અધવાસ ચિત્તને ત્યાગ, શ્રીજિનપૂજા બહુ કરે જીરેજી. ૨
જીરે સાત વરસની સીમ, ચોવિહાર [1]એકાસણે; જીરેજી;
જીરે બીજે સાતે જાણ, નીવિ[2] અલેપ ચોવિહાર પણે. જીરેજી. ૩
જીરે ત્રીજે સાતે જાણી, ચોવિહાર [3]આંબિલ કરે, જીરેજી;
જીરે ચોથે સાતે જાણ, ચોથ ઉપવાસ ચઉવિહ ધરે. જીરેજી. ૪
જીરે ઇમ અઠાવીસ વર્ષ, પરિમાણે પૂરો કરે; જીરેજી;
જીરે વૃક્ષ અશોકને હેઠિં, શ્રીવાસુપૂજ્યપ્રતિમા ધરે. જીરેજી. ૫
જીરે વલી ઉત્તગ પ્રાસાદ, સાધર્મિકવાત્સલ્ય કરે, જીરેજી;
જીરે રક્ત પ્રવાલ પરધાન, રત્નમયી પ્રતિમા ભરે. જીરેજી. ૬
જીરે રોહિણીતપવૃદ્ધિ એમ, શક્તે તો નિયતેં કરે; જીરેજી;
જીરે આઠ વરસ પરિમાણ, આઠ માસ ઉપરી ધરે. જીરેજી. ૭
જીરે ચોથ ભત્ત ચોવિહાર, પ્રતિમા ભરાવે પ્રવાલની; જીરેજી;
જીરે ધરે સમકિત ઉદાર, ટાલે શંકાદિ જંબાલની. જીરેજી. ૮
જીરે ધરે પરિપૂરણ જિનરાગ ન ધરે અવલી અભિલાષા; જીરેજી;

---

૧-એકજ વખત ભાણાઉપર બેસીને ખાવાનું વ્રત અને ત્યાર બાદ ખાઈ રહ્યા પછી ત્યાં ચોવિહાર, ચારે આહારનો ત્યાગ કરવા લાગ્યો.

૨-નીવી-એકાસણા જેવુંજ એક જાતનું એકજ વખતે ખાવાનું તપ, આમાં આંબિલની માફક ઘી, તેલ વિગેરેથી ચોપડેલો પદાર્થ ત્યાગ કરવામાં આવે છે.

૩-લગભગ નીવીને મલતુંજ એક જાતનું તપ નીવી કરતાં ઉંચી પંક્તિનું.

જીરે શક્તિ ન લોપે આય, ઉજમણાદિ યથા સુખા. જીરેજી. ૯
જીરે ઇમ જિનવચનથી જેણી, રોહિણીતપ જેહ આદરે; જીરેજી;
જીરે કહે પ્રભુ તુમ પસાય, દુસ્તર ભવજલ નિસ્તર્યો. જીરેજી. ૧૦
જીરે જાસ ગયો દુર્ગન્ધ, સુજસ સોભાગ સુગન્ધતા; જીરેજી;
જીરે તપથી સ્યું ! નવિ થાય, જે દુરારાધ્ય સુસાધતા. જીરેજી. ૧૧
જીરે **સુગન્ધ** થઉ તસ નાંમ, તપમહિમાંથી વંછિત ફલ્યું; જીરેજી;
જીરે તિણીપરે તુજ દુર્ગન્ધ, જાસ્યે આવી એ મિલ્યું ! જીરેજી. ૧૨

---

## ( રોહિણીનો ચાલુ પૂર્વભવવૃતાંત )

જીરે દુર્ગંધા તે નારી સુણી, જિનવયણ તે એહવાં; જીરેજી;
જીરે આદર્યો તિણિ તપ તેણિ, તે રોહિણીતપ કહિઓ જેહવા. જીરેજી. ૧૩
જીરે તે દુર્ગન્ધા નારી થઈ, સુગન્ધા સોભાગણી, જીરેજી;
જીરે થઇ જનને બહુ માન્ય, ભાવે ધન્યપણું સોહામણી. જીરેજી. ૧૪
જીરે પાલી શ્રીજિનધર્મ, ઉજમણું મોટે મને; જીરેજી;
જીરે નિરાશંસ નિશંક, ટાલે અવિધિ આશાતને. જીરેજી. ૧૫
જીરે પામી મરણુ સમાધિ, [1]પઞ્ચમકલ્પે સા ગઇ; જીરેજી;
જીરે તિહાં ભોગવી સુરસુખ, તિહાંથી **મઘવા** પુત્રી થઈ. જીરેજી. ૧૬
જીરે સુભગાકાર સુરૂપ, **રોહિણી** નામે જાણીઇં; જીરેજી;
જીરે પૂરવતપપ્રભાવ, સ્ત્રીરત્ન કરીને જાણીઇ. જીરેજી. ૧૭
જીરે શોક-સંતાપ-ઉદ્વેગ, ચિંતા અશુભને આરતિ; જીરેજી;
જીરે એ તપને અનુભાવિ, ન રહે અશુભકર્મની થિતિ જીરેજી. ૧૮
જીરે તિણથી એહને રાજ્ય ! શોકનાં હેતુ મિલે નહી; જીરેજી;
જીરે કઠિનકર્મના નાશ, તપથી વંછિત હોય સહી. જીરેજી ૧૯
જીરે **જ્ઞાનવિમલ**ની વાણુ, નિસુણી રાજા હરખિઓ; જીરેજી;
જીરે **રોહિણ** રાણી વિશેષ, શીલતપોગુણ રાખિઓ. જીરેજી. ૨૦

[ઇતિશ્રીરોહિણીપૂર્વભવ.]

---

૧ પંચમ દેવલોક.

## ( અશોકચન્દ્રપૃચ્છા. )

### દુહા

હવે **અશોક** નૃપ ભણે, ફરી વંદી કરજોડી;
પદ્મકરૂ એ કમલરૂલી, પૂરો મનનાં કોડી. ૧
મુજ ઉપર એહને અછે, સ્નેહ ઘણો જિનરાજ!
બહુ નૃપ મૂકી મુજ વરી, સ્વયંવરણે સમાજ. ૨
કૃપાવન્ત ભગવન્તજી! તેહનું કહો નિદાન!
તવ પ્રભુ ભાષે નરવરા! સ્યુણજ્યો થઇ સાવધાન. ૩
જે જે સમયે બાંધીઇ, જેહવા જેહવા ભાવ;
જેહવે જેહવે પરિણામથી, તેહવો હોય જમાવ. ૪

**यतः—**

"[१]ज ज समय जीवो, आविस्सइ जेण जेण भावेण;
सो तमि तमि समये, सुहासुह बधए कम्म." १

## ( અશોકચન્દ્રસ્ય પૂર્વભવઃ )

જેહ **સુગન્ધ**સંબંધ કહ્યો, તે લહ્યો સુગંધ સોભાગ;
અનુક્રમે મહિમા તસ વધ્યો, પૂહવીમાં વર ભાગ. ૫
**સિંહસેન** તસ તાતજે, તેહને આપી રાજ્ય;
સુગુરૂ પાસે દીક્ષા લીધ સારઇ આતમકાજ. ૬
હવે **સુગંધ** રાજા થયો, પાલે ન્યાયે રાજ;
શ્રાવક પુંગવ જાણીયે, કરે ધર્મના કાજ. ૭

---

૧-ભાવાર્થ—જે જે સમયે જીવો, આવેશવશે જે જે **ભાવોથી;**
બાંધે તે તે સમયે, કર્મબંધ શુભાશુભ તણો.

**શ્રીજિનશાસન**ભાવના, કરી ચિરંતન વાર;
આરાધી શ્રાવકતણો, ધર્મ તે બાર [1]પ્રકાર. ૮
ધર્મક્ષેત્ર પોષી સવે, બોધિબીજ સુસમાધિ;
દેવલોકે સુરસુખ લહે [2]**અચ્યુતમાં** નિરાબાધિ. ૯
તિહાંપણ જિનવર શાસ્વતાં, જિનવરબિંબ ઉદાર;
અઠ્ઠાઈ મહોચ્છવ કરે, જિનકલ્યાણકદિન સાર. ૧૦
ઇમ અનેક વિધિ સાચવે, દર્શનકેરી ભક્તિ;
બોધબીજ નિર્મલ કરે, ત્રિકરણથી યથાશક્તિ. ૧૧
સમકિતથી શુભગતિ લહે, તિહાં તે પુષ્ટી કરેય;
તિહાંથી લઇ માનવપણું, સમકિતને ગતિ બેય ૧૨

**ઢાલ. એકવીસાની દેશીયે. ત્રુટકવાળી ૨૧ મી. સુણ સુણ કંતારે શીખ સોહામણી. તે દેશીયે પણ.**

હિવે સુણજોરે, **જંબૂદ્વીપ વિદેહમાં,**
દિસપૂરવરે, જિહાં અહનિશ સુખગેહમાં;
**પુષ્કલાવતી**રે, નામે, વિજયા જાંણીઈ,
**પુંડરીગિર**રે નયરી તિહાંસુવખાણીઇ. ૧

**ત્રુટક**–નાંણિયે જેહની જોડ બીજી, મેદિનીપતિ પડવડો,
પ્રજાપાલન ગુણે નીતે કહીઇ જે બહુમાં વડો;
**વિમલકીરતિ** નામે રાજા, ચારૂ કીરતિ જસ ઘણી,
જગમાંહી વ્યાપી પુન્ય થાપી, કરે દયા જીવતણી. ૨

**પૂર્વઢાલ**–તસ રાણીરે, લાવણ્યજલની નિમ્નગા,
શુભશિલારે, શુભગાચાર પ્રમોદગા;
ચારૂભદ્રારે, નામે પરિણામે ગણું,
ધર્મચારણીરે, જેહનુ નામ સોહામણું. ૩

---

૧–શ્રાવકના બાર વ્રત માટે જુઓ પાને ૨માં ટીપ ૧૧માં "બારવ્રત"
૨–અચ્યુતનામા દેવલોક.

**ત્રુટક**-ભાંમણાં તેહનાં લિઇ અપછરવૃન્દ મિલીને ગુણથકી,
લાવણ્ય લીલા કરે ક્રીડા, ઘણું સું કહીઇ [1]સકી !
તસ કૂખે કન્દર કેસરીસમ સકલ પુણ્યગુણે ભર્યો,
**સુગન્ધ** નૃપ સુરજીવ તિહાંથી ચવીને અવતર્યો. ૪
**પૂર્વ-ઢાલ**-[2]મહાસુણાંરે, ચઉદસ મધ્ય રયણી લહે,
ગજ**૧**વૃષ**૨**સિંહરે,**૩** લક્ષ્મી**૪**કુસુમમાલા**૫** વહે;
શશિ**૬**રવિ**૭**ધ્વજારે,**૮**કલશ**૯**પદમસર**૧૦**સાગરા**૧૧**,
સુરઘર**૧૨**રયણરાશિરે **૧૩**નિર્ધૂમ-અગ્નિ**૧૪** સુહંકરા. ૫
**ત્રુટક**-જયંકરાએ દશચ્યાર[૧૦+૪]સુહણાં પેખી તિણ રાણીયે;
જિનરાયકેરી માય દેખે, વા! ચક્રીમાયને જાણીયે,
અથવા પાઠક સ્વપ્નનાજે તિહાં કિણ તે પૂછીયાં;
કહ્યા સઘલા અર્થભાવા સ્વપ્નશાસ્ત્રના સૂચિયાં. ૬
**પૂર્વ-ઢાલ**-શુભસમયેરે, ગ્રહ વેલાઈ જનમીઓ;
સુત! જિમ પૂરવરે, દિશિ પ્રસવે રવિ-રસ્મીઓ,
વલી જયંતરે, શચિ પ્રસવે તિમ સોહતો;
તેજપૂંજનોરે, પૂંજસ પણ મન મોહતો. ૭
**ત્રુટક**-સોહતો લક્ષ્મણ શશિ સઘલે પુણ્ય પરિઘલ જેહનૂં;
**અર્કકીર્તિ** નાંમ થાપ્યૂં મિલિ કુટુંબે તેહનૂં,
પુણ્યગાત્રહ પ્રેમપાત્રહ હોઇ યાત્ર સવિ સયણને;
વૃદ્ધિ પામે કલ્પતરૂપરિ માલતી ગીરગહનમાં. ૮
**પૂર્વ-ઢાલ**-હવે અનુક્રમેરે, સકલ કલા શીખી તિણે;
થયો ચક્રીરે, ષટ્ખંડ સાધી રિપૂ હણે,
[3]ચઉદ રયણાંરે નવનિદ્ધસિદ્ધનો ધણી;
પુણ્યપ્રકૃતિરે, પૂરવ પુષ્ટ થઈ અતિ ઘણી. ૯

---

૧-શું કહી શકીયે ૨-મધ્ય રાત્રીએ ચૌદ મહા સ્વપ્નાં. ૩-ચક્રવર્તી રાજાને ચૌદ રત્ન હોયછે, છત્ર, ચામર, ખડ્ગ, ચક્ર, અશ્વ, કાંકણી, વજીર, સ્ત્રી, ગજ, વિગેરે.

ત્રૂટક–ધણી રુદ્ધ ઇંમ ભોગવતાં નેં કાલ બહુ ઇમ વાહિઓ,
જિતસત્રુ ગુરૂનેં પાસે સંયમ લીઇં પ્રેમ ધરી આરાહિઓ;
અતિદાન સમતા શુદ્ધ તપસા કરી દુઃકૃત શોષવેં,
સલેષનાદિ કરી કષાયાદિક અશુભકર્મનેં જોખવેં. ૧૦

પૂર્વઢાલ–આરાધીરે, અણસણ તિહાં એકમાસનું,
કરી સંયમરે, શુદ્ધપણે તે આસનું;
ઉપભારે [ રે ] ઇંદ્રપણે સ્વર્ગિંબારમેં,
સાગર બાવીરે, આઉ તિહાં સમકિતરસે. ૧૧

ત્રુટક–રમે બહુ વિધ, ભક્તિ કરતો, અહનિસે જિનદેવના,
પુણ્યાનુંબંધી પુન્યનાં ફલપાંમીઇં એ સેવના;
તિહાંથી ચવી નરનાથ તું થયો! અશોકચંદ્ર નામે ભલો,
પૂરવપુન્ય પ્રમાણહેતે ઋદ્ધિ સમુંદય ગુણનીલો. ૧૨

[ઇતિઅશોકચન્દ્રપૂર્વભવ]

---

## ( ચાલુ રૂપ્પકુંભ અને સુવર્ણકુંભ દેશના.)

### પૂર્વઢાળ.

તપ પ્રભાવેરે, એક તુમ્હો બેહુ જણે,
મુનિ નિંદાગે, હીલ્યો અપરાધ નવિ સુણ્યો;
જિમ! વર વિષરે, સહસ્સવેધી પસરે બહુ,
થોડું પણિરે, ગજદૃષ્ટાન્તપરે લહુ. ૧૩

### ત્રુટક.

સહ્યા તિણ પરિ દુ.ખ બહુલો, કરી તપ નિર્મલ થયાં,
એકાગ્રચિત્તે જો આરાધ્યા તિણેં પાતિક સવિ ગયાં;
માંહોમાંહિ પ્રેમ સબલો, એક પૂન્યપ્રભાવથી,
દંપત્તિ યોગે આવી મલિયા, પૂરવપૂણ્યજમાવથી. ૧૪

### પૂર્વઢાલ.

તે માટિરે સાધુ--અવજ્ઞા મત કરો,
મુનિનિંદારે આશાતના એ પરિહરો;
મુનિ એકરે હીલ્યે સવિ મુનિ હીલ્યા,
દોષ મોટારે એણે કરીજે કિ! લીયા (પીલીયા). ૧૫

### ત્રુટક.

પીલીયા બહુ પરિ ચ્યાર ગતિમાં, તેહ દાસ અતિઘણા,
દેવદ્રવ્યને જ્ઞાનદ્રવ્યહ સાધારણદ્રવ્યના ઋણા;
ઉત્સૂત્રભાષી કુટસાખી પૂજ્યદ્રોહી જે નરા;
પાપ તેહનાં કહ્યાં મોટાં શાસ્ત્રમાંહે નરવરા! ૧૬

### પૂર્વઢાલ.

સંસારેરે, ભમતાં એણે જીવડે,
ચઉ ગતિમાંરે, કાલ-અનાદિનો રડવડે;
ગિરનદીનારે, ઉપલપરે ઘસ ઘોલનાં,
ઘણી સહેતારે, ઉચો આવે શુભમનાં. ૧૭

### ત્રુટક.

તે ધન્ના! ઇણિપરી ઉચ્ચ આવી, કરી અકામે નિર્જરા,
છેદન ભેદન તાડન તાપ શીતાદિક જન્મને મરણાંજરા;
'દૃષ્ટાંત દશકે'' લહ્યો દોહિલો, મનુજ ભવ જિણે હારિઓ,
મિથ્યાત અવિરતિકષાયજોગે, વિષયથી નવિ વારિઓ. ૧૮

### પૂર્વઢાલ.

ઈમ જાણીરે, સમકિત વિરતિ સમા ધરો;
ભવતૃષ્ણારે, તૃષ્ણા વલી પરિહરો.
શુભયોગેરે, મનવચતનુયોગ જોડીઇ;
તો સઘલારે, અશુભકર્મ તઇ તોડીઇ. ૧૯

### ત્રુટક.

મોટીઇ મમતા મદ માયાદિક અનેક અંતર ઘણા,
દુશ્મન મોહા અતિ હે જોહા અદોહા ભવતણા;
જે તેહ ગીતેં કર્મ વીતેં પરમહિત હિતેં કરેં,
તે પ્રાણીઓ ગુણખાંણીઓ તે સહેજથી ભવજલ તરેં. ૨૦

### પૂર્વઢાલ.

ઇંમ વાણીરે, નિસુણીરે નૃપતિ વિસ્તરેં,
થયો તૃપતોરે, આતમ અમૃતરસ ભરે;
એક રતનનેરે, જાતિવંત વલી ઓપીઓ,
બહુ મૂલેરે, થાઇ તિમ થયો હીઓ. ૨૧

### ત્રુટક.

ગયુ તેહનું સર્વ દુ કૃત, પૂર્વસંચિત જેહનું,
**શ્રીજ્ઞાનવિમલ**, ગુરૂચરણ સેવામહિમાંથી મન સેવતું;
તિહાં બહુત ભવિજન બોધ પામ્યાં, લાભ લીધા અતિ ઘણા,
જસ સૂરિ! સુરતરૂછોડ પ્રગટયા, તેહને કહો સી મણા !
વારી, તેહને કહો સી ! મણા !. ૨૨

### દુહા.

**રૂપ્પકુંભ સ્વર્ણકુંભ** મુનિ, તેહના પ્રણમી પાય;
વલી રાજા પૂછે કહો, ભગવન્ ! કરી સુપસાય. ૧
ભગવન્ ! જેતું મે ઉપદીસ્યું, તે તે સર્વ પ્રમાણ;
કર્મતણા અનુબંધથી, પાંમે અનેક વિનાણ. ૨
આપે કર્ત્તા આતમા, કર્મ શુભાશુભમર્મ,
જિમ 'કલાલઘટવત્' કહિઓ, માટી ચક્રાદિક ધર્મ. ૩
ભોક્તા પણિ તસ ફલતણો, સ્વકૃત સુખદુઃખ તેણિ;
પરકૃત કોઇ ન ભોગવે, અકૃત નાશ નહિં જેણિ. ૪
તેહ ભણી છએ દ્રવ્યથી, નિત્ય એ અવિનાશ;

પર્યાયેં કરીનેં હોઇ, ઉત્પત્તિ સ્થિતિં હાસ(નાશ). ૫
સ્યાદ્વાદેં જોતાં થકાં, પટદ્ દ્રવ્ય છેં ભિન્ન;
આપ-આપણા ભાવમાં, ક્ષેત્ર પ્રમાણેં અભિન્ન. ૬
તત્વદૃષ્ટિં જોતાં હુંતા, સ્યાદ્વાદ શુધ પન્થ;
નયપ્રમાણ સવિ સપજેઇં, ભાખેં ગ્રંથ નિગ્રંથ. ૭
અવર એકાન્તિક જેટલા, મન તેહિજ ઉન્માદ;
ભ્રમ જ્ઞાનીનીઇં જે ભાખીયા, તેહમાં બહુત વિષાદ. ૮
જિમ અન્ધે ગજ ભાખીઓ, લહી અવયવ [1]એકેક,
દૃષ્ટિવંતેં ગજ તે કહીઓ, સગત સકલ વિવેક. ૯
તિમ સ્યાદ્વાદી સવિ ગ્રહે, ભાખે સંમત વયણ;
નિંદે હિંસે પણિં નહી, આગમ નિર્મલ નયન. ૧૦
કાલાદિક કારણ સવેં, ઉપાદાનાદિક વલી જેહ;
તે તિમહિજ તિહાં લગેં, દાખેં કારિજ ગેહ ૧૧
એહવી જસ શ્રદ્ધા અછે, તે જન દર્શનવંત;
આપ્ત કહિએ મિથ્યા નહી, એહ જ્ઞાન મતિવંત. ૧૨
અવિરતયોગ કષાયના, વિરમણ તે ચારિત્ર;
એહ સ્યાદ્વાદનુ બીજ છૈં, મોક્ષહેતુ પવિત્ર. ૧૩

૧—આંહી એક આ પ્રમાણે સામાન્ય દૃષ્ટાન્ત છે. કેટલાક અન્ધપુરૂષો સાથે એક દેખતો પુરૂષ હતો તેઓ સમિપે એક હાથી આવવાથી અંધોને હાથી દેખવા ઈચ્છા થઈ. આથી તે સઘળા અન્ધો તે હાથીની આસપાસ ફરી વળ્યા. અને કોઈના હાથમા પગ, કોઈના સૂંઢ, કોઇને પૂચ્છ તો કોઈને ગંડસ્થલાદિ પોતાના હસ્તસ્પર્શથી જોવામાં આવ્યા. આ ઉપરથી તે તે અંધોએ હાથીનું સ્વરૂપ પગ, સૂંઢ, અને પૂચ્છાદિ જેવડું જે જે સ્વહસ્તમ આવ્યું તે પ્રમાણે લાંબુ, પહોળું અને મ્હોટું વર્ણવ્યુ. પણ જે દેખતો પુરૂષ હતો તેને સાદૃસ્ય જેવો હાથી હતો તેવોજ વર્ણવ્યો આ દૃષ્ટાન્ત અન્ય સ્થળે વિસ્તારથી છે અત્ર સામાન્યમાત્ર દર્શાવ્યું છે. આ મુજબ એકાંત, અને અનેકાંતવાદીઓ માટે ચક્ષુહીન અને ચક્ષુવાળા પુરૂષસમાન સમજી લેવું.

[1]દૃષ્ટિવાદે છે એહનો, વિસ્તર અતિહે ઉદાર;
સંક્ષેપે મેં જાણીઓ, તુમ વયણે નિરધાર. ૧૪
તેહ ભણી વળી કૃપા કરી, દાખો મુજ એક પ્રશ્ન;
મુજ સુત સંપ્રતિ આઠ છે, તસ સ્વરૂપ કહો [પ્ર] શસ્ત ૧૫



# (રોહિણીના ૭ અને ૧ એમ આઠ પુત્રોનો પૂર્વભવ.)

## ઢાલ. રાગ કાફી. આજ સખી મનમોહનાં, એ દેશી. ૨૨ મી.

નિસુંણી ઇમ નૃપ વિનતી, નયણાં તિણ વેલાં,
ભાખે હવે તે પૂત્રના, અવદાતની લીલા,
**મિથલા**નગરિમાં વસે, **અગ્નિશર્મા** નામ;
**લીલાવતી** છે માહણી, તે સપ્રેમનો ઠામ. ૧
તેહને સમયે ઉપના, નન્દન સાત જાત,
તેહના પગલાંથી થયો, દારિદ્ર નિ.પાત,
અનુક્રમેં માત-પિતા ગયા, પરલોકે તિહવાર;
તે દિનથી વધતો થયો, દારિદ્રનો પ્રચાર. ૨
રૂપે પિણ અસુહામણા, દીઠે બાલક બીહે;
બોલીઉં ચાલીઉ તેહનું, તિહાં કોઈ ન હર્ષે,
ભિક્ષા કાજૈ ઘરેઘરે, અટતા રહે નિત્ય,
ભમતા પણિ ગમતા નહી, તે કોઇને ચિત્ત. ૩
તોહી પિણ અહંકારીયા, માંહોમાહેં વઢતા;
વેઢીરાઢી સાથે ઘણી, રાજદ્વારે ચઢતા,
ભિક્ષુક જાણી દ્વિજ ભણી, કોઈ તાસ ન મારે,
અન્યાઇં માચી ઘણુ, સજ્જનને વારે. ૪

---

૧-બારમુ અંગ, હાલ તે નાશવંત છે.

કોઈક શુભના ઉદેથી, તેસ[પ્ર] મનમાં આવ્યુ,
ભકતેં એહને વાંદીઇ, [નિ]વિધી કરગત પાવ્યું;
જિમ આંધો હરખે સહી, પાંમીને નયણાં !
જડ મુરખ મુંગો યથા, પામીનેં વયણાં ! ૧૧
તરસ્યો ગ્રીષ્મસમય સહી, જીમ અમૃતપાનેં,
રંક દરિદ્રી નર લહેં, ભુપતિસનમાનેં !
જિમ ભૂખ્યો બહુ કાલનો, લહીં ઘેબર પીંડા;
તરૂણ સુખી માચેં યથા, લહી સ્ત્રીની ક્રીડા. ૧૨
તિણ પરેં તે દ્વિજસપ્તકે, જઇ ભક્તિ[યે] વાંદ્યા,
મુનિવર તે મો'ટો યતિ, દેખી[તે] આનંદ્યા;
યોગ્ય જાણી તે સાતનેં, દુખતાપ શમાવૈ,
પરઉપગારપણેં કરી, હિતવૃષ્ટિ વરસાવૈ. ૧૩
ધર્મ, અબંધુનો બંધુ છે, અસહાઇ સહાઇ,
ધર્મ, અનાથનો નાથ છૈ, અવિચલ સુખદાઈ;
ધર્મ તે સુરતરૂથી વધે, વિણ ઉદ્યમ ફલતો,
ધર્મ તે અધિક ચિંતામણિ, વિણુ ચિંતિત દેતો. ૧૪
સુરગવિ સુરઘટથી વધેં, જે શિવસુખ આપેં,
ધર્મ ત્રિલોકી તિલક છૈ, સવિહું સીર થાપેં,
ધર્મ–અનાદિ–અનંત છે, ત્રિભુવન–આધાર,
ધરમ પરમ ઉપગારીઓ, આતમસીણગાર. ૧૫

**यतः—**

१"धर्मं कल्पद्रुम पुसा, धर्मं चिंतामणिः परः,
"धर्मः कामदुघा धेनुस्तस्माद्धर्मो विधीयताम् ' १
।

---

૧–"ધર્મ સુરતરૂ જેવો, ધર્મ ચિંતામણિ મણિ, કામધેનું સમો ધર્મ, તસ્માત્ ધર્મ કરો ભવિ.

**तथा—**

"धर्मोय धनवल्लभेपु धनदः कामार्थिना कामदः,

"धर्माज्जिन्म कुले शरीरपटुता सौभाग्यमायुर्बलम्.' २

ધર્મતણી માતા અછે, [2]પટ્જીવ-અહિંસા;
જગવત્સલ હિતકારિણી, જીહાં નહીં કોઈ ખીસા,
દુ ખદાવાનલ ટાલવા, પુષ્કરઘનમાલા;
સકલ બ્રહ્મનેં સાધવા, વરપ્રણવપ્રણાલા. ૧૬
ચઉ ગતિ ભવ મારૂવાડિમાં, સુધાતટિની સરિખો;
અભયદાન સુરવેલડી, સમ શાસ્ત્રને નિરખો.
દીર્ઘાયુ સપદા, નિરોગ પ્રસંસા;
ઇત્યાદિક ગુણ નિપજેં, ફલે કામિતશંસા. ૧૭
તેભણી ધર્મને સેવીઇં, નિરૂપાધિ સમાધિ;
ભવિ ભવિ જિમ સુખ પાંમીઇ, જાઇ આધિને વ્યાધિ,
ઇત્યાદિક મુનિદેશનાં, શુણી ધર્મે વ્યાસા;
અરિહંતધર્મને આદરે, શુભચિતે પરસ્યા. ૧૮
શ્રાવકધર્મ ગ્રહ્યો તિણેં સઘલે તિણ દિનથી;
આરાધ્યો સારી પરેં, ન વિરાધ્યો મનથી,
શુદ્ધધર્મમહિમાથકી, [3]સૌધર્મે પોહતા,
તિહાં પણ બોધિ લહી ઘણુ, સમકિતે ગહગહતા ૧૯
તિહાંથી ચવીઇ સંપ્રતિં, નંદન થયા તાહરા,
**ગુણપાલા**દિક સાત એ, જાણુઇં અમરકુંમારા,
સુખીયા ને સોભાગીયા, જિનધર્મપ્રસાદે,
**જ્ઞાનવિમલ**સૂરિ ઈમ કહે, રાજા ચિત્ત ભાવે. ૨૦

ઇતિ સપ્તપુત્રવૃતાંત.

---

૨-છ પ્રકાર પૃથવી, વાયુ, અપ, તેજસ વનસ્પતિ, અને ત્રસ
૩-સૌધર્મનામા દેવલોક.

# ( લોકપાલપૂર્વભવ. )

## દુહા.

રાજા મનમેં હરખીઓ, નિસુણી નંદનવાત;
ચમત્કારકારી કહિએ, પૂરવ ભવ–અવદાત. ૧
કહે, સ્વામી હવે દાખવો, અષ્ટમ સુતવૃતાન્ત;
**લોકપાલ** નામૈં અછે, જેહનું દર્શન કાન્ત. ૨
ગુણે વૃદ્ધ, વયે છે લઘુ, **રઘુનંદન** સમ કીર્તિ;
માહર કોપાનલ આગલે, જેહ, ન પામ્યો અર્ત્તિ. ૩
મેં નિર્દયપણે નાંખીઓ, સાત ભુમિથી હેઠિ;
ફુલબીટેં ન દુહવ્યો, ન હોય અશુભની દષ્ટિ. ૪
રાખ્યો તેહ અપાયથી, કુણેં કરણી એ કીધ;
વલ્લભ સુભગપણાથકી, એહિજ પૂન્ય પ્રસિધ. ૫
હવેં આપતિસું સાધસ્યૈ, કિણુપરે આતમકાજ;
તે સઘલું મુજ દાખીઇં, જ્ઞાનબલે ગુરૂરાજ ! ૬
તે પ્રશ્ન–ઉત્તર કહે, પાછલા ભવથી જેહ;
ભવિકજીવ હિતકારણે, વધે તે ધર્મસનેહ. ૭
મુનિ ભાખે તિહાં સાંભલે, રાજાદિક સવિ લોક;
વિકસિત વદે પ્રેમ ધરી, જિમ રવિ દીઠે કોક. ૮
સહસ ગમેં ગોવર્ગ છેં, અનિ સહસ ગમેં તસ વચ્છિ;
પણ આવી મલેં માતનેં, સ્યું હોઈ કહ્યે ઉલ્લંઠ. ૯

## ઢાલ. રાગ ધોરણી, પુન્યપ્રશંસીયે, એ દેશી. ૨૩ મી.

**જંબુદ્વીપે ભરતમાં**, ગીર **વૈતાઢયસ**મીપ,
**તિલોક**નામા પૂર અછે, જિમ જલ વિંચિં અ તરદ્વીપરે;
પુન્ય કરો જનાં ! પુન્યૈ પૂરણ થાયરે, મનની કામના,

પુન્યેં દેવ સહાયરે, કરે જસ સેવના. પુન્ય કરો૦જનાં. આંકણી ૧
ચારૂકીર્ત્તિ છે જગતમાં, **ચારૂકીર્તિ** નામેં રાય;
વિદ્યાધર જિન ભક્તિ છે, વિમલા ઘરણી થાયરે. પુ૦ ૨
કમલા કમલ પ[ધ]રે રહેં, જલધિ કરણનું હેત;
ચપલપણું નરહેં ધી[થી]રા, સ્યો તેહનો સંકેતરે. પુ૦ ૩
ઇમ જાણીનેં લાછિનેરે, થાપેં ઉત્તમ ક્ષેત્ર;
ચપલ કલંક ઉતારવારે, પોપેં સાતે ક્ષેત્રરે. પુ૦ ૪
કરતા તીર્થપ્રભાવના, સમરેં થાનિક વીસ;
વિધસ્યું સવિ કરણી કરેં, જેહના પ્રબલ જગીસરે. પૂ૦ ૫
દેશમાંહિ જીણુ તિણુ પરેં, જીવ અમારિ પલાવે.
ધન દેઈ બહુ માનથીરે, ફલબલ સુભ ભાવેંરે. પૂ૦ ૬
જીર્ણોદ્ધાર તીર્થયાત્રારેં સંઘપ્રતિષ્ટા સાર;
સાધર્મિકવાત્સલ્ય ઘણાં, દીન દુખી સાધારરે. પૂ૦ ૭
સંયમ લેતાં ભવિકનેરે, કરે સહાય અનેક,
નિરગમણાદિક-ઓચ્છવારે, સાચવતા સુવિવેકરે. પૂ૦ ૮
દાંન દીઇ બહુમાનસું, ઉચિતાના ઉચિતાના જાણી;
આચારી જ્ઞાની વૃદ્ધનો, વિનય કરે અસમાનીરે પૂ૦ ૯
રાજ્યયોગ્ય સુત કો નહિં, તિણેં કરી પાલે રાજ્ય;
પણિ મનમાંહે અલેપ છે, જિમ પંકજ જલ સાજે રે. પૂ૦ ૧૦
ઇંદ્રિય-અર્થ, અનર્થ ગણેરે, ધર્મસાધન તે અર્થ;
અવર તે બંધનસમ ગણેરે, સત્ય ગણે શિવ અર્થરે. પૂ૦ ૧૧
પર-ઉપગારેં આગલોરે, વેગલો પાપ પ્રસંગ,
શિષ્ટાચાર પ્રશંસ કરે, સીજિન સત્વકથી રંગરે. પૂ૦ ૧૨
દયાવંત લજાલુરે, નહિ મને અભિનિવેસ,
કૃતપ્રતિજ્ઞા નિર્વહીરે, જાણે સયલ વિસેસરે. પૂ૦ ૧૩
દ્વેપ નહી કોઈ દર્શનેરે. સદ્દર્શનસ્યુંરે રાગ;

જિનવચનેં અનુગતજેકેરે, તેહ ધરે પરભાગરે. પૂ૦ ૧૪
દર્શનજ્ઞાનચારિત્રનારે, યોગ પૂજનનેરે કામ;
આપ ધનાદિક મેલવેરે, ન્યાયેં અભિનવ રામરે. પૂ૦ ૧૫
નિંદાદિક જે દોષ છે રે, નહી તેહનો અવકાસ;
પાસપરિ મન જાણતોરે, એ સઘલો ગૃહપાસરે. પૂ૦ ૧૬
આઠ બુદ્ધિ ગુણ મેલવીરે, નિસુણે આગમ વાત;
દીર્ઘદર્શિ આયતિ લહેરે, ઉભયપક્ષ શુદ્ધ જાતિરે. પૂ૦ ૧૭
ગુણરાગી ગુણપક્ષનીરે, ઈછૈ તસ સુખસાત;
શુભકરણી અનુમોદનારે, કરતા જાઇં દિન રાતરે. પૂ૦ ૧૮
દ્રવ્ય ષટક ત્રિક કાલજેરે, લેશ્યાવ્રત ષટ્કાય;
નવતત્વ આદિક ભાવ જેરે, તે મેલે ‘ સવિ ’ સમુદાયરે. પૂ૦ ૧૯
વેશ્યાસનેહ પરેં ગણેરે, સ્વાર્થનાં સંબંધ;
આપે દુઃખ પરંપરારે, ભવભવના અનુબંધરે. પૂ૦ ૨૦
ભાવ દ્રવ્યથી બીહુ મેલવીરે, નિશ્ચયને વ્યવહાર;
નયનિક્ષેપાસવિ લહેરે, ગીતારથને આધારરે. પૂ૦ ૨૧
આણી વિનયાદિક ગુણે રે, ધર્મ અહિંસા મૂલ;
ઉત્સર્ગને અપવાદથીરે, જાણે સવિ અનુકૂલરે. પૂ૦ ૨૨
ઇણીપરેં ધર્મપ્રભાવનારે, કરતે ગયો બહુ કાલ;
ચારિત્રની રહી ભાવનારે, દેશવિરતિ ઉજમાલરે. પૂ૦ ૨૩
રાજઋષિનું બીરૂદ વડીરે, શાસનિ શોભાકાર;
સંથારે સયમ ગ્રહીરે, હુઉ અંતિ નિર્વિકારરે. પૂ૦ ૨૪
તિહાં સમાધિ મરણે લહીરે, સુરલોકે અવતાર;
શક્ર સામાનીક સુર થયોરે, બોધિગુણે અતિસારરે. પૂ૦ ૨૫
તિહાં પિણ સમકિત નિર્મલેરે, કરતા અનેક પ્રકાર;
તિહાંથી ચવીનેં તાહરોરે, પુત્ર એ આઠમો ઉદારરે. પૂ૦ ૨૬

**લોકપાલ**નામે થયોરે, [1]'ચરમશરીરી એહ;
જન્મથકી દર્શન ગુણીરે, ધર્મે જસ દૃઢ નેહરે. પૂ૦ ૨૭
નૃપ! તુમે કોપવશેં કર્યોરે, મોટો જે અન્યાય,
**રોહિણી**વયણે અમરિસ વહેંરે, અધ નાંખ્યો ક્રોધ અગ્રાયરે પૂ૦ ૨૮
તિણસમેં પૂરવભવપ્રીયારે, **કમલા**નામિરે જેહ;
તે! શ્રાવકવ્રિત પાલિનેરે, ગઇ સુરલોકે તેહરે. પૂ૦ ૨૯
તિણ સમેં તેહનું પેખવુંરે, કિહાં છે માહરો કંથ;
તિણ અવધિબલે તે જાણીઓરે, તે સઘળો વૃત્તાંતરે. પૂ૦ ૩૦
સાનિધ તતક્ષિણ તે કરેરે, ટાલ્યો તાસ અપાય;
પુન્યે અણચિંતિત ફલેરે, નિષ્કારણ છે સહાયરે. પૂ૦ ૩૧
સર્પ તે, હારલતા હોઇરે, જલ તે, થલપરિ થાય,
ખડ્ગ તે, કુસુમમાલા જસીરે, સુલી, સિંઘાસન થાયરે. પૂ૦ ૩૨
અનલ, સલીલ તે સારિખોરે, વિષ તે, અમૃતસમાન!
વયરી હોય વાલહોરે, વિષમ તે હોઇ ઋજુમાનરે. પૂ૦ ૩૩
તેહ ભણી પુન્યે પવિત્ર છે રે, સુત તાહરો નરનાથ;
વિઘન સહાઈ કરે સદારે, જસ સિર ધર્મ છે નાથરે. પૂ૦ ૩૪

[ इति अष्टपुत्र वृत्तान्त ]

---

૧-ચરમ-છેલ્લો શરીર ધારી અર્થાત્ હવે પછી લોકપાળને બીજીવાર શરીર-જન્મ લેવો પડશે નહી. પરન્તુ આ જન્મથીજ એ હવે અપુનર્ભવી થયો. આવીજ રચના શીલવતીરાસમાં ચન્દ્રગુપ્તને માટે જોવામાં આવે છે "આખ્યો પહિલાં મુનિવરે, ચરમ શરીરી એહ," ઢાલ ૮મીનો દુહો ૧લો.

# (લોકપાલના પૂર્વભવની સ્ત્રીના જીવનું કથન.)

એહવે, સ્ત્રી **લોકપાલની**રે, બેઠી સભા મોઝાર;
એ વાત સાંભલી લહીરે, જાતિસ્મરણ સારરે. પૂ૦ ૩૫
કહે, સ્વામી સાનિધ કરીરે, તે હું, તેણી વેલિ;
તિહાંથી ચવી, નૃપ **ચંદની**રે, થઇ પરણી ઇણિ કેલિરે. પૂ૦ ૩૬
તેહભણી મુજને બહુ અછેરે, પૂરવભવનો પ્રેમ;
ઈત્યાદિક સવિ વાતડીરે, સુણતાં પામ્યો ક્ષેમરે. પૂ૦ ૩૭
**જ્ઞાનવિમલ** ગુરૂવયણથીરે, નિસુણી એહવી વાણ,
સભા સહુ હરષિત થઇરે, કીધાં વચન પ્રમાણરે. પૂ૦ ૩૮

## દુહા.

પુત્રચરિત્ર નિસુણી ઘણું, હર્ષિત હિયડું થાય;
ધર્મમર્મ ઇમ સાંભલી, રોમાંચિત તનુ થાય. ૧
બલિહારી તુહ્મ જ્ઞાનની, કરતા વિશ્વ, પ્રકાસ;
રવિ સસી જલદતણી પરે, જગ વચ્છલ તુમે ખાસ. ૨
ધન્ય તે ગામાગર નગર ! પુર પટ્ટણમ ઠાણ;
તુમ ચરણે પાવન કર્યાં, તે તીરથ અહિઠાણ. ૩
મુજને ઘણું અનુગ્રહ કર્યો, દેખાડી પરમત્થ !
ભવજલ પડતો ઉધર્યો, ઉગાર્યો દઈ હત્થ ! ૪
તુમ સરિખા હોઈ જસ સીરે ! સી ઉંણીમ તસ હોઇ;
સુરમણિ જેહને કરિ હોઇ, તે સ્યું દુર્ગત જોઈ ૫
પૂછુ એક સદેહ છે, તે દાખો મુનિરાય;
મુજ તનયા સદયા અછે, ચ્યારે ગુણ સમુદાય. ૬
વિસ કન્યા મનુ રૂપધરી, આવી કીધો વાસ;
લક્ષ્મી બુદ્ધિ સરસ્વતી, શ્રીયે કીધો વાસ. ૭

પુરવભવ તિણે સ્યાં કર્યા, તપજપનિયમ વિશેષ;
તે દાખો કરૂણા કરી, જ્ઞાનબલિં સવિશેષ. ૮
ઇંમ નૃપવયણાં સાંભલી, કહેવાને ગુરૂરાજ;
ઉજમાલ થઇને કહે, નિસુણે સહુ સમાજ. ૯

## ( રોહિણીની ચારે પુત્રીઓનો પૂર્વલો ભવ. )

**ઢાલ. પ્રીતમસેતી વિનવે; પ્રેમદા, ગુણની ખાણ મેરેલાલ, મનમોહન! એકણચિત્તે, સાંભલો ચતુર સુજાણ! મેરેલાલ; કંત! તમાકુ પરિહરો. એ દેશ . અથવા, મેરેલાલની દેશી. ૨૪મી.**

ઇંણહીજ **જંબૂદ્વીપમાં**, ભુભામિની ઉરહાર, નરરાજ,
ગિર**વૈતાઢય** સોહામણો, **રતને** અર્દ્ધાકાર. નરરાજ. ૧
સુકૃત કર્યું, સુરતરૂપરેં, પસરે બહુ ફલ દાય; નર૦
જિમ સુક્ષેત્રેં બીજ રોપીઉ, ફલે બહુ લહી સુવાય! ન૦ સુ. ૨ આં.
દક્ષિણ શ્રેણે સોહિઇં, **શ્રીપુર**નામેં સહીર; ન૦
**અલકા** પણિ ઉંચી ગઈ, સુખમાનુ ધરી વયિર. ન૦ સુ૦ ૩
વિદ્યાધર તિહાં રાજીઓ, **ચિત્ર ગતિ**નામે અનૂપ, મહારાજ,
ઓપમા પિણ આવી નહી, ઇંદ્રાદિક વળી ભૂપ. મ૦ સુ૦ ૪
**મયણમાલા** તેહની, રુપ લવણીમાં ખાણી, મ૦
પ્રેમ નિવડ દંપતિ, મનુ! હરિ કમલા જાણી; મ૦ સુ૦ ૫
પુત્ર સૂભગ સુલક્ષણો, વારૂ વિનય વિવેક, મ૦
જસ શોભા ગુણ દેખીઇને, વિસ્મય પામે મનુલોક. મ૦ સુ૦ ૬
પુત્રી ચ્યાર વલી તેહને, સુકૃતતણાં સયોગ; મ૦
રૂપકલાની ખાણી છે, નહી જસ શોગવિયોગ. મ૦ સુ૦ ૭

એકદિન ક્રીડાકારણૈ, પોહતી નિજ ઉદ્યાન; મ૦
ત્યારે તેહ કુમારિકા, રમવાને સા મીસ[1]. મ૦ સુ૦ ૮
તિહાં એક મુનિવર પેખીઓ, ધર્મનું ધરતો ધ્યાન; મ૦
મૂર્તિમંત મનુ ધર્મ છે ! સંયમગુણનો નિધાન. મ૦ સુ૦ ૯
તે દેખીને ઉપનો, કોઈક અપૂર્વ પ્રમોદ; મ૦
અનિમેષ નયણે જોવતાં, વિસર્યો રમતવિનોદ મ૦ સુ૦ ૧૦

× × × ×

મનિં જાણે સુરતરૂ ફલ્યો, પૂરવલો કોઇ ધર્મ. મ૦ સુ૦ ૧૧
નિરાગીને બહુ ગુણી, દેખી વાધે પ્રીત; મ૦
નિંદ્યકાર્ય ઈહાં નહિ, કરે ઉપકૃતિની રીત મ૦ સુ૦ ૧૨
આવી તેણૈ વંદીયા, મુનિવરકેરા પાય; મ૦
તે દેખીને ઉપનો, ધર્મપ્રમોદ સુખઠાય. મ૦ સુ૦ ૧૩
મુનિવર કરૂણાજલધરે, કીધી આદ્રધરભાવ; મ૦
સીચિ લતા તે બાલિકા, થયો હર્ષપ્રણાલ જમાવ. મ૦ સુ૦ ૧૪
તિહાં તસ પૂછે સાધુજી, કાંઈ જાણો છો ધર્મ; મ૦
ક્રીડાને છો પરવર્યાં,[2] એહથી લહીઇ કર્મ. મ૦ સુ૦ ૧૫
તવ તે ભાખે બાલિકા, અમે ધર્મ ન જાણું કાંય ! મ૦
લોક કહે તે જાણીઇં, ધર્મથકી સુખ થાય મ૦ સુ૦ ૧૬
ધર્મસ્વરૂપ જાણું નહી, પણિ નાંમે લહિયે હર્ષ; મ૦
ગુંગી ગોલ ગલ્યાપરિં જે, ધર્મ તે સહુથી પ્રકર્ષ મ૦ સુ૦ ૧૭
યોગ્ય લહી તે બાલિકા, ધર્મનો સામાન્ય-અર્થ; મ૦
દુર્ગતિ પડતાં પ્રાણીને, ઉધરવા સમરથ મ૦ સુ૦ ૧૮
જે સેવંતાં જીવને, જાઇ અનાદિ કલંક; મ૦
વિષય કષાય સોધીયેં, આતમ હોઈ નિકલંક. મ૦ સુ૦ ૧૯
મિથ્યા વયરિ નાશપે, મોહ અજ્ઞાનનો નાશ, મ૦

---

૧-અત્ર મૂળપ્રતે "મીન" પાઠ છે.

૨-મૂલમાં "ક્રીડાને છો પડવડાં" પાઠ છે.

તૃષ્ના મૂર્છા અવિરતિ, નાસેં વિરતિ પ્રકાશ. મ૦ સુ૦ ૨૦
દુષ્ટ પ્રયત્થૈ જોડવા, મન વચનનુ વ્યાપાર, મ૦
તે દુર્ધ્યાનની વર્જના, શુભધ્યાનેં સંચાર. મ૦ સુ૦ ૨૧
જિમ જિમ આતમ એહથી, પાંમી હોઇં અયોગ; મ૦
તિમ તિમ ધર્મતણે બલૈ, જીવ લેહેં ગુણ ભોગ. મ૦ સુ૦ ૨૨
અસુભ હેતુ નિર્ગમ થકી, પામેં ગુણ સમુદાય, મ૦
દર્શનજ્ઞાનચારિત્રતપ, પડિત વીર્યસહાય. મ૦ સુ૦ ૨૩
અથવા, વલી એ બીજ છે, સુદેવસુગુરૂ સુધર્મ; મ૦
તે પણિ સહુ મુખેં ઇંમ કહે, પણિ તસ લહેવો મર્મ મ૦ સુ૦ ૨૪
સુદોપ [1]અઢારથી વેગલા, ત્રિભુવનનાયક દેવ, મ૦
ચઉનિખેપે[2] સારિખા, તસ ભાવે કીજે સેવ. મ૦ સુ૦ ૨૫
સુધાજ્ઞાનકથક ક્રિયા, સુધા જે અણગાર, મ૦
તે ગુરૂજી ! [3]ગુરૂગુંણ ભર્યા, તસ આણા સિર ધાર. મ૦ સુ૦ ૨૬
અનાસવ આશ્રવ રોધિની, વિનય આણા દયા મૂલ, મ૦
નિરાવરણ હોઇ આતમા, તેહ ધર્મ અનુકૂલ. મ૦ સુ૦ ૨૭
તત્ત્વ ત્રય[4] એ શાશ્વતાં, ભવજલતરણ જીહાજ, મ૦
તેહ હૃદયમાં ધારીઇ, તો સીજે સવિ કાજ મ૦ સુ૦ ૨૮
મુનિપ્રતે ભાખે બાલિકા, સ્વામી ! એહવો ધર્મ, મ૦
નવિ જાણ્યો નવિ આદર્યો, કોઇ અનાદિ કર્મ ! મ૦ સુ૦ ૨૯
પણિ,એ વયણના શ્રવણથી, આતમ લહૈ આનંદ, મ૦
હવૈ, તુમ ચરણપસાયથી, છેદીજે ભવફંદ. મ૦ સુ૦ ૩૦
મુનિ કહે આપ સમોવડે, ગણીઇ જીવની કાય; મ૦

---

૧-હિંસા, જૂઠ, ચોરી, મૈથુન, પરિગ્રહ, ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, ક્લેશ, અભ્યાખ્યાન, પૈશુન્ય, રતિઅરતિ, પરપરિવાદ, માયામૃષાવાદ અને મિથ્યાત્વશૈલ્ય.

૨-નિક્ષેપા-નામ, સ્થાપના, દ્રવ્ય, અને ભાવ. ૩-મ્હોટા ગુણોવાળા. ૪ જ્ઞાન દર્શન ચારિત્ર.

મનતનુ [1]વયણના યોગ જે, તે કીજે શુભ હોય. મ૦ સુ૦ ૩૧
જ્ઞાનદરશનચારિત્ર જે, યોગ ત્રય ગુણખાણિ; મ૦
વિનયાદિકે આરાધીઇં, ચઉવિધ સાચા જાણિ. મ૦ સુ૦ ૩૨
કોઈક મહા શુભયોગથી, એ પામ્યો છે શુભયોગ; મ૦
'ઈહિ કચ્છભ,' ન્યાયે કરી, આર્ય કુલ દેશાદિક યોગ. મ૦ સુ૦ ૩૩
જાતિ પંચેંદ્રિય; નરભવો, નિરાબાધ ઇંદ્રીય લાભ; મ૦
કુસુલપણું કરૂણાપણું, પુન્યપ્રકૃત્તએ લાભ મ૦ સુ૦ ૩૪
ઈત્યાદિક બહુ ભાવના, અનિત્યાદિક બાર; મ૦
ભવસ્વરૂપ સવિ ઉપદિસ્યું, હરષી કુંમરી ચ્યાર મ૦ સુ૦ ૩૫
ચિંતે મનમાં બાલિકા, આજ જનમ સુપ્રમાણ, મ૦
દોષ ક્ષુધાદિક ઉપશમ્યા, આ! દૂખાદિ ગુણખાણ મ૦ સુ૦ ૩૬
**જ્ઞાનવિમલ** ગુરૂવયણડા, નિધિ એ પરિધાર્યા તેહ, મ૦
કોઈ અપૂરવ ઉલ્લસ્યે, ધાર્યો ધર્મસનેહ. મ૦ સુ૦ ૩૭

## દુહા

હવે હરખી ચિત્તમાં ઘણું, પરખી ચિત્તમાં ધર્મ;
કહે કુમરી હવે કીજીઇ, જાણ્યાનો એ મર્મ. ૧
જાણીને [2]વિરમે નહી, આશ્રમથી જે જંતુ,
નાગાને નવિ શોભીઇં, વસ્ત્રતણે એક તંતુ. ૨
જાણીશા કિણ પૂણે નહી, લોકતણો એ ન્યાય,
તિમ ભવસરૂપ જાણ્યા પછી, કુણ કરે પાપ અન્યાય. ૩
[1]ધની, કૃપણ ન શોભીઇં, સાહમું હોઈ કલંક;
તિમ જાણ્યુ પણિ વિરમે નહી, તે મહા મોહનો વંક ૪
પુદ્દગલ કર્મના [2]દલિક જે, ઝીન્તા રહે સદૈવ;
તે જીવે જે સગ્રહ્યા, અજ્ઞાન ગાફિલની [3]ટેવ. ૫

---

૧-કાયા ૨-વિરમવું, પ્રતિક્રમવુ. પાછા હઠવું.
૧-ધનવાળો. ૨-દલિયા, દળ. ૩ Habit, ટેવ.

રાગદ્વેષની ચિકણુતા, તિણેં કરી કર્યા નિજભાવ;
તેહ નડે તે જીવને, એ સવિ છે બાલભાવ ૬
જો પંડિત વિઉલ્લાસથી, સંભારે નિજ ભાવ,
તો સ્યો કર્મનો આસિરો, દાસ ન હોઈ ધરરાવ. ૭
બાંધી કાયર કર્લીવને, વિષયતણો સમુદાય;
પણિ ધીરને ગંજે નહિ, પરવશિ તેહ ન થાય. ૮
જિમ લુતાપુટ જાલિનેં, બાંધે જીવ તે ક્ષુદ્ર;
પણ ગજને બાંધે નહી, જે જાતિ મહાભદ્ર. ૯
આતમ આપસભાવમાં, આવી જો નિરમાય;
તો કર્મતણો સ્યો આસિરો, ખીણમાં ખેરૂ થાય. ૧૦
આવી ઈણિપરિ ધર્મરૂચિ, જાગ્યો અનુભવ ભાય;
કહે મૂનિને તે બાલિકા, પ્રભુ ! તુહ્મો ધર્મસહાય. ૧૧

**ઢાલ. રામચન્દ્ર કે બાગ, ચાંપો મહુરિ રહ્યોરી; એ દેશી. અથવા, મારગ સન્મુખ તાસ, ઉડે ખેહ ઘણીરી; એ રાગે પણ. ૨૫મી.**

હવે તે કુમરી ચ્યાર, અમરીરૂપ જીસીરી;
મુનિને કરી મનોહાર, પદકજભમરી તિસીરી. ૧
સમરી મુનિ ઉપગાર, બેઠી પાય નમીરી;
ચંદ ચકોરી જેમ, તૃષ્ના સર્વ સમીરી ૨
સંયમીયાનો ધર્મ, તે તે ચિત્તમાંહિ વસ્યોરી;
તે દાખો ગુરૂરાજ, માંહો અમૃત જીરયોરી. ૩
સરોવર પામી પૂર્ણ, તરસ્યો કવણ રહેરી;
ભૂખ્યો રહે કહો કોણ, ભોજને ભૂન ગેહેરી. ૪
કલ્પવૃક્ષ લહી કોણ, દરિદ્રીની મુદ્રા ધરેરી,
તિણ પામી તુમ જોગ, દુષ્કૃત કવણ કરેરી. ૫

કહો સ્વામી અમ્હ આયું, કેહેવું છે કે(છ)રી;
આયતિ કેહવાં કર્મ, મર્મ તે સર્વ (છ)બતૂરી. ૬
આરાધીજેં ધર્મ, ત્રિકર્ણ સુધી કરેંરી,
અજર અમર નિકલંક પદવી સિદ્ધ વરીરી. ૭
ઇંમ નીસુણી કહેં સાધુ, વત્સે ! એમ કહુંરી;
તુમચૂં થોડૂં આઉ, ઉજ્ઞાનબલે હું લહુંરી. ૮
ઈમની સુણી કહે તેમ, બાલીકા શાંતપણેરી,
મર્ણસમય ભય કોઇ, અવરન કોઇ મુણીરી. ૯
કહે સ્વામી તે સાચ, જનમ તિહાં મરણ અછેરી;
એ તો જગસ્તિતી હોઇ, પણ તેઅફલ ગછે રી. ૧૦
જે દિન જાઇં તેહ, ફરીનેં ભાવ પછેંરી;
જીવિત તેહ પ્રમાણ, સુકૃત દેહ મચ્ચે રી. ૧૧
થોડું પણ બહુ કાર્ય, આચરી સિદ્ધિ લહ્યારી;
આગમમાંહે પ્રધાન, ઉત્તમ તેહ ક(ર્યા) હ્યારી. ૧૨
તે જાણી થોડુ આપુ, કહો તેમાં ન કસીરી;
ભાખો ગિરૂઆ સાધુ, જિમ મનિ ન તરસ્યૈરી ૧૩
તત્ર કહે સુણીઇં બાલ, એક + + + કહિઉંરી,
સાંભલી એહવી વાંણુ, ચિત્ત વિખિન્ન થયુ રી. ૧૪
સ્યું કરવો ઉપાય, લાગે કૂપ ખણવોરી,
એહવો હુઓ ન્યાય, બધિરને જસ લણવોરી. ૧૫
તે ચ્યારે મિલીય, સાધુના પાય ગ્રહેરી,
થોડી વેલામાહેં, હિતનાં વયણ લહેરી. ૧૬
પરલોકે સુખ થાય, જાયે દુ:ખ સવેરી;
તે તપ સયમ માર્ગ, હોઈ હેતુ ભવેરી. ૧૭
મુનિ કહે મુહર્ત્તમાહેં, સાધ્યાં કાજ ઘણેરી;
ક્ષપકશ્રેણી સુપ્રસાદિ. કેઈ સાધુજણેરી. ૧૮

આજ છે ઉજ્જલ દીસ પંચમી માઘતણીરી;
એ તિથ પૂણ્ય પવિત્ર, જ્ઞાનની શાસ્ત્રે ભણીરી. ૧૯
જ્ઞાન તે પરમાધાર, જ્ઞાન તે તરણી જીસ્યોરી;
મિટે મોહ-અધાર, જ્ઞાની રત્ન જીસ્યોરી. ૨૦
પેય અપેય અભખ્ય, ભખ્ય ગમ્યાગમ્ય લહેંરી:
ત્રિભુવનકેરી વાત, જ્ઞાની સર્વ કહેરી. ૨૧
નિશ્ચયનેં વ્યવહાર, દાખેં સર્વ થકીરી,
જ્ઞાનકલા જગમાંહી ષટ્દ્રવ્યકેરી બકીરી. ૨૨
જ્ઞાનાચાર વિસેષ, જાંણી તેહ ધરોરી;
જ્ઞાનતણી તે ભક્તિ, શક્તિ તેહ કરોરી. ૨૩
કાઢી મનથી મિથ્યાત, તત્વની ઘાત ગ્રહોરી:
વિરમી વિષય કષાય, સમતાભાવ વદોરી ૨૪
અરિહંત સિદ્ધ સુસાધુ, ધર્મનાં ચરણ ધરોરી,
દર્શન જ્ઞાન ચારિત્ર, તપ ચઉ ભેદ ભરોરી. ૨૫
લઘુ પણિ થોડે કાલિ, ભવોદધી જેમ તરોરી:
પરમાનંદ વિલાસ, પાંમી સિદ્ધ વરોરી ૨૬
આજ દિનેં ઉપવાસ, કરી જિનધ્યાન ભજોરી;
[1]પચખો ચ્યારે અહાર, [2]સાવદ્ય કામ તજોરી ૨૭
નિંદો જેહ અનાદિ, દુષ્કૃત પૂર્વ કર્યારી,
સુકૃતનુ અંગીકાર, ત્રિકરણ ભાવ ભર્યારી. ૨૮
ભોગ અતૃપ્તા જીવ, ભવ ભવ જેહ ફીરેરી,
પણિ જો તૃપ્ત[3] સંતોષ, તોહિજ શીઘ્ર તરોરી ૨૯
તુહ્મે છો ઉત્તમ જીવ, શુભ સામગ્રી લહેરી,
યોગ્ય જાણીને વાત, સર્વએ તુહ્મને કહેરી ૩૦
નરભવ પામીજેહ ચેતેન મૂઢ નરારી,

---

૧-નિયમ લ્યો. ૨-દોષવાળા ૩-મૂલમાં "કૃત" પાઠ છે.

વિષય કષાયમાં કાલ, નિગમે પશુ પ્રવર્યારી. ૩૧
સજ કરી સર્વ વિવાહ, મેલી ઉંઘ કરેંરી;
લગનકાલ વહી જાય, એહવો ન્યાય કરેરી. ૩૨
ઈત્યાદિક મુનિ શીખ, ધારી તિણે ચ્યારે રી;
નહિં મને ખેદ લિગાર, મતિ તે ગતિ અનુસરેંરી. ૩૩
પ્રણમી ગુરૂના પાય, આવી નિજગેહેંરી;
હીયડે હર્ષ ન માય, પુલકિત હુઈ દેહેંરી. ૩૪
માતપિતાને તેહ, વ્યતિકર સર્વ કહ્યોરી;
નૃપતિ કહે તુમ્હે ધન્ય, અવસર એહ લહ્યોરી. ૩૫
ફીરતાં એણે સંસારિ, જીવ અનંત કહ્યાંરી;
જન્મ મરણ પણિ બોધ. નાવ્યા તેણિ ફરીરી. ૩૬
એક દિનમાં બહુ લાભ, પુત્રી તુહ્મે લેસ્યોરી;
ન મિલે ફીરી ફીરી યોગ, તુમને આજ જીસ્યોરી. ૩૭
શુભભાવ જગમાંહેં, તે સવિ ચિત્ત ધરોરી;
તત્વ જે શ્રીજિનધર્મ, પરમત્થ એહ ખરોરી. ૩૮
ઈણીપરે કીધ ઉછાંહ, નહી પરવાહ કિસ્યોરી;
જિમ મજીઠનો રંગ, તિણપરે ધર્મ વસ્યોરી. ૩૯
ઈમ કરતાં દિન અંત, આવ્યો તિણ સમેંરી;
અકસ્માત ઉત્પાત, થયો વિજલીનો ભુમેંરી. ૪૦
શુભધ્યાનેં તે ચ્યાર, કુમરી એક થઈરી;
પોહતી પ્રથમ સુરલોક, પરિગૃહીત થઇ અમરીરી. ૪૧
માત-પિતા પરિવાર, પ્રમુખેં તે નિરખીરી;
પામ્યા મનિ વયરાગ, ભવસ્થિતિ એ સરિખીરી. ૪૨
લેવેં સંયમભાર, પાલી શુદ્ધપણેરી;
કેઈ સુરગતિ કેઇ મોક્ષ, પામ્યા એમ સુણીરી. ૪૩
હવે તિહાંથી તે ચ્યાર, ચવીનેં તું ! થઈરી;

તનયા બહુ ગુણ ખાણિ, પૂરવસુકૃતમયારી. ૪૪
નાંણ પંચમી દિન એક, પાલે પૂણ્ય સધેરી,
તો સંયમનાં પુન્ય, કહો તે કિમ ! ન વધેરી. ૪૫
જે જે બોલ્યા બોલ, દર્શનજ્ઞાનતણાંરી;
શ્રીજિનવરશાસનમાહે, ચારિત્ર હોઈ ઘણારી. ૪૬
એ પુત્રી તુમ ચ્યાર, સાર કરે કરણીરી;
એ ભવ લહસ્યૈ સિદ્ધિ, સુણી તુષ્ટ થવી ઘણીરી. ૪૭
તે માટે કૃત કર્મ, જેહવે ભાવે મિલ્યારી;
તેહનાં ઉદય વિપાક, વેદે હોઈ અફલ્યારી ૪૮
**જ્ઞાનવિમલ** ગુરૂવાણી, નિસુણી પ્રેમે ઘણેરી;
આપતણો જમવાર, તિણસમે સાર ગુણેરી. ૪૯
ધનધન ગુરૂનું જ્ઞાન, વદને એમ ભણેરી,
જાણી પૂરવવાત, સહુની સાચપણેરી, ૫૦

**[इति रोहिणी पु ीपूर्व ान्त.]**

---

## દુહા.

**અશોકચંદ્ર** રાજા પ્રમુખ, આપતણો પરિવાર,
નાગરજન સવિ ગુરૂ પ્રતે, પ્રણમે હર્ષ અપાર. ૧
**રોહિણ** રાણી પ્રમુખ, બહુ આદરે રોહિણી નાંમ;
યથાયોગ્ય પણે આદર્યા, તપ કરે નિજમન ઠામ ૨
કેઈ સમકિત કેઇ શીલવ્રત, [૧]દેશવિરતપરિણામ;
[૨]સર્વવિરતિ પિણ આદરે, લહેવા અવિચલ ઠામ. ૩
જિહાં જિહાં રવિકીરણાં ફરે, તિહાં ન રહે અંધકાર;
ભવિકકમલ વિકસે ઘણુ, તિમ ગુરૂ દિનકર અનુકાર. ૪

---

૧-શ્રાવકવ્રત. ૨-સાધુપણું.

ગુરૂજલધર જિહાં ઉંતહી, વરસે દેશનધાર;
ભવિમાંનસમાનસ ભરેં, નાશે દૂરિત પ્રચાર. ५
ધન્યપણ મનિભાવતા, ધારી ગુરૂ—ઉપદેશ;
આવે નિજ નિજ થાનકેં, ટાલ્યા સર્વ કલેશ. ६
ગુરૂ પણ તિહાંથી સંચર્યા, અપ્રતિબદ્ધ વિહાર;
કરતા સરસ સમીરપરિ, ભવિજનને ઉપગાર ७
રાજા આવી નયરમાં, પડહ વજાવે સાર,
અભયદાન અમારિના, પર્વદિને સુખકાર. ८
[1]શોહાવે શાસન ઘણું, સાત ક્ષેત્રે મનોહાર;
પુન્યબીજ વાવિ ઘણું, ઉચિત વિવેક ઉદાર ९
ભાવેં બારહ ભાવના, નિતુ સાચવે પટ્કર્મ,
વિધિ અનુસારિતણી ક્રિયા તેહનો જાણે મર્મ. १०
મનોરથમાલા પુન્યની, વધતે ધરી પ્રમોદ;
અહનિસ સજ્જન ગોઠડી, વરતાવે ધરી મોદ. ११

**ઢાલ. લાછલદે માત મલાર, એ દેશી. (આછે લાલવાળી)**
**. રાગ મલ્હાર. ૨૬ મી.**

હવેં **અશોકચંદ્ર** રાય, પ્રણમેં આવી પાય,
આજ હો ! સારારે સીમાડા, આવીનેં મિલેજી. १
પુન્યબલિ સવિ આથી, આવિ મિલે જિમ બાથિ !
આજ હો ! જાણે રે વરસાલેં, નદીયાં સર ભરેંજી. २
ઉન્ન તજે ન વિહાર, મનુ ! ભૂભામિની ઉરહાર,
આજ હો ! સગેરે વૈજયત છે એક, અનેક ઈહાં અછેંજી. ३
ધરિ ધરિ ગોરી ઈલિ, ધરિ ધરિ ઈસર બભ;
આજ હો ! સર્ગ એકા જીહાંકણિ પાંમિઈજી. ४

---

१—શોભાવે.

બુધગુરૂકવિજન લોક, દીસેં થોકે થોક;
આજ હો ! સગેંરે એ, એક કોપણી વર્ગ દેખીઇંજી. ૫
ઘરિ ઘરિ ધનદ છે લોક, વરસ્યેં કંચન થોક;
આજ હો ! દાતારે માતા છે, રાતા દાનમાંજી. ૬
પોહલીપોઢીયોલિચ્ચિઉં, દિસેં ચઉટા ઓલી.
આજ હો ! જાણેરે જસ શોભા આવણ ઉમહીજી. ૭
મુખિં, ન કહે નાકાર, અટલિક ચિત્ત ઉદાર;
આજ હો ! વારૂરે વાતાલા હયલ સોહામણાજી. ૮
કોસીસાંયુત કોટ, દેવત રિપુસિર દોટ;
આજ હો ! જાણેરે નિજ દંતી દેખાડી અલકાનેં હસીજી. ૯
ગણપતિ ઠામો ઠામિ, કરતાં દીસેં પ્રણામ;
આજ હો ! લોકેંરે બહુ થોકે રોક ધનાશયેજી. ૧૦
ષટઋતુવાસ ઉદ્દામ, એહવાં વન ઉદ્યાન,
આજ હો ! ફુલેરે બહુ મૂલ કમલ વિરાજતાજી. ૧૧
વાવિ સરોવરી ઠામિ, દીસેં અતિ અભિરામ,
આજ હો ! જાણેરે ક્રીડાને હેતે વરૂણના કુંભ છેજી. ૧૨
ધર્મિજનની ગોઠિ, પુણ્યતણી જાણેં પોઠિ,
આજ હો ! દેખીરે મન તુઠી સજનનેં હોયેજી. ૧૩
ઠામ ઠામિ અણગાર, શુદ્ધા સાધુ વિહાર;
આજ હો ! જાણેરે જિનશાસન, સરોવર હંસલાજી. ૧૪
ખીર નીર સુવિવેક, નિજમતિ ચચુ અનેક;
આજ હો ! કર્યારે જડઆતમભાવ વિવેચનાજી ૧૫
મંગલ આઠ ઉદાર, પસરે સવિ હિતકાર,
આજ હો ! જાણેરે અડ મંગલ આઠ ભય વારતાજી. ૧૬
ઉન્નત જિમ કૈલાસ, તિમ ઉન્નતિ નિજ આવાસ,
આજ હો ! સોહેરે મનું મેઘઘટા શિરેજી. ૧૭

(મુ)ગુહિર મૃદંગ આવાજ, જાણે જલધર ગાજ;
આજ હો ! સોહેરે તસવિચેં મનુ ! આરતિ વીજલીજી. ૧૮
મંગલદીપક જે એક, તે કહે એહવો વિવેક;
આજ હો ! જ્ઞાની અક્ષય એક જગમાં એ પ્રભુજી. ૧૯
ઇમ પૂજાના ભાવ, ભવજલ તરી નાવ;
આજ હો ! દેખાડે ઇમ ભવિને બહુ પરેં ભવિજનાજી. ૨૦
સમકિત જલદ પ્રમાદ, જીવદયા શુકમાલ;
આજ હો ! પાલેરે પલાવે ત્રિવિધપણાથકીજી. ૨૧
વ્યસન [1]વ્યહાયાં દૂરિ, ન્યાયે જલધીને પૂર;
આજ હો ! જાણેરે જે વ્યસનને જે આવી નમ્યાજી. ૨૨
ઉત્તમ જનસ્યું પ્રેમ, કરતાં વાધે ક્ષેમ; (પ્રેમ)
આજ હો ! વાધે રે કસોટી જીણપરિ હેમનીજી. ૨૩
શરણાગત પ્રતિપાલ, દુસમનકેરા પ્રતિયાલ;
આજ હો ! દીસે રે રઢીયાલા માની મરહટાજી. ૨૪
પદમનિ પતિ મન પામિ, શીલવતી અભિરામિ;
આજ હો ! તોહેંરે સોહામણ સઘલેં સુંદરીજી. ૨૫
એ રાવણ અનુરાજ, લક્ષગમે ગજરાજ;
આજ હો ! કરતારે મદ પૂરેં જલ ધરતા જતાજી. ૨૬
હરિહય જીત્યા ગર્વ, કોટિગમે ઇમિ અપુર્વ;
આજ હો ! જાણેરે રવિહયને દોટ દિઈ ગતિંજી. ૨૭
રથ ઘંટાલો કોડ, પાયકની બહુ કોડિ;
આજ હો ! છાજે રે દેવાજે બહુલે રાજતાજી. ૨૮
ઇમ, ચતુરંગી સેન, દીસેં ચક્રી અયન;
આજ હો ! ન્યાયીરે સોભાગી, ત્યાગી રાગી ધર્મનોજી. ૨૯
રાજ્ય સપ્તાંગની વૃદ્ધિ, અરિ નિગ્રહેં પટૂસિદ્ધિ;

---

૧–ગયા.

આજ હો ! પંચેરે પ્રકારેં પાલેં સવી પ્રજાજી. ૩૦
ચઉવિધ રાજ્ય-ઉપાય, વરતેં કરપી આય;
આજ હો ! શક્તિ રે ત્રિવિધે કરી દુવિધ અરિજ઼ કરેંજી. ૩૧
સારેં બહુવિધ કાજ, કરેં એક છત્રેં રાજ્ય,
આજ હો ! વસતોરે ગૃહવાસેં પારા ન ચિંતવેજી. ૩૨
ક્ષુદ્ર ઉપાય ત્રિણ જેહ, તે ટાલેં ધરી નેહ;
આજ હો ! છાંડેરે સવિ હેય, તે હેયપણેં કરીજી. ૩૩
જેહની આણ અખંડ, દીઇં દુર્જન સિર દંડ,
આજ હો ! જેહને વિતંડાવાદ, ન જિનમતેંજી. ૩૪
મીની ને મતિવંત, સુખીયા સુકૃતને સંત;
આજ હો ! દીસે રે હિન હિંસેં હિયડેં દેખીનેંજી. ૩૫
પરદોપ કહેંવા મૂક, પરછુતિ કરણેં નિસુક;
આજ હો ! અંધારેં તિહાં કામેં પરસ્ત્રી દેખિયાજી. ૩૬
સહસ નયણપર દૃષ્ટિ, ઉપકૃતિ કરવા સૃષ્ટિ:
આજ હો ! પરગુણ ભાપણનેં સહસ્સરના ધરેંજી. ૩૭
કુમત, જવા શક શોપ, કરતા સુકૃતનો પોપ,
આજ હો ! વારૂરે વરસતા પુષ્કરઘન પરેજી. ૩૮
કરતા જન ઉપગાર, વારૂ ધર્મવિચાર:
આજ હો ! ભાવિરે નિજલ્યાવેં, અર્થવિચારણાજી. ૩૯
જો કોઇ ભાષેં આલ, તો તસ અર્થ નિહાલ;
આજ હો ! નાણે રે નિજ મનમાં પરૂપર દૂમણાજી ૪૦
કોઇ કહે અકરમી અભાગ, અવગતિ ઓધે ભાગ;
આજ હો ! ચિંતેરે તસ અર્થ, સમે ચિત ભાવતાજી. ૪૧
નહી પરિવાર એ વંધ્ય, એકાકી ગત ધંધ;
આજ હો ! જાણેરે એહવો દિન કબહી આવસ્યેજી. ૪૨
પરદુઃખ દેખી દીન, આપ હોય લયલીન;

આજ હો ! જાણેંરે આરીસાપરિ પરદુઃખ સંક્રમેંજી. ૪૩
તત્વાતત્વ વિચાર, જાને નિશ્ચય વ્યવહાર;
આજ હો ! ઠાયારે ઉત્સર્ગ અપવાદેં સમાજી. ૪૪
ધર્મ અધર્મ જે પક્ષ, મિત્રાદિક જે લક્ષ;
આજ હો ! જાણેંરે વિધિવાદ ચરિત નયાદિકાજી. ૪૫
મહાવ્રતને અણુવ્રત જીવ, પ્રાણ ભૂતને સત્વ;
આજ હો ! થાપેંરે નયવાદેં સવે અનેકાંતથીજી. ૪૬
દ્રવ્ય અને પર્યાય, એક વસ્તુઇં અનુપાય;
આજ હો ! થાયેરે સવિ ઠામે વિવેક વિવેચનાજી. ૪૭
ઇમ બહુ આગમ જાણ, નયગમ ભંગપ્રમાણ;
આજ હો ! ચર્ચારે બહુ વ્યાપેં, થાપે આચરણનેજી. ૪૮
ઇમ કરતાં બહુ ગોઠ, ભરતા પુન્યની પોઠ;
આજ હો ! સાધુરે સારથવાહથી, શ્રાવકની પ્રજાજી. ૪૯
ઇણીપરેં નગરમંડાણ, દીસેં જેહની આંણ;
આજ હો ! રાજારે ગુણસા તાજા, **અશોકચંદ** સોહિઇંજી. ૫૦
અહનિસ ધર્મનું કાજ, કરતા જિમ સુરરાજ;
આજ હો ! સોહે રે મન મોહેં સવિ ભવિજનતણાજી. ૫૧
ઇમ કરતા બહુ કાલ, જાઇ જિમ સુખમાકાલ;
આજ હો ! ધર્મે કરી સંયુત એહ વિશેષ છેંજી. ૫૨
અરિહંતદેવની આંણ, **જ્ઞાનવિમલ** ગુણ નાંણ;
આજ હો ! તેહનોરે ભાખ્યો, આરખ્યો સાર એ ધર્મ છેંજી. ૫૩

**દુહા. સોરઠા રાગે.**

ઇણીપરિ બોલ્યો કાલ, ધર્મ કર્મ આરાધતાં;
વરસ તે ક્ષીણ એક તાલ, જાતો પિણ જાણેં નહી. ૧
જાયા તેહ પ્રમાણરે, ધર્મ કરે થઇ પડવડા;
તેહનાં કરો વખાણ, અવર અધર્મી તે જડા. ૨
જીવતું એ સાર, જે પુરૂપાર્થ સાધીઇ,
કીજેં પર-ઉપગાર, તો આતમગુણેં વાધીઇ. ૩

એહીજ પરમાનન્દ, એહીજ પરમ વધામણા;
એહીજ નાટારમ્ભ, જહાં સીઝે મનકામણા. ૪
કામી વ્હાલા કાંમ, અરથી અરથ ઉપારજૈ;
પણ ધર્મી મન ધર્મ ભાવ, પ્રયોજનમાં સજૈ. ૫
વડે વડે અધિકાર, તે માંની મચ્છરાલુયા;
લીધ વાત નિરવાહ, દાખે દાન યાલુયા. ૬
એહવામાં વનપાલ, આવી દીધ વધામણી;
વડ વખતી તુમ ભૂભાલ, ગુરૂ ગુણધર આવ્યા ગુણી. ૭
**મઘવાનામેં** સુર, મુનિસર મઘવાસારિખા;
પરિવારેં કરી તુર, પરતખિ સુરકરિ પારપીખા. ૮
તેણી સુણી લહી હર્ષ, રોમાંચિત દેહડી;
કરેં, કંચનના વર્ષ, પારિતોષિક દાનેં જડી. ૯
કરી સજાઈ સર્વ, વંદનકાજે ઉમણ્યાં;
આવિ જેમ સુપર્વ, રિદ્ધિ ઇંદ્રપરિં લહ્યાં. ૧૦
જિમ મુનિવદન જેણિ, નરભવ પામી નવિ કરી;
બિહું ગતિ હારી તેણી, અવસરિ નવિ આવેં ફરી. ૧૧
ઇમ ચિંતિ મનમાંહી, સપરિવારસ્યુ આવતાં;
પંચાભિગમન વનમાંહિ, ગુરૂદર્શને સુખ પાવનાં. ૧૨

---

## (મઘવા મુનિનો ઉપદેશ.)

**ઢાલ. ઝાંઝરીયા મુનિવર! ધનધન તુમ અવતાર, એ દેશી. ૨૭મી.**

ચઉનાંણી ચોખેં ચિત્તેજી, ઉલટે દિઇ ઉપદેશ;
ગુણવંતા પ્રાણી! ધારો શ્રીજિનવાણી,
સકલ લાભનું મૂલ છેજી, શ્રીજિનવરનીરે આણી ગુ ૧

દશેં દષ્ટાંતે દોહિલોજી, નરભવનો અવતાર;
તેહમાં આરિજક્ષેત્ર કુલાદિકંજી, દસ લહવાના પ્રકાર. ગુ. ૨

**यतः—**

"मानुष्यमार्यजातिश्चारोग्यं श्रद्धा श्रुतिर्मतिः
"धनदार्व्यमनाशसा, दशक दुर्लभ युगे!" ॥१॥

ધર્મ લહી જિનદેવનોજી, ભાવો એહવા ભાવ,
એહીજ તુમનેં હોઇસ્યેજી, ભવજલ તરવા નાવ. ગુ. ૩
સકલ જીવ સુખ કાંમીયાજી, તે સુખ અક્ષય મોક્ષ(પ,)
કર્મજનિત સુખદુ:ખ નહીજી, આતમરૂપના જોપ. ગુ. ૪
તે લહિવાના હેતુ છેજી, દર્શનજ્ઞાનચરિત્ત;
તેહનો ભય, વલી મોહ છેંજી, જેહ અજ્ઞાન વિચિત્ર. ગુ. ૫
મોહતણાં થાનક કહ્યાંજી, શાસ્ત્રમાંહી દસ જેહ;
તે પિણ જાણી, વર્જવાજી, જિમ લહિયૈ સુખગેહ. ગુ. ૬

**यतः—**

"पिय१ मायर२ वच्च३ भज्जा४ सयणा५ साहिद६ देव७ नाइ८ धणवग्गा९;
"गुरुदेव दीठी रामा१०, धम्मवाणाणि भय हेउमु." ॥१॥

ભવસુખ સઘલા અથિર છેંજી, શિવસુખ સવિ થિર હોય;
જે નિરૂપાધિક કેવલાંજી, સિદ્ધપણિં તે જોય ગુ. ૭
તાસ સરૂપ સવિ જાણવાજી, વરતવું સમતાભાવ;
આભિનિવેસન ટાલિવોજી, કરવો ધર્મ જમાવ. ગુ. ૮
સુકૃત કરતાં પણિં કહ્યાંજી, મલપરિ કરે રજલિલ,
તે પિણ સુક્ષિમ દૃષ્ટિસ્યુંજી, જોવાં થઇ અનુકૂલ. ગુ. ૯

**यतः—**

"शैथल्यमाश्चर्यकदाग्रहक्रुधाऽनुतापदम्भावधिगौरवाणि;
"प्रमादमाने कुगुरुः कुसगतिः श्लाघार्थिता वा सुकृतेर्म्मला इमे." ॥१॥

દ(વ)શ [1]વિધ મુનિવર ધર્મથીજી, ભાવ વિવશતા થાય;
યમ નિયમાદિક એહનાજી, દેશ કહ્યા જિનરાય. ગુ. ૧૦
દર્શનજ્ઞાન ચારિત્રતપૈજી, જે ક્રિયા, તે શિવ-અંગ;
એ વિનું અવર જે ક્રિયાજી, તે મૃગતૃષ્નાતરંગ. ગુ. ૧૧
મોહ-અજ્ઞાનપ્રમુખા ગયાજી, જેહથી સઘલા દોષ;
તે મિથ્યાભાષી ન હુઇજી, શ્રીજિન, શિવસુખ પોષ ગુ. ૧૨
જાસ વચન નહી અન્યથાજી, એહવી જે પરતીત;
ક્ષ(ષ)ય-ઉપસમ ક્ષ(ષ)ય સમકેંજી, જેહ દર્શનની રીત. ગુ. ૧૩
એહવી જાધાને કરીજી, જેહ નિર્મલ નિજ જ્ઞાન,
ભ્રાંતિ વિપર્યય પાશથીજી, તે આશ્રવસવિનું હાન. ગુ. ૧૪
દર્શન જ્ઞાનથી ઉપનોજી, જેહ વિરતિ અનિદાન;
ભવસુખ છડેં સહજથીજી, સમતાસંયમધ્યાન. ગુ. ૧૫
એ ત્રિણેં શિવ-અંગ છેંજી, કારણ મુખ્યે એહ;
એપણિ સમુદાયે ધરેંજી, તો લહે તેહ અછેહ ગુ ૧૬
જો એકેકની મુખ્યતાજી, તાણૈ આપ પ્રમાણ,
તો પણિ સ્યાદવાદિ નહિજી, એહવી શ્રીજિનવાણ ગુ. ૧૭
ક્રીયાહિન તુ(નું) જ્ઞાન છેજી, જ્ઞાનરહિત આચાર,
એ બિહુંનાં કહ્યાંજી, ઉભય મિલ્યાં હોઇ આર. ગુ. ૧૮
સંયોગફલ સિદ્ધિ છેજી, રથ ન ચલેં એક ચક્ર,
ઉભયયોગે પુર પામીઇંજી, ઇંમ બોલેં જિનશક્ર ગુ. ૧૯
'[2]પગુ અંધ' બિહું મિલ્યાજી, તો લહ્યા અટવી પાર !

---

૧-જેમ જૈનોમાં દશવિધ યતિધર્મને જણાવ્યો છે, તે પ્રમાણે તેજ સંખ્યાવાળા, બુદ્ધોએ દશશીળ, મનુએ દશનિયમ, અને ખ્રિસ્તીધર્મમાં Ten commendments of God જણાવેલા છે

૨-'એક પાંગલો, અને એક આંધલો, એક જંગલમા એકઠા થયા. પાગલાથી ચલાતું નહિ, અને આંધળાથી દેખાતું નહિ. છતા બંનેને જં-

તિણિપરે ક્રિયાજ્ઞાન મિલીજી, પામે ભવનો પાર ! ગુ. ૨૦
સુશિક્ષિત નટુઈ ઘણુંજી, પણિ ન જોડૈ ક્રિયાજોગ;
તે સભાલોક નવિ રીઝવેંજી, નવિ પામેં ગુણભોગ. ગુ. ૨૧
[૧]તારૂ જલમાંહે પડયોજી, ન ધરે [૨]કરપદયોગ;
તારો પણિ ન તરી સકેજી, ઇમ ન હોઇ એકે યોગ. ગુ. ૨૨
તિહાં [૩]નય એક ભાપીઓજી, [૪]શ્રુતમાંહિ અધિકાર,
'નયર **વંસતનો** રાજઓજી, નામેં **ઉદયસેન** સાર ગુ, ૨૩
'કુંમર દોયછિ તેહનેજી. એક **વીરસેન** છૈ જાતિ-અંધુ,
'**સુરસેન** બીજો અછૈજી સજલોયણ ગુંણસિંધુ. ગુ. ૨૪
'અધ [૫]ગંધર્વકલા પટુંજી, રીઝવેં લોકના મન્ન;
'**સુર** ધનુર્વિદ્યાદિકૈજી, સકલ કલા શુભ યત્ન. ગુ. ૨૫
'**સુર** પ્રાક્રમ સાંભલીજી, જનકને ભાષે **વીર**;
'શીખું શાસ્ત્રતણી કલાજી, નિજમાંન થયઇ [૬]ધીર. ગુ. ૨૬
'તાતતણી અનુમતિ લહીજી, સીખી ધનુર્ધર વીજ;
'શબ્દવેધીપણેં જીતિઓજી, રિપૂબલકેરૂં ગુણ. ગુ. ૨૭
'પરદલ આવેં એકદાજી, **વીર** રહ્યો રણમઝિં;
'શબ્દવેધીપણે જીતિઓજી, રિપૂબલકેરૂં [૭]ગુણ. ગુ. ૨૮

---

ગલ છોડવું હતું તેથી, આંધલાની ખાંધ ઉપર પાંગલો બેઠો. પાંગલો સ્વચક્ષુથી જેમ જેમ રસ્તો દાખવતો ગયો તેમ તેમ અંધો ચાલતો ગયો. અને છેવટ અટવી-જંગલનો પાર-છેડો પામ્યા." આવો ભાવાર્થ છે.

૧-તારો. ૨-હાથપગ વિનાનો. ૩-ઉપનય, દૃષ્ટાન્ત રૂપ

૪-જ્ઞાન, આગમ, શાસ્ત્ર.

૫-પટુ, પટુતાવાળો, ગંધર્વકલામાં નિપૂણ

૬-આંહી મૂલપ્રતિમાં "ધીરને ઠેકાણે વીર અને વીરને ઠેકાણે ધીર પાઠ છે."

૭-આ ઠેકાણે બીજો પાઠ હોવો જોઇએ. પણ આ ઉપલોજ પાઠ બીજાને બદલે ભૂલથી મૂલપ્રતિમાં મૂકાયેલો જણાય છે.

'રિપુબલે મિલિને ચિંતિઉજી, અહો અહ્મ લજ્જાઠામ,
'અંધે અહ્મને જીતીયાંજી, ધિગ ધિગ અમચી મામ ! ગુ. ૨૯
'[1]તિણે, મલીને ગુંથીઓજી, અણબોલે સંગ્રામ,
'જીજે તો એહને બાંધીઈજી, તો, રહે આપણીમામ ! ગુ. ૩૦
'ઇમગુંથી તિણેં તિમ કરિઉંજી, બાંધ્યો તે **વીરસેન;**
'અરિબલ જીતિને વલ્યોજી, તે સુણીઉં **સુરસેન.** ગુ. ૩૧
'લહી આદેશ તવ તાતનોજી, **સુરસેન** ધરી સન્નાહ;
'જીતી બંધ છોડાવિઓજી, વરત્યો અધિક ઉચ્છાહ.' ગુ. ૩૨
ઉપનય એણીપરે જાણીઈજી, જ્ઞાન તે નયન સમાન (સમેત);
અંધસમાન ક્રિયાબલેંજી, આંણુ તે શબ્દસંકેત. ગુ. ૩૩
શ્રીજિનવર ભૂપતિતણાંજી. નંદન હોઈ અનૂપ;
જૈનજ્ઞાન જૈની ક્રિયાજી, એ બેહુ અપ્રતિરૂપ. ગુ. ૩૪
અવર દર્શનમાં બોલીઇંજી, જ્ઞાનક્રિયાતે મિથ્યાત્વ;
વસ્તુ, યથાસ્થિત વેપણાજી, નહિ જીહાં તે અજ્ઞાન ! ગુ. ૩૫
જૈનજ્ઞાનદર્શનચારિત વિનાજી, તપ, તે કષ્ટ અજ્ઞાન;
બાલવીર્ય ક્ષય-ઉપશમેજી, તે નહી મોક્ષનિદાન ! ગુ ૩૬
મિથ્યાદષ્ટી ક્રિયાબલેંજી, મોક્ષ ન સાધ્યો જાય;
જૈનજ્ઞાન ક્રિયાદર્શનેજી, જીવિત સફલું થાય. ગુ ૩૭
તેહભણી 'અનેકાંતતાજી,' વાણી તેહ પ્રમાણિ;
[1]**જ્ઞાનવિમલથી** જાંણીનેજી, વિરતિ ધરો હિત આણિ. ગુ. ૩૮

## દુહા.

**મધવા** મુનિપૂંગવતણી, વાણી નિસુણી એહ;
ઉલસ્યો અંગે અતિઘણું, જિમ આર્દ્રધર મેહ[ન]! ગુ. ૧

---

૧-આ દ્વિઅર્થી પાદ છે. એકતો જ્ઞાનવિમલજી પોતાનુ નામ સૂચવે છે. અને બીજા અર્થમાં વિશુદ્ધ, વિમલ જ્ઞાનવડે વિરતિને ધારણ કરો. એમ સૂચવાય છે.

શ્રીવાસુપૂજ્ય જિનરાયના, નંદન એ ગણિરાય;
વલી રાણી રોહિણીતણા, જનક સંબંધે થાય. ૨
મુનિ સહજેં ઉપગારીયા, સહુનેં ધર્મસહાય;
સંબંધ ઈસ્યું તેહનું, હોઈ વિશેષ સુખ થાય. ૩
ભાગ્યદિશા પ્રગટી ઘણુ, કર્મ વિવર તિહાં દીધ;
રાજા રાણી પરિકરેં, ચરણ મનોરથ કીધ. ૪
કહેં પ્રભુ એ ભવનિ-દવેં, દાધા જીવ અનંત;
વિષય કષાય ઝાલેંકરી, જરા રોગ અત્યંત. ૫
તુમ ઉપદેશ સુધારસૈં-સમીયો સઘલો તાપ;
રત્નકરંડથી અધિક છૈં, તે ઉગારૂં આપ. ૬
જિમ એ વાહલો જીવ છે, તેહનું લક્ષણ પ્રાણ;
તેતો સંયમેં વાસીઇં, તો હોઇં દુ:ખ નિર્વાણ. ૭
પ્રાંણ ભવોભવિ સંપજે, દ્રવ્ય પ્રાણ ધૃત જીવ;
ન્યુનાધિક પણિ તે હોયે, સુખદુ:ખ લહે અતીવ. ૮
પણ દર્શન જ્ઞાનમયિ હોઇં, તે સંયમનેં હેત,
તે માટે પ્રભુ દેશના-તણો ધારો એ સ[કે]ત. ૯
સમય વિલંબ ન કીજીઇ, લહી શુભ-અવસર યોગ,
રત્ન વૃષ્ટિ રોરવ અંગણેં, પૂરવપૂન્ય સુભોગ. ૧૦
વૃષ્ટિ થઈ વિણ વાદલૈં, વિણ વસંત ફલ્યો અંબ;
હર્ષવાત કેતી કહું ! તિમરમાંહિ વિધુબિંબ. ૧૧
ઘર આવી શુભમુહૂરતે, ઓચ્છવ અતિહિંદિવાજ;
**લોકપાલ** સુત આઠમો, તેહનેં થાપી રાજ ૧૨
આપિ તસ અનુમતિ ગ્રહી, ગુરૂ પાસેં વ્રતભાર,
ઉચ્છવ અતિ-આડંબરે, જિમ **જંબૂ, મેઘકુમાર!** ૧૩
તિણ પરેં અતિહે ઉમાહસ્યું, છોડી ભવસમુદાય;
ગ્રહેં વેશમુનિવરતણો, જનમ જનમ સુખદાય ૧૪
ચંદ્રસમીપે રોહિણી, વસે ધરી મનપ્રીતિ;

તિમ **અશોકનૃપ રોહિણી,** ઐસી રૂડી રીતિ. ૧૫
નારી તેહિજ પતિવ્રતા, જે ચાલે પતિઅનુપાય,
સુત સાતે વલી આપણા, સુતા પિણ સાથે થાય. ૧૬
અવર અનેક પરિવારસ્યું, આદરીયા વ્રતભાર;
કેઈ સમકિત આદરે, કેઈ દેસવિરતિ ઉચ્ચાર. ૧૭
નિયમનિયતિ બહુ પરે, લીધ કેઈ અનેક પુરલોક,
હર્ષિત કોલાહલ કરે, જયરવ થોકે થોક. ૧૮

## ( અશોક-રોહિણી-સાધુજીવન. )

### ઢાલ. દેહુ દેહુ ! નણન્દ હઠિલી, એ દેશી. ૨૮મી.

હવે **અશોકચંદ્ર** નૃપરાય, વિચરે. સંયમગ્રહી તાજારે,
મોહનાં મુનિરાયા, તેતો સાધુ કહાયારે, મોહના મુનિરાયા આંકણી. ૧
ગુરૂ પાસે શાસ્ત્ર-અભ્યાસે, અહનિશ વસે ગુરૂકુલવાસે; મો
દશવિધ મુનિધર્મ-ઉપાસે, અંતર-અરિ જેહથી નાશેરે. મો. ૨
મુનિ પૂરવ દિલમાં આવે, જસ મુદ્રા ઉપશમ ફાવેરે, મો.
મુનિગુણ સવિ દિલમાં લ્યાવે, જીહાં દંભનો દાવ ન ફાવે રે મો. ૩
પંચસમતિઈ જે સદા સુમતા, ત્રિકરણ ગુપતિ કરી ગુપતારે; મો.
મો'ટા મયગલપરિં મલપતાં, શીલચંદ્રને જેમ હેમંતારે મો ૪
જે ચરણકરણગુણ ધારે, રહે ગુરૂ-આણા-અનુસારેરે; મો.
શીલાંગસહસ્ત્ર-અઢાર, નવવાડ શુદ્ધિ ધારેરે મો ૫
પંચ-આશ્રવ અવ્રતચાલા, બાલ્યા જિમ રવિઈ હિમાલારે, મો.
જીણે પાતિકપંક પખાલ્યારે, વરસે સમતામેઘમાલારે. મો. ૬
પટ્કાયજીવપ્રતિપાલા, જસ કરૂણાતરૂણ કૃપાલારે, મો

પ્રણમેં જિનરાજ ત્રિકાલા, કરજોડી દોઉ નિજ ભાલારે.[૧] મો. ૭
નિશ્ચય વ્યવહારનાં જાણ, × × × × મો.
વલી નયગમ ભંગપ્રમાણ, આગમ નિગમ વખાણેરે. મો. ૮
નિત્ય, અનિત્ય ને નિત્યાનિત્ય, ત્રિહુંભેદે દોપે સમત્વેરે; મો.
વળી સત્ય: અસત્યને [૨]સદસત્ય, ઉત્પાદસ્થિતવ્યયયુક્તરે.[૩] મો. ૯
ઇમ જ્ઞાનતણા જે દરિયા, વિનાયાદિકગુણે પરિવરિયારે; મો.
કરે શ્રુત-અનુસારિણી ક્રિયા, જગ મંગલલચ્છિ વરીઆરે. મો. ૧૦
નિજબુદ્ધિતણી જસ નાવા, શ્રુતસિંધુના અવગાહ્યા જસ ભાવારે; મો.
જેહના જસ જગમાં ચાવા, થાકા અંતરઅરિના દાવારે, મો. ૧૧
શુરૂમન મુંડુ જે કરે રાજી, વશિ કીધો દુર્મનવાજીરે, મો.
સવિ ભવનાટિકની ગણે બાજી, તસ આગે કામ સ્યો પ્યાજીરે. મો. ૧૨
શુભચિંતનસિંહન આગે, દુર્ધ્યાનસિયાલિયા ભાગેરે; મો મો.
બેપરવાહ મહાગજ જાગે, તસઉપરિ બેસે રાગેરે. મો. ૧૩
કાઢયો જેણે વિષયનો કચરો, જેહ કાલ અનાદિનો પસર્યોરે; મો.
સવિભાવ-ઉપાધિનો ઉસર્યો, દિલ્યો શુભબંદિર બિસર્યોરે. મો ૧૪
શુદ્ધસંયમ જેહનો તાત, જસ તપના છે રૂડી માતરે; મો,
ભગની અનુકંપા બહિન વિખ્યાત, શુભમનોરથ બંધવ ભ્રાતરે. મો. ૧૫
ચઉવિધ જે સત્ય સહાયા, નિસ્પુતા નિસ્પૃહતા જાયારે, મો.
છતી શક્તિ, ક્ષીમાગુણપાયા, તે તો ધાવિને હેજે જમાયારે મો, ૧૬
જે ભૂતલે વિપૂલે સંચ્યા, વારૂ વસ્ત્રને સંયમ લજ્જારે; મો.
[૪]નિરવજ્જાહારની સજ્જા, જ્ઞાનામૃત ભોજન સજ્જારે. મો. ૧૭
સુવિવેકસહિત રાજધાની, નિજ કરીય પ્રતિજ્ઞા માનીરે; મો.
જે અંતરભવના જ્ઞાની, મૈત્રાદિક ભાવના ધ્યાનીરે મો. ૧૮

---

૧-બન્ને કરવડે પોતાના ભાલા-ભાલ-કપાળ સહિત ત્રણેકાળ-પરોઢીયે, મધ્યાન્હે, અને સન્ધ્યાયે પ્રણમે-નમતા હતા. ૨-સત્ય અસત્ય
૩ ઉત્પત્તિ સ્થિતિ, અને વિનાશ. ૪-નિર્વદ્ય દૂષણવિનાના

દુશમનથી 'ન' દીઇં પગ પાછારે, કિણહિ વાતે નહી કાચારે, મો.
ઉપગારની વાતે સાચા, જોતાં જિમહી રાજા ચારે મો ૧૯
કંચન જિમ કસવટિ કસીઇં, ચઉવિધપ જિમ પાસૈં વશીઇ રે; મો.
૧કષ ૨છેદન ૩તાડન ૪તાપ રસીઇં, જિમ [illegible] તિમ મલથી ખસીંઇરે, મો. ૨૦

મોહાદિક અંતરવેરી, નાઠા નવિ આવ્યા તે ફેરીરે; મો.
શિવપંથની શેરી હેરી, વાજે બોધિભાવનભેરીરે. મો. ૨૧
સમતા ભાવેં આપ સવાહ્યા, તિણહિજ સવિ દોષને વાર્યારે, મો
નહીં કોઇતણી પરવાહા, તિરે પરને ગ્રહીને વાહારે. મો ૨૨
લાધા જેણે જનમના લાહા *અતિશય ગુણૈ, વધતે ઉછાહારે; મો.
ઉદય પણિ ફલ નવિ કરતૈ, રહે દોષજ તેહથી ડરતે રે મો. ૨૩
૧ગીતારથ ગુણરયણના સિન્ધું, નિષ્કારણ ત્રિભુવનજન-બંધુરે, મો.
અપકારીપરિ ઉપગારી, સગમ લયના ભંડારરે મો ૨૪
કહીઇં ઇમ તસગુણ કેતા, જાણવા સમરથ કોઈ વેતારે, મો.
સંયમભારધુરાને વહતા, ઉપસર્ગાદિ સહતારે મો. ૨૫
**રોહિણ** રાણી થઈ ૨અજ્જા, **અશોકચંદ્ર** નૃપ ભજ્જારે, મો.
આરાધિ સયમધજ્જા ભવોદધિ તરવાને પજ્જારે મો ૨૬
પણવીસ ઉપગરણા ધારિ, વલી પંચમહાવ્રત ધારેરે; મો.
તપ દુદ્ધરશીલ આચાર, × × × અંગ ઇગ્યારરે, મો. ૨૭
કનકાવલી પ્રમુખ ઉદાર, ધનશ્રેણી પ્રતર સુ[illegible] મો
નિજ પુત્રી પ્રમુખ પરિવાર [illegible] પદ લહે [illegible] મો ૨૮
નિજ અંગજ પણિ ગુણ [illegible] ગીતાર૧ [illegible] મો.
જસ દરિસણથીરે ભદતા, [illegible] ભ્યોને [illegible] ૨[illegible]
તસ સાથે થયા વલી પ્રાણી [illegible] ગુ[illegible]

*અસ્મિન [illegible] પાઠે [illegible] ણુ
૧-ગીત[illegible] ૨

અનુક્રમે તે સુવિહિત જાણી, દિઇં સૂરિપદ નાણનિસાણીરે. મો. ૩૦
નિજ ગોલરના સવિલાસે, સવિ તમતિમરપડલને પાણાસિરે; મો.
જિમ દિસેં સૂર્ય પ્રકાસે, તિમ અનુભવ સૂરિ વિલાસેરે. મો. ૩૧
**શ્રીઅશોકચંદ** સુખદાઇ, આચારિજ પટજીવ છાંઇરે; મો.
નિરમોહી અનેં નિરમાયી, નિકલંક નિરાશી સહાયીરે. મો. ૩૨
સંવેગી સુવિહિતલિંગી, ઉપશમરંગી નિસ્સંગીરે; મો.
ગુણરાગી, દુષ્કૃતના ત્યાગી, વડભાગી વિષય વૈરાગીરે. મો. ૩૩
**જ્ઞાનવિમલ** ગુરૂ ગુણસરીયા, તાર્યા સવિ પૂર્વજન પરિયારે; મો.
કરે શ્રુત-અનુસારિણી ક્રિયા, શિવરમણીઇં દિલમાં ધરિયારે. મો. ૩૪

## દુહા.

ઇણિપરિ ભૂતલિં વિહરતા, કરતાં છે ઉપગાર;
સાધુતણા પરિવારસ્યું, પરિવરિયા ગણધાર ૧
૧સારણ ૨વારણ ૩ચોયણાં, ૪પડિચોયણા સુસીસ;
સમભાવેં આપે સદા, મુનિજનને નિશદીસ. ૨
સાતે ઇતિ સમાવતા, વિચરેં જિહાં મુનિરાય;
ગંધહસ્તીમદગંધથી, પરગજ નિર્મદ થાય. ૩
જિહાં રવિકિરણાં ભલહલે, તિહાં નહી તિમરપ્રચાર;
તિહાં દુર્ભિક્ષ પૂરેં નહી, જિહાં પુષ્કરજલધાર. ૪
ધન ધન વંશ ઇખ્યાગ એ, **શ્રીવાસુપૂજ્યજિનરાય;**
**મઘવા**, સુત એ તેહનો, જે **રોહિણી**નો તાય. ૫
ધન **કુરૂચંદન** નૃપતિતણો, **અશોકચંદનર**રાય;
દંપતિ દોઈ સોહામણા, જસ ગુણ સુરનર ગાય. ૬
પૂરવમુનિ મનોગુપ્તમાં, સર્જ્યા રાખ્યા જેહ;
એ મુનિનાયક દેખિનેં, મુંકાવ્યા સુસનેહ. ૭
કપટકોટનેં પાડવા, પટ્ટબંધ ગુરૂ ગજરાજ;

માંનું ! ભવોદધિ તરણકુ, જંગી જે વડ જિહાજ. ૮
ફીસી ફીસી ગુણવર્ણનો, તેહની ભાખી જાય;
એકવદન એકજીહથી, શકિત ન તેહની થાય. ૯
હવૈં, પડિબોહિ બહુ જના, મનમાં ચિંતે એમ;
એહ, અનાદિભવમાંહિં છે, મોહસૈન્યસું પ્રેમ ! ૧૦
પણ તે પરઘરમાં (જ)થઇ, લેવે છે નિજ સાર;
તે આતમ નથી જાણતો, ગાફિલતણે આચાર ! ૧૧
તો ! હિવે, અંતરવૈરીનું, જીતણ કરૂં ઉપાય;
એક એક નેં ભીડવી, જીતાડું તીર પાય ! ૧૨
આપેં અનુભવમાં રહી, જોઉ તાસ વિનોદ,
આતમજ્ઞાન-આદર્શમાં, પૂરણ ધરી પ્રમોદ ! ૧૩

**ઢાલ. કડખાની દેશ . અથવા; ચંગ રણરંગ મંગળ હુઆ તિ ઘણા, ભૂરિ રણતૂર અવિદૂર વાજે; તે ઢાલે. ૨૯ મી.**

**શ્રીઅશોકચંદ્ર**મુનિરાજ ! નિજ કાજમાં,
સારતો વારતો સકલ દોષા,
ધારતા આણ જિનરાજની, નિજશિરે,
ભાખતા શુદ્ધ જિનવચન ધોષા શ્રી ૧
[1]આપી નિજજ્ઞાન-અનુભવમાં થિર રહી,
તત્વની પ્રણાલિકા જીણેં પ્રયુંજી;
મોહનૃપસૈન્યસ્યુ ! ચરણનૃપધર્મનું !
સૈન્યને જોડીનેં [કરે] કૃત કર્મનુંજી શ્રી ૨
ભૂમિગત જેહ અનાદિ મિથ્યાત્વ તે,
અતિઅજ્ઞાનેંકરી તિવ્ર મોહે.
ચેતના પણ હુંતી, ભ્રમવિપર્યાસમે,

૧ આપ, પોતે.

કર્મપરિણામ અનુકૂલ રોહે. શ્રી. ૩
શુદ્ધમાર્ગાનુંસારે ભ્રમે મન્દતા,
તિણ થકી ચેતના બોધ પામી;
મોહ ત્રિક રૂપ ક્ષય—ઉપશમભાવથી,
તિણથી વિપરીતના ભાવ વાંમી. શ્રી. ૪
જેહ અવિરતિ અનાદિ સ્વયંગૃદ્ધતા,
તેહની વિરતિથી વિગત સન્ના;
તેહનું નામ વિરતિસ્યું જોડતાં,
પાપદુગંચ્છા કરીઇ રૂસન્ના. શ્રી. ૫
આશ્રવ રૂંધીયા સંવરદ્વારથી,
પંચમહાયામેંકરી પ્રમાદ રોકયા;
ક્ષાંતિથી ક્રોધ, માર્દવગુણે માનપદ,
આર્જવે માય સવિ થંભ મૂંકયા. શ્રી. ૬
સબલ સંતોષશું લોભ થોભાવીઓ,
રાગ નેં દ્વેષ, ભવમૂલ જાંણી;
તે અહંકાર મમકારના મર્મ છે,
તેહ નિરાસન કરેં સામ્ય આણી. શ્રી. ૭
ભાવના ચ્યાર, મૈત્રાદિ ષોડશ લહી,
તેહ કષાયશુ જોડી દીની,
શુદ્ધ શુભભાવ પરિણામસ્યું નિર્દલી,
દુષ્ટ સંકલ્પ કામાદિકોની. શ્રી. ૮
ચ્યાર જે ઘાતીયા તેહથી ત્રોડીયા,
શુદ્ધની બુદ્ધિ જે ભેદ ચ્યારા;
જ્ઞાન—શ્રદ્ધા અને કથક કરણી તિણેં,
ટાલિયા તેહના સવિ વિકારા. શ્રી ૯
ચરણગુણ કરણ જેહ ગોદ્ધાર છે,

તેહને માન ગુણઠાણુ આપી;
શક્તિ નિરાશંસના દેઈ તેહને કરે,
તિણ થકી અશુભ સવિ પ્રકૃતિ કાપી. શ્રી. ૧૦
જ્ઞાન-આદર્શમાં નિતુ જોઇ નિર્મલા,
નયનની જ્યોતિ નિશ્ચય વ્યવહારે;
બંધ ને ઉદય, ઉદીરણાં તેહ તણી,
તાસ સત્તા લહી ચઉપ્રકારે. શ્રી. ૧૧
દુરિત અહિઠાણ અટારસ્યું આથડ્યા,
જેહ શીલાંગરથ સહસ અઢારી;
અશુભનિયાંણસ્યું, નવવિધબ્રહ્મની,
ગુપ્તિની રીત નવવાડે ધારી. શ્રી. ૧૨
માતની સંગતારૂપ નાંખી ગદા,
તિણ થકી સાત વ્યસનો ઉડાયા;
ઇંદ્રિયવિષય નિરીહના મનતણી,
જેહ ' સંસારભાવે લડાયા. શ્રી. ૧૩
વેધ રાધાતણો જીણિ પરિં સાધીઇં,
તેલપ્રતિબિંબમાં દષ્ટિ થાપી;
ધ્યાન-તેલકુંડમાં, જ્ઞાનની અનિમિષે,
દ્રવ્ય શુભયોગ, ધીરનીર ખાણી. શ્રી ૧૪
ચરણધનુપે ધરી શુધવ્યવહારશર,
પંડિતવીર્યની પણચી બાંધિ;
વધ્ય તે કર્મથિતિ ઋજુ પરાક્રમબલેં,
સમયમાંહિ તિહાં કાર્ય સાધિં. શ્રી. ૧૫
શ્રેણિ આરૂઢથી, યોગદઢતાથકી,
કેવલજ્ઞાન લહે તેણ વેલા,
જયજયારવ કરે, સકલ તિહાં સુરવરા,

શુદ્ધચારિત્રની એહ લીલા. શ્રી. ૧૬
**રોહિણી** [૧]આરિયા, પણ થયાં કેવલી,
સુતસુતાપરિકર આપકેરા;
અવર વલી શુદ્ધગુણ, સંયતાસંયતી,
કેવલી તે થયા જેહ ધીરા. શ્રી. ૧૭
કનકકમલે ઠવ્યા, સકલ ભવિજન નવ્યા,
નવનવા જેહ ઉપદેશ આપે;
કર્મના મર્મ, સવિ ધર્મને ભાપતા,
સાસતા 'સુખભણી જેહ થાપે. શ્રી. ૧૮
કાલ બહુ એમ શુભયોગમાં ખેપવ્યો,[૨]
લાખ એક વર્ષ ચારિત્ર પાલી;
આઉખુ લક્ષ ચોરાસીય વર્ષનું,
અંતે સૈલેસીગતકર્મ ટાલી. શ્રી. ૧૯
વિશ્વમાં, વિશ્વઉપકારથી શિવ લહ્યા,
ગહમહ્યા તેહના સુયશ બંધા;
જેહના નામથી સકલ સિદ્ધિ સંપજે,
સત્યશીલે કરી જે સુગંધા. શ્રી. ૨૦
ધન્ય એ **રોહિણી** નામિ વર સાહુણી,[૩]
પાહુણી[૪] મુગતિની જે સહેલી;[૫]
શોક સંતાપ નાશે સવિ તેહના,
જેહને રોહિણીતપ અછે સએલી. શ્રી. ૨૧
પૂરવદુઃકૃત કર્યું, સાધુવધપ્રમુખનું,
રોહિણીતપથકી તે પલાયું;[૬]
અવર [૭]પાતિક ટલે તાસ કહવું કિસ્યું !
શુદ્ધતપથી સકલ કર્મ વાહીયું. શ્રી. ૨૨

---

૧–આરજા, સાધવી. ૨–ક્ષેપ, વીત.વ્યો, ગુજાર્યો. ૩–સાધવી. ૪–પ્રાહુણી, ૫–સાહેલી. સખી. ૬–પલાયમાન થયું, જતું રહ્યું. ૭–પાપ.

यतः—

"गुठी भत्ते मासस्स, पारणें कडुयतुंबयं दिणं,
राणीऐ [illegible]ीहि भुत्तं, [illegible]ज्जि[illegible]ओ तीए [illegible]रो."

'સુંદરીતપ' થયો રિપભતનયાથકી,
આબીલનો તપ અક્ષયભોગી;
વાસુપૂજ્યજિનતનય મઘવાપુત્રીથકી,
'રોહિણીતપ' તથા હર્ષયોગી. શ્રી. ૨૩

જિમ **શ્રીચંદ્રકેવલી**થકી વિસ્તર્યો,
'આંબિલવર્દ્ધમાનાભિધાનો,'
**શ્રેણ કરાયથી** 'કણગરયણાવલી,'
શ્રેણિઘનપ્રતરસાવધાનો. શ્રી. ૨૪

રોહિણીતપતણો એહ મહિમા કહ્યો,
જે લહ્યો શાસ્ત્રમાંહે તપવિચાર,
તેહથી જ્ઞાનદર્શનચરિત નિર્મલાં,
તુરત ભવજલતણોં લહે [ તે પાર ] શ્રી. ૨૫

લબ્ધિને સિદ્ધિ સવિ તપતણા તેજથી,
[1]પોહવીતલેં આંણ અખંડ ચાલે;
સકલ વિદ્યાધરા ચલત જે [2]અંબરે,
તપ અને શીલસામ્રાજ્ય પાલેં. શ્રી. ૨૬

**જ્ઞાનવિમલા**દિગુણ એહથી નિર્મલા,
અક્ષયરૂપી સદા સિદ્ધભાવે,
મોક્ષના પંથ, ચ્યાર સમયૈં કહ્યા,
તેહમાં તપતણો અતિ જમાવે. શ્રી ૨૭

---

૧-પૃથવીતલે, જગત્માં. ૨-આકાશે

## દુહા.

ઇણિપરેં **રોહિણીતપ** વિષય, **રોહિણી**રાણીચરિત્ર;
નિસુણી પ્રાણી હરખીયા, કરવા પુન્ય પવિત્ર. ૧
ઇમ જે જે તપ બોલીયા, તેહના સવિ અવદાત;[1]
ગ્રન્થાન્તરથી જાણવા, સુણતા હોય સુખશાત. ૨
દર્શનજ્ઞાનચારિત્રની, જિહાં આરાધનાં હોઈ;
નિરાશંસભાવેં વધે, તે સઘલો તપ જોય. ૩
'નોકારસી'-આદિ કરી, યાવત્ 'ચરિત' ઓસાસ;
પણ અતિચારવિના હોઇ, અનીધ કરણેં અભ્યાસ. ૪
સાતિચારતપ જેટલો, નહિ ક્ષિમાદિક-લેશ;
તે ભવબંધનનેં હોઈ, કર્મ શુભાશુભ દેશ. ૫
અહિંસા, સંયમતપ કહ્યો, ધરમ પરમ જિનદેવ;
તે! માનસ-કાયિક-વાચિકેં, ત્રિવિધ ત્રિશુદ્ધિ હેવ. ૬
સુખનુ મૂલ ખિમા અછે, ખિમા સકલ ધર્મમૂલ;
ધર્મમૂલ નિરાશંસતા, તેહીજ તપ અનુકૂલ. ૭
દુરીત સવિ એહથી [2]નસૈં, વસૈ સકલ ગુણરાશ;
ખિસેં પાતિકડા પાછલા, જિમ અંજલીમાં જલરાશ. ૮
તે ભણી તપનેં આદરો! વરો સમતાશ્રૃંગાર;
એક પચાયણ[3] પાખર્યો, શંખ દુધભૃતાધાર. ૯
કર્મ નિકાચિત[4] ભેદવા, તપ [5]ઓલ્યો ભડભીમ;
અરિહંતાદિ મહાજનેં, [6]નવિ લોપિ તપસીમ. ૧૦
દીક્ષા; નાણ; નિર્વાણપદ, તપથી પરગટ થાય;
લાભ લહેં સવિ એહથી, એહિજ મોક્ષ—ઉપાય. ૧૧

---

૧-અધિકાર. ૨-નાશે, દૂર થાય. ૩-સિંહ. ૪-કઠિન. ૫-કહ્યો, લેખ્યો. ૬-મૂલપ્રતિમાં " નવિ લોપે " તેવો પાઠ છે.

ઘણું ઘણું સ્યું ભાપિયે, આરાધો ભવિલોક;
સેવા ગુણપદની કરો, જિમ લહો ભવશોક. ૧૨
'ગૌતમપૃચ્છાવૃત્તિમાં,' એહનો અછે સંબંધ;
**શ્રીવાસુપૂજ્ય**ચરિત્રમાં, છુટક અછે પ્રબંધ. ૧૩
ગુરૂમુખથી પણ સાંભલ્યા, તેહવા જાણણ કાજ;
પ્રાકૃતબંધિં બંધિઓ, સુકવિ કરેજ્યો સહાજ્ય. ૧૪
એ સાંભરતાં ભવિકનાં, નાશે શોક સંતાપ;
ગુરૂપ્રતાપથી એહમાં, એ અક્ષરયોગની છાપ. ૧૫
જગદમ્બા ભુવનેશ્વરી, શ્રીજિનવરની વાણ;
ત્રિભુવનમાંહિ વિસ્તરી, નાદરૂપ ગુણખાણ. ૧૬
સવિ તેહના અનુભાવથી, જ્ઞાનાદિક લહેં ભેદ;
આગ[મ]નિગમ પૂરાણના, કિતાબ કુરાણ નેં વેદ. ૧૭
એહમાં પિણ તસ અશ છે, તિણથી સવિનેં માન્ય;
તેભણિ રાસ એ નવિ ગણો, એ નહી છે સામાન્ય ! ૧૮
ખતિકરી ઉટલ ધરી, સુણજ્યો સવિ નરનાર;
તપ આદર્જો (આદર્યો) સાંભલી, રોહિણીનો શ્રીકાર ! ૧૯

---

## ( અથ ગ્રન્થપ્રશસ્તિ. )

### ઢાલ. હમચડીની દેશ . ૩૦ મી

શ્રીજિનશાસન નન્દન વનમાં, તપગચ્છ સુરતૂરૂ સારિખા;
સુવિહિત મર્યાદા ચિંતનમાં, એ ! સ્યાદ્વાદે પરીક્ષારે. હ૦ ૧
ધન ધન શ્રીજિનવરનું શાસન, ભાસન ભાનુ સમાણું;
નયગમભંગ વિચારી જોતાં, તેહમાં સર્વ સમાણુરે. હ૦ ૨

**આર્યસુધર્માસ્વામી** છે નાયક, તેહથી સવિ વિસ્તાર;
સત શાખાઈ પસર્યો દીસે, સંપ્રતિ ભુવન મઝારરે. હ૦ ૩
**શ્રીજંબૂપ્રભવાદિક** શ્રુતધર ! પૂરવધર વલી વન્દુ;
**વયરસેન** પ્રજ્ઞાદિક ગીરૂયા, તસ પદ નમી આનંદુરે. હ૦ ૪
પરમ્પરાગત શાસનધોરી, કેઇ થયા ગણિરાજ;
બિરૂદ અનેક ગુણે કરી પામ્યાં, કોટિક નિગ્રન્થાદિ વિરાજરે. હ૦ ૫
સુવિહિત સુવિહિત સહુ મુખે ભાખે, પણિ સુવિહિતની શીક્ષ્યા;
ગ્રહણાંને આસેવનાં જોતાં, ગુરૂકુલવાસની દીક્ષારે. હ૦ ૬
પંચાંગીસંમત જે આગમ, તેહનાં વચન-અનુસારે;
નિશ્ચય ને વ્યવહારપ્રમાણે, આપ હઠે નવિ તાંણેરે. હ૦ ૭
ધર્મોપગરણયોગ ઉપધી(ધા)ના, પાખી પર્વ ચૌમાસી;
આગમ મુનિ જિન યોગજનિત ક્રિયા,પ્રમુખા વિપરિત જનરાશિરે. હ૦ ૮
ઇમ અનેક ક્રિયાને લોપે, પૂરવગ્રંથને ગોપે;
આપમતે નિજમન આરોપે, તે સુવિહિત માર્ગને લોપેરે.[1] હ૦ ૯
પૂર્વાધારી પૂર્વામ્નાયી, તેહના કીધા ગ્રંથા;
તસ અનુસારે અવર જે ગ્રંથા, તેહને નામે ગ્રંથારે. હ૦ ૧૦
કેતાએક નિયાત અનુસરતાં, કેઇક જ્ઞાનના વાદી;
ક્રિયાપક્ષના કેઇક વાદી, લોકસંજ્ઞા કેઇ નાદીરે. હ૦ ૧૧
તે કાંઇ સુવિહિતમારગે નાવે ! આવે એક નયપક્ષે;
જ્ઞાનક્રિયાસમ્મત ગુરૂ સેવી, સ્યાદ્વાદગુણ લક્ષેરે. હ૦ ૧૨
**શ્રીહરિભદ્ર** અને **માનતુંગા, માનદેવ, સિદ્ધસેના;**
**મલયગિરિ; હેમસૂરિ, દેવેંદ્રસૂરિ, શ્રીસર્વદેવ** નગીનારે. હ૦ ૧૩
જિનશાસનના જેહ પ્રભાવક, **અભયદેવ; મલ્લદેવા;**
**આર્યખપુટ ને પાદલિપ્તસૂરિ, વીરાચાર્ય, સોમદેવારે.** હ૦ ૧૪

---

૧. મૂલપ્રતિમા "ઓપેરે' એવો પાઠ છે.

સમ્મતિ; તત્વારથ ને દર્શન-રત્નાકર મંજૂષા, + + +
ધર્મચક્રવાલ ને વલી, + + + + + + + ધર્મરત્નરે. હ૦ ૧૫
તિંમ, અનેકાંતજયપતાકા, ધર્મસંગ્રહણીવિચાર;
સ્યાદ્વાદરત્નાકરપ્રમુખા, સ્યાદ્વાદભંડારરે. હ૦ ૧૬
તેહવા ગ્રંથની કરે *નિકચ્છા, આપ મતિમત જોડે;
નયગમભંગવખાણને દુઃખી, જિનની વાડી મોડેરે. હ૦ ૧૭
તેહને સુવિહિતબિરૂદ ન કહીઇ, સુવિહિત સુધું ભાષે,
યથાલાભ નિજ શક્તિ ન ગોપે, ગુણીજનસ્યું હિત રાખેરે. હ૦ ૧૮
નિંદાવિકથા વદને ન બોલે, જિનભક્તિઇ ચિત્ત ખોલે;
પર-ઉપગાર ન કીધો ટોલે, વરતે અણુધજનટોલેરે. હ૦ ૧૯
કોઇક 'દિગપટ' કોઇ 'મલિન,' કોઇક 'સિતપટે' વરતે,
સુવિહિતભાવ ન તેહને કહીઇ, જે દંભિક્રિયા કરતેરે. હ૦ ૨૦
સમય પ્રમાણે 'સમાચારી,' ધારી કરે જે ક્રિયા;
ગુરૂકુલવાસી, નહિ પર-આશી, તેહિજ ગુણના દરિયારે, હ૦ ૨૧
**વીર**તણુ શાસન જયવંતુ,! વરસ [૨૧૦૦૦]સહસ એકવીસ;
મર્યાદાઇ છિ. મલપતુ, સુવિહિત સૂરિ છે ઇશિરે. હ૦ ૨૨
આપ વખાણે મિથ્યામદથી, જગિ જસ વાદ ન વાધિં;
જિમ [1]વાયસ નિજ નાંમ પોકારે, પણ હંસ, કીર્તિ નવિ સાધિંરે. હ૦ ૨૩
નિશ્ચયદષ્ટે શાસ્ત્ર નિહાલે, ક્રિયા શુદ્ધવ્યવહારે;
નિજગુણમાં હીણુ કરી ભાષે, રહે ગુણીજન-આધારેરે હ૦ ૨૪
પરગુણ દેખો મન સંતોષે, જિનવાંણીને હિંસે;
ચઢતે ગુણઠાણે ગુણપોષે, પાપપડલને શોષેરે. હ૦ ૨૫
સ્તુતિનિંદા સુણી તોષે ન રોષે, રહે નિજાનંદમે જોષે;
મિથ્યાભાવ કરી જનમ નવિ મોખે ભરે પુન્યનો કોષરે. હ૦ ૨૬
અહનિશ શ્રુત સજ્ઝાય[2] પ્રસંગી, અનોપમ ઉપશમલિંગી;

*તિરસ્કાર, ઉત્થાપન. ૧-કાગડો. ૨-સ્વાધ્યાય.

ગુણરાગી સંયમરસરંગી, તે સૂધા સંવેગીરે. હ૦ ૨૭
તેહિજ સુવિહિતસાધુ કહાવૈ, અવર તે નામ ધરાવે;
ગુણવિણ ડાકડમાલ ચલાવૈ, તેહિજ કામ ન આવેરે. હ૦ ૨૮
ગુણવિણ દીક્ષા **પંચવસ્તુમાં,** કહી હોલીનૃપસરખિ;
તેહ ભણી સુવિહિતપણુ પ્રાણી! જો જો પરિપરિ પરખીરે. હ૦ ૨૯
સુવિહિત ગીતારથને વયણે, વિષ હલાહલ પીજે;
અગીતારથવચન વિષપરિ તજીયૈ,' મિત્થાચારૈ કહીજેરે. હ૦ ૩૦
ભિન્ન શંખ ને જંતુ જિમ દાધી, તે ફરી કામ ન આવૈ;
તિમ ગુણવિણ લિંગ ઉભયલોકે હીણું, ઈમ **ઉપદેશમાલાભાવૈરે**. હ. ૩૧
ઈમ જાણીને સાધુ સદ્દહણા, દુષમસમયે પણિ ધરજો;
તરતમયોગ વિચારી જોતાં, નાસ્તિકભાવ ન કરજોરે. હ૦ ૩૨
તેહ ભણી સુવિહિત વાણીસ્યું, નેહ ધરી કિરીયા કરજો;
દાનશીલતપભાવનાં ભેદે, શકતિ અતિ આદરજોરે. હ૦ ૩૩
શઠહઠ છોડી ગુરૂવચનૈ રહેતાં, [લહતા આનંદ અનંતા;]
**જ્ઞાનવિમલ** ગુણ અંગે ધરતાં, શુભકરણી ઈમ કરતાંરે. હ૦ ૩૪

## દુહા.

ઈમ **શ્રીસુવિહિત**ગચ્છનાં, બિરૂદ થયાં ષટ્ જેહ;
**સોહમથી** નિગ્રંથ લહ્યૂં, આઠ પાટ લગે તેહ. ૧
'કોટમંત્રના' જાપથી, **કોટિક** [ગચ્છ] બીજું નામ;
**વનવાસી** ત્રીજુ થયું, ચોથું **ચંદ્ર**—અભિરામ. ૨
વડતરૂતલિ થાપનથકી, **વડગચ્છ** અભિધાન;
**મહાતપા** છઠું થયું, એ પટ્ બિરૂદ પ્રધાંન. ૩
**શ્રીજગચ્ચંદ્રસૂરિથી,** મહાતપા—આખ્યાત;
**શ્રીદેવેંદ્રસૂરિ**આદદે, સુવિહિત જન—અવદાત. ૪
**શ્રીસોમસુંદરસૂરિવર,** તિમ **મુનિસુંદરસૂરિ;**

**શ્રીરત્નશેખર**સુરિવર, ઇત્યાદિક ગુણ પૂરિ. ૫
વિવિધગ્રંથ જેણૈં રચ્યા, આગમને અનુસાર,
જિણેં ! જિનશાસન શોભીઇં, સુવિહિત મુનિ હિતકાર; ૬
જે પચે વ્યવહારની, નીતિ લહે શ્રુતિભેદ;
તસ અનુસારૈ જે ક્રિયા, કરે ન પામે ખેદ ! ૭
લીના નિજગુણમાં રહે, પ્રીણે પરગુણ પેખિ;
દીન નહીં પર–ઉપકૃતિં, હીણુતિ દોષની રેખિ. ૮
ઇણ લક્ષણથી ચિત્ત લખી, સુવિહિત ગુરૂ–આચાર;
ચિત્તમાંહિં તે ભાવીઇ, જિમ લહીઇં ભવપાર. ૯
શિથલાચાર દેખી કરી, ધરીઇં કર્મનો ચાર;
નિંદા તો નવિ કીજીઇં, એ સમજાનું સાર. ૧૦
નિંદાથી પરભવ હોઇ, દુખનું ભાજન તેહ;
વયર વિરોધ વધે ઘણો, નિષ્ઠુર મનવચ જેહ. ૧૧
ઘનપટલપરિ આકરા, દોષ સકલ બંધાય;
મૂંગા બહિરા બાપડા, મુખરોગી મુખ ગંધાય. ૧૨
તે ભણી રત્નત્રયતણી, આશાતના નવિ થાય;
તો સહજઇ સુખ પામીઇ કીરતિ [ત્રિ]ભુવનમાય. ૧૩
તે ભણી ગુરૂના વિનયથી, પાંમીજે સવિ ભાવ;
ગુરૂપદપંકજ સેવતાં, હેઈ સવિ ગુણનો જમાવ. ૧૪
પત્થર પણિ [1]રયણા કરી, ઓપી આણો તેહ;
અનિયતવાસી ઉદ્યમી, સંયમ યોગ પવિત્ત. ૧૫
એ પાંચે લક્ષણસયુતો, ધર્મધુરા ઉજમાલ;
તે સંયમઆરાધક કહિઓ, બોલ્યો **ઉપદેશમાલ.** ૧૬
ભાવ પરંપરા તિહાં [2]ટરિ, કરેં ન મિથ્યાવાદ;
આપ સવારથ કારણૈં, નવિ સેવે પરમાદ. ૧૭

૧–રત્ન. ૨–ઠરે.

દૂધ છાસિ બિહુ ઉજલી, પણ સમજાણૈ બાલ;
તે ભણી જુદા પાડવા, એહ વચન શુકમાલ. ૧૮
સેવો સાધુ પરંપરા, ધારો તસ ઉપદેશ;
વારો કુગુરૂ કુસંગતી, રાચો ન ! નવનવ વેશ ! ૧૯

## ઢાલ. સાંભરીયા ગુણ ગાવા મુજ મન હીરનારે, એ દેશી ૨૧મી.

ધનધન સુવિહિત તપગચ્છસાધુ પરંપરારે, **આણંદવિમળ**સૂરિરાય;
ક્રિયા-ઉધાર કરી, કર્યું શાસન ઉજલુંરે, નિરમોહી નિરમાય.
ધનધન સુવિહિત તપગચ્છસાધુ પરંપરારે. આં૦ ૧
**શ્રીવિજયદાન**સૂરીશ તસ પાટેં થયાજી, તે પણિ તસ પ્રતિરૂપ;
**શ્રીહીરવિજય**સૂરી તસપાટિં સોહીઇજી, પ્રતિબોધ્યો **અકબ્બરભૂપ**. ધ. ૨
થોકેં થોકેં લોકા તસ ગુણ ગાવતાંરે, આજ લગિં વિખ્યાત;
**શ્રીવિજયસેન**સૂરીશ સુગુરૂસારિખારે, બુદ્ધિ સરસ્વતી સાક્ષાત્. ધ. ૩
**શ્રીવિજયદેવ**સૂરીશ તસ પદ ધારતુંરે, આચારિજ **વિજયસિંહ**;
અભિનવ જાણે સુરપતિ સુરગુરૂનેં જીસ્યારે, સુવિહિતમાંહે લીહ. ધ. ૪
તસપટ્ટ ઉદયાચલિ ઉદયપ્રભા જીસ્યારે, **શ્રીવિજયપ્રભુસૂરિ**;
**સંપ્રતિ**સમય જોતાં તેહના ગુણ ઘણાજી, કહેંતાં વાધે નૂરિ. ધ. ૫
હવે **શ્રીઆણંદવિમલ** સૂરિતણા વડ સીસજે રે, **ધર્મસિંહ** અણગાર;
વયરાગી ગીતારથ ગુરૂગુણરાગીયારે, સંવેગીશિણગાર. ધ. ૬
તાસ શિષ્ય ગણિ **જયવિમલ**નામે ભલાજી, **કીર્તિવિમલ**કવિ સીસ;
**શ્રીવિનયવિમલ** કવિ તેહનો સીસ સોભાગીયોરે, **શ્રીધીરવિમલ**-
કવિ તસ સીસ[1]. ધ ૭
સીસ તેહનો **નયવિમલ** નામે કવિજી, વિનયૈ વહે ગુરૂ-આણ;

---

૧-અસ્મિન્ પ્રતે દ્વિતીયપાઠ " શ્રીધીરવિમલ કથિત ગોરી જાસ જગીસ."

ઉપસંપદથી તિણે આચારિજપદ લહિઉરે, લહી **શ્રીવિજય-**
**પ્રભુ**સૂરિ આણ. ધ. ૮
નામ લહ્યું તેણે **જ્ઞાનવિમલ**સૂરિ, ઇસ્યુરે, તેણે એ રચિઓ રાસ;
ઢાલબંધ એ ભવિજનને ભણવાભણીરે, જેહથી હોઇ બુદ્ધિપ્રકાશ. ધ. ૯
સંવત [૧૭૭૨] યુગ મુનિ મુનિ વર્ષના માનથીરે, સુરતિબંદિર પાસ;
[1]સૈદપુર છે બંદિર તિલકને સારિખુરે, તિહાં રહી ચોમાસ. ધ. ૧૦
**વિમળ-શાંતિ**જિનચરણસેવાસુપસાયથીરે, સંપૂરણ એ કીધ;
માગસીર શુદિ જ્ઞાનપંચમી દિવસ સોહામણીરે, મનહમનોરથ સિદ્ધ. ધ. ૧૧
સંતોષી સહુ સંઘતણા મન રીઝીયાંરે, સાંભલી એ સંબંધ,
ઇમ જાણીને તપ તપજો અનિદાનથીરે, ઉપશમનો અનુબંધ. ધ. ૧૨
ઢાલ એકત્રીસ એ મનું! એકત્રીસ ગુણ સિદ્ધનારે, એક એકથી અધિકાય,
સુણતાં ભણતાં પાતિકડા સર્વે પૂલાઇયેરે, મંગલમાલા થાય. ધ. ૧૩
**શ્રીસુખસાગર ઉવઝાઇ** એ લખિઓ હર્ષથીરે, પ્રથમાદર્શઇ એ રાસ;
[2]સોવિનપુલે વધાવો ભાવે ભવિજનારે, જિમ પોહચૈ મનિઆશ. ધ ૧૪

इति श्रीतपोविषमयें श्रीअशोकचन्द्रनृपति-रोहिणीराणीचरित्रक· रासः सपूर्ण.॥

सवत् १८४१ वर्षे प्रथमचैत्रशुदि १५ दिने शुक्रवासरे श्रीसूरत-विंदरे चातुर्मास कृत्य। सकल पण्डितशिरोमणि पण्डित श्री ५ श्रीदीपविजयगणि-शिष्य सकल पण्डित्तोत्तम पण्डित श्री ५ श्रीजयाविजगाणीशिष्याविनयात् शिष्यनायक विजयणीलिपी कृत्य स्वआत्मार्थे श्रीगोडिमण्डणपार्श्वजिनप्रसादात् ॥

---

૧-સૈયદપુરા નામનું સુરતનું એક પરું છે. ૨-સોનાના



# સતી શ્રીપ્રેમલા-લચ્છી-રાસ--
# અથવા ચન્દ્રચરિત.

## કવિ—શ્રીદર્શનવિજય.

પરમેશ્વર પાર્શ્વનાથાય નમઃ.

( પ્રથમાધિકાર-મંગલાચરણમ્ )

દુહા.

[1]શ્રીસુખદાયક જિનવરૂ,—નામિ પરમાણન્દ,
પ્રણમી **ગૌતમ**ગણધરૂ, **શ્રીવસુભૂતિનંદ.** ૧

સારદ સારે પસાઉલઇ, ચિન્તીત કવિત કરાય;
માતા! રસ મુજ વાણીઇં, દેજો! બહુ સુખ થાય. ૨

**શ્રીવિજયાણંદ**સુરીસરૂ, તપગચ્છપતિ સુપ્રસાદિ,
વાચક **મુનિવિજય**ગુરૂ, ગુણ સમરૂં આલ્હાદિ. ૩

શીલપ્રભાવિં સુખ ઘણું, શીલ સુગતિદાતાર,
શીલિં શોભા અતિ ઘણી, શીલ સદાનંદકાર ! ૪

**શીલ-અધિકાર** કહઈ કવિ, દેવગુરૂધર્મપસાય,
**ચંદનરેશર** મનિ ધરી, રાસ રચ્યું સુખદાય. ૫

નવ અધિકારઈ વર્ણના, નવ રસમાંહિં પ્રધાન;
**ચંદચરિત** સુણતાં લહો, કમલા સુખ સંતાન. ૬

---

૧-કાવ્યકાર શ્રીદર્શનવિજય, "આશીર્વાદ; નમસ્કાર; કે પદાર્થનિર્દેશથી કાવ્યારમ્ભ થવો જોઇએ." તે અનુસારે પ્રથમ નમસ્કાર અને પછી વસ્તુ--શીલ નિર્દેશથી આ કાવ્યનો પ્રારમ્ભ કરે છે.

[૨]સાંભલતાં સુખ ઉપજઇ, વિસ્મય પામઇ મન્ન,
પહેલઈ અધિકારઇ વર્ણવું, ચંદ્રચરિત્ર રતન્ન. ૭

## ( ચરિતારમ્ભ. )

### ઢાલ. રાગ ગોડી. અરણિકની સજ્ઝાયની દેશી. ૧

[૧]જંબૂદીવ [૨]સદ્દિવએ, લાખ [૩]જોઅણ સુપ્રમાણરે;
થાલતણીપરિં વાટલું, પૃથ્વીમધ્ય મંડાણરે;

ત્રોટક.

મંડાણ મધ્ય તિહાં જોઅણ-પાંચસિં છવીસ; [૪]અધિકી છ કલા;
વૈતાઢય વહેંચ્યો અરધ દક્ષિણ-ખંડ તિણ તિહાં અતિ ભલા.
મધ્યખંડ અપૂરવ દેશ પૂરવ, આભા તિહાં વર પુરી;
શોભાભિરામા બહુલદામા, હારી જેહથી સુરપુરી ૮
જિહાં જિનહરવર શોભીઈ, ઉચ્ચાં અતિહિં ઉત્તંગરે;
મેરૂમહીધર જેણિં જીતીઓ, તેણિં અધિકો પુરીરંગરે

ત્રોટક.

પુરીરંગ અધિકો જન વિવિધકો, ભર્યો ભૂમિ ન દીસ એ;
ચોરાસી ચહુટાં અતિહીં મોટાં, દેખિ માનસ હીસ એ.
આવાસમાલા ધર્મશાલા ! અતિ વિશાલા શોહતા;
વિવહારી દાતા ! અતિ વિખ્યાતા ! રૂપિં જગજન મોહતા. ૯

---

૨-આ રાસમાં "ઉપજે, પામે, પહેલે, અધિકારે" વિગેરે સ્થળે "ઉપજઈ, પામઈ, પહેલઈ, અધિકારઈ," વિગેરે વાપરેલ છે. અર્થાત્ એકાર નહી કરતા ઇકારથી રચના કરવામાં આવી છે. જેમકે "**પહેલઈ કાછડી ઘાલઈ, પછઇ પાટલી વાલઈ,**" વિગેરેની માફક

૧-દ્વીપ. ૨-દ્વિપ-હસ્તિતુલ્ય ૩-યોજન. ચાર ગાઉનો યોજન, અને સોલશે ગાઉનો યોજન, એ બે પ્રમાણો યોજનમાટે છે. ૪-વિશેષ માટે જુઓ પાનું ૧૦૮, ટીપ ૧-૨

નારી સારી તે પુરતણી, નિજ લાવણ્ય વિભાઈરે;
રૂપી તે ત્રિદશાંગના, મૂલ્ય ન લહઇ એ સભાઈરે.

**ત્રોટક.**

સભાઈ મૂલ ન લહઇ, ત્રિદશીગુણે નિજપ્રિય–મનિ વસી;
હેજહર્ષ આણી, દેવગુરૂગુણ ગાઈ મનમાં ઉલ્હસી.
દઢગઢ અનોપમ કિસી ઓપમ ! જાણું જશ તે પુરતણો;
પરીક્ષામસિં એ સોહ જોવા, આવી ગંગ આદર ઘણો. ૧૦
વનવાડી સરોવર ઘણાં, વાવિ કુઆદિ નિવાણુરે;
એમ અનેક શોભા ઘણી, પરમાણન્દ નો ઠામરે.

**ત્રોટક.**

ઠાણ એ સુખતણું જનનઇં, ન્યાયી નૃપ તિહાં **ચન્દ્રએ**;
સવિ રાય પાય નમાવિ મૂકયા, સુપ્રતાપી નરિન્દએ.
તાસ પરણી ઘરણી વિનીત, સહજ શીલરૂપ સુહંકરી;
આદેય વયણા નારીરયણા, નિજપતિમનિ અનુકરી. ૧૧
સુરઘરિ દંડ ધ્વજ તિહાં વસઇ, દીવઇ સ્નેહનિહાણીરે;[1]
ગારૂડીઘરિ [2]વીરાસન વસઇં, ખંડ્ગિં મૂંકિ દઢ જાણીરે.

**ત્રોટક.**

દઢ જાણી માન સુહાટશ્રેણિ, બંધ કુંતાલ વલ્લરી;
કર ઘાત મૃદંગિં નહી અંગિ, લોકસંગિ તેણી પુરી.
જન પુણ્યપૂરા સુભટ શૂરા, નહી અધૂરા કોઈ જનાં;
તિહાં **ચંદ્ર** રાજા બહુ દિવાજા, રાજ કરઇં [3]મોદિત મના. ૧૨
આવા, રાજ કરઇં મોદિત મના.

**ગાથા:—**

शीलं सत्तरोगहर, शीलं आरुग्गकारण परमं ;
शील दोहग्गहर, शील शिवसुक्खदायारम्. १३

---

૧–સ્નેહની નિશાણી. ૨–આહી મૂલમાં " વ્હિરસ નવસઇ, " પાઠ છે. ૩–હર્ષિત, પ્રફૂલ્લિત.

## દુહા.

સીઅલેં **ચંદ** નરેસર, લજ્જા લહી જસવાય;
**પ્રેમલાલચ્છિ** **વિમલપુરિ**, તે સુણજો થિર થાય. ૧૪
**ચંદનરેસની** [1]વિમાત એ **વીરમતી** તસ નામ;
તે ઘણી વિદ્યા સિદ્ધ છઈ, જગપ્રસિદ્ધ તસ કામ. ૧૫
**ગુણાવલી** તસ ઘરિ વહૂ, સુખ સંપૂરણ ભોગ;
નૃપ સાથિં નિત ભોગવઈ, ઇંદ્ર-ઇંદ્રાણી યોગ. ૧૬
સુવિનીતા સહેંજીં અછઈ, સાસુની નિત સેવિ;
સાસુહિત તસ ઉપરિં, માનઇં જિમ કુલદેવિ. ૧૭

## ઢાલ—રાગ ભેરી. ૨

એક દિન તેહ ગુણાવલી નૃપની આણાએ;
સંકુલી સાસુ મિલી બઇઠી, મધ્યહનઇં સમઇએ. ૧૮
સાસૂ પાય ચંપાવઇએ, વહૂ **ગુણાવલી** મનિ ભાવઇએ;
બોલાવઇએ હર્ષિત વદનિં, નિજ વહૂએ. ૧૯
અરે બેટી ! તુજ જનમ એ મનુષ્યતણો અનોપમએ;
અનોપમ એ પામ્યો, એ સ્યા કામનોએ ? ૨૦
પૂછઈ વહૂ બાઈ ! સ્યામાટઈ, ચૂક કિસી એ વિનયવાટિં;
કુણ ઘાટિં એહ વયણ તુમ્હે ઉચર્યુંએ ? ૨૧
તો સા કહઇ વહૂ વીડક, તું, કુઆનું મીંડક;[2]
મીંડક વાત લહઈ જિમ કુપનીએ. ૨૨
તો બોલી **ગુણાવલી**, સ્યામાટઇં હું વાઉલી;
વાઉલી સાંભલી વહૂઅર તું રૂવઇએ. ૨૩
**ચંદમંદિરવિણ** કો અવર દેશ વિદેશ ગામપુર નગર;
મનોહર દીઠાં ચરિત વિવિધપરિંએ. ૨૪

---

૧–સાવકી માતા. ૨–દેડકું.

જિહાં લગિં તેહ વિનોદએ, દેખિ ન નિજમન મોદએ;
ન મોદએ તોએ જનમ સ્યા ! કામનોએ. ૨૫
**ગુણાવલી** સરલા-ગતિ, કહેવા લાગી શુભમતિ;
નહીં રતી કપટ કિસ્યું મનિ ચિંતવઇએ. ૨૬
માત ! મોટાંનાં છોરૂ એ મોટાં ધરિ વહૂઆરૂ એ;
વહુઆરૂ અતિ કિમ બાહિર બહુ ફિરઇએ. ૨૭
એમ કરતાં કિમ શોભીઈ, રાય જાણઇ તો ક્ષોભીઇ;
કિમ હિયે વાત વિમાસો માતજીએ. ૨૮
**વીરમતી** વલતું વદઇ, અરે કુણ તેહનિં માણસ વદઇ;
નિવદઈ જેણિં જગચરિત્ર ન જોઇઆરે. ૨૯
તીર્થ ન કીધાં જેણઇ કોય, સજ્જનસ્યું ન મિલ્યા સોય;
વલી જોય પ્રીતિ કરી છેહ જેણઇ દીઓએ. ૩૦
તેણિં અવસરિએ હાર્યોએ, જનમ તો તેણિં હાર્યોએ;
હા(ચા)ર્યોએ જાણે છઈ મા-પેટમાંએ. ૩૧
**ગુણાવલી** તવ ઉચ્ચરઇ, આણ નૃપની વિણ કિમ કરઈ;
સજ્જન મિલન [તેહ] તીર્થજાતરાએ. ૩૨
કહે સાસૂ [1]સાંભલિ વહૂ, જો મન જોવા હોઇ સહુ;
તો કહુ રાજાભય નવિ આણવોએ. ૩૩
નૃપનિં મંત્રબલિં કરી, મેહલીશ સેજ—ખીલી કરી;
નિદ્રાભરી ઉઠસઇ આપણ ઉઠાડીઓએ. ૩૪
બોલાવ્યો બોલઈ નહી, હાલઈ ન ચાલઇ તે કહીએ;
સહી ! એ વાતે મ આણો સંદેહડોએ. ૩૫
તે માંહિં જો ભાવઇએ, **વિમલપુરી** જો આવઇએ;
આવઇએ આજ [2]અસંભમ તિહાં ઘણુંએ. ૩૬
**મકરધ્વજ** નૃપતનયાએ, **પ્રેમલા-લચ્છિ** સવિનયાએ;

---

૧-સાંભલ. ૨-અસંભાવિત. અર્થાત્ કદી નહિ બનેલી તેવી.

સનલયાએ, નૃપ **કનકરથ**કુંઅર વરુએ. ૩૭
**કનકધ્વજ** તે પરણસ્યઈ, ત્રિભુવન તે જોવા મિલસ્યઈ;
ઘણું હોસ્યઈ જોવા સરિખું આજ દિનિંએ. ૩૮
દેખાડું જો આવઇએ, કેતી દૂર તે પાવઈએ;
ભાવઈએ કોશ અઢારસિં (૧૮૦૦) ઇહાં થકીએ. ૩૯
સુણી વહૂ કહઇ કિમ આજએ, એવડું થાસ્યઈ કાજરે;
કાજએ તાહરઈ સ્યું! સાસૂ કહઇએ. ૪૦
કુણહીંક તે રાજા જાગઇ, મુજ પાસઈ કાંઇક માગઇ;
સ્યો લાગઇ ઉત્તર તિહાંકણિ આઇજીએ! ૪૧
મંત્રી કો આવઇ કહઇ, રાજા ખીજયો નવિ લહઈ;
કિમ રહઈ લાજ આપણી, તેણઇ સમઇએ. ૪૨
તવ તે કહઇરે સાંભલિં, તે [1]આરતિ નહીં મુજબલેં;
મુજબલેં નગરલોક નહીં જાગસ્યઇએ. ૪૩
રાણી કહઇ કહો કિણિપરિં, પુહુરરાતિ રાજા ઘરિં;
આવી ઘરિં બઈ[2]! પુહુર પછી નિદ્રા કરઇએ. ૪૪
દિન છતાં આજ ઘરિ આવસ્યઈ,થાસ્યઇ જિમતુજ ભાવસ્યઈ;
ફાવસ્યઈ ભાવસ્યઇ તુજ મનોરથ હે! વહૂએ. ૪૫
[3]તવ ઘનઘોર તેણીઇ કર્યો, શીતવાઉલી ચિહુંદિશિ ફિર્યો;
પસર્યો પુરિ અંધાર તિહાં તે દશ દિશિએ. ૪૬
ધાર અખંડઈ વરસીએ, જુગટું જગતનું કરસ્યઇએ;
ફરસઈએ શીત અત્યંત તનું એ નૃપતણુંએ. ૪૭
સભા [4]વિસરજી ઘરી ગયો ટાઢિં ઉકાટો થયો;
તે થયો આ(બા)કુલ ટગમા થઈ થઇએ. ૪૮
આવી કહઇરે. **ગુણાવલી**! સાંભલિ કર સિગડી વલી;
એહ નવિ ટલિં ટાઢિ માહરી તે વિનાએ. ૪૯

---

૧–આરત, દુઃખ. ૨–હે બાઇ ! હે સાસુ ! ૩–તેવારે. ૪–બરખાસ્ત **કરીને**.

**ગુણાવલીઈં** તિમ કરી, ટાઢિ નૃપની ઉતરી;
શિર ફરી રાણીખોલઈ હવે નૃપ સૂઇ ઓ એ. ૫૦
માથઈ ટગ નવિ ઉતરી, ઉપધ રાણી વિવિધ કરે;
જિમતિમ રતિ ફરી રાજાની તે જાણીઈએ. ૫૧
રાજાનિં નિદ્રા આવી, સાંજ સમઇ, ઊંઘ્યો[1] ભાવી;
મનિ આવી, વાત **ગુણાવલીનિં** મનિંએ. ૫૨
નિદ્રા કરઈ જો રાજાએ, તો હોઇ મુજ કામએ;
આવા જાએ સાસૂ સાથિં સા મહીએ. ૫૩
વિગ્રહથકી ભણઇ રાણીએ, સામી પીસ્યો પાણીએ;
ઈમ કહે વાણીએ પુહુદો પલિંગ પ્રભુ હવઇએ. ૫૪

## દુહા.

ચિત્ત ચંચલપણિ નારીનું, જાંણી ચિંતઈ રાય;
એ ગુણવંતી સહી સદા, આજ ઈસ્યું કાં થાય. ૫૫
રાણીકહણિં[2] રાય તે, કારણ ચિંત્તવિ ભાવિ;
જઇ પલિંગે પોઢીઓ, ઓઢી પછેડી લ્યાવિ. ૫૬
કપટનિંદ ઘોરઈ ઘણું, રાણી ઊંઘ્યો જાંણિ;
પગ ખોલાથી સેજે ધરી, ઉઠી વેધ ચિત્ત આંણિ. ૫૭

## ઢાલ. રાગ ગોડી. દેશી ઉલાલાની. ૩

રાણી વલી વેગિં **વીરમતી** કનિં આવઈ,
તવ રાજા ચિંતઇ રાણી એ કિહાં જાવઇ;
તો ચાલ્યો કેડિં ભીત્યંતર [ભ]ર્યો જાય,
રાણી જઈ પભણઈ આવી હું સુણિ માય. ૫૮
સુણી **વીરમતી** કહઈ ઊંઘ્યોરે તુજનાહ,

1–મૂલમાં "જાગ્યો" પાઠ છે. 2–કથનથી, રાણીના કહેવાથી.

તો! હવઇ સુણિ તાહરો પૂરીશ હું ઉમાહ;
જા વાડીમાંહિ *કણયરકંબ લેઇ આવિ,
મત્રી હું આપું ! તે જઇ સેજી ઠબકાવિ. ૫૯
ત્રિણ ઠબકા દેજે વેગિં વલી આવજે,
તે નિસુણી રાજા ચિત્તિં ચમકયો જઇ સેજે;
ઉસીસું ઉભું સેજી થાપી ભૂપ,
ઉપરિ ઉઢાડિ નિજ પછેડી સુરૂપ. ૬૦
આપિં જઈ ઉભો દીવીપૂંઠઇ રાય,
તતક્ષિણિ વહૂ આવી લ્યાવિ કંબા માય;
મત્રી તે આપી જઇ ઠબકા ત્રિણિ દીધ,
ઉત્સુકપણઇ વલતાં નૃપાઠલ ન લહ્યો પ્રસિદ્ધ. ૬૧
સાસૂ કહઈ આવી તવ કેડિં થયો રાય,
પૂઠઇ જઇ જોઉં એ બિહું મિલી કિહાં જાય;
અંતરિ રહી નિસુણઇ, ભૂપતિ [૧]સયલ વૃત્તાંત,
ઓરડઇ જઈ લોટી **વીરમતી** ઉદ ભ્રાંત. ૬૨
[૨]રાસભીરૂપિ તે ભુંકી [૩]ગાઢિ સાદિ,
પુરસીમલગઈ જે જન ઊંધ્યા તેણઇં નાદિ;
પુનરવિ ધર્યું તેણીઇ, સહજ સરૂપ સોહાવઈ,
જેહનિ ચિંતવઈ, તેહનિં નિદ્રા [૪]આવઇ ૬૩
નિદ્રામાંહિં નિદ્રાપીલણવિદ્યા જૂદી,
જાગત નિદ્રામાંહિ પરદલ આવઈ કૂદી;
વિદ્યાબલ જુજુઆ તેહના અનેક પ્રકાર,
**વીરમતી** જાણઈ તે સઘલા ભેદ ઉદાર. ૬૪

---

*–કરેણની સોટી. ૧–સકળ, સઘળો. ૨–ગધેડીરૂપે ૩–ગાઢ, મ્હોટા.
૪–આ પુસ્તકમાં “જેહને” “તેહને” વિગેરેની બદલે “જેહનિં” “તેહનિં” પ્રયોગ વાપરેલા છે. અર્થાત્ “ને” ને ઠેકાણે “નિં” કાર વાપરવામાં આવેલ છે

યંત્રમંત્રતંત્રાદિક કામણમોહણ જેહ,
મુખપાઠિં આવ[ડ]ઇ વિદ્યા સઘલી તેહ;
વહુઅર જઇ જુઓ વાડી તરૂ એક સાર,
તેણિં બેસી જઇયેં **વિમલપુરિં** નિરધાર. ૬૫
જઈ જુયે રાણી સુંદર એક સહકાર,
સાસૂનઈ કહઈ તે, નિસુણઈ નિજ ભરતાર;
ચિંતઇં નૃપ પહિલો એ થકી જઈ બેસી,
તેણી કોટર દીઠું રહ્યો તેહમાંહિ પેસી. ૬૬
તતક્ષિણ તે આવી અંબતરૂનઇં પાસ,
હાથજોડી વિનવઈ અંબ પૂરેજે આશ;
ઇમ કહઈ તિ ઉછલતી બેઠી ડાલિં ચઢેય,
લે લઈ વહુનઈ સાથિં ઠબકાત્રિણિ તિહાં દેય. ૬૭
આકાશિં ચાલ્યો અંબ ! જિમ દેવવિમાન,
રાજા તરૂમાંહિં [તિહાં] ધરેં ધર્મનું ધ્યાન;
સાસૂ કહઇ, સુણિ વહૂ નિરખો વાટ વિનોદ,
ભૂતલ પેખંતાં જાય મનિ બહુ પ્રમોદ. ૬૮

### દુહા.

દહદિશિ નિરખઈ લોયણે, વિવિધવિનોદ અપાર;
**ગુણાવલી** પૂછઇ જીકે, સાસૂ કહઇ સુવિચાર. ૬૯

### ઢાલ. રાગ–મધુમાધવ. સમોસરણિ જિમ વાજાં વાજઇ, એદેશી. ૮

ગગનિં તરૂઅર ચાલ્યોજાય સાસૂવહૂ ! રલીઆયત થાય;
આણંદ અંગિ ન માય. ૭૦
કિહાં કણિ નગરિ સોહવિ, સુંદરી ગાઈ ગીત સુરસરસ રસભરી;
રાગ આલાપન કરી કરી. ૭૧

કિહાં કણિ રમણી વજાવઈ વીણા, ગાઇ ગીતવર શબ્દ સુઝીણા;
ગુણજણ તિહાં બહુ લીણા. ૭૨

કિહાં નરનારી બહુ રમતાં દીસઇ, કિહાં નાટિક પેખણ મન હીસઇં;
કિહાં ખંડ ન કીહાં પીસઈ. ૭૩

વિદ્યાધર કિન્નર સુવિલાસા, પર્વત પર્વત દીસઇ તમાસા;
કિહાં ગજવૃંદનિવાસા. ૭૪

કિહાં નદીજલ વહઇ અસરાલા, કિહાં સિંહ વાઘ વદઇ વિકરાલા;
દીસઈ દેતાં ફાલા. ૭૫

કિહાં સર ભરિયા જલ બહુ કમલાં, વાવિકુઆ તિહાં જલ અતિ વિમલાં;
વનવાડી ફૂલ સબલાં ૭૬

એમ જોતાં જાઈ તે વેગિં, નિરખઈ ધૂમવરણ અતિ વેગિં;
પૃછઈ વહૂઅર વેગિં. ૭૭

**વીરમતી** કહઇ સાંભલિ રાણી, **શ્રીશત્રુંજયગિરિ** ગુણખાણી;
અનંત ગુણ જિનવાણી. ૭૮

પહિલઇ આરઈ જોઅણ અઇસી (૮૦) માન,
બીજઇ સિત્તિરિ (૭૦) ત્રીજઈ સાઠિ (૬૦) પ્રમાણ;
પંચાસ (૫૦) ચોથાઇ માન. ૭૯

[૧]પાંચમઈ હોસિં જોઅણ બાર (૧૨) છઠઇ મૂંડાસમ એ સાર;
[૨]સાસય પરિ નિરધાર. ૮૦

**પુંડરિક**પ્રમુખા બહુ સિદ્ધા, **ર**ત; **રામ**, **પાંડવ** સુપ્રસિદ્ધા;
[૩]જતુ અનંતા સિદ્ધા. ૮૧

---

**૧–આ, ચાલુ સમય પાંચમો આરો છે. અને તેનું પ્રમાણ ૨૧૦૦૦ વર્ષનું છે, તેમાં લગભગ ૨૪૩૫ વર્ષ ગત થયા છે ત્યાર બાદ ૧૮૫૬૫ વર્ષ આશરે વિત્યા બાદ છઠ્ઠો આરો ચાલુ થશે આવા છ "ઉત્સર્પિણી"ના અને છ "અવસરર્પિણી"ના એમ બાર આરા મળીને એક કાલચક્ર થાય છે અને આવા એક કાલચક્રમાં ભરતાદિ દશ ક્ષેત્ર પેખી પ્રત્યેકમાં ૨ બબે ચોવીશી (ઉત્સર્પિણીની અને અવસર્પિણીની મલી) થાય છે.**

૨–શાશ્વતો. ૩–જીવ, ઘણા જીવો.

ઇમ કહિંતા ખિણમાંહિ આવ્યું, **વિમલપુર** દીઠઈ મન ભાવ્યું;
તરૂ, આરામિં ઠાવ્યું. ૮૨
ઉતરીઆં તે તરૂની હેઠાં. વચણ કહઈ માંહોમાંહિ મીઠાં;
જાવું કુણ ઘરિ દીઠાં. ૮૩
કહઈ સાસૂ [1]વહુઅર ઘરિ જાસ્યું, જોવું સવિ તિહાં સુખીયા થાસ્યું:
એમ મનિ તેણઈ વિમાસ્યું. ૮૪
નિગુણી ચિત્તિં ચિત્તઇ તે **ચંદ** + + + + + + + + +;
તો મુજ વરઘરિં હોઇ આણંદ. ૮૫
તો સાસૂવહૂ વહૂ-આવાસઇ, **ચંદ** ગયો વરજાંનીવાસઇં;
પહુંતો તસ આવાસઈ. ૮૬

**દુહા.**

પંચરંગી ચિત્રામણી, ચિત્રી સાતે પોલિ;
[2]જાનીવાસઇં જાયતાં, નિરખઇ ગોખની ઓલિ. ૮૭
રતનજડિત વરચંદ્રુઆ, ચિહું દિસે દીપઈ સીકાર;
ચંદ્રસૂરજકી ઉપમા, માનું બની આસાર ! ૮૮

## ઢાલ. રાગ દેશાખ તથા રામગ્રી. આષાઢભૂતિના રાસની દેશી, સહગુરૂ જુએ વાટડી, એ દેશી ૫

**ચંદ** ચતુર ચિંતવઇ, નહીં દીપમંડાણ;
ધવલગાન નવિં સાંભલેં, નવિ વાજઈ નિસાંણ. ચંદ. આં૦ ૮૯
પઇસિઇ પહિલી પોલિમાં, તવ પોલી રખવાળી;
આવો **ચંદન**રેસરૂ, બોલઇ બોલ રસાલી. ચંદ. ૯૦
ચિત ચમકયો **ચંદ** ચિંતવઇ, એ સ્યું જાણઇં નામ !
માય રખે મુજ સાંભલઇ, તો ફેડઈ [ મુજ ] ઠામ. ચંદ. ૯૧
**ચંદ** કહે કિસ્યું તું લહઇ, અણસમજ્યું હે મૂઢ;

---

૧–અર્થાત્ પરણનાર કન્યાને ઘેર. ૨–વિમલપુરીની કન્યા પ્રેમલાને પરણવા આવેલના આવાસે.

ચંદ કિહાંથી ઇંહાંકણી, જો એ વિમાસી ગૂઢ. ચંદ. ૯૨
વલતું કહઈ તે પોલીઓ, ન છિંપાવો આપ;
ચંદ અવસ્ય તુમ્હે સહી, કિસ્યો કરો હો જબાપ. ચંદ ૯૩
કર ગ્રહી ઉભો પોલીઓ, ચંદ ચિંતઇ આપ;
અણચિંત્યું પરભવતણું, આ સ્યું લાગું પાપ; ચંદ. ૯૪
રે! કિંકર કર છોડિ તું, કિસ્યું કામ મુજ સાથિ;
લેવું ન દેવું ન ચોરિઉ, કિંમ ઝાલઈ હાથિ! ચંદ. ૯૫
કુંણ ચંદ તું ભૂલો ભમઇ, બોલિ ન બોલ વિમાસિ;
વાટિં જાતાં નવિ લગીઇ, માહરો કો નવિ પાસિ. ૯૬
કર તાણઇ મુંકઇ નહી, બિહુઈ કર ખાંચ;
મૂંકીદે બાપડા કાં નડઈ કાંઇ લેઇશ લાંચ. ચંદ. ૯૭
ગાઢસ્વરિં કહઇ પોલીઓ, કાં આકુલા થાઓ;
ચંદ તુંહ્નિ મિં જાણીયા, કરથી કિમ જાઓ. ચંદ ૯૮
ચંદ વિમાસઇ નિજ મનિ, એતો બોલઇ ગાઢ;
મા કબહીંક જાણઇં માહરી, તસ નામિ ટાઢ. ચંદ. ૯૯
ચંદ કહઇ સુણિ પોલીઆ, મુજસ્યું કિસ્યું કામ;
તવ કહઇ સુણિ મુજ પ્રભુ સહી, જપઇ તાહરૂં નામ. ચંદ. ૧૦૦
તિહાં આવી પ્રભુનિં મિલો, ટલસ્યઇં [સર્વ] સંદેહ;
આદર લહિસ્યો અતિ ઘણો; પછઇ વાધસ્યઈ નેહ. ચંદ. ૧
તો કર ઝાલી ચાલીયા, બિહું જણ સાથિ;
બીજી પોલિં જવ ગયા, બીજઈ ઝાલ્યો હાથિ. ચંદ. ૨
આનો ચંદ તે ઇમ કહી, થયા સાથિ સુજાણ;
ત્રીજી પોલિં જણ ઘણા, ઉઠી કરઇ મંડાણ. ચંદ. ૩
કરી પ્રણામ કહઈ પધારીઇં, ચંદરાયા રાય;
ચંદ ચિંતવઇ સ્યું કારણ, એ વિમાસણ થાય. ચંદ. ૪
કિસ્યું કરઈ તસ્કર ચઢ્યો, ન મુકાયો જાય;

જે જિહાં દેખઇ તિહાં થકી, સહુ સાથઇ થાય. ચંદ. ૫
ઇમ કરતાં પોલિ સાતમી. મિલી સવિ પરધાન;
પ્રણમી સહુ આગલિ થયા, નૃપ વાધ્યો વાન. ચંદ. ૬
અનુક્રમી રાજભુવનિ, ગયા રાજાઇં દીઠ;
ઉઠી સાહમો આવીઓ, વિકસી તવ દષ્ટ. ચંદ. ૭
[1]સાંઈ લઇ મિલીયા બેહુ, મનિ થયો સંતોષ;
વાહલા જન તે આવીયા, **ચંદનઈ** મનિ સોસ !. ચંદ. ૮
**ચંદ** ચિંતઈ હોઈ કિસ્યું; રખે દુશ્મન હોઈ;
એહ પ્રપંચ વારૂ નહીં, માહરો પાસઇ ન કોઇ ચંદ. ૯
**ચંદનઈ** આદર બહુ દિઇં, આસણ બેસણ દેય;
**ચંદ** ભલઇ તુમ્હે આવીઆ, સુખ પૂછઇં તેય. ચંદ ૧૦
**ચંદ** ભણઇ[2] ભૂલો અછો, કુણ ચંદનો નામ;
હું પરદેશી [3]પરહુણો, મુજસ્યું કિસ્યું કામ. ચંદ. ૧૧
દેખી **કનકરથ** ભૂપતિ, હરખ્યો ધરી હેજ;
અમ્હિ ન ભૂલું **ચંદ** રાજીઆ, તુમે ચંદ સતેજ. ચંદ. ૧૨
ઉત્તમ આવન ઉલવઈ, જાણો નિરધાર;
તુમ્હે અમ્હવાંછ્યા આવીયા, અમ્હનઈ સુખકાર. ચંદ. ૧૩
રાય **કનકરથ; હિંસક**—મહિતો પરધાન;
**કનકવતી** રાણી વલી, કવિલા ધાવિસમાન. ચંદ ૧૪
**કનકધ્વજ** કુઅર વલી, અનિ **ચંદનરેસ;**
મિલી એકાંતઇ બેઈઠા સવે, [4]વિસાસીય વિશેષ. ચંદ. ૧૫
**ચંદ** કહઇં કાં તુમ્હ ધરિ, સહુવિ નિર-ઉછાહ;

---

૧-સાંઈ-કુશળ પૂછવું, કલ્યાણ ઈચ્છવું. હજીપણ આવો રિવાજ કાઠીઆવાડના રાજમંદિરોમાં જોવામાં આવે છે. દાખલા તરીકે "લિખત ફલાણી બાઇના સાંઇ વાંચશો." વિગેરે.

૨-ભણે, કહે. ૩-પ્રાહુણો, પરોણો.; ૪-વિશ્વાસીય.

ધવલમંગલ વાજીંત્ર નહી, આજ અછઈ વિવાહ. ચંદ. ૧૬
તવ **હિંસક** મહિંતો ભણઇ, પછઈ કહિસ્યું એ વાત;
હવણાં કામ ઉતાવલું, પછઇ એ અવદાત. ચંદ. ૧૭
કામ કિસ્યું તે ઉતાવલું, બોલઇં પરધાન;
સાંભલો ચંદનરેસર, કહે દેઈ માન. ચંદ. ૧૮
જે પરનિં ઉપગારીઆ, તે માણસ સ.ર;
ઉત્તમનર તે ઉપકરઈ, ધન તસ અવતાર. ચંદ. ૧૯
તું ઉત્તમ ઉપગારીઓ, દુ:ખટાલણહાર;
કામ અહ્માંરૂં તુમ્હવિના, કોઈ નહી કરનાર. ચંદ. ૨૦
તું ઉત્તમ જાહું કહું, અતિ ઉત્તમ જાતિ;
જાતિ વિના જિમ કાંબલો, ન પડઇ તિહાં ભાતિ. ચંદ. ૨૧
ઉત્તમ આગલિ જાચના, તે ચઢઈ પ્રમાણ;
જો કબહીક નવિ પાંમીઈ, તો તેહનિં હાણ. ચંદ. ૨૨
જિમ યાચ્યું [૧]**પુરંદરિ, વસુદેવ**[૨] કન્હિં જેમ;
દૂતકરમ તેણિ કરિઓ. નવિ ભાંજ્યો નેમ ! ચંદ. ૨૩
તિમ તું અંગી કરિ પ્રભુ, અહ્મ તણુ એ કાજ,
થાસ્યૈ તુહ્મથી એ સહી, તો રહસ્યઇ લાજ. ચંદ. ૨૪
કાજ કિસ્યું છઇ તુહ્મ તણું, કહો જોઉં વિમાસિ;
કરવા સરિખું જો હોસ્યઇ, તો કરિસ ઉલ્લાસિ. ચંદ. ૨૫

## દુહા.

**કનકરથ** નૃપ ઈમ ભણઇ, પૂછયાનું સ્યું કામ;
કાજકર્યઇ સવિ જાણસ્યો, રહેસ્યઈ માહરી મામ. ૨૬
**ચંદ** કહઈ કરસ્યું કહો, કહઇ નિસુણો તુમ્હે **ચંદ**;
**પ્રેમલા** પરણી આવિ દ્યો, મુજ–સુતનિં હોઈ આણંદ. ૨૭
પુત્ર તુહ્મારો પરણવા, આવ્યો એણિ કાજ;

---

૧–ઈન્દ્રે. ૨–શ્રીકૃષ્ણ.

તો હવઇ કિસી વિચારણા, મુજ કાં પાડો લાજ? ૨૮
**ચંદ**વયણ શ્રવણે સુણી, કહઈ **કનકરથ** ભૂપ;
કુષ્ટી છઈ સુત અહ્મ તણો, દીસઇ રૂપવિરૂપ. ૨૯
તે માટે તુહ્મનઇં કહું, તું ઉપગારી નરિંદ;
દુઃખીઆનું દુઃખ ટાલવા, તું પ્રગટ્યો અભિનવચંદ. ૩૦

## ઢાલ ચોપાઇની (પ્રથમાધિકારપ્રશસ્તિ) ૬

સંવત સોલ નવ્યાસી જાણી, આશો શુદિ દશમી ચિત્ત આણી;
**શીલઅધિકારિં** ચંદનરેસ, **પ્રેમલા**–લચ્છી શીલ વિશેષ. ૩૧
તેહ તણો પહેલો અધિકાર, પૂરણ પુહુતો જન સુખકાર;
શ્રીતપગચ્છમંડણ મહંત, **શ્રીહીરવિજય**સૂરી શિરસંત. ૩૨
જેહનું લોકોત્તરસરૂપ, પ્રતિબોધ્યો જેણઇ **અકબર** ભૂપ;
ષટ માસિ સવિ દેશ અમારિ, તીર્થલોક ભય ટાલણહારી. ૩૩
તાસ પટ્ટોધર અધિકો રંગ, **શ્રીવિજયસેન**સૂરીસર ચંગ;
કુમત મતતરૂઅરનો કંદ, છેદ્યો જેણિ ટાલ્યા ફંદ. ૩૪
તસ પાટિ **શ્રીવિજયતિલક**સૂરીન્દ, દરિશન દીઠઈ પરમાનંદ;
તાસ પટોધર તેજિ [1]દિણંદ, **શ્રીવિજયાણંદ**સૂરિ સૂરીન્દ. ૩૫
શમ દમ લોકોત્તર વયરાગ, દિનદિન જેહનો અધિક સોભાગ;
ગુણ ગાઇં સુરનર નિશિદિસ, માનઇ જેહનિં બહુ અવનીશ. ૩૬
તસ **શાસનવાચક** શિરરાય, શ્રીગુરૂ **મુનિવિજયઉવઝાય;**
તાસ શિષ્ય **દર્શનવિજય** ભણઇ, [2]એતલઈ પૂરણ સહુઇ સુણઇ. ૩૭

**इति श्रीचन्द्रायणिनामरासे, प्रथमोधिकारः सम्पूर्णः॥ १=१३७**

---

૧–સૂર્ય,સૂર્યસમાન કાંતિવાળા. ૨–એટલે.

# (દ્વિતીયાધિકાર–મંગલાચરણમ્.)

## દુહા.

બીજઈ અધિકારઇં સાંભલો, ચંદચરિત્ર વિનોદ;
પ્રેમલારૂપની વર્ણના, સાંભળતાં [2]પરમોદ. ૩૮
કવિતા કહઇં શ્રોતાપ્રતિં, મૂંકી વિકથાવાદ;
ચંદકથા સુણો તુહ્મે, જિમ લહો સયલ સંવાદ. ૩૯

**ઢાલ. રાગ રામગિરિ. જાજારે બાંધવ તું બડો, એ દેશી. ૭**

હવઇ અધિકાર બીજો સુણો, રાય **કનકરથ** મધુરી વાણી;
બોલઇ ચંદપ્રતિં હવઇ, સાંભલિરે નૃપ! તું ગુણખાણી!. ૪૦
ચંદ ચતુર વલતું ભણઇં, આંકણી.
**શ્રીમકરધ્વજની** પુત્રી, એ **પ્રેમલાલચ્છી** સાર;
પરણી આપો મુજ પૂતનઇ, ઉત્તમ કેરો એ ઉપગાર. ચંદ. ૪૧
કોઢી તું સુત તવ **ચંદ** કહઈ, કાંઇરે મેલ્યું વિવાહ;
અવિચારિઉ કાંઇ કીજીઇ, દીજઈ કા નિજ મતિદાહ! ચંદ. ૪૨
વલતું ભૂપ ભણેં સુણો, અવિચારિઉ નવિ કીધું કાજ;
કારણ બધું એ થયું હવઇ, રાખો તુમે અહ્મ લાજ. ચંદ. ૪૩
ભૂપતિ ચંદ ચતુર ભણઇ, એહવું કામ અહ્મથી ન થાય;
દેખીતું અનર્થ નવિ આદરૂં, ઇમ સહી હોઈ નરગનું આય. ચંદ. ૪૪
તિ ક કહઇ સુણો રાજીયા! જોઇસ્યએ કીધું કામ;
માંમ મહેલો નિજ તણી, તુહમે છો અહ્મ આતમરામ. ચંદ. ૪૫
સૂર ઉગઇ જો પશ્ચિમઇ, ચદ્રમા જો વરસઈ અંગાર;

---

૧–પહેલા અધિકારનુ મંગળ, જેમ નમસ્કારથી કરવામાં આવ્યું છે, તેમ, આ બીજાનું મગળ વસ્તુનિર્દેશથી પ્રારભાયું છે ૨–આનદ.

¹શીલિ સતી કબહીક ચલઈ, પણિ એ કામ ન મુજથી લગાર. ચંદ. ૪૬
કહઈ **હિંસક** જો નહી કરઇ ! તો તુજ હોસ્યઈ પશ્ચાતાપ;
અરથી પાપ ગણ્યું નહીં, કરતો રે વિપરિત જબાપ. ચંદ. ૪૭
કઉઠા નહીં જે વાયઈ પડઇ, પર્વત તે જે વાઇ ન ચલતિ;
તિમ હું ભયથી ભાજું નહીં, ન્યાયથી સવિ દુઃખ ટલતિ. ચંદ. ૪૮
સંબંધ કિસ્યો તુમ મુજસિંઓ, તાણીનિં જે વયણ કહેવાય;
હું તુમનિં નવિ ઉલખું મુજમનિં તુહ્મ બોલિઉં તે વાય. ચંદ. ૪૯
તો વલતું **હિંસક** ભણઈ, કામ જો એ તુહ્મથી ન થાય;
તો હત્યા પાંચ જીવની, તું પણિ એ જીવઈ જાય. ચંદ. ૫૦
હત્યા કાં મુજનિં હુસ્યઇ, પૂછીસ્યું મુજ કીધું કામ;
ફોકટ કાં સંતાપતો જાવાદ્યો મુજ માહરઈ ઠામ. ચંદ. ૫૧
અધમાધમનર જે હુઇ, પરણીનેં પર આપઈ નારી;
નીતિનિપૂણનર ઇમ ભણઈ, તે નહીં કાં તું વયણ સંભારી. ચંદ. ૫૨
નિસુણી **કનકરથ** નૃપ ભણઇ, તુજનિ એ કહીઇ સુરસાખ;
તે કિમ **ચંદ** વલતું કહઇ, તે સઘળું મુજ આગલિ ભાખ. ચંદ. ૫૩
ભૂપ ભણઇ વાત ઘણી અછઇ, કહેંતારે લાગઈ વડીવાર;
વાર વહી જાઈ લગ્નની, કહસ્યુંએ પછઇ નિરધાર. ! ચંદ. ૫૪
**ચંદ** કહઇં વિણ સાંભલઇ, તુહ્મતણું એ કામ ન થાય;
તો નૃપ **કનકરથો** ભણઈ, સાંભળતાંરે વેલા વહી જાય. ચંદ. ૫૫

---

## (કનકરથે કહેલું કનકધ્વજનું વૃત્તાન્ત.)

**દુહા.**

**સિંધુ** દેશ પોઢો અછઇ, ગામ નગર નહીં પાર;
**સિંધલ**પુર નામિં નયર, સરગપુરી અવતાર. ૫૬

---

૧–શીલથી, શીયલથી.

રાય **કનકરથ** હું તિહાં, **કનકવતી** વરિ નાર;
**હિંસક** મહિંતો મંત્રીવર, કવિલા ધાવિ વિચાર. ૫૭
એક દિન રાણી અણમણી, દેખી પૂછી વાત;
તવ નિ.સાસો મુંકતી, કહઇ આવી અવદાત. ૫૮

**ઢાલ રાગ ગોડી. દેશી શ્રીહીરવિજયસુરિની ચોગીનાંની. ૮**

એક રાંણી મુખિકર માંણી, વાણી બોલઈ [1]અસીયપરિં;
બહુ વિવહારી નારી સારી, બાલ રમાડઇ [2]વિવિહપરિં.
તે દેખી મુજ મનિ દુ.ખ પામઇ, કાંમઈ મન સુતજનમ ભલો;
પણિ નવિ હોવઈ જોતિપ જોવઈ, વિવિધ ઉપાય કરે સયલો.[3] ૫૯
યંત્રમંત્ર બહુ તંત્ર નિમિત્ત, કરઇ ઉપાસના સેવ ઘણી;
સુત-અરથિ અરથિ થઇ અધિકી, કીધા ઉપાય અનેક ભણી.[4]
પુન્યવિના નવિ લહીઇં વાંછિત, ધન નંદન [નેિ] [5]સુયશો;
પૂતવિના કહો કુણનિ હુલાવું, હાલરું ગાવુ તે બહુસો, ૬૦
તવ [6]મિં વાર્યું ચિત્તિ વિચાર્યું, સરજ્યાવિણ કિમ તે લહીઇ,
નારીનઇ એ દુઃખ સુખમનિં આવઇ, ભાવઇ તેહનિં એમ કહઇ;
તે નિ·સુણી મુજમનિ અંદોહા, દેખી પૂછઇં મંત્રી કિસ્યું,
સામિ! ચિત્તિ ચિંતા તુજ શી છિ? તે કહો કારણ અમિપ્રિક્રસ્યું. ૬૧
તવ મિં રાણીની વાણી સુણાવી, સુત ચિંતિ ચિંતા બહુ આવઇ,
કહઈ હિંસક પ્રભુ! મ કરો આરતિ, અરતિએ ટાલો ભાવઇ!
કરી ઉપવાસ ત્રયનિ પાવન, યાવન વસ્ત્ર ભૂમિ સોહી,
જાપ જપો જપતાં તુહ્મ ગોત્રજ-દેવી આવી પ્રસન્ન હોહી. ૬૨

---

૧–આ પ્રમાણે. ૨–વિવિધપરે. ૩–સઘલો. ૪–અનેક પ્રકારના.
૫–સારો જશ ૬ રહે.

તવ મિં માન્યું વયણ ચિત્ત આણ્યું, [1]છાની ધ્યાનસામગ્રી મિલી;
ધોતી પવિત્ર નઇ આસણ બઇસણ, અગર અબીર લોબાણ સિલી.[2]
કેસર ચંદન કપૂર કસ્તૂરી, ચૂરી કરી તિહાં પૂજક થઈ (જઇ);
દીપક ધૂપ અનિં ધૂપધાણું, મૂરતિ ગોત્રજદેવી ભજઇ. ૬૩
ખીર ખાંડ માંડાવડી પાપડ, પૂડા પૂડી વારૂં વડા;
લાપસી ખલી બાકુલ કરી બયઠો, જાપ જપેં જપમ'લીયડા,[3]
કરી ઉપવા[સ] અટ્ઠમ એકાંતિં, ત્રીજી રાતિ ગોત્રજસિરી;
મંત્રાક્ષરે આકરપી આવી, બોલઇ સ્યઈ ? કાજિ સમરી. ૬૪
તવ મિં યાચી તું જગી સાચી, વાચા અવેચલ તું ચતુરા;
તુજ પૂજા, મુજ નંદનવિણ સુણિ, કહઇ કુંણ કરસી વરા.[4]
તો, મુજ ચિત્તચિંતા તું હરી કરી, દેજે વર ! વારૂ નંદન;
જિમ આગલિં અધિકી તુજ પૂજા, ચાલી જાઇ આનંદન ! ૬૫
તવ કુલદેવી બોલી એહવી, તુજ કરમિં નહી પૂત લિખ્યો;
રાય કહઇ જો લિખિત હોઇ તો, તુજ [5]સી દિસ ! સમરૂં ભુખ્યો.
જો ! નહીં આપઇ તો તુજ હત્યા, હું આપિસિ તુજ લાજ ઘણી;
વાર,.પરવ સુણી તુજ પૂજા ! શી આશ કિસિ હવઇ તુજ તણી. ૬૬
તતક્ષિણિં કુલદેવી કહઈ હો સાંભલિ, હોસ્યઇ પણિ નહિં સુખકારી;
શોક ઘણો તેં તુજ ઉપાઈ, ગલિત કુષ્ટ તે દુઃખધારી.
ભૂપ ભણઇ તે સાંભલિ આઇ ! આવઇ તો દુઃખદાઈ કિસ્યો !
દિવ્યપ્રભાવિં, રોગ હરીનિં, આપિ તું અમરકુમર જિસ્યો. ૬૭

---

૧–આંહી મૂલમાં "છાનું" પાઠ છે, પણ; સામગ્રી સ્ત્રીલિંગી હોવાથી "છાની" પાઠ કર્યો છે. ૨–સલી, સલકડી, લોબાનની ધુપસલી.

૩–જપમાલા વડે. ૪–ઉત્તમપણે.

૫–શી દિશ–દિશા–શા માટે ? અર્થાત્ જો મ્હારા નશીબમાં લખેલજ હતે, તો પછી તને, શી દિશામાં–શા કાર્ય માટે ભજું ? આવોજ ભાવ શ્રીશીલવતી–રાસમાં પંડિત નેમવિજય લાવેલા છે. "રાય કહે સુણી

કરમ [1]નિકાચિત [2]દૈવિં ન ટલઈ, તે તપ શીલપ્રભાવિં ટલઇ;
નૃપ ચિત્તચિંતઇ અછતાથી હવઇ, એહવોય કીહાં આવી મિલઇ.
રાય કહઇ કારણ કુણ એહતું, કરમ કિસ્યું! તવ દેવી ભણઇ;
પૂરવભવ કારણ કુણ જાણઈ, જ્ઞાનિં વિના સુણિ બોધ ઘણઇ. ૬૮
બીજું કારણ તે તુ સાંભલિ, મુજ ભરતારનઇં [3]બિં અમરી;
સોકિ માહરી ઘણી [4]નિંખ્યારી, તે સાથિં મુજ રીશ ખરી!
તેં સમરી, તવ હુ! તે સાથિં વિઢતાં વાદ વિવાદ થયો;
નાહઇં પચારી તેણુંઈ હુ વારી, તેથી મુજમનિ દુઃખ ભયો. ૬૯
ગાલેં હાથ ધરી હુ બેઠી, મનિ વિખવાદ ધરી દુમની;
તવ [5]પતિં સમરી, હું ઇહાં આવી [6]શોકસહિત ઇમ જાણી મનિ.
નિસુણી [illegible] કહઇ જિમ જાણઇ, વારૂ તિમ એ કરવું સહી;
કોઢી સુત હોસ્યઇ, સુણિ રાજન, દેવી પુહતી એમ કહી. ૭૦

**ઢાલ. રાગ—વસુરાય પૂછઇ પૂછઇ, કિસી? સુખવાત; ૯.**

રાણી કહઇ મુજ સુત નહી, એહ દુઃખ ન સકાય દેખી;
[illegible]સક કહેંણિં, સાસુરી આરાધી, સુતશોકિ ઉવેખી.
કર્મનિકાચિત નવિ ટલઇ, વદેં! શીલઇં ટલઇ રોગ;
લગનવેલા મુજ વયણથી, મિલસ્યઇ વર સંયોગ.! ૭૧

**ઢાલ. ગૌતમ સ્વામીના રાસનો. તો ચઢિઓ ઘન માનગજે, એ દેશ. અથવા, નેમનાથ જ્ઞાની હુઆએ, [illegible]ખે [illegible]ર વચન તો; એ દેશીએ. ૧૦**

તો નૃપ, ભૂમિ મદિર કરીએ, પૂહુતઇ પૂરે માસિતો;
રાણી તિહાં રાખી યતનિં [એ] સુત જનમ્યો ઉલ્લાસિતો. ૭૨

[illegible] સુરની વાણી, કર્મમાંહિ જો હૂતો; તો આરાધનનો કામ તમારો, અમારડે [illegible]કોઈ ન હૂતો!" ગાથા ૮ ઢાલ ૩૭.

૧–ચીકણા, સખ્ત. ૨–દેવીથી. ૩–બે. મ્હારા ભરતારને બે સ્ત્રીઓ છે. ૪–નઠારી. ૫–હું. ૬–દુખસહિત. તેં જ્યારે મને સમરી તે વખતે હું શોકમાં હતી, તેવીજ આંહી આવી, માટે કોઢી પુત્ર થશે. એવો ભાવાર્થ છે.

જાતમાત્ર કોઢી હવો એ, ન કરઇ જન વિખ્યાતતો;
રૂપ નિરૂપમ સુરકુમર [એ] કહઇ જન આગલિ વાતતો. ૭૩
લોક લાવઈ તે વધામણા એ, કહઈ સુત જોવા કોડતો;
તતક્ષિણ તેહનઇ ઇમ ભણઈ એ, અહ્મ સુત ચાંપા છોડતો. ૭૪
[1]રૂવિં [2]મયણ હરાવીઉએ, મુખ [3]પૂનિમનો ચંદ તો;
ભાલ વિશાલ સોહામણું એ, જાણઈ [4]આઠિમચંદતો. ૭૫
દીપશિખાસમ નાસિકાએ, [5]મુક્તાફલસમ દંત તો;
જીવ્હા અમૃતની વેલડીએ, [6]સેલડીથીય રસાલતો ! ૭૬
દર્શન સુંદર જેહનું એ, દીઠઈ આનંદ થાય તો;
નયણઈ અતિ સુખ ઉપજઈ એ, પાતક ભવના જાય તો ! ૭૭
તે માટઇ અહ્મ એકજ એ, ઘણઇ મનોરથઇ જાતતો;
લાગે દૃષ્ટિ સંતોપનીએ, દેખાડું ન એ વાતતો. ૭૮
ઓચ્છવ અધિક અધિક હોઇએ, લોક જાણઈ બહુ રૂપતો;
નામ **કનકધ્વજ** તસ દીઇએ, કહઇ **કનકરથ** ભૂપતો. ૭૯
ભૂંઈરામાંહિં વાધઇ ભલોએ, જિમ દ્વિતીયાનો ચંદતો;[7]
દેશ વિદેશિં જશ હુઓએ, રૂપતણો એ કન્દતો. ૮૦
**સિંઘલપુર** વ્યાપારીયાએ. વહુરી વસ્તુ અનેકતો;
સોરઠ દેશ **વિમલપુરી**એ, વ્યાપારીં ગયો છેકતો. ૮૧
તિહાં એક વાત અચ્છઇ નવીએ, તે સુણજો એક ચિત્તિતો;
**મકરધ્વજ** રાજા ભલોએ, **સુબુદ્ધિ** મંત્રી શુભમતિતો. ૮૨

---

૧–રૂપે, રૂપથી. ૨–મદન, કામદેવ. ૩–સમ્પૂર્ણ ચન્દ્રસમાન રૂપવાળો. ૪–અર્ધ ચન્દ્રસમાન ભાલ–કપાલવાળો. ૫–મૌક્તિક, મોતી

૬–શેલડી કરતાં પણ.

૭–જેમ બીજનો ચંદ્રમા પહેલાં ન્હાનો હોઇને પછી દિવસે દિવસે વૃદ્ધિ પામી મ્હોટો થતો જાય, તેવી રીતે. ૨–જકાત લેવા માટે માંડવી ઉપર બેસનાર કારકુન.

ન્યાયવંત રાજા ભણ્યોએ, પ્રજાતણો પ્રતિપાલતો;
પરદેશી વ્યાપારીઆએ, લીઈ તસ સાર સંભાલતો. ૮૩
એહવઈ સિંઘલપુરતણાએ, વ્યવહારી ધરી ખંતિતો,
વસ્ત્ર વિભૂષણ પહેરીઆએ, [2]માંડવીઆનઈ મિલંતતો. ૮૪
તેણિં સમય તે નયરધણીએ, મકરધ્વજ ભૂપાલતો;
તેનિં સહસ એક સુત ભલાએ, અધિક અધિક રિપુકાલતો. ૮૫
તે ઉપરિ બહુ મનોરથિંએ, પુત્રી એક ઉદારતો;
રૂપિ રતિ દાસી કરીએ, ગુણહતણો ભંડારતો. ૮૬
મુખશોભાઈ હરાવીઓએ, શશિ આકાશિ રહંતતો;
નયણસુંદરતાએ જીતીયાંએ, મૃગ વનમાંહિં ચરંતતો. ૮૭
ભાલ વિશાલ વિરાજતુંએ, જાણું આઠિમનો ચંદ તો;
વેણી મિસિ જાણું અહનિશિએ, સેવઇ એ નાગિંદ તો. ૮૮
નાશા નિરૂપમ નિરખતાંએ, ઉપજઈ અતિ ઘણો રંગ તો;
દંતપતિ અતિ દીપતીએ, સહી મુગતાફલરંગ તો. ૮૯
જીભ અમૂલિક તેહ તણીએ, જાણું અમિઅની વેલિ તો;
અધર ! પ્રવાલી ઉપમાએ, દીઠઈ અતિ રંગરેલિ તો. ૯૦
કોટિં કંબુ સોહાવીઉએ, રિદય સદય સુવિશાલ તો;
અતિ ઉન્નત [1]કુચ રૂઅડાએ, હૃદયાદ્રિ શ્રૃંગ સાલ તો. ૯૧
નાભી અમૃતની કૂંપિકાએ, કટિતટિ સિંહણિ [2]લંક તો;
બાહુ કરિકર સારિખા એ, કેસ કામીજન પાસ તો. ૯૨
ગતિ જિત્યો જેણિં હંસલોએ, સેવઇ તે વનવાસ તો;
જંઘા કદલીથંભસમ [ એ ] [3]વૃત સકોમલ તાસ તો. ૯૩
ચરણકમલ કોમલ ભલાએ, [4]ઉન્નત [5]કચ્છપ આકાર તો;
નખ દર્પણ સરજા(મા)વીયાંએ, [6]પખઇઠાં નાપિક પડીઆર તો. ૯૪

---

૧–સ્તન. ૨–પાતળી કમ્મર. ૩–ગુહ્યાંગ ૪–ઉંચો મ્હોટો.
૫–ગુહ્યભાગ, જ્યાં કછોટો મારી શકાય છે તે પુંઠનો ભાગ.
૬–દ્વિતીયે "પપઇઠાં."

## દુહા.

ચંદ્રવદની મૃગલોચની, ચઉસિઠિ કલાનિધાન;
**પ્રેમલાલચ્છી** પદ્દમિની, રૂપિ રંભસમાન.
**પ્રેમલાલચ્છી** લચ્છીના, સોલ સિણગાર પવિત્ત;
તેહનું વર્ણન સાંભલો, રિદય ધરી એક ચિત્ત. ૯૫

## ઢાલ. રાગ ગોડી, ચુનડીની દેશી. અથવા શ્રૃંગાર રત્નાકરની ઢાલે. ૧૧

એતો ગુણ પૂરણ **પ્રેમલાલછી**, વલી, પુહુતી યૌવન વેશરે;
પહિરઇ શિણગાર સોહામણા, નિત નવ નવ નવલી બેસરે. ૯૬
ઇસી **પ્રેમલાલછી** સોહીઇ, સિર [1]રાખડી સોહઇ અખંડરે;
માનું! [2]મયણિં જગજન [3]જીપવા, એતો છત્ર ધરિંઉં [4]વિણદંડરે.
એસી પ્રેમલાલચ્છી સોહીયે. આંકણી. ૯૭
શિર સિંધો સાર સિંદૂરિઓ, જાણું મયણતણું [5]કૃપાણરે;
શીપ ફૂલીં ફૂલીં [6]ખીલતી,[7] તમ હણવા દીપમંડાણરે. એ. ૯૮
અમૂલિક ભાલ તિલક ભલું, સોહઇ સુન્દર [8]વૃત્તાકારરે;
મુખિમિસ સસિહર આવી વસ્યો, તે જોવા સોહ ઉદારરે. એ. ૯૯
કાને ત્રાટી મોટી હેમની, મણિ મોતી જડીત અમૂલિરે;
માનું! [2]મયણિં જગજન જીપવા, એ ધરીયાં વક્ર અમૂલિરે. એ. ૨૦૦
નકફૂલી અમૂલિક મોતી, નાશા મિસિં શુકચંચુ ચુણંતરે;
એ દંત [9]દાડિમકુલી ઉજલી, ત્રિભુવનજનમન મોહંતરે. એ. ૧
મન રંજન, અંજન સા ભલું, સોહઇ ખંજન ચંચલ [10]નેતરે;
સંધ્યારેષા મસિ બાણ કામના, મોહટા મુનિ જીપન હેતરે. એ. ૨

---

૧–વેણી. ૨–મદનથી, કામવડે. ૩–જિંતવા. ૪–દંડ–હાથા વિના જાણે છત્ર ન ધર્યું હોય! ૫–મદનખડ્ગ, અથવા; કામબાણ. ૬–આંહી મૂલમાં "ખીંતલી, પીંતલી" પાઠ છે. ૭–અન્ધકારને. ૮–વર્તુલ, ગોળ. ૯–દાડમની કલીસમાન. ૧૦–ખંજન-એક જાતિનું પક્ષી. ખંજનપક્ષી જેવા ચંચળ નેત્ર–આંખ

સોહઇ કંઠનિ ગોદરવ(પ)ત કડી હીરે જડી સુંદર ઘાટરે;
જીત્યું જોતિષચક્ર ગગન ફિરઈ, અજુઆલઇ ભૂતલવાટરે. એ. ૩
ચંપકકલી અતિ રલીયામણી, સોહઈ વર કાંમિની કંઠિરે;
કાયકાંતિ જીત્યો ચાંપલો ફિરિ સેવઇ કરિ મનિ ગંહિરે. એ. ૪
હાર હૈયડઇ સોહઇ નવલખો, મણિ મોતી કન[ક]મય તેજરે;
ઈંદ્રાણી મોહી દેખતાં તે, આણુઈ [૧]હઇયડઈ હેજરે, એ. ૫
ઉર સોહઇ સોવનસાંકલી, [૨]દીણારતણી વરમાલરે;
મણિ મોતી જડિઉ મન મોહન, માદલીઈ રંગ રસાલરેએ. ૬
કરિ ચૂડો રૂડો રાજતો, હેમ માણિકમય ચંગરે;
માનું ! મયણિં બઇએ સજકરી, જગજીપવા નાલિ સુરંગરે એ. ૭
કંચુક વરમોતીઇ જડયો, આલેખ મયૂર તરૂકી(કા)રરે;
માનું ! કામિં આરામ સમારીઓ, નિજ [૩]ખેલનકું મનધીરરે.એ. ૮
ચામી કર સુંદર વાલડા, જડયા મણિ માણિક બહુ મૂલરે;
વરકર કરી આલી પીજણી, કરી સોહઇ અતિહિં અમૂલરે. એ. ૯
અંગુલીઈ ઓપઇ મુદ્રડી, જડી હીરે ઝાકઝમાલરે;
કટિમેખલા ખલકિં કટિતટિં, માનું ! મયણવાસ [૪]થરસાલરે.એ. ૧૦
પાયે સોવન સાર રૂપાતણાં, વર ઝાંઝરના ઝમકારરે;
વર વારૂ, પહેર્યા [૫]વીછીઆ, એમ સોહતણો ભંડારરે. એ ૧૧
નવરંગી નારંગી તણા, આચરણા ચરણા સારરે;
નવનારી કુંજર ચીરડી, પહેરી પરમાણંદકારરે. એ. ૧૨
લાવણ્યઈ જગ મોહિઓ, સૌભાગ્યતણું તે ગેહરે;
ચાતુર્યઈ ચમત્કૃતી કારિણી, અતિ સુંદર રતિ પ્રીતિ દેહરે. એ. ૧૩
જનલોચન આણંદકારિણી, જન દીઠઇ ઉપજઇ નેહરે;

૧–હૈયડે.
૨–સોના મહોર. ૩–સ્વયં. ૪–દ્વિતીયે "માનુ મયણવાસ ઘર માલરે."
૫–આંગળીઓમાં પહેરવાના ઘરેણાં. વેઢસમાન.

[1]ઇતિ ગુણ સંપૂરણ સુંદરી **પ્રેમલાલચ્છી** યૌવન તેહરે. એ. ૧૪
તવ જનનીઈં [2]સા સજ્જ કરી, કરીઆ વલી સોલ શ્રૃંગારરે;
જવ રાય, સભા [3]અલંકરી, બયસારી ઉત્સંગ ઉદારરે. એ. ૧૫
તે દેખી નૃપ ચિંતઈ હઇયઇ, પુત્રી હુઇ વરયોગ્યરે;
વર જોવા આદર અતિ કરઇ, તેડઇ નિજ મંત્રી સંયોગ્યરે, એ. ૧૬
કહઇ જૂઓ કો નૃપનંદન કુલવંત નિરૂપમ રૂપરે;
સોભાગી બહુ ગુણ આગલો, **પ્રેમલાલચ્છી** અનુરૂપરે. એ ૧૭
તવ, માંડવીઆ સવિ તેડીઆ, કહઇ નરપતિ દેઇ માનરે;
વ્યાપારી જે પરદેશના, કડિ; કાપડી; યાચક; યાનરે એ. ૧૮
અવધૂત; સુભટ; નટ, જોતિષી, નાટિકીઆ; જંગમદૂતરે;
વિણજારા; યોગી; ચારણ, લંખ; મંખ નિમિતિઆ પૂતરે. એ. ૧૯
આદિં જે આવઇ નરા, તેહનિ પૂછવી આવ્યાવાતરે;
કુણ દેશ નગર નૃપ રાજીઆ, મુજ મિલ્યા વિણ વિખ્યાતરે એ. ૨૦
દેવી નહીં આણા ચાલવા, નવિ વાલવું તેહનું દાણરે;
તેંમાટઇ જે આવઇ તિહાં, તેણી જાણસ્યઇ પૂછઇ જાણરે. એ. ૨૧
પછઈ નૃપનઇ મિલી, આણા લહી, સહુ પહોંચઇ નિજ નિજ ઠામિરે;
એહવઇ [4]મુજ નગરથી આવીઆ, વ્યાપારી એણઈ ઠામિરે. એ. ૨૨
તે માંડવીઆ મિલવાભણી, લેઇ વસ્તુ અનેક આપરરે;
મણિ માણિક મોતી હીરા ઘણા; બદામ અખોડ ઉદારરે, એ. ૨૩
દરિયાઇ વસ્તુ વિશેષના, વલી ત્રિવિધ વસ્તુ વિશેષરે;
મિલિઆ પૂછીઆ દાણીઇ, કહો તુમ્હ પુરનો વિશેષરે. એ. ૨૪
વ્યાપારી કહઈ અમ્હ ધણી, **કનકરથ** વર ભૂપરે;
**કનકધ્વજ** તસ સુત [5]ગુણનિલો, તે [6]ધુર થકી રૂપ રસાલરે એ. ૨૫

---

૧–હેતુ સ્વરૂપ દર્શાવનાર અવ્યય. ૨–તેણીને, પ્રેમલાને. ૩–ભરી, બોલાવી.

૪–મ્હારા ગામથી, કનકરથનના દેશથી ૫–ગુણવાન, ઉત્તમ ગુણોવાળો. ૬–ધુર–મ્હોટો, ઉત્તમ રૂપવાન.

તે તો સકલકલા ગુણ-આગરૂ, નહીં ત્રિભુવનિં [1]તિસો કોઇરે;
[2]જે આગલી મનમથ ભૂપતિ, સહી લહઇ કિંકરપણું સોઇરે. એ. ૨૬
સુણી વાત વ્યાપારીમુખતણી, મેલવઇ નૃપને [3]સાહરે;
અવદાત સુણ્યો તે મૂલથી, મનિ વાધ્યો અધિક ઉચ્છાહરે. એ. ૨૭
તવ ભૂપ ભણઈ, તે રાયનઇ ! છઈ એહવા કેટલા પૂતરે;
તે નિસુણી બોલ્યા વિવહારીઆ, એકજ પૂત સસુતરે. એ. ૨૮
[4]જાયુ તે બહુ મનોરથી, **કનકધ્વજ** નામ ઉદારરે;
પણિ મેહા અતુલિ બલ જાણીએ, નૃપનિં અતિ વલ્લભ સારરે એ. ૨૯
એ ! સકલ ગુણે કરી સુંદરૂ, તનુશોભાનો નહીં પારરે;
એક જીભઇં કેતું વખાણીઇ, કહેતાં કીહાં નાવઇ પારરે. એ. ૩૦

## દુહા.

વાત સુણી ભૂપતિ ભણઇ, વર વારૂ એ સાર;
મન માનિઉં રાજાતણું, પુત્રી હોસે ભરતાર.
મુંક્યા દાણ તે ઇભ્યના, માન્યા દિઇ બહુ માન;
પૂછઈ નૃપ [5]વિવહાંનઈ, [6]કુંણ આછઇ [7]કરિયાણ. ૩૧
તે સર્વઇ ઈહાં વેચતાં, લહતઇ [8]ભાવિ જેહ
લાભ કહઇ જે વસ્તુનો, લીઓ સવાઈ તેહ.
લહેનઈ પાડઈ વ્યવહારીઆ, કહઇ સ્વામી અમૂલ;
નૃપ કહઈ નિજ ભંડારીનિં, નિસુણો વાત આમૂલ. ૩૨

---

૧-તે સમાન. ૨-તેના અગાડી મનમથ-કામદેવ પણ રૂપે કિંકર-સમાન છે ૩-સાહ-શાહ વ્યપારીને રાજા સાથે મેલવ્યો, મેલાપ કરાવ્યો.
૪-જાયો. જન્મ્યો. ૫-વિવહાનઈ-વિવહાને, વ્હાણે, વ્હાણમાં.
૬-શુ ? ૭- કરિયાણા, વસાણા, વ્યાપારાર્થે લાવેલો સામાન.
૮-ભાવે, દામે જે ભાવ-મૂલ તમે આંહી વેચતા લહતઈ-લહો-મેલવો, તેના કરતા સવાઇ-સવાયા દામ લ્યો.

સિધપુરથી આવીઆ, વ્યાપારી જે કોઈ;
મૂલ્ય સવાયું તસ દીઓ, લીઓ વસ્તુ જે હોઈ.
ભંડારીંઇ તિમ કરિઉં, જિમ તે નૃપાની આંણ;
હરખ્યા તિ વિવહારીઆ, હઇયિડઇ અતિહિ સુજાણ. ૩૩
દ્રવ્ય લેઇ વ્યવહારીઆ, પહોતા ભૂપતિ પાસ;
રાજા કહઈ આદર કરી, નિસુણઇ તે ઉલ્હાસ. ૩૪

**ઢાલ. રાગ સાદી ગોડી. મન ભમરારે, એ દેશી. ૧૨**

રાય ભણઈ વિવહારીઆ, અહ્મ છઇ એક કામ;
તે તુહ્મથી થાસ્યઇ સહી, કહું જાણી સુઠામ. ૩૫
તવ વિવહારી તે કહઇં, સન્તોષ્યા [છે] જેહ;
સામી કામ તુહ્મારહું, કરૂં કહસ્યો [જે] તેહ. ૩૬
રાય કહઈ તનયા અછઇ, **પ્રેમલા** મુજ બેટી;
ભાઈ! સહસક તેહનિં, બહુ ગુણની પેટી. ૩૭
તે તુમ રાય **કનકરથ**, સુત જેહ વખાણ્યો;
તે સુણી, મિં! તુહ્મ વયણથી, નિજ હઇયિડઇ આણ્યો. ૩૮
જે **કનકધ્વજ**કુમર તે, તે સાથઇં વિવાહ,
મુજ પુત્રીનો કરી, તુમ્હે પૂરો ઉમાહ! ૩૯
વયણ સુણી વ્યવહારીઆ, મનિ હરખ્યા તેહ;
વાત એણીઇં અ.પણો, સામી સુખીયો તેહ. ૪૦
તિમ જાણી તે હા ભણઇં, નૃપમનિ સુખ થાય;
વ્યવહારી વલી વિનવઇ, એ અહ્મ મન ભાય. ૪૧
મિલ્યનાં મિલ્યનું એ અછઇ, કામ રૂડું થાસ્યઇ;
દેશ વિદેશઇં એ વલી, વારૂ વાત ગવાસ્યઇ. ૪૨
તવ નૃપ નિજ મંત્રીસરૂ, જે મંત્રી મુખ્ય;
તેડી વાત સવે કહી, તે પણિ છઈ (દક્ષ)[1] દક્ષ્ય. ૪૩

---

૧-દક્ષ-ડાહ્યો, ચતુર.

મંત્રી **સુબુદ્ધિ** કહઇ, સુણો એ સાથિં ચ્યાર;
માણસ આપણા મોકલી, વર જુઓ સાર. ૪૪
બીજા મંત્રો ચ્યારનિં, તેડી કહઇ સાર;
જાઓ રૂપ જોઇ કરી, મેલો વિવાહ ઉદાર. ૪૫
વડમંત્રી, મંત્રીપ્રતિ, કહઇ નૃપ—આદેશ;
**સિંધુદેશ સિંઘલપુરી. કનકરથ** નરેશ. ૪૬
તસ સુત **કનકધ્વજ** અછઇ, રૂપઈં અતિ રૂડો;
તે જઈ જોઇ નિરખવો, નવિ કરવો કૂડો. ૪૭
જિમ વ્યાપારી વખાણીઓ, તેહવો જો હોય,
તો સહી **પ્રેમલાલચ્છિ**નો વિવાહજ જોય. ૪૮
વિવહારી તેડી સવે, તે મંત્રી ભલાવ્યા;
ચ્યાર પ્રધાન તે સજ્જ કરી, તે સાથિં વોલાવ્યા. ૪૯
અનુક્રમિ તે **સિંઘલ**પુરિં, આનંદિ પહોતા;
વિવહારી ઘરિ ઉતર્યા, તે સવિ ગહગહતા. ૫૦
ભોજન કીધા ભલીપરિ, તે અતિ સંતોખ્યા;
વિવહારી મંત્રીપ્રતિ કહઈ, વયણ તે હરખ્યા. ૫૧
અહ્મે [૧]એકાંતિ ભૂપનિં, મિલી આવું આજ;
વાત સવે વિનવી કરી, કરૂં [૨]તુહ્મસુ કાજ. ૫૨
કહઇ મંત્રી જિમ આપણું, કામ રૂડું થાય;
વ્યવહારી લેઇ ભેટણું, નૃપ મિલવા જાય. ૫૩
વિવહારી નૃપનિં મિલ્યા, તે વાત સુણાવી;
મંત્રી તે આવ્યા અછઇ, તુહ્મ મિલવા ભાવિ. ૫૪
કાજ હવઇ તે રાયનું, કરવું અહ્મે માનિઉ;
તે માની મોટા કરો, નૃપમનિ તે નાણીઉં. ૫૫

---

૧-એકાંતે ભૂપને મલીને. ૨-તુહમારૂ.

તોહઈ તે વ્યવહારીઆ, કહઇ તેહ મિલાય;
તે આવ્યા આદર લહઈ, હઇયડઇ સુખ થાય. ૫૬
રાજા કહઇ ભલઇ આવીઆ, વિવાહ ન થાય;
વિવહારી કહઈ મિલીંઇ, મિલી નિજ ઘરિ જાય. ૫૭
ભૂપ કહઇ ભલે મેલવો, તવ તે સવિ મિલીઆ;
વારૂ કર્યાં તેણિં ભેટણાં, તેણિં દિવસિં વલીઆ. ૫૮
બીજઈ દિનિ ગયા રાયકિં, કહઇ સુખની વાત;
સ્વામી ! સુણો અહ્મ સ્વામીઇ, જે કહિઓ અવદાત. ૫૯
રૂપાદિક ગુણ વાણીઈ, સુવખાણ્યા જેહવા;
**પ્રેમલા** પુત્રી ભૂપની, ગુણ છઇ તસ તિહવા. ૬૦
એહ સંયોગ જો મેલીઈ, તો સહુ આણંદઈ;
ઇમ કરતાં અતિ સુંદરૂ, નવિ કોઈ નિંદઇ. ૬૧
રાય કહઈ [1]મિં ના કહી, પણિ તે નવિ માનઈ;
લાગા અતિહિં આકરા, મિં કહિઉં તવ છાનઇં. ૬૨
માહરઇં બેટો નાનડો, હવણાં ન વિવાહું;
તવ તે મંત્રી વિનવઇ, તુહ્મે કહિઉં તે [2]ડાહું. ૬૩
પણિ, બેહું સરખાં વરવહૂ, નાહનાં પરણાવઇ;
હરખઇ પહોંચઇ સજ્જનતણાં, ઘરિ વહૂઅર આવઇ. ૬૪
તો નૃપ કહઇં મિં ઇમ કહિઉં, હવણાં નહી ભાવ;
વિવીશાલ હજાર તે, આવઈ છઇ સભાવ. ૬૫
પણિં તે માન્યા નહીં, જવ મો'ટો થાસ્યઇ;
તવ જાણીસ્યઇ એ સ્યહી, સરજ્યું પરણાસ્યઇ. ૬૬
તોહઇ તે માનઇ નહી રહિઆ બહુ લાગી;
તવ **હિંસક** વારૂ કહઇ મિં વાર્યો જાગી. ૬૭

---

૧–મ્હેં. ૨–ડાહુ ! સારૂ !

તેડી એકાંતિં **હિંસક**, મંત્રીએ નિભાખ્યું;
અણસમજીઉં એ વયણ તિં કાં તેહનિં દાખ્યું. ૬૮
આપણું ઘર સંભાલીઇ, પછઇ કામજ કીજઇ;
તે અણસમજીઉં જે કરઇ, તેણેં દુઃખ ધરીજઇ. ૬૯
સુત કોઢી જે આપણો, તેતો તુંહજ જાણઇ;
સાત પછેડી દિવસની, રાતિં સાત બિછાણઇ. ૭૦
ગૃડદ પછેડી નિત્યની, પરૂઇં ખરડાઇ;
તે ધોવી નિત્ય નવનવી, વેદની આરડાઈ. ૭૧
એહવું દેખી કિમ કરઈ, વિવાહની વાત;
તે કિમ પરણાવઇ સુતા, દેખી એહવી ધાત ! ૭૨
તો **હિંસક** કહઈ વલી, કુલદેવી સમરી;
સજજ કરીસ્યું પૂતનઈ, પછઈ પરણસ્યઇ કુમરી, ! ૭૩
મારૂં વયણ માનઈ નહીં, તે મંત્રી સાથે;
બોલ બંધ વિવાહના, દીધા હાથો હાથે. ૭૪

## દુહા.

બોલ બંધ કીધા પછી, ચિંતા દૂરિં જાય;
**પ્રેમલાલચ્છી** [૧]ભાયગિં, જીહાં તિહાં રૂડું થાય. ૭૫
દિન બીજઇ મંત્રી ભણઇ, આંણી મનિ ઉચ્છાહ;
શ્રીફલ ફોફલ દેઇનિં, એ સહી કરો વિવાહ ૭૬

## ઢાલ. રાગ સામેરી. ૧૩

પુગી પાલટી શ્રીફલ આપ્યું, વિવાહ મેલવા મુહૂરત થાપ્યું,
મુહૂરત દિન સહુ મિલીઆ,તે મંત્રી આવી ભલીઆ. ૭૭
કહઈ નજરઇં કુમાર [૨]દેખાડો, વિવાહ મેલવા લીધો આડો;

૧--પ્રેમલાના ભાગ્યે. ૨-મૂલ પ્રતિમાં "દેખાડું" છે

તવ **હિંસક** કહઇ સુણો વાત, [1]મુંસાલિં ગયો જાત. ૭૮
તે હોઇ કહો કેતા કોશ! કહઇ **હિંસક** [2]મ ધરો રોશ;
એક સો ઉપરી પંચવિશ, કહઇ મંત્રી અહ્ન દીઠઈ જગીશ. ૭૯
અહ્ન રાયતણી એ આણ, તે કરતઇં વિવાહમંડાણ;
ચિંતચિંતઇ **હિંસક** એવ, કીધું કાજ અવિચાર્યું દેવ. ૮૦
જો હવઇ એ કામ ન થાય, તો લાજ હવઇં સહી જાય;
તેડી અલગા નિજ ઘરમાંહિં, ધન આપ્યું બહુપરિ તિહાંહિં. ૮૧
કહઇ **હિંસક**, કથન અહ્ન માનો, તે નહિં જગમાંહિં છાનો;
રૂપ લાવણ્ય ગુણ સહુ જાણઇ, લાજી પડીઆ તે સહુ માનઈ ૮૨
વિવાહ મેલી સહુ સંચ કીધો, પરણેવા લગન સહી લીધો;
વોલાવ્યા તે મંત્રીશ, પહોતી મંત્રીતણી જગીશ. ૮૩
તે પહોતા આપણઇ ઠામિ, મિલ્યા નૃપનિં જેણિં કામિં;
મોકલીઆ પ્રભુ! તે આદેશ, કરી આવ્યા અતિહિં વિષેશ. ૮૪
કહીઓ ઉદંત સવે આમૂલ, રાજા હુઓ તસ અનુકૂલ;
માન્યા તે નિજ ઘરિ જાય, સહુ મનિ [ત્યાં] આણંદ થાય. ૮૫
કરઈ સજ્જાઇ મુહૂર્ત્ત દિન સારૂ, જિમ કહવાઈ તે વારૂં;
[3]ત્રેવડમાં થયા તે દિનથી, [4]મુજ ચિંતા હુઈ તે મનથી. ૮૬
તેડી **હિંસકનઈ** [5]સંભાષ્યું, કિસિં સૂલિં તેં સહી રાખ્યું
કહઇ **હિંસક** મ કરો રોશ, મત દેખો સેવકદોષ! ૮૭
થયો પોઢો નંદન આજ, વિણ પર્ણિં સરઈ કિમ કાજ!
આરાધો વલી કુલદેવ, તે કરસ્યઇ વારૂ હેવ. ૮૮
કુલદેવી મિં આરાધી, તે તો આવી બોલી વાધી;
કહઇ સ્યઇ કામિં મુજ સમરી? જવ બોલી આવી અમરી. ૮૯

---

૧--મોસાળ ૨--ન! નહિ.

૩-તેવડ, તજવીજમાં. ૪-મ્હને, કનકરથને. ૫-કહ્યું, સંભલાવ્યું.

વિનવી કહિઉ સુત કરી સાજો, રાખો અહ્મ કુલની લાજો;
કહઈ અમરી એ મિં ન થાય, કહો કીધા વિણ કિમ જાય. ૯૦
કરો કાજ એ હિયડઈ [1]વિમાસી, [2]નકરિં લાજ તુહ્મચી જાસી;
કહઇ દેવી એ છઇ કર્મરોગ, ન ટલઇ દેવિં કર્મભોગ! ૯૧
તો કહો હવઇ સ્યું કરવું, કહઇ દેવી કહિઉ મનિ ધરવું;
કહો કિસ્યઓ તે ઉપાય, જેણિં કારજ આપણું થાય? ૯૨
કહઈ દેવી સુણો અવદાત, તે **વિમલ**પુરિં અવદાત;
જાનીવાસ્યઇ સાંજની વેલા, એક પૂરૂષ આવઇ તે ભલા ૯૩
**ચંદ**રાય કહી બોલાવે, દેઇ આદર અતિહિં વિભાવે;
તે પરણી તુજનઇ આપસ્યઈ, પછઇ જાસ્યઈ તે નિજ દેસઈ. ૯૪
ઇમ કહી ગઇ નિજ ઠાણઇ, ઇમ વિવા હુઇ નિરવાણઈ;
કરી તામ (તાન) સજાઈ રૂડી, જગિ જાણી તિનહીં કૂડી. ૯૫
કર્યું કટક ઘણું તેણિવાર, ગજ રથ પાયક અસવાર;
બીજા મંત્રીનઇં રાજય ભલાવ્યું, સહુ લોકતણઈ મનિ ભાવ્યું. ૯૬
સાથિં બહુ કટક નહી પાર, સાથિં [3]રાજકુમાર હજાર;
વિવહારીનંદ અનેક, ઘણા વાજીત્રના સુવિવેક. ૯૭
એમ આડંબરસ્યું આવ્યા, **વિમલા**પુરી કુશલેં વધાવ્યા;
રાજાઇ આદર બહુ કીધા, અતિ સુંદર–આવાસ દીધાં. ૯૮
રહ્યા તિહાં કણિ મન ઉલ્લાસઈ, હવઇ અનુક્રમિં સુખ–વિલાસઇ;
આવ્યું લગનદિવસ તેણિ વેલાં, થયા સજ્જન સહુ ભેલાં. ૯૯
તિહાં [4]નમણસજાઈ આંણી, કરઇ ઉતાવલિ અતિ તાણી,
કહઇ વર વેગિં પધરાવો, કિસ્યો ઉત્તર દીજઇ ભાવો. !૩૦૦

૧–વિચારી. ૨–નિકર, નહિતો.

૩–મૂલમાં "રાજકુમરના હજાર," એવો પાઠ છે.

૪–નમણું. વરને ઘોડે ચઢવા પહેલા ન્હવડાવવામાં આવે છે તે.

હા હા કરી તે સમજાવઇ, સામગ્રી કરી કરીનિં આવઇ;
પણિ ચિંતા મનિ આવી મોટી ઘરમાંહિ વાત છઈ ખોટી. ૧
તેણી ચિંતા ન ગમઈ કાંઇ, વાજાંગાજાં મન.સુખ નાંઈ;
નવિ દીવો કરવો સુહાય, નવિ ધવલમંગલ દેવાય, ! ૨

## (ચાલુ ચરિત.)

હવઇ દેવીવચન સંભારી, જોઇઇ વાટ વેલાઇ તુહ્મારી;
એતલઇ તુહ્મે દરબારઇં આવ્યા, તુહ્મનિં **ચંદ** કહી બોલાવ્યા ! ૩
વાંછિતા તુહ્મે ભલઇ આવ્યા, ચિંતા શોક દૂરિં વોલાવ્યા;
ભલું થયું તુહ્મનિં કહું છું, દેનવચન ખોટું વહું છું. ૪
એ વાત સહી એમ થાસ્યઈ, એ કામ તુહ્મેજ કરાસ્યઇ;
જો વેલા લગનની જાસ્યઇ, તો ઘણું એ માઠું થાસ્યઇ. ૫
બાહિર બહુ લોકોજ મિલિઆ, અતિ રૂપ દેખન આકુલીઆ,
અહ્મ તો જબાપ ન થાય, તે માટિં માનો રાય ! ૬
જવ **ચંદ** કહઇ એકાંત, મિં નવિ થાયે સિદ્ધાંત;
તો નૃપ કહઇ અહ્મે પાંચે મરસ્યું, છટ્ઠો તુજનિં તે પરિ કરસ્યું. ૭
**ચંદ** કહઈ એ પાપજ મોટું, દીસઈ છઇં સઘલું ખોટું;
જો કીજઈ તો બહુ પાપ, ન કરૂં તો મરણ સંતાપ. ૮
જીવતો નર મંગલીક કોડિ, તે કરતાં પણિ નહીં ખોડિ;
એમ વિચારી કહઇ તો વારૂ, વાગાં ઢોલ નિશાણ ઉદારૂ. ૯
કીધા દીવા દીવી કોડિ, દીઇં ધવલ સોહાસણિ જોડિ;
થયાં હરપકારણ સવિ રૂડાં, હવઈ મંડાણ કરઇં નવિ કૂડાં. ૧૦

### ઢાલ—ચોપાઇની ૧૪

સંવત સોલ નવ્યાસી જાણી, આશો શુદિ દશમી ચિત્ત આણી;
શીલ–અધિકારિં **ચંદનરેશ**, **પ્રેમલાલચ્છી** શીલ વિશેષ. ૧૧
તેહ તણો બીજો અધિકાર, પૂરણ પુહુતો જન સુખકાર;
શ્રીતપગચ્છમંડણ માહંત, **શ્રીહીરવિજયસૂરીસર** સન્ત. ૧૨

જેહનું લોકોત્તર સરૂપ, પ્રતિબોધ્યો જેણઇં **અકબ્બર** ભૂપ;
ષટ્ માસિ સવિ દેશ અમારી, તીર્થલોક ભય ટાલણહારી. ૧૩
તાસ પટ્ટોધર અધિકો રંગ, **શ્રીવિજયસેન**સૂરીસર ચંગ;
કુમત મતતરૂઅરનો કન્દ, છેદ્યો જેણિં ટાલ્યો ફન્દ. ૧૪
તસ પાટિ **શ્રીવિજયતિલક**સૂરીંદ, દરિશન દીઠઈ પરમાનંદ;
તાસ પટોધર તેજિ દિણન્દ, **શ્રીવિજયાનન્દ**સૂરિ સૂરીંદ. ૧૫
શમદમ લોકોત્તર વયરાગ, દિનદિન જેહનો અધિક સોભાગ;
ગુણ ગાઇં સુરનર નિશિદિસ, માનઇ જેહનિં બહુ અવનીશ ૧૬
તસ **શાસન**વાચક શિરરાય **શ્રીગુરૂમુનિવિજય** ઉઝઝાય;
તાસ શિષ્ય **દર્શનવિજય** ભણઇ. એતલઇ પૂરણ સહુઈ સુણઈ. ૧૭

**इति श्रीचंद्रायणि ।मरासे, [ ]तीयोधिकारः पूर्णः ॥ २=३१७**

## (તૃતીયાધિકાર મંગળાચરણમ્.)

### ઢાલ—ચોપાઇની ૧૫

સુણો હવઈ ત્રીજો અધિકાર, સુણતાં જનનિં વિસ્મયકાર;
વર, ઘોડાનો આદર કરઇ, નમણિ સોહાસણિ તે આદરઇ. ૧૮
મિલ્યું મહાજન યાચક ભાટ, વિવિધ વાજીત્ર બત્રીસબદ્ધ નાટ;
વાહન વિમાન અનઇં ચકડોલ, પાલખી વાવિતરૂ રંગરોલ. ૧૯
એમ અનેક રચના મંડાણ, ગાયન ગાઇ સુણઈ સુજાણ;
દેવ; દાનવ; માનવ; કિન્નરા, જક્ષ્ય અસુર હરખઈ ચિત્તરા ૨૦
જોવા મિલીયા કોડિ બહુ લાખ, છાયો ભૂતલ ગગન સભાખ;
નમણ કરી પીઠી કરી સાર પહિર્યાં વસ્ત્ર સવે શિણગાર. ૨૧
માથઇ મુકુટ મણિ માણિક જડયો, જાણું વિધિ આફણિઈ ઘડયો;
કાને કુંડલ અતિ દીપંત, રવિશશિમંડલનઇં જીપંત. ૨૨
નિલવટિ ટીલું રતને જડયું, શોભાઈ જનમનિં અતિ ચડયું;
કોટિ ચંપકફુલીનો હાર, મોતીમાલા અતિહિં ઉદાર. ૨૩

બિહું બાહેં બહિરખા નવલખા, વિલય વિલાયા કરિં બહુ લખાં;
મુદ્રા જડિત અંગુલીઈં શોહ, કંદોરો દીઠઈં અતિ મોહ. ૨૪
નયને અંજન ખંજનવાન, મુખિ આરોગ્યા સોહઇ પાન;
સોવનવાનસારિખી દેહ, જાણે ફૂલ્યો સુરતરૂ એહ. ૨૫
જાણું એ નવ મનમથ ભૂપ, કર્યાં શિણગારનિં સહજસરૂપ;
તે અત્યંત શોભાનું પૂર, દીસઈં અધિક અધિક તનુનૂર. ૨૬
દેખી લોકનઈં વિસ્મય હુઓ, [સહુકો દેખી અચરિજ ભયો;]
પહેરી પટ્ટકુલક ભાય, [1]પસમાં શ્રીફલ અતિહિં સોહાય. ૨૭
વર, ઘોડઈં હુઓ અસવાર, લૂણ ઉતારઇ કુંઆરી નાર;
સોહાસણિ ગાઇ વરગીત, જોતી વરનિં દેતી ચિત્ત. ૨૮
નાદ નિશાણ [2]મદલ દોકાર, ભુંગલ ભેરી શબ્દ ઉદાર;
પંચ શબ્દન ભેરી(ફેરી)નાદ, ખેલાખેલઇ મનિં આલ્હાદ. ૨૯
કે ગાથા કે છંદોચ્ચાર, શંખનાદ કે કરઈં ઉદાર;
એણિ પરિ અનેક વાજીત્ર વાજતઇં, મસ્તક છત્રત્રય રાજતઇ. ૩૦
ચામર ચિહું પાસાં ચોશાલ, દેખી વરનું રૂપ રસાલ;
ચમકયા લોક કહઇ સ્યું બંભ, હરિહર કિં! નર એ સ્યું દંભ? ૩૧
ઇમ અનેક કલ્પના કરઇ [3]લખ્ખ, નરનારી બહુ હોઇજે [4]દખ્ખ;
એક કહઈં ધન માતા-પિતા, જેહના બેટા એહવા છતા! ૩૨
એક કહઇ ધન બંધવ મિત્ર, એક કહઇ ધન બહેન પવિત્ર;
એક કહઇ ધન સસુરો સાસ, એક કહઈં એ **પ્રેમલા** જાસ! ૩૩
++સોભાગ્યાદિક ભંડાર, પામી એહવો જે ભરતાર;
[5]ઇતિ સબલ પ્રશંસાઇ થાય, થોકિં થોકિં ચાલ્યા જાય. ૩૪
એતલઇ **પ્રેમલાલચ્છી** ભાય, એક હજાર તે બહુ સમુદાય;
આડંબરસ્યું સાહમા જાય, ઠાંમિ ઠાંમિ થોકિં થિર થાય. ૩૫

---

૧-પસલી ઉપરથી. હાથમાં. ૨-માદલ. ૩-લક્ષ, લાખોગમે. ૪-દક્ષ્ય.
૫-હેતુગર્ભિત અન્યય, વિગેરે.

કહેં ૧સલોક સાહમા કહવાય, સુણતાં લોક રલીઆયત થાય;
જેહવા કહઇં સાલા સમુદાય, તેહથી ચઢતા કહઇં ચંદરાય. ૩૬
એમ ચૌહટિં ચૌહટિં થોકિં થોકિ, જુઇ નરનારી તિહાં તોકિ;
એહવઇ જે બહુ માંડવી ગયાં, તે જોવા સાહમાં ઉમર્યાં. ૩૭
વીર તી,ને જે નિજ વહૂ, આવ્યાં જિહાં જુઇ છઇ સહૂ;
સાસુ, વહૂ લેઇ ચૌહુટામાંહિં, પેઢી ગ્રહી ઉભા રહ્યાં તિહાંહિં. ૩૮
એહવઈ વર તે પેઢી પાસિ, આવી ઉભો મન ઉલ્હાસિ;
કહઇ સિલોક સાલાનઇ હસઇ, એક એક સાહમા થઇનિં ધસઇ. ૩૯
જોતાં જોતાં **ગુણાવલી** નારી, દેખી રૂપાવયવ વિચારી;
**ગુણાવલી** ઓલખીઓ નાહ, સાસુ સુણો વાત એક આહ.! ૪૦
એ વર સ્યું તુહ્મે ઓલખો, સાસુ ભણઈ વહૂ એ સ્યું જખો ?
સિંધૂ દેશ નૃપનો એ પૂત, કહઇઉ **ગુણાવલી** એહ ઉત્સૂત. ૪૧
બાઈ! એ બેટો તુહ્મારો રાય! સાસુ કહઇ તે કિહાં અહી આય;
વિદ્યાઇ મિં ષીલ્યો તેહ, દેવિ ન ટલઇ **ચંદ** કિહાં એહ! ૪૨
**ગુણાવ** ઇ ઉલખ્યો નિરધાર, ફેરીફેરી કહઈ વારોવાર;
**વીરમતી** નવિ માનઇ તેહ, **ગુણાવલી** કહઇ નવિ જાણઇ એહ. ૪૩
વલી **ગુણાવલી** કહઇ નિરધાર, સહી 'અહિનાણઇ' મુજ ભરતાર;
**વીરમતી** કહઈ કરઈ વાત, નહી એ સહી તે માહરો જાત.[૨] ૪૪
તે જોઇસ્યઇ આપણુ તત્થ, વિદ્યા લેસ્યું તેથી સમત્થ;
તો ઉઠે સ્યઈ તે ખાટથી! સ્યું વારંવાર કહઇ નાટથી! ૪૫
મનિ ચિંતઈ રાણી વલી, એ દીસઇ છઇ અતિ વાઉલી,
માતાનઈ વિદ્યાબલ જાસ, તેહના સુત કિમ ન હો[૩]અભ્યાસ. ૪૬
એમ થોકિં થોકિં જણાવઇ વહૂ, જઇ તોરણુ તે પોહોતાં સહુ;
સાસૂ આવી મુહુકઇ જમાય, તેડયો માહેરામાંહિં સુખાય. ૪૭
આણ્યા સોગટ પાસા સાર, વર બાજોઠ અણાવ્યો સ(ફા)કાર;

૧–શ્લોક. ૨–પુત્ર. ૩–જેની માતાને વિદ્યાબળ સંપાદન થયું, તો તેના પુત્રને તેનો અભ્યાસ કેમ ન હોય! એવો ભાવાર્થ છે.

રમવા માંડયોં રંગિં ચંગ, રમતા રમતા આણ્યો રંગ. ૪૮
વયણે કરી જણાવઈ આપ, માંડયો મોટા સુણજો વ્યાપ;
**ચંદ**[૧] ભણઇ સુણિ વચ્છિ, ચિત્ત ધરે તું **પ્રેમલાલચ્છી**. ? ૪૯

**દુહા—૨**

**" પૂરવદેશ આભાપુરી, જિહાં છે ચન્દનરેશ !**
**આજોડ પાસા સોગઠાં, તસ ઘરિ અછે વિશેષ." !**
એમ કહઈ પાસા ઢાલતો, સુણી ચિંતઈ તે નાર;
રાય 'સિંધૂ દેશથી' આવીયાં, 'પૂરવ' કિસ્યો ઉચ્ચાર. ! ૫૦
ચિંતિં ચમકી તે સુંદરી, રમતાં રંગિં જાવ;
લગનવેલા તે પરણીયા, ચોરીમાંહી સુભાવ. ૫૧
પંચ તુરંગમ આપીયા, ધન મણિ માણિક હેમ;
તે સાથિં નિજ નારીનંઇ, લેઇ બેઠા રથ એમ. ૫૨
જાનીવાસા ઢૂંકડા, પરવરિઓ પરિવાર;
આવઇ તવ **હિંસક** ભણઇ, **ચંદ**રાય અવધાર. ૫૩
સંજ્ઞાઇં સવિ સૂચીઉ, હવઈ પહોચ્યો નિજ ઠામિ;
તવ ઉઠી તે ચાલીઓ, નારી કહઇ કાં સામી. ! ૫૪
**ચંદ** કહઇ આવું સહી, હવડાં ટાલી શંક; !
સા પાલવ છાંડઇ[૩] નહી, જિમ કો વલગઇ રંક ! ૫૫

---

૧–ચંદરાજા પ્રેમલા લચ્છીને કહે છે કે હું કહું છું તે ચિત્તમાં ધરજે, યાદ રાખજે. ૨–આ આભાપુરીના ચંદનું ચરિત્ર આંહી સૂધીની આવીજ મતલબનુ "ચંદરાજાનો રાસ" એ નામે પંડિત મોહનવિજયે પણ રચેલું છે. તેમાં અને આમાં મતલબ એકજ છે. પણ રચના, કાવ્ય, અને લેખકમાત્રનો ફેર છે. આ "ચદરાસાને" પણ હમો પ્રસંગે પ્રસિદ્ધ કરવા ઈચ્છા રાખીએ છીએ. પ્રાયે "આભાપુરી" એજ બરમામાં આવેલ "આવા" શહેર છે, એમ માનવામાં આવે છે. અર્થાત્ હાલ જે "આવા" છે તેજ પૂર્વે "આભાપુરી" હતી, અને પ્રાયે ચંદ ત્યાનોજ રાજા હતો. સંગ્રહકર્તા.

૩–પાલવ–પલ્લો છોડતી નહિ.

વયણ કહિઉં સંભારતી, રમતાં જે નર નાહિં;* ૫૬
કહઇ સાથિં ઝારી ધરી, આવીશ હું પણિ તિહાંહિ.
૧તાણિમેલી તે બિહું કરઇ, માહો માહિં દેખી; ૫૭
તવ [illegible]સક હાકી કરી, તાણી આણી ૨ઉવેખી.
રે! ગહિલીતું વાઉલી, નવિ કોહની તુજ શંક! ૫૮
લાડ કરે તું પિતાઘરે, વલગઇ સ્યું જિમ રંક?
તવ અણબોલી એકલી, ઉભી રહી ઉદાસ; ૫૯
સહુ સહુનિં ઘરિ ગયું, ચંદ ગયો તરૂ પાસ૩
કોરટમાંહિં જઈ ઠવ્યો,૪ સાસૂ વહૂ એ સાથ; ૬૦
એડ્રી ગગનિં ચાલીઓ, તરૂ દીધો (જિમ) જવ હાથ.
જોતા તમાસા વાટનાં, સમય પ્રભાતિં જાંણિ! ૬૧
પકિહાંકણિં ૬પ્રાભાતિક સુણઇં, ગીત ગાન શુભ માણિ!
કે પહિરઇં ૭પરિધાન વર, ૮કુચકંસ્યું કસંતિ; ૬૨
કે સૂતા નિજ નાહનિં, જાગો સ્વામિ હસંતિ!
સમરણ કે ભગવંતનું, કે ૯પડિક્કમણાં કાજિ; ૬૩
કે બેઠી દૂહઇ ગાયનિં, કે સિંગારહ કાજિ.
ઇમ અનેક ચિન્હ માણસાં, તિમ તિર્યંચહ ભેદ; ૬૪
કોકિલ કૂકડા મયૂરના, દેખઇ ધરી ઉમેદ
ગ્રહવહસી પૂરવદિસિં,૧૦ રગતવર્ણ વિશેષ; ૬૫
ઉગ્યો રવિ રલીઆમણો, તારો તેજ રહિઉ રેપ.

---

*નાથે, પતિએ. ૧-તાણામેલ-તાણાતાણ. ૨-દૂર કરીને, છુટી પાડીને.
૩-જે ઝાડઉપર બેસીને આભાથી તે આવ્યો હતો તે ઝાડ પાસે
૪-પરઠાયો, પધરાયો, બેઠો. ૫-કણે, પાસે. કોઈક સ્થળે.
૬-પ્રભાતિઉં, પ્રભાત ગાન. ૭-પ્રધાન, ઉત્તમ.
૮-કુચ-સ્તન. કાંચલીની કસોને કસ તિ-બાંધતી.
૯-પ્રતિક્રમણ. રાઇ પ્રતિક્રમણ રાત્રીના પાપોથી પાછા હઠવાની વિધિ.
૧૦-પૂર્વદિશા, રગત-રક્તાવર્ણવાળી થઇ.

નદી સરોવર પરવર્યાં, નરનારી તિર્યંચ;
વનવાડી સવિ જાગીઆ, દેખી પંખીપ્રપંચ. ૬૬
ગામ નગર પર્વતતણા, જોતાં વિસ્મય ઠામ;
સાસૂ વહૂ આણંદસ્યું, નૃપ પુહુતો નિજ ઠામ. ૬૭
નિજ ૧આરામિં તરૂ ઠવ્યો, આવી નિજ ઘરમાંહિં;
કુંબ અણાવી વહૂકન્હિં, મંત્રી; મોકલી તિહાંહિં. ૬૮
નગરનીદ તે ૨અપહરી, કરી ૩ગર્ધભીનું રૂપ;
ગુણાવલી ૪ગેલિં કરી, આવી જિહાં છઈ ભૂપ. ૬૯
તિહાં પહિલો ચંદ નરપતિ, જઈ શય્યયાઇં સૂત;
કુંબા ઠબકે જાગીઓ, બલ નિદ્રાથી વિગૂત. ૭૦

## ઢાલ રાગ ધવલ; ધન્યાસી. વિવાહલામાં નમણ કરાવવા; એ દેશી. ૧૬

આલસ મોડી ઉઠીઓ, અલવેસરરે;
હઇયડઇ આણી હેજ, રાણીનિં ભણઇં એ. ૭૧
જિહાં ગયા હતા રાણીઅ, સા પભણઈ રે;
નિસુણો નાહ નરેશ, રાણી સવિ મિલી એ. ૭૨
રમતાં હુંબડ હેવ, તુમ્હે જાગીઆ એ;
સામી! અવર સ્યું કાજ, લાજવંતા જના એ. ૭૩
રાય હસી કહે તો ભલું, મોટો હું બડો એ;
તુમ્હે સહી રમીઆં આજ, કોશ અઢારસિં એ.! ૭૪
ચમકી નિસુણી વાણીય, તે રાણીરે;
મીંઢલ કંકણ હાથિ, દેખી નૃપ સહી એ. ૭૫

---

૧–સ્થળે.
૨–લેઈ લઈને, ઉતારીને.
૩–ગધેડીનું.
૪–ગેલ, આનંદે.

ચિત્ત ચિંતા થઇ હેવ, હવઈ સ્યું કરૂં એ;
જાણી મુજ નરેશ મારસ્યઈ, સ્યું કરસ્યઇં મુજ હવઇ એ. ૭૬
જઇ સાસૂનઇ વિનવઇએ, બાઇજીરે;
તેહ તુહ્મારો પૂત, દીઠો **વિલમપુરી** એ. ૭૭
મીઢલ કંકણુ હાથ, નયનાંજનરે[1]
મનય રંજન શિણગાર તે સવિ પહેરીઆં એ. ૭૮
**વીરમતી** નિસુણેવિ, રીસઇં ધડહડી એ;
એ મુજ છિદ્ર જોયંત, તો હવઇ જોયજે એ! ૭૯
ધસમસી તેહ ઉઠેય, લેઇ છૂરોએ;
નૃપ શય્યાઈ ચઢેય, હઇયડઇ ચાંપીઓ એ. ૮૦
બઇઠી હઇયડઈ ચઢેય, ગલે છૂરો દીઇ એ;
છિદ્ર જોયાં, ફલ જોય, દુષ્ટ હવઇ સહી એ. ૮૧
દેખી **ગુણાવલી** નારી મનિં ગહબરી એ;
કહઈ સાસુ સ્યું કામ? એ તુહ્મે કરો એ! ૮૨
મુજ વલ્લભ તુહ્મ જાત! કિમ તુમ વહઇ એ;
મારણિ કારણિ હાથ, મુજ એ દુઃખ દહઇ એ. ૮૩
જઇ વલગી તસ હાથ, રૂએ વિલવિલઈ એ;
દીઇ મુખિ અંગુલી બાથ, કહઈ કૃપા કરો એ. ૮૪
સા! નવિ માનઈ રોપ, અતિ આકુલી એ;
કહઇ વહુઅર કર મૂંક, હુ એહનઇં હણું એ. ૮૫
તું નહી મૂંકઈ હાથ, તો બિહુંનઇ હણું એ;
ન ગણું સગપણ સાથ, રોષિં ધડહડી એ. ૮૬
**ગુણાવલી** કહઇ માય! તુહ્મ વયણડાં એ;
સંભારિં દુઃખ જાય, તેહ સંભારીઇ એ. ૮૭
જોવા જાતાં માત! તુમે ભાસિઉં એ;

---

1—નયણે-અંજન.

દુઃખ ન દેઉં તુઝઝ, તે કાં વિસારિઉં એ.! ૮૮
એથી અવર કો દુઃખ, અધિકું કિસ્યું એ;
નાહમરણથી આજ, જગમાં નહીં ઇસ્યું એ. ૮૯
વયણ સુણી સા તેહ, કહઇ સાંભલિ વહૂ એ;
મુંકું હું તે માટિ, તાહરા વયણથી એ. ૯૦
તવ દોરો કરી તેહ, ચોલી રગતસ્યું એ;
કોઇ ન જાણઇ તેમ, કેડિં બાંધીઓ એ. ૯૧
તવ થયો નૃપ કૂ[ક]ડો, સા તે દેખીરે;
બોલઈ **ગુણાવલી** માય, એ સ્યું તુહ્મ ઘટઇ એ. ૯૨
સા ભણઇં સાંભલિ નારી, જો કોઈ જાણસ્યઇ એ;
તો નથી સંસારિ, તે મનિ જાણજે એ. ૯૩
તું જો બોલીસ ગમારિ, તો બિહું જણરે;
હું મારીશ નિરધાર, તે તું સાંભલરે. ૯૪

## દુહા.

**વીરમતી** કહઇ સુણિ વહુ, તુજ અહવા તણિ કાજ;
એ રાખ્યો મિં જીવતો, બીજું તાહરી લાજ! ૯૫
જો કે [1]અવર જણાવરયો, આપણ બે વિણ વાત;
તો જાણો તુહ્મ બેહુ તણો, નિશ્ચિં કરીશ હું ઘાત! ૯૬
એમ કહી નિજ ઠામિ ગઇ, પાપિણી હૃદય કઠોર;
નિર્દય નારી રોપથી, કર્મ કરિઉં એ ઘોર! ૯૭

## ઢાલ. રાગ ધોરણી. ૧૭

રાણી હાથિં કૂકડો, લેઇ ડસડસ રોય;
આંસુ આંખે આણતો, તે પણિ; સાહમું તસ જોયરે.
કરમે ન છૂટીએ. આંકણી. ૯૮
કરમિં **સીતા** હરી **રાવણિં**, **રામ** કરમિં વનવાસ;

---

૧ બીજાને.

**નલિ** રમતાં હારી પ્રિયા, વલી તસ વિરહ વિલાસરે. ક૦ ૯૯
રાણી કહઇરે **ગુણાવલી**, સાંભલિ તું જ મુજ નાહ;
મૂંઢપણાઇં મિ તુજ દીઉ, એ સહી અંતરદાહરે. ક૦ ૪૦૦
હું ! દોભાગિ પાપિણીરે, જઇ કહી તેહનીરે વાત;
તો તેણીઈ ક્રોધવશિં કરી, કરવા માંડયો તો ઘાતરે. ક૦ ૧
દુઃખભરિ માથું હઇયડલું, હાથસ્યું હણતી સોય;
કરઇ વિલાપ તે અતિ ઘણા, કહો તહાં તસ વારે કોયરે. ક૦ ૨
[2]દુઃખકારણ પ્રભુ હું [3]હવી, નહી કોઈ તાહરો વાંક;
સંગત ન કરત એહની, તો દુઃખ નાવત ટાંકરે ! ક૦ ૩
સંગ ભલો ન કુમાણુસાં ! સંગિં હોયે સુખભંગ;
રંગ ન દેખી તે સકઇ, કુસંગતે હોય દુઃખ અંગરે. ક૦ ૪
ચિન્ત ચિંતઈ **ગુણાવલી**, કિમ સચવાસઇ એહ !
[4]લુંડ બિલાડી ભય ઘણા, દુઃખ દહઇ હઇયડઇ વલી તેહરે. ક૦ ૫
કરી વિચાર મનિ પૂછવા, ગઈ સાસુનિં પાસ;
સાથિં લેઇ કૂકડો, બેઠી મનહ ઉદાસરે. ક૦ ૬
પૂછઈ સાસ, કિમ વહૂ ! આવ્યા વેગિં તું ચિંત;
વહુ કહઈ [બાઇ સાંભલો,] વાંક સવિ મુજ કંતરે ! ક૦ ૭
વલતું **વીરમતી** કહઇ, વારી મિ તું[નિ] મૂલિ;
જો અધિકું બોલીશ વલી, તો સવિ મિલસ્યઇએ ધૂલિરે. ક૦ ૮
તો વહૂ કહઇ કિમ સાચવું, આઇજી અવધારી;
એહનઇ ભય બહુ જીવના, જીવઇ કિમ એ વિચારીરે. ક૦ ૯
સાસૂ કહઇ કરી પાંજરૂં ધરી તેહમાંહિં રાખિ;
ભય નહી તિહાં કોઇનો, એ કરતાં મુજ સાખિરે. ક૦ ૧૦
તો સાસૂ—આદેશથી, કીધું પંજર હેમ;

---

૨ તમારા દુઃખનું નિમિત્ત. ૩ થઇ.
૪ લુંડ્—ચોરાવું. ચોરાઇ જવાનો ભય.

મણિ માણિક રયણે જડિઉં, અતિ સુવિશાલ તે એમ રે. ક૦ ૧૧
હેમ કચોલાં બે કર્યાં, સોવન કોડિ સવાય;
તેણિં ચુણિં ઘાલઇ તે ચુણુંઇ, તે પછે પોતે અન્ન ખાયરે. ક૦ ૧૨
દ્રાખ, બદામ, અખોડ એ, નિમજાં પસ્તાં સાર;
મેવા મિઠાઇ ઘણી, સૂખડી અતિહિં ઉદારરે. ક૦ ૧૩
દૂધ દહિં અતિ રૂઅડાં, ઉપરી વર તંબોલ;
એણીપરિં સા સાચવઇ, બોલઇ નહી દુ:ખબોલરે. ક૦ ૧૪
નિતનિત એણીપરેં સાચવઇ, બઇસઇ સાસૂ પાસ;
સેવા કરઇ તે અતિ ઘણી, પતિપટપણુની મનિ આશરે. ક૦ ૧૫

## ( તૃતીયાધિકાર—પ્રશસ્તિ. )

### ઢાલ. ચોપાઇ રાગે ૧૮.

સંવત સોળ નવ્યાસીઓ જાણી, આશો શુદી દશમી ચિત્ત આણી;
શીલ–અધિકારિં **ચન્દ** નરેશ, **પ્રેમલાલચ્છી** શીલ વિશેષ. ૧૬
તેહ તણો ત્રીજો અધિકાર, પૂરણ પુહુતો જન સુખકાર;
શ્રીતપગચ્છમંડણ મોહંત, **શ્રીહીરવિજય**સૂરીસર સંત. ૧૭
જેહનું લોકોત્તર સરૂપ, પ્રતિબોધ્યો જેણઇ **અકબર** ભૂપ!
પટ્માસિ સવિ દેશ અમારિ, તીર્થલોક ભય ટાલણહારી. ૧૮
તાસ પટ્ટોધર અધિકો રંગ, **શ્રીવિજયસેન**સૂરીસર ચંગ;
કુમત મગતરૂઅરનો કન્દ, છેદ્યો જેણિં ટાલ્યો ફન્દ. ૧૯
તસ પાટિ **શ્રીવિજયતિલક**સૂરીન્દ, દરિશન દીઠઇ પરમાનન્દ;
તાસ પટ્ટોધર તેજિ દિણંદ, **શ્રીવિજયા**નન્દસૂરિ સૂરીન્દ. ૨૦
શમદમ લોકોત્તર વયરાગ, દિનદિન જેહનો અધિક સોભાગ;
ગુણ ગાઈ સુરનર નિશિદિસ, માનઇ જેહનિં બહુ અવનીશ. ૨૧
તસ શાસનવાચક શિરરાય, **શ્રીગુરૂમુનિ**વિજય ઉવઝાય;
તાસ શિષ્ય **દર્શનવિજય** ભણઇ, એતલઇ પૂરણ સહુઈ સુણઇ. ૨૨

**इति श्रीचंद्रायणिनामरासे, तृतीयोधिकारः संपूर्णः ३॥–४२२॥**

# (ચતુર્થોધિકાર.)

## (કનકધ્વજ અને પ્રેમલા૦ વિમલપુરીમાંનો વૃતાંત.)

વસુચંદ પરણી પરણી, ચાલ્યો વહૂ લેય,
ચાલે રથથી ઉત્તરી, તવ ગ્રહીઓ પતિવસ્ત્ર પલ્લેવ;
તવ હિંસક હાકી કરી, હાથ મુંકાવી તાસ,
તાણીનિં ઘરમાં ધરી, સા તવ થઇ નિરાશ. ૨૩

દુહા.

ચિત ચિંતાઈ અણમણી, મુખિ ઘૂંઘટ ધરંત;
[1]સંજ્ઞાવચન સંભારતી, દૂહાતણો વિરતંત. ૨૪
**"પૂરવદેશ આભાપુરી, તિહાં વસે ચંદનરેશ;"**
એહ સંકેત કહી ગયો, નામ નગર નિજ દેશ. ૨૫
ઈહાં કપટ કિસું હોસઇ, સ્યું થારયઇ જિનદેવ; !
પરણ્યો રમણ હું પરિહરી, ન કરૂં પરનર સેવ !-૨૬
કષ્ટ પડયઇ જો રાખીઇ, શીલતણી નિજ ટેક;
તો જગિ કીરતિ વિસ્તરઇ, ગુણસ્તુતિ કરઇ અનેક. ૨૭
ચોથઇ અધિકારઇ **પ્રેમલા**, દીપાવી નિજ શીલ;
**ચંદ** ભૂપતિ મુખે જપતી, પામસ્યઇ સંપદ લીલ. ૨૮

### ઢાલ રાગ આશાઉરી (આશાવરી) ૧૯

સા અણમણી પ્રેમલા ડસડસતી, દિવસ થયો તિહાં એક;
રાતિ પડી તવ સૂવાવેલા, આવી ધાવિ વિવેક.
સુણો વહૂ ! સૂઓ ઘરમાંહિં, જીહાં સૂતો છઈ તુંહ્મ નાહ;
સુણો વહુ જઇ સૂઓ ઘરમાંહિં. આંકણી. ૯૨

[1]—ચંદે ચોરીમાં પાસા ખેલતી વખતે કહેલા શબ્દોને.

ઇમ કહી ઘરમાં ઘાલી વહૂનિં, સાંકલી દીધી [1]બારિં;
તવ શય્યાઇં કોઢી દેખી, રહી એક ખૂણઇ નારી.
સુણો પ્રિયા! આવો સેજીં રંગે. ૩૦
તવ તે બોલ્યો કોઢી વયણે, તું જઇ કાં રહી દૂર;
આવો સેજીં! રંગિ રમીજઇ મયણરસ ભરપૂર.
સુણો પ્રિયા! આવો સેજીં રંગિ, જિમ મિલીઇ અંગોઅંગિ;
સુણો પ્રિયા! આવો સેજીં રંગિ! આંકણી ૩૧
વયણ સુણી **પ્રેમલા** મનિ ચિંતઇ, એસ્યું લાગો વાય;
એ કોઢી કુણ હું કુણ એહનિં, માહરે એ સ્યું થાય! સુ૦ ૩૨
કાં રે! પ્રાણપ્રિયા તું દૂરિં રહી, અણબોલી મૂલ;
નિસુણી તે વાણી **પ્રેમલાને**, લાગૂં માથા શૂલ. સુ૦ ૩૩
વલતી સા એમ ભણઇ, રે કોઢી! બોલ સંભાલી બોલ;
અણયુગતું ન વિચારઇ, તે તરણાનઈ તોલ! સુ૦ ૩૪
સાંખિઉં એક વયણ પણિ, બીજું સાંખીશ નહી નિરધાર;
જે અણસમજું નારી બોલાવઇ, તે તો મૂઘો ગમાર.! સુ૦ ૩૫
તવ તે **કનકધ્વજ** એમ ભાખઈ, ઉથડી બોલિ મ બોલ;
તું કાંતા મુજ! હું તુજ વલ્લભ, તો! રાણી શુભ બોલ, સુ૦ ૩૬
**સિંધુ દેશની** તું ધણીઆણી, રાજઋદ્ધિ એ સાર;
આરાધસ્યઈ સહુ એ તુજ આણા, તુજ ભાયગ નહીં પાર. સુ. ૩૭
વયણ સુણી વિષસમ તે બોલઇ, રે સ્યું બોલિઓ ધૂલ;
એક તો કરમિં કોઢી કીધો, કાં! ન વિચારઈ મૂલ. સુ. ૩૮
ધિગ્ એ દેશ! પુર રાજ્યરિદ્ધિનિં, ધિગ્ ધિગ્ તુજ અવતાર
તું કોઢી દુરગતિ સહિ જાસિ, ધિગ્ ધિગ્ તુજ કિરતાર! સુ. ૩૯
હું છું સતી, પતિ મુજ **ચંદજ**, તું કુંણ કોઢી રંક?
જો મુજ છાંઇ તું કિસ્યુંઇ બોલાવીશ, તો નહીં ગૂહરૂ ટંક! સુ. ૪૦

---

૧-બારે, દરવાજે.

પાપી દુષ્ટ દુરાતમ તુંહીજ, જે વાંચ્છઇ પરનાર;
ધિગ માતા જેણીઇં તું જણ્યો, અધમાધમ સંસાર. સુ. ૪૧
એમ કરતાં રજની ગઇ સઘલી, હુઓ જવ પરભાત;
તવ સાંકલી તે ધાવિ ઉઘાડિં, પૂછઈ જઇનિં વાત. સુ. ૪૨
**પ્રેમલા** બાહિર આવી ઉભી, અણબોલી નઇં ઉદાસ;
સહીઅર સહનિં કાં! ઇમ પૂછઇ, તવ સા મૂંકઇ નિસાસ. સુ. ૪૩
સખી પિહરિ જાઈ **પ્રેમલાની,** જનકનિં કહેવા [1]ઉદંત;
**પ્રેમલા** અણમણી રોતી દીસઈ, તેડી પૂછો એકંત. સુ. ૪૪
એહવું પૂછી ન શકી તવ ધાવી, જઈ પૂછ્યો સુત; [2]પભણેય;
મુજમાં તેણીઇં કાંઇ ન ઉગારિઉ, અધમાધમ મ ગણેય. સુ. ૪૫
સયલ વૃત્તાંત કહ્યો તેનિ સુણી, ચિંતઈ કિસ્યો જબાપ;
પૂછસ્યઈ રાજા તો કિસ્યું કહસ્યું, પ્રગટિઉં પૂરવપાપ ! સુ. ૪૬
બાહિર આવી સા અતિ રોતી, હઇયડું હણતી હાથિ;
નિસુણી નૃપ, રાણુ નઇં હિંસક, પૂછઈ વિલગી બાથિ. સુ૦ ૪૭

## દુહા.

પૂરવસંકેતઇ કહિઉ, [3]કવિલાઈ કુવચન્ન;
પ્રેમલા ભૂથન સંગથી, વિણઠું પુત્રરતન્ન. ૪૮
વહૂ કહીઇં કિં? શાકિની, પાપિણીઈ કીધું અકજ્જ;
વયર પોષ્યું પરજન્મનું, કહેતાં ઉપજઈ લજ્જ? ૪૯

## ઢાલ. રાગ સિન્ધુઓ આશાઉરી. ૨૦

કાં કવિલા દુઃખ કિસ્યું, કાં કુટઈ સ્યું તો કિસ્યું;

---

૧–વૃત્તાંત, ખબર. ૨–પભણવુ--બોલવું બોલ્યો
૩–કવિલ-વખાણ, સ્તુતિ વિગેરે બોલનાર. તેમ આંહી વધૂ નિન્દાદિ બોલનાર **સ્ત્રી** કવિલા.

તો કિસ્યું સુતનિં ક્ષેમકુશલ [૧]અછઇ એ. ૫૦
કવિલા કહઇ જો [૨]હોઇ ! તો વલી દુઃખ સ્યું અવર[૩] કોઈ;
જઇ જોઇં સુત સુરકુમરસમો હતો એ. ૫૧
તે એક રાતિ પ્રસંગઇએ, વહુ આવી તેહ સંગિ એ;
અંગિંએ ગલિત કોઢ કઠિણ થયોએ. ૫૨
તે દુઃખ હૈઈ સાલઇએ, તે કહો કુણ હવઇ ટાલઇ એ;
ટાલઇએ કોઢ કઠિણ દુઃખ એ સહી એ. ૫૩
મિલી કુટુંબ સવિ પરિવાર, કરઈ કોલાહલ દુઃખકાર;
દુઃખકાર વયણ મુખિં તે ઉચ્ચરઇ એ. ૫૪
હાં હાં દૈવ ! કિસ્યું હવું, હરખમાં દુઃખ થયું નવું;
અભિનવું બહુ સરૂપ કહો કિમ કહીઇ એ. ૫૫
ઇમ અનેક વિલાપડા, બહુ પરિ કરઈ તે બાપડા;
બાપડા દીનપણઇ ઘણું દુઃખ રડઇ એ. ૫૬
નિસુણી આલપંપાલ એ, [૪]**મકરધ્વજ** ભૂપાલ એ;
ભૂપાલએ **સુબુદ્ધિ** મંત્રી સાથિં મિલી એ. ૫૭
જોવા કારણ આવીઆ, દેખી કોલાહલ પાવીઆ;
ભાવીઆ દુઃખડું હઇયિડઈ આપણઈ એ. ૫૮
ધિગ્ પુત્રી કુલખંપિણી, કિં ડાકિણી કહી શાકિણી;
પાપિણીસંગિં પતિ કોઢો થયો એ. ૫૯

---

૧–અછઈ–અછે, છે. છ+ઈ=છે. આ પુસ્તકમાં મ્હોટે ભાગે "એ" કારને બદલે "અઇ" વાપરવામાં આવેલ છે. દાખલા તરીકે "છે" ને બદલે "છઈ", "કહે" ને બદલે "કહઇ", "પણે" ની બદલે "પણઇ" વિગેરે ૨–હોઈ–હોય. "ય" કારને ઠેકાણે પણ સર્વ ભાગે "ઈ" કાર વાપરવામાં આવેલ છે. માત્ર હમોએ ઘણેજ જુજ ઠેકાણે ઈકાર કાઢીને યકાર કર્યો છે. તથાપિ દરેક સ્થળે ઈકાર હોવાથી તેને પ્રસંગ વિચારી "ય" કાર "ઈ" કાર અથવા "એ" કાર વાંચવો, એ વાંચનારને સુગમતા ભર્યું થશે. ૩–તો પછી તે વિના દુઃખ બીજું સ્યું હોય ? ૪–પ્રેમલાપિતા.

મંત્રી કહઈ તે દેખીઇં, પછઇં પુત્રી [1]ઉવેખીઈ;
ઉવેખીઈ દેખી નજરઇં તે સહી એ. ૬૦
જઈ ઘરમાં તે દેખીઉં ગલિત કુષ્ટ વિશેષીઉં;
વિશેષીઉં ભૂપ ભણઇં મંત્રી સુણો એ. ૬૧
એ વિષકન્યા જાણજો, ડાકિની કઈ મનિ આણજો;
જાણજો બિહુ કુલિ દુઃખદાઈ થઈ એ. ૬૨
મંત્રી કહઈ સુણો રાજીઆ, એણી વાતિં સહી લાજીઆ;
લાજીઆ તો તુહ્મે દુઃખ દેખો સહી એ. ૬૩
પણિ એક સુણો હવઈ, કોઢ ઘણા દિનનો હોવઈ;
કિમ્ [2]હવઇં? એક દિનમાં એવડો એ. ૬૪
બહુ દિન સડી એ ચામડી, દીસઈ છઈ કોહી ભૂડી;
તડબડી ન હુઇં એકજ રાતિથી એ. ૬૫
તો નૃપ કહઈ તું [3]વંચીઓ, માયાઇં તું [4]ખંચીઓ;
વંચીઓ તો તું ઇમ બોલઈ સહી એ. ૬૬
બાહિર આવી [5]દેખઇએ, કપટ નાટિક [6]આલેખઈ એ;
આલેખઈએ દુઃખ દેખાડઈ ભૂપનિં એ. ૬૭
દુ.ખ દેખી તેહનુ ભૂપ, પડીઓ અ દોહમાંહિ કૂપ;
વિરૂપ થઈ રાજા એહવું લવઈ એ. ૬૮
જાઓરે પુત્રી હણો, શૂલીરૂપ એ અવગણો;
અવગણો મુજ નજરિં નવિ આણવી એ. ૬૯
એતલઈ રાય **કનકરથ** સજ્જ થઈ સઘલો સત્થ;
લથબથ કરતા નૃપતિં વિનવઈ એ. ૭૦
સ્વામી અહ્મ કરમિં હવું, સરજ્યું ન છૂટઈ કોઈ કવ્યું;

---

૧–ઉવેખીએ, આઘી કાઢીએ, ધિક્કારીએ. ૨–હોવે ? હોય !
૩–ઠગાયો ૪–ખુંટયો. માયા–કાદવમાં દબાયો.
૫–દેખીએ. ૬–ઓલખીએ, જોઇએ.

ઇમ હુવ્યું તો હવઇ કહો કિમ કીજીઇ એ. ૭૧
[1]બેટા ઠામિ એ પાલસ્યું, [2]કલુપભાવ સવિ ટાલસ્યું;
ટાલસ્યું દુઃખ સઘલું તે મનતણું એ. ૭૨
કીજઈ અહ્મ પસાય એ જીવતી ઘો વહૂ રાયએ;
પાય ઝાલીનઈ ઇમ વિનવઈ એ. ૭૩
**મકરધ્વજ** નવિ માનઈ એ, કહણ ન સુણઇં કાનિં એ;
માનઈ એ અવગુણ નિજ પુત્રીતણો એ. ૭૪
હુકુમ કરી તે નૃપ વલ્યો, મનિ સંદેહ તે નવિ ટલ્યો;
નવિ ટલ્યો કોપ, કપટ દેખી થયો એ. ૭૫

## દુહા.

કૂડકપટ દેખી કરી, રાજાની મતિ બુદ્ધિ;
મદિરા પીધઈ જિમ હોઈ, તિ થઈ ગઈ [3]બઇશુદ્ધિ. ૭૬
પ્રેમલાનઈ પૂછયો નહીં, રાત્રિવાત વિચાર;
ક્રોધ અશુદ્ધિ કહી ગયો,[4] **પ્રેમલા**વધ ઉદ્ધાર. ૭૭
પ્રેમલા મન ખીજઈ નહી, એ પૂરવકૃતકર્મ;
માહરા શીલપ્રભાવથી. સંપ્રતિ[5] હુસ્યઇ જય ધર્મ. ૭૮

## ઢાલ. રાગ ધોરણી રાણી હાથિં કુકડો, લેઇ ડસડસ રોય[6] એ દેશી. ૨૧

અંત્યજ [7]કરિ ધરી **પ્રેમલા**રે, લેઈ ચાલ્યા ઘરબારી;
દેખી લોક અતિ ગહબર્યો, હોઇ કામ અવિચારીરે.
કાજ વિચારીઇં, આંકણી. ૭૯

---

૧-પુત્રને ઠેકાણે, પુત્રતુલ્ય. ૨-દુષ્ટપણું, ઘાતકીપણું. ૩-બેશુદ્ધિ, શુદ્ધિવિનાની.

૪-અત્ર મૂલપ્રતે " ક્રોધ અશુદ્ધિં કિહાં ગયો. " ૫-કીર્ત્તિ, અપમાન, અથવા પ્રીતિ. અઅભાવ ૬-જુઓ ઢાલ ૧૭ રાગ ધોરણી ૭-કર, હાથ.

ત્રિકચાચરિ[1] ચિહુવટ ફિરઈ, જાહલી વાજઈ રૂદ્ધ;
જન દેખી ચિંતઇ અસ્યું, કાલહીન લોપઈ સમુદ્દરે કા૦ ૮૦
દેખી સતી અતિ અણમણી, માહાજન મિલીઆ થોક;
કરી હડતાલ જઇ રાયનિં, વિનવઇ મહાજન લોકરે. કા૦ ૮૧
સ્વામી! નિષ્કલંક એ સુતા, નહીં અપરાધા એહ;
જો પ્રભુમનિ તે આવીઓ, તો મહાજન[2] દીઓ તેહરે. કા૦ ૮૨
રાજા મનસ્યું ચિંતવઇ. મોટી માયાજાલ;
માહાજન તે પણિ ભોલવ્યા, પણિ એ આલપંપાલ કા૦ ૮૩
મહાજનવયણ ન માનિંઉં, એવો રૂઠો રાય;
શોક ધરઇ સહુઇં રહ્યાં, કોણઇં કાંઇ ન થાય. કા૦ ૮૪
અંત્યજ[3] તે **પ્રેમલા** ધરી, લેઈ ગયા તેણિં ઠામ;
કાઢી ખડ્ગ ઉભા રહ્યા, કહઈ સાંભલિ અભિરામરે. કા૦ ૮૫
દૈવ! અહ્મે કાં સરજીઆ. પાપકુલિં સુણિ માય;
માતાયેં ઉદ્ધર્યા કાં નવિ, ગલિયાં એમ તે થાયરે. કા૦ ૮૬
જો જનમિઆં કાં જીવિયાં, જીવ્યા તો એ રાય;
સેવા કાં અહ્મે પામિયા, જે કાજ અહ્મે એ થાય! કા૦ ૮૭
દુરભર પેટ એ પાપીઓ, જે માટઈ આ કાજ,
સતીરતન મારી કરી, જાવું દુરગતિ પાજરે. કા૦ ૮૮
કહઈ, કાંઇ [4]કહઇવરાવઇ અછઈ, નૃપનિ કહ્યું તે જાય;
તવ હસતી સા ઇમ ભણઈ, કરો તુહ્મે કાજ જે થાયરે! કા૦ ૮૯
કહઈ અંત્યજ તું કાં હસી? એણી વેલા બાલ;
મરણભય કિમ તુજ નહી! જેહથી બીહઇ ભૂપાલરે. કા ૦૯૦

---

૧–ત્રણ રસ્તા જ્યાં મળતા હોય તેવા ચકલા વચ્ચે મારવા માટે ફેરવવા લાગ્યા, એવો ભાવ છે. ૨–મહાજનને આપો, પણ મારો નહિ. ૩–અંત્યજ શૂદ્ર, ચાંડાળ. ભંગી. મૂલમાં "અત્યગ-જ અને અત્યંત પાઠ" છે.

૪–કહેવરાવે, અર્થાત્ હે સતી! ત્હારે કાંઇ રાજાને કહેવું છે?

સુભટ ભલા જે રણિ ભલઈ, સાયર તરઈ અથ(કવ)ક્ક[1];
આગિ બલંતઇં નવિ ડરઇ, ગરભ ગલઇં જસ હકવરે. કા૦ ૯૧
તો તું કહઇનિ કાં હસી, દુઃખમાં હાસા ઠામ;
**પ્રેમલા** કહે નૃપકહિઉ કરો, તુહ્મને પૂછ્યાનું સ્યું કામરે. કા૦ ૯૨
તવ તે [2]આગ્રેહસ્યું કરી, પૂછઇ વારંવાર;
તો **પ્રેમલાલચ્છી** ભણઇં, સુણો હસવાનો એ વિચારરે. કા૦ ૯૩
વાડિ ભખઇ[3] જો ચીભડાં, માય હણઈ જો બાલ!
તો કહો કિહાંકણિ જાઇઇં, અવિચાર્યું [4]ભૂઆલરે! કાં૦ ૯૪
બાલ કુણિં જો પરાભવિઓ, જાઈ મા-બાપ પાસ;
અપર જન અન્યાયથી, મહાજન કરઈ અરદાસરે. કા૦ ૯૫
મહાજન જાઇં મત્રિપિં[5], મંત્રી ભૂપતિ ભેટિ;
ભૂપ અન્યાઈ જો ચલઈ! ન્યાયતણો પંથ મેટિરે[6]! કા૦ ૯૬
એક પખી સુણી વારતા, કરઈ અવિચાર્યું કાજ;
બિહું પખી વાત સુણી પછઈ, ન્યાય કરઈ તે સુરાજ્યરે. કા૦ ૯૭
[7]તેણિં વાત [8]જીકે કહી, તે સાંભલી મહારાજ;
મુજ કાંઈ નવિ પૂછીઉં, કરઈ એ કાજઅકાજરે. કા૦ ૯૮
હાસતણું કારણ સુણી, એક પહોતો નૃપ પાસિ;
કરી પ્રણામ ઉભો રહ્યો, દીઠઈ પૂછઈ ઉલ્હાસિરે. કા૦ ૯૯
કાંરે! કામ કર્યું ન કે, કહઈ કીધું મહારાય;
મરતાં કહિઉં તે સાંભળો, હસતીઈ દુ:ખ જાયરે. કા૦ ૫૦૦
નૃપ મંત્રી મહાજન સુણઇં, કહ્યો તે સયલ વૃત્તાંત;
સુણી **સુબુદ્ધિ** વલતું ભણઇં, સા જીવઈ [9]કઈ કર્યો અંતરે. કા૦ ૧
કહે અંતજ તે જીવતાં, વાત સુણાવિ રાય;

---

૧-થાક્યાવિના. ૨-આગ્રહવડે. ૩ ભખે-ભક્ષે,-ખાય. ૪-ભૂપાળ, રાજાએ.
૫-મન્ત્રીપે, મંત્રી પાસે. ૬-મટાડીને, છોડીને, ત્યાગીને.
૭-તે. ૮-જેણે. ૯-કે!

હવઈ જિમ આણા રાયની, તિમ તિ કામજ થાયરે. કા૦ ૨
રાય કહે જાઓ હણો, મંત્રી કરઈ નિષેધ;
વાત બઈ પખી સુણ્યા વિના, કામ ન થાયઈ તે રેપરે. કા૦ ૩
નૃપ કહઈ મુજ નજરિં નહીં, તે હત્યારી નાર!
મંત્રી કહઈ પટ-અંતરિં, પૂછિસ્યઈ સુવિચારરે. કા૦ ૪
મંત્રીહુકુમી **પ્રેમલા,** આવી પરિઅચિ પૂંઠિ;
મંત્રી કહઈ પુત્રી સુણો, વાત કિસી હૂઈ મૂઠિરે. કા૦ ૫

દુહા.

દુષ્ટ વ્યંતર નર દેવતા, જે હુઈ પ્રતિકૂલ;
તે સહુ શીલપસાઉલઈ, પ્રગટ થાઓ અનુકૂલ! ૬
જૂઓ [1]અંત્યજનિં ઉપની, કરૂણા હૃદયમોઝાર;
મરણ પોતઈ તિહાં આગલી(મી), વિનવી કર્યો ઉપગાર. ૭
અંત્યજવચનિં ભૂપતી, તેડી પૂછઈ વાત;
પૂત્રી તુહ્મે જે પરણીઓ, તેહનો કહો અવદાત! ૮

**ઢાલ. રાગ કેદારો. લાખ ચોરાસી છંડીઆ , એ દેશી. અથવા, કપૂર હોવે અતિ ઉજલોરે; એ દેશી, તથા મન-મંદિર દીપકજિસ્યોરે, દીપે જાસ વિવેક; રાગે પણ ૨૨.**

વાત સુણો કહઈ પ્રેમલાજી, મિં વર વરીઓ જેહ;
રમતાં મુજનિં જે કહિઉંજી, સુણજો કહુ હું તેહ.
નરેસર! કરીઇં વિચારી કાજ, અવિચારિં હોઈ લાજ.
નરેસર. કરઇ વિચારી કાજ૦ આંકણી. ૯
"પૂરવદેશ આભાપુરીજી; રાજા ચંદનરેશ;
બાજોઠ પાસાં સોગઠાંજી, તસ ધરિય છઈ વિશેષ." નરે. ૧૦
તવ મિં ચિંત્યું કહઈજી, કિહાં પૂરવ! કિહાં સિંધૂ!

---

૧-અંત્યજને, ચંડાલને.

મુંસાલાદિક તિહાં હુસ્યઇજી, કિં કોઈ ભાઈ બંધૂ. નરે. ૧૧
વારંવાર તે અતિ ઘણુંજી, સંભારઈ તે ઠામ;
તવ મિં[1] પૂછાયું નહીજી, પણિ એ કાંઈ વિરામ. નરે. ૧૨
પરણી રથિ બઇસી કરીજી, પહોતા તોરણ બાર;
સસરઈ મંત્રી **હિંસક**ઇજી, સંજ્ઞા કિધ વિચાર. નરે. ૧૩
તેવ તઉંડી ચાલીઓજી, મિં પલ્લવ ગ્રહિઓ હાથ;
તાણી તેણિં વિછોડીઓજી, મુજનિં ઝાલી બાથ. નરે. ૧૪
ઘરમાં મુંકી તર્જતઇંજી, રાતિ ધરિ ઘરમાહિં;
કોઢી દેખી અલગી રહીજી, 'પ્રિયા' કહી તેણિ તિહાંહી. નરે. ૧૫
મિં કહિઉં જોઈ ખોલીઇંજી, પરસાથિં નર રંક;
આગિં તો તું કોઢીઓજી, ન ગણિં પાપ નિ:શંક. નરે. ૧૬
એક રાતિ હું અલગી રહીજી, કપટ રચીઓ સુપ્રભાત;
આરડભેરડ બહુ કરીજી, મુજ કલંકી [કીધી] તાત! નરે. ૧૭
જેણિં પરણી, તે એ નહીજી, તે કો અવર ભૂઆલ;
એહ વૃતાંત તે મિં કહ્યોજી, હવે વિચારો કૃપાલ. નરે. ૧૮
અશરણ નાથ નહી મુજ તણઇંજી, હું તો અબલા બાલ.
ન્યાય-અન્યાય જોઈ કરીજી, કરવું કરો તે ભૂઆલ! નરે. ૧૯
નૃપ કહઈ કલપી એ કહ્યુંજી, ખોટી માંહિંલીહ;
મંત્રી **સુબુદ્ધિ** નૃપપ્રતિં કહઇજી, સાંભલિ તું નરસિંહ. નરે. ૨૦
એક કોઢી તાજો નહીજી, બીજો **ચંદ** વિરામ;
ત્રીજું જે મંત્રી ગયાજી, વિવાહ મેલાણ કામ. નરે. ૨૧
તે માટઇ એમ રે નહીજી,[2]નિરતિ કરી નિરધાર;
પાછઈ જે જિમ જાણસ્યુંજી, કરસ્યું તેમ [તે] સાર. નરે. ૨૨

---

૧-મ્હારાથી.

૨-તપાસ, નિશ્ચય. "પોતભગ્નનર કો હશે, નરતિ કરાવું વિવેક:" શ્રીગંગવિ૦ જુઓ પાનું ૬૬ દોહો ૨.

એમ કહી રાયના મન વિનાજી, આંણુ લહી તે બાલ;
ઘરમાં મંત્રી મોકલઇજી, તો થાઈ રંગ રસાલ. નરે. ૨૩
સહસભાઈ માતા ઘણીજી, હરષી લેઈ લેઈ ઘરમાંહિ;
વાહલી સહુથી જીવનિજી, સુખિં રહઈ હવઈ તિહાંહિ. નરે. ૨૪
સભા વિસરજી ભૂપતિજી, બેઠા બિહું એકંત;
વાત સવે તે ચાલવેંજી, મંત્રી **સુબુદ્ધિ** સુસંત. નરે. ૨૫

## દુહા.

શીલરતન જગમાં વહું, ચઉદરયણુસમ જાણિ;
વછિત ફ્લ જેથી હુઇ, શીલ સયલ ગુણખાંણિ. ૨૬
શીલિં સંકટ સવિ ટલઇ, શીલિં નાસઇ રેગ;
શીલિં જશકીરતિ હુઇ, શીલઈ સુખસંયોગ. ૨૭

## ઢાલ. રાગ રામગ્રી. ૨૩

મંત્રી ભણઇ ભૂપતિ પ્રતિં સુણો ભૂપજી એ કરજોડી રંગ એહ સરૂપજી;
મંત્રી ચ્યારિ તેડાવીઇ સુણો ભૂપજી, પૂછી જઇ સવિચંગ એહ સરૂપજી. ૨૮
ભૂપ-આદેશિં મંત્રીઈ સુ. તેડયા મંત્રી ચ્યાર એહ સ.
પહેલાં એક અલગો કરી સુ. પૂછઈ તેડી વિચાર એહ સ. ૨૯
કહો તુમે વિવાહ મેલવા સુ. ગયા હુંતા જણ ચ્યાર એહ સ.
**પ્રેમલા** વર તુમે દેખીઓ સુ. તેહવો કહો નિરધાર એહ સ. ૩૦
સાચઈ શ્રેય તે જાણજો સુ. જૂઠઈ હોઈ હાણિ એહ સ
સાચુ કહેસ્યે તો સહી સુ. વાંક દંડ નહી જાણિ એહ સ. ૩૧
તે સુણી ચિત્તિ ચિંતે ઘણું સુ. કહઇસ્યું કિસ્યો જબાપ એહ સ.
બીજા ત્રિણિ કહેંસ્યઈ કિસ્યું સુ. કલપી કહઇ તે આપ એહ સ. ૩૨
સ્વામી ! સુણો વિવાહનિં સુ. કામિં જાતાં દેવ એહ સ.
વસ્તુભાવ વીસારીઆં સુ ગયો તે લેવા એવ એહ સ. ૩૩
તે લેઈ પાછઈ હું ગયો સુ. એનલઈ(હ)વુ તે સરૂપ એહ સ
મિ નયણે નવિ દેખીઉં સુ. **પ્રેમલા**વલ્લભરૂપ એહ સ. ૩૪

સુણી ઘાલ્યો એક ઓરડઈ સુ. દીધું તાલું બાર એહ સ.
બીજો તેડી તિમ પૂછીઓ સુ. તે કહઈ વાત વિચાર એહ સ. ૩૫
પ્રભુ ! તિહાં વિવાહ મેલવા સુ. જાતાં દુઃખ્ખીઉં પેટ એહ સ.
ઝારી લેઈ બાહિર ગયો સુ. મિં નવિ દેખ્ખો [1]નેટ ! એહ સ. ૩૬
બીજઇં ઓરડઈ તે ઠવ્યો સુ. દેઈ લોહમયયંત[2] એહ સ.
ત્રીજો તેડી તિમ પૂછીઓ સુ. તે કહઇ કહુ કહું તંત! એહ સ. ૩૭
સગો સંબધી રાયનો સુ. રીસાવ્યો તે જાણિ એહ સ.
ગયા મંત્રી તે મનાવવા સુ. મુજનિં તેડયો તાંણિ એહ સ. ૩૮
હું સાથિં તિહાં ગયો સુ. દેખ્યો ન **પ્રેમલા**નાહ એહ **સ.**
તે પણિ ત્રીજઈ ઓરડઈ સુ. ઘાલી તાળું તિહાંહ એહ સ. ૩૯
ચોથો તેડી પૂછીઓ સુ. કહો તે વરનું સરૂપ એહ સ.
તેણિં વિચારિઓ ત્રિહુ જણાઈ સુ કેહવું કહિઉ સરૂપ એહ સ. ૪૦
સાચઈ સિદ્ધિ ! સહુ કહઈ સુ. કર્યો ટલઈ અપરાધ એહ સ.
[3]નૃપ ગુરૂ સાચું ભાખીઈ સુ સાચું કહીઈ નહી બાધ ! એહ સ. ૪૧
સાચુ સામી સાંભલો સુ. ગયા તે મંત્રી ચ્યાર એહ સ.
વ્યાપારીઈ તે મેલવ્યા સુ. માન્યા તેણિં ઉદાર એહ સ. ૪૨
વિવાહવાત ચલાવતાં સુ. નવિ માનઈ તે રાય એહ સ.
મંત્રી **હિંસક** માનિઓ સુ. વિવાહ જેણિં મેલાય એહ સ. ૪૩
લગનનિર્ધાર કરવા ભણી સુ તેડયા જોતિષિ ચ્યાર એ.
સજ્જન સહુ આવી મિલ્યા સુ. કરઈ લગનનિર્ધાર એહ. ૪૪
તવ અમે ચ્યારે એકઠા સુ. કહિઉ છઈ કિહાં વરરાજ; એ.
નયણે દેખી તે વરૂ સુ. પછઈ કરૂં એ કાજ એહ સ. ૪૫
નહી વિશ્વાસ અહ્મારડો સુ. નિસુણી લોકની વાણિ એ.
તોહઈ અહ્મે માનિઉં નહી સુ વાત કરી તેણિ તાંણિ એ. ૪૬

---

૧–નેત્ર, નેત્રવડે, નજરોનજર.

૨–યન્ત્ર, કળ. ૩-નૃપ પાસે અને ગુરૂ પાસે.

ધરિ એકાંતે તેડી જઈ સુ. ધન બહુ દીધું સાર એ.
લોભલગિં લાજી પડયા સુ. મેલ્યો વિવાહ અસાર એ. ૪૭
નવિ દેખ્યો તે કુણિં વર ! સુ. ભાષિઉ એ રુવિ સાચ એ.
મરણ જીવણ હવઈ તુહ્મથકી સુ. કામ થયું તે કાચ એ. ૪૮
મૂંકયા ચ્યારઈ ધરિ ગયા સુ. મંત્રી ભૂપ એકંતિ એ.
વાત વિચારઇ જે સુણી સુ. પૂછિયો વાતનો અંત એ. ૪૯
નજરિં કુણિં દેખ્યો નહી, સુ. નહી તાજો એ રોગ એ.
કુમરીઇં વરીઓ અનેરડો સુ. એ સહુ કર્મનો ભોગ એ. ૫૦
પણિ એ ખોટો નરપતિ સુ. ખોટો કરી પ્રપંચ એહ.
અન્ય પુરૂષ પરણાવિયો સુ. પછઇ કીધો એહ સંચ એહ. ૫૧
હવઈ જીહાંલગિ **ચંદની** સુ. લહીઇ સુદ્ધી સુજાંણ એ.
તિહાં લગિ એહનઈ રાખવી સુ. ઇમિ બોલંઇ સુપહાણ એ. ૫૨
તો રાજાઈ તિમ કરીઓ સુ રોકયા માણસ પંચ એ.
બીજા દેશ વોલાવીઆ સુ. કીધો એહવો સંચ એ. ૫૩
[1]**શત્રુકાર** મંડાવીઉ સુ. શુદ્ધિ લેવાનઈ કાજ એ.
**પ્રેમલા** દાન તિહાં દીઇં સુ. આવ્યા પૂછઈ રાજ એ. ૫૪
પડિક્કમણાં બઇં [2]દિવસનાં સુ. નિત દેવપૂજા સાર એ.

---

૧–દાનશાલા ૨–બે. એક સવારમાં, કેટલુંક સૂર્યોદય પહેલાં અને કેટલુંક સૂર્યોદય પછી, એવા સમયમાં. તથા સાંજના કેટલુંક સૂર્ય છતાં અને કેટલુંક સૂર્યાસ્ત પછી તેવા સમયમાં, દિવસના અને રાત્રિના કીધેલાં પાપોથી પાછા હઠવાની ક્રિયા, પ્રાયશ્ચિત આ પ્રતિક્રમણવિધિ પાંચપ્રકારની હોય છે, દેવસિક, રાત્રિક, પાક્ષિક, ચાતુર્માસિક, અને સાંવત્સરિક એટલે દરસાંજે અને સવારે, દર પંદરે દિવસે–દર ચૌદશે, દર ચોમાસાની ચૌદસે–કાર્તિક શુદ ચૌદશ; ફાલ્ગુણ શુદ ચૌદસ; અષાઢ શુદ ચૌદસે, અને દર વર્ષે દર ભાદરવા સુદિ ૪ને દિવસે-અર્થાત્ દર દિવસના, રાતના, પખવાડીયાના, ચારમાસના, અને દર વર્ષના પાપોની માફી ચાચવી, અને અન્ય જીવો સાથે થયેલા વિરોધાદિ ભાવની ક્ષમા ચાહવી તે વિધિ.

જાપ જપઈ 'નવકારનુ' સુ. જેથી હોઈ પાર એ. ૫૫
શાસનદેવી સાંનિધિ કરઈ સુ પૂછઇ **પ્રેમલા** તાસ એ.
કહીઈ નાહ મિલઈ સહી! સુ. વરસ 'સોલે' કરે આશ. એ. ૫૬
તે નૃપતિં સંભલાવિઉં સુ. છતિ છઈ મિલસ્યઈ નાહ એ.
રાજા સુણી સુખ ઉપનું સુ. ટલસ્યઈ મનનો દાહ એ. ૫૭
પ્રેમલા એમ તિહાં રહઈ સુ. કરઈ તે ધરમના કામ એ.
**ચંદ**સરૂપહવઇ સાંભલો સુ. **આભા**નગરી નામ એ. ૫૮
(ઇતિ પ્રેમલાવૃત્તાન્ત.)

## (ચતુર્થાધિકાર–પ્રશસ્તિ.)

### ઢાલ–ચોપાઇ. ૨૪.

સંવત સોળ નવ્યાસીઓ જાણી, આશો શુદિ દશમી ચિન્ત આણી;
શીલ અધિકારિં **ચન્દ** નરેશ, **પ્રેમલાલચ્છી** શીલ વિશેષ. ૫૯
તેહ તણો ચોથો અધિકાર, પૂરણ પુહુતો જનસુખકાર;
શ્રીતપગચ્છમંડણ માહન્ત, **શ્રીહીરવિજય**સૂરીસર સંત! ૬૦
જેહનું લોકોતર સરૂપ, પ્રતિબોધ્યો જેણઈ **અકબર** ભૂપ!
પટ્માસિ સવિ દેશ અમારિ, તીર્થલોક ભય ટાલણહારી. ૬૧
તાસ પટ્ટોધર અધિકો રંગ, **શ્રીવિજયસેન**સૂરીસર ચંગ;
કુમત મતતરૂઅરનો કન્દ, છેદ્યો જેણિં ટાલ્યો ફન્દ. ૬૨
તસપાટિ **શ્રીવિજયતિલક**સૂરીન્દ, દરિશન દિઠઈ પરમાન્દ;
તાસ પટ્ટોધર તેજિ દિણંદ, **શ્રીવિજયાનન્દ**સૂરિ સુરીન્દ. ૬૩
શમદમ લોકોન્તર વયરાગ, દિન દિન જેહનો અધિક સોભાગ;
ગુણ ગાઈ સુરનર નિશિદિસ, માને જેહનિં બહુ અવનીશ. ૬૪
તસ શાસનવાચક શિરરાય, **શ્રીગુરૂમુનિવિજય** ઉવઝઝાય;
તાસ શિષ્ય **દર્શનવિજય** ભણઈ, એટલે પૂરણ સહુઈ સુણઈ. ૬૫

**इति श्रीचन्द्रायणिनामरासे, चतुर्थोधिकारः सम्पूर्णः ४॥–५६६**

# (૫૭-ચમોધકાર–આભાપુરીમાંનો ચન્દવૃત્તાન્ત.)

## પૂર્વઢાલ.

હવઈ પાંચમો અધિકાર કહેવાય, સુણતાં લોક રલીઆયત થાય;
વક્તાવચન જો મોહો હોય, શ્રોતા રીજઈ તો સહુ કોય! ૬૬
**ગુણાવલી** રાણી તે નાહ, પાલઈ પોસઈ પણિ મનિ દાહ;
સાસુસેવા નિત્યઇ કરઈ, જાણઈ એહનું મન કિમ વલઈ. ૬૭
વાત અનેક કહઈ દૃષ્ટાંત, **વીરમતી** નાણઇ મનિ શાંત;
એમ કરતાં હુઓ એક માસ, ચંદ ખબરિ નહી રાજ્ય ઉદાસ. ૬૮
વ્યાપાર સ કેઈ વ્યવહારીઆ, રાજા નહી એમ મનિ હારીયા;
વસ્તુ દ્રવ્ય કાઢઈ પુરથકી, લોકમાંહિ નહીં રૂડા છકી. ૬૯
જે જિમ સમજઈ તે તિમ કહઈ, રાજલોક સુણી દુઃખ લહઈ;
પણિ કો ખબરિ ન લાભઈ પાર, રાય ન દીસઈ કિસ્યો વિચાર. ૭૦
મિલી મહિતા માહજન બહુ લોક, [1]થાનકિ થાનકિ મિલીઆ થોક;
વાત વિવિધ[2]કલપાઇં ઘણી, મૂઓ; ગયો; આ ।નો ધણી. ૭૧
મંત્રી **સુમતિ** વડો જે રાજ, રાજાવિના ચલાવઈ કાજ;
તે પાસઈ સહૂઇં જઈ કહઇં, રાયવિના પુન્દેશ કિમ રહઈ. ૭૨
મંત્રી કહઈ કારણ નહી કિસ્યું, જઈ મ તા પૂછસ્યું તસ્યું;
જેહ સરૂપ હોસેં તે લહી, આવીનઈ તુહ્મ કહસ્યું સહી, ૭૩
તો વલીઆ હૂયા રલીયાતિ, વાત ચલાવઇ બહુ બહુભાતિ;
**સુમતિ** મંત્રી મનિ ચિંતઈ હેવ, **વીરમતીની** જાણઇ ટેવ, ૭૪
તે પાસઇ જે જાવું થાય, તે સાથિ કિમ જાઈ બોલાય;
જો કાંઈ વયણ પરઈ વિરામ, તો તેહનો તે ટાલઈ ઠામ! ૭૫
ઈમ જાણીનઈ નાંમો[1] કરી, ઘરનો ભાર બેટાશિર ધરી;

---

૧–સ્થાનકે સ્થાનકે. ૨–વિવિધ કલ્પના.

૧–નામઉપર, નામું, ખત, પુત્રના નામ ઉપર સઘળું કરી આપવું.

કુટંબ ભલામણ દીધી ઘણી, ચાલ્યો સયલ મંત્રીશર ધણી. ૭૬
કહે, જો વળતો આવું ઘરે, તો અમ જનમ નવો મનિ ધરે;
એમ કહી ચાલ્યા મંત્રીરાય, **વીરમતી** દરબારિ જાય. ૭૭
રહી ઉભો દાસીનઈ કહ્યો, કહો માતા બાલિક ઉભો રહ્યો;
હુકુમ હુઈ તો આવઈ પાસિ, મંત્રી તુમ ચરણે ઉલ્લાસિ. ૭૮
સુણી વયણ તે માતા ભણઈ, કહઈ તુજનિ વહૂ, સસરો ગણઈ,
તો તુજ નામ કોણિ કહેવાય, ઘર તાહરૂં ઇમિ બોલઈ માય. ૭૯
તો મંત્રી ઘરમાંહિં ગયો, ચિહું દિશિ દેખંતો ગહગયો,
દેખી રાણપાસિં ચગ, કુકડપંજર અભિનવ રંગ. ૮૦
વાત સવે મનમાંહિં ધરી, માય પ્રસન્ન શિરનામી કરી;
કહઈ માતા આવો મંત્રીશ, દીઠા સ્યું હુઓ આહી બહુ દીસ. ૮૧
**ગુણાવલી** ઉઠી ઉલવઇં, થઈ ઉકરાંટી રહી સા હવઈ;
મંત્રી કહઈ ઘણા દિન થયા, મિ જાણ્યુ માપાસિં નહી ગયા, ૮૨
તેણિં કારણિ હું આવ્યો આજ, સરસ્યઈ હવઈ સઘલાં કાજ;
બીજું કારણ વલી એક સુણો, તેહ વિરામ અછઈ અતિ ઘણો. ૮૩
જો ! રૂસો તો ન કરૂ વાત, સાચું બોલ્યઇં મિલસઈ ઘાત;
**વીરમતી** કહઈ વર મંત્રીશ, તાહરઈ કહેણઈ નાવઈ રીશ ! ૮૪

**દુહા.**

મંત્રી કહઈ માતા સુણો, માસ એક થયો આજ
નગરલોક દુમનો સવે, કિમ ચાલઈ તે રાજ ? ૮૫
રાજાવિણ સૂનો સવે, સદાઇ સવિ રાજ;
વિણરાજા [1]પરભૂપતિ, લોપઈ સઘલી લાજ ! ૮૬

**ઢાલ. રાગ આસાઉરી. પ્રણમો પ્રેમે સાસય જિનવર;**
**એદેશી. ૨૫**

મંત્રી કહઈ ચંદરાય કિહાં છઈ, તે સહી કહો મુજ માયરે;

---

૧-પર રાજા, પારકા દેશનો ધણી.

જો રાજા તે સભા સોહાવઇ, તો સહુનિં સુખ થાયરે.
મંત્રી કહઇ ચંદરાય કિહાં છઇ. આંકણી ૮૭
અંતેઉરમાંહિ જો હોઈ, રાજા રામતિ[1] મિસ વિલાસરે;
કાજવસિં તુમે કહીં પાઠવીઆ, કઈ કાંઈ ઉપનુ હાસરે. મં. ૮૮
જિહાં હોઈ ત્યાંથી કરો પરગટ, તે ભડકી સુણી વાતરે;
સ્યું બોલ્યો એ તુંરે હરામી! અણુઘટતું એનિ ઘાતરે! મં. ૮૯
મારી પોતઈ મુજ બેટાનિં, રાજ લેવાનિં, લોભાઈરે;
ઉપરિ વાત બનાવઈ એહવી, વયણિં મુજનિ ક્ષોભરે. મં. ૯૦
ન મરે રાજા, મુજથી સાના, એ નહીં માહરૂં કામરે;
જો તુહ્મે કહો તો કિમ મિં માર્યો, વાત એ ઘણો વિરામરે. મં. ૯૧
**વીરમતી** કહઇ સાંભળ મંત્રી, એ દિન પહેલું માસિંરે;
આંધી આવી મેહ અંધારી, માંડિઝુડિ એક રાતિરે. મં. ૯૨
મસ્તકે ટગ થઈ આવી નૃપનિં, ઉઠી સભાથી તામરે;
ઘરિ આવી સગડી કરી તાપી, સૂતો સેજીં સુઠામરે. મં. ૯૩
મધ્યરાત્રિ હુઈ તવ જાગ્યો, સુણી રેતી એક નારરે;
તે અતિ કરૂણાપણું નિસુણીનિં, ઉઠ્યો સજ થઈ સરરે. મં. ૯૪
ખડ્ગ લેઇનિ જિમ તે ચાલઇ, રાણી વાર્યો [2]તામરે;
પલ્લવ ગ્રહી તે કહઈ સામીજી, નહીં તુમારૂં કામરે. મં. ૯૫
નફ્ફર ચાકર કો તેહનિં પ્રેખો, તિમ કરસ્યઈ એ કાજરે;
રાય કહઈ દુઃખ દેખી એહનું, ન કરૂં તો સી લાજરે. મં. ૯૬
રાણી કહઈ પ્રભુ તુમે ન જવાઈ, જો કહો વાર હજારરે;
મોકલું મંત્રી નૃપ કહઈ, [3]જાઇનિઈ, તો મુંકયો ભરતારરે. મં. ૯૭
તેણી વેલા કહઈ તુજ ઘરિ આવ્યો, રાણી કહિઉં પરભાતરે;
જિમવાવેલા નાવ્યો તિહાંથી, ગઈ તે એકજ રાતિરે. મં. ૯૮

---

૧–રમત. સુખચેતમા.
૨-મૂળ પ્રતિમાં "તામણરે" પાઠ છે. ૩-જઇને.

બીજઈ દિન રાણી કહઈ મુજનિં, ઘરિ નહી આવ્યો રાયરે;
મિં કહિયું એ પરધાન આપણો, તસ ઘરિ હોસ્યઈ રાયરે ! મં. ૯૯
તે પણિ જાણુઈ ઘર એ આણું, નહીં કિસ્યો કોઈ વિચારરે;
એમ કહી [1]બહુનઈ મિં સમજાવી, આજ તું પૂછઈ સારરે. મં. ૬૦૦
જાણિઉં તિં એ રાજ બેટાનિં, દેવા કેરઈ કાજરે;
છો છો જાણી મુજ સુત હણિઓ, હવઈ તું બેસીશ રાજરે ! મં. ૧
મંત્રી કહઈ તે અહ્મથી ન થાઈ, કુડો કોપ ન કીજઈ રે;
પ્રસન્ન થઇનિં પ્રગટ કરો તે, લોક જબાપ કિસ્યો દીજઇરે. મં. ૨
વલી મંત્રી કહઈ માતા આ સ્યો, કૂકડો પાંજરિં ઘાલ્યોરે;
કઈ કોઈથી વેચાથી લીધો, કિં ! કહો કિહાંથી ઝાલ્યોરે ! મં. ૩
પંજર હેમતણું એ કચોલાં, કિહાંથી એ પણિ કીધારે;
કઇ કોણિ આપ્યા સીધા કીધાં, કિં ! કોણિં આંણી દીધાંરે. મં. ૪
વલતું **વીરમતી** એમ બોલઈ, રાણી રમવા દીધોરે;
સુંદર દેખી વેચાતો લીધો, પંજર પણિ નવો કીધોરે. મં. ૫
કહઇ મંત્રી નૃપઘરિ જે ખરચઈ, તે સઘલું અહ્મ નાગિરે[2];
એ કાંઈ નામિં નવિ ચડીઉ, ધન એટલું કિહાં પામઇરે. મ. ૬
તો વલતી કહઈ **વીરમતી**, તે તું પૂછઈ સ્યા માટિરે;
સૂખડીદ્રવ્ય ઘણોઈ અહ્મારઈ, કીધું એ તે સાટિરે. મં. ૭
કહઈ પરધાન એ વારૂં કીધુ, કરો પરગટ **ચન્દ્ર**રાયરે;
માયતણી જિમ શોભા વાધઈ, પરજાનઇં સુખ થાયરે. મં. ૮
મિં માર્યો નૃપ તું એમ જાણે, તે સાચું કરી માનરે;
આજથકી રાજા હું જાણે, માનજો માહરી આણરે. મં. ૯

---

૧-બહુને-વહૂને-આ ગ્રન્થમાં "વહૂ" શબ્દને ઠેકાણે "બહુ" શબ્દ વાપરેલા છે. પણ વાંચકોને ઠીક પડે તેથી બન્ને "વહૂ" ફેરવ્યું છે.

૨-અમારા નામામાં. અ-ર્નિ્ હમારે ત્યાં, નૃપઘરે જે જે ખર્ચ થાય તેનું નામું-હિસાબ હોય છે. પણ આનું તો કાંઇ નામુ દેખવામાંજ આવ્યું નથી ! એવો અર્થ છે.

જે નહીં માનઇ માહરી આણા, તેહનો ફેડું ઠામરે;
જો કોઈ લોક નગરથી જાસ્યઈ, તો જોયેં મુજ કામરે. મં. ૧૦
મંત્રી, વારૂ કહી ઈમ ઉઠયો, નિજઘરિ આવ્યો જામરે;
પૂછઈ તેહનિ કહઈ તે મત્રી, એ રાણીનુ કામરે. મં. ૧૧
**વીરમતીની** આણા સઘલઈ ફિરિ, જણ તેહના બેઠારે;
રાજ્ય કરઈ રાણી તે જાણી, ઘર ભૂપતિ ચર[1] પઇઠારે. મં. ૧૨
જોઈ રાણી રાજ્ય કરઈ તે, નિજ નૃપનિં જઈ ભાખઇરે,
આપણા છતાં તે રાજ્ય દેશનું, રાંડ સરિખી રાખઇરે. મં. ૧૩
વરસ ત્રણ થયાં એમજ કરતાં, ચંદન થાવો થાયરે;
**હેમરથ** રાય સબલ બલ બાંધઈ, **હેમાલાનો**[2] રાયરે. મં. ૧૪

દૂહા.

**ગુણાવલી** મંત્રીપ્રતિ, તેડાવી એકંત
રાયસરૂપ સવિ વિનવઈ, ભલુ કરઈ ભગવંત. ૧૫
દેઈ દિલાસો તેહનિ. મંત્રી બેઠો ઠાય,
**વીરમતી** રાજાપરિં, પાલઈ રાજ્ય સુખાય ૧૬
**હેમરથ** રાય ચાલઈ જીસ્યઈ, **આજ્ઞા** ભણિ અભિમાનિ,
તસ પ્રધાંન કહઈ નૃપ સુણો,[3]પત્યયુદ્ધ નહી માનિ. ૧૭
દૂત પઠાવો આપણો, જો નવિ માનઈ આણ,
તો પછિં ઝુઝ[4] કરી સહી, [તેહને મનાવો આણ.] ૧૮
વાંચી **વીરમતી** કહઇ, લેઇ આવ્યા તે દૂત,
કહઇ તે આંણિ અમ્હ નૃપતણી, માની રાખો સૂત. ૧૯
દૂત ભણઈ સ્વામિની સુણો, સબલો **હેમરથ** ભૂપ;

૧–પરરાજ્યના ખેપીઆ. એલચી. ઘર·ભૂપતિ–અર્થાત્ ભૂપતિના ઘરમાં, ચન્દના રાજ્યમા. ૨–હિમાલયનો.

૩–યુદ્ધ વિશેષ. પત્તિ શબ્દ ઉપરથી હોય એમ સંભવ જણાય છે. અથવા તો પત્તિ, વગર જણાવે ગમન કરીને યુદ્ધ કરવું એ માનનીય નથી એમ હોવુ જોઈએ. ૪–યુદ્ધ.

સેવ્યો સંપત્તિ તે દીઈ, રૂઠ્યો અતિહિં વિરૂપ. ૨૦
રાણી સુણી કોપિં ચઢીઈ, ધણુ સીંચી આગે;
કહઇ, કહેજે તુજ ભૂપનિં, આવી મુજ પાય લાગે. ૨૧
જો તું વાંછઈ જીવવા, તો માનઈ મુજ આંણુ;
લેઇ સેટિ આવી મિલે, નહીતો કરજે ઠાંણુ. ૨૨

**ઢાલ—રાગ ગોડી, દેશી ઉલાલાની. ૨૬**

તે વયણ સુણીનિં, દૂત ચાલ્યો તતકાલ,
**હેમાલઇ** પુહુતો જઇ, ભેટિઓ ભૂપાલ;
સવિ વાત કહી તે **વીરમતી**ની વાણી,
નિસુંણી ઉદકીઓ નારી અબલા જાણી. ૨૩
જિમ અગનિસંયોગિં લૂણ ઉછલઇ, એમ,
રાજા **હેમરથ** ઉછલીઓ વલી તેમ;
કરી કટક સજાઈ હયગય ગયરથ પાખરીઆ,
બહુ ઝુઝ સજાઇ ભાર તે ભરીઆ. ૨૪
બહુ ખેહાડંબર સૂર આસે છા,
ભૂતલિ તિલ પડવા માગ નહી અવગાર્યાં;
ચતુરંગિણી સેના પ્રબલ બલિં મદ માચઇ,
દેશ પૂરવ સંધિ આવી સુભટ નાચઇ. ૨૫
તે ખબરિ, **સુમતિ**નિં આવી વેગિં પહૂત,
જઇ રાણી જણાવિઉ સ્વામિની આવ્યો દૂત;
તેણે વાત કહી જે આવિઓ **હેમરથ** રાય,
હવઇ આણ દીઓ તે કરીઇં તેહ ઉપાય. ૨૬
રાણી કહઇ મંત્રી કરિ બહુ કટકસજાઇ,
ઝુઝો જઇ તેહસ્યું, વેગિં જાઓ ધાઈ;
પાછલથી પૂંઠઇં મોકલીશ કટક અનંત,
તુજ સાહાજિ કરસ્યઇ દેવતા બહોત એકંત. ૨૭

તે મંત્રી ચાલ્યો લેઇ કટક બહુ પૂર,
તિહાં મંત્રી **સુમતિ**નું વાધ્યું અધિકું નૂર;
બિહું કટક મિલ્યા તે અણીઈ અણી અપાર,
તે કટકતણો નવિ લાભઇ કોઇ પાર. ૨૮
વલી **વીરમતીઈ** આરાધ્યા દેવ બહૂત,
તે જઈ આકાશિ વેગિ તિહાં પહૂત;
બિહું બલ સબલાં તે ઝૂઝઇ ઝૂઝ અનેક,
ન દીઇ પગ પાછો એકથકી તે એક. ૨૯

## દુહા

દર્શન દેખી સુમતિનું, ચમકયો **હેમરથ** ભૂપ;
પ્રબલ પ્રતાપી એ સહી, દીસઈ તેજ સરૂપ. ૩૦
થાઓ મન માનઇ તિમ હવઈ, પાછા પગ ન દેવાય,
જીતિં જશ જેહનો હોસઇ, તે તસ લાગસઇ પાય. ૩૧

## ઢાલ. રાગ આસા રી. દેશી વેલિની ચાલે. ૨૭

ચાલિ ઝૂઝઇ કટક સબલ ઉદ્ધત ઉદ્ધતમત માતંગ,
માહો માહિં ભડઈ તે અધિકા અધિકા વાધઈ રંગ;
તીરિં તીર; કૃપાણિં કૃપાણ; કુંતા કુંતી ભાર,
અસવારિં અસવાર; રથિં રથ; એમ જૂજંઇ યોદ્ધાર. ૩૨
એક હક્કાર કરઈ અતિ અધિકા મારીશ કઇ જા ભાગી
એક કહઇ કાં મરઇરે, અરૂઇ કુણ પન્હોતી લાગી;
એક કહઈ અહ્મ સામી સબલો તુ અહી નહી શોભાય;
એક ભણઇ અહ્મ રાણી આગલિ, તાહરો સાહિબ વાય ૩૩
એક કહઇરે મુખિ લીઇ તરણું જો જીવતો જાય;
માત-પિતા-બાંધવ-નારીનઇ, જીવતો મિલિજઇ ભાય;
એક નાચઇ માચઈ એક કૂદઈ એક એક સુભટ બોલાવઇ;
જો બલ તુજમાં હોઇ કાંઈ તો, કાં ન ભડવા આવઈ. ૩૪

એક કહઇરે રાણીજાયા જો ખાધી માઇ સૂંહિ;
તો ઉભો તું કિસ્યું વિમાસઇ હાથિ ધરીનેં મૂંહિ;
એક કહઈ રે જો નારીનઇ અહવા તન તું કામઈં;
તો તું જા અહી મરહી સઉ, તો શસ્ત્રિં કાં દુ;ખ પામઈં. ૩૫
સુભટઇ સુભટ ઠકારઇં હક્કારઈ એક એકનિં મારઇ,
લડસડતા પડતા તે સઘલા કામ અપણાં સમારઇ;
ખડગ નચાવઇ એક કરિં ઉભો એક બાકરી વજાઈ.
એક મૂંકઇ હાથીપરિ સારસી એક વાજીત્ર વજાવઇ. ૩૬
ઇમ અનેક પરિ ઝુઝ કરંતા હૂઆ તે પટ માસ,
**હેમરથ**રાયતણું બલ પાછા પગ દેવાનિં આસ;
કહિં **હેમરથ** મંત્રીનિં, એહ અસંભમ દીસઇ,
રાંડીરાંડતણું બલ સબલું નિજ સુભટ ભાગી રીસઇ. ૩૭
મંત્રી કહઇ નૃપ! દેવતણું બલ, એહનિં અધિકું આજ;
તે નૃપ કહઇ ન જરા જય, અધિકારી સુર તેડો રહઇ લાજ;
તે સુર આરાધ્યા તિહાં આવઈ, સાહમા બેહુ સંજોડા.
દેવિં દેવનિં, માણસિં માણસ, ઝુઝઇ ઝુઝે બઇં જોડા. ૩૮
રણ ઝુઝતા સુભટ ભડંતા એકઈ કો નવિ હારઇ;
નિજ સામીના ગુણ બોલંતા એક એકનિં પચારઈં;
**વીરમતી**;સુર તેડી પૂછઇ નવિ જીતાય કાંય,
સુર કહઇ બિહુદલ સબલાં, દીસઇં ઘણાં નૃપસ્યું યુદ્ધ થાય, ૩૯
રાણી કહઇ છલકપટ પ્રપચઇં જે તે કરી ઉપાય,
રાજા **હેમરથ** બાંધી આણો જિમ જય આપણો થાય;
સુર, રાણીનું વયણ સુણીનઈ વેગિં તિહાં કણિ જાય,
**હેમરથ** રાયના કટકમાં જઇનઈ, સિંહનાદ પૂરાય. ૪૦
તવ તે નૃપનું, વયણ સુણીનઈ દહ દિસિ નાઠું ત્રાઠું,
**વીરમતી**નઇ મત્રીઇ આવી મનકું કરી કાઠું;
પૂછઈ ધરીનઇ બાંધ્યુ રાજા **હેમરથ** રાયનિં રીશે,

**વીરમતી**નઇ આગલિ મુકયો પુહુતી મનહ જગીશે. ૪૧
**વીરમતી** કહઇ, કહો હવઇ રાજન માનવી કેહની આણ?
**હેમાલાનો** રાજા બોલઇ જીત્યા જેણિં જાણ;
રાણી ભણઇ જો જીવતણી હોઇ રાજા તુહ્મનઈ આશ,
કહણ કરો તો જે અહ્મે બોલું તે આણી વિસાસ. ૪૨
દેશ તુહ્મારે, આણિ અહ્મારી, સેવા કરવી સારી,
કઇ આપે, કઈ ભેટઇ નિત્યંઈં પેસકસી એ સંભારી;
વરસિ લાખ સોનઇઆ ત્રિણિ તે આપિં પહોતા કરવા,
તો છૂટો હવઇ સહી ઇહાથી જો એ બોલ મનિ ધરવા. ૪૩
કહણ કર્યું અંગી તેણઈ સઘલું ધરી રાણીની આણ,
રાજઋદ્ધિ સવિ દેશ પોતાનો રાખી કરિઉં મંડાણ;
સીમાડાના રાજા સવિ બીહના, આવી સેવા સારઇ;
જો એહની આણા નહીં માનીઈ તો એ સહી હવઇ મારઈ! ૪૪
ઇમ રાણીઇ આણિ મનાવી નિ:કંટક કરઇ રાજ,
દેશ વિદેશિં મોટા મહીપતિ તિહાં પણિ વાધી લાજ;
**સિંહરથ** સુતનિં ચાકરી થાપી ચાલઇ **હેમરથરાય;**
**વીરમતી**ની આણા લેઈ આવીશ હું વલી માય! ૪૫

**દુહા.**

પૂરવ-**હેમાલા**તણું, દેશ બિહુંનું રાજ;
[1]અવરરા સેવા કરઇ, **વીરમતી**ના તાજ. ૪૬
દિન કેતા ઇમ વોલીઆ, વરસ હવા જવ સાત,
આગલિ વાત હુઈ જે કે, તે સુણજો અવદાત. ૪૭

**ઢાલ. રાગ કાફી ૨૮**

નાટકીઆ પરદેશનારે લાલ, દક્ષ તે **શિવકુમાર** રંગીલે!

૧–બીજા રાજાઓ.

આપસમાન કલા ભર્યેરિ લાલ, પાંચસિંતણો પરિવાર રંગીલે૦
નાટકીઆ પરદેશનારે લાલ. આંકણી૦ ૪૮
સકલ કલાની વેલડીરે લાલ, બેટી ગુણભંડારરે રંગીલે;
સવિ પંખીભાષા કલઇરે[1] લાલ, **શિવમાલા** સુખકાર રં૦ ના૦ ૪૯
થંભમૂલિં સા નાટકીરે લાલ, રહી પૂરઈ સ્વર સાર; રં૦
તો નાટિકરસ ઉપજઇરે લાલ, આઇ તે બાલકુઆર રં૦ ના૦ ૫૦
ચાકરજન સાથિં બહુરે લાલ, રમતો દેશ–વિદેશ; રં૦
ધન પામઈ આદર બહુરે લાલ, માનઇ મોટા નરેશ રં૦ ના૦ ૫૧
રમતા રમતા આવીઆરે લાલ, **આભાપુરી** અહિ ઠાણ રં૦
મંત્રી **સુમતિનિં** જઇ મિલ્યારે લા૦ **ચંદ**તણો પરધાન રં૦ ના૦ ૫૨
**સુમતિ** કહઈ ભોજન લીઓરે લા૦ જે જોઇયઇતે સાર રં૦
કહે નાટિકીઆ વિણ રમઇરે લા૦ ન કરૂં ભોજન ભાર રં૦ ના૦ ૫૩
મંત્રી કહઇ નૃપ નહી ઘરિરે લા૦ નૃપ તે સભાસિણગાર રં૦
કુંણ રમાડઇ તે વિનારે લા૦ **સુમતિ** કહ્યો એ વિચાર રં૦ ના૦ ૫૪
નાટકીઆ અણમાનીઆરે લા૦ જાતા દિઈ બહુ ગાલ રં૦
**વીરમતી**–દાસી સુણઇરે લા૦ ગામનિં ગરઢા બાલ રં૦ ના૦ ૫૫
રાણીપ્રતિં દાસી ભણઇરે લા૦ સુણીઆ વયણ તે જેમ રં૦
રાણી, મંત્રી તેડાવીઓરે લા૦ નાટકીઆ કાં એમ? રં૦ ના૦ ૫૬
મંત્રી ભણઈ સામિની સુણિઈરે લા૦ તુમે સભા કિમ થાય રં૦
કુંણ રમાડઇ તેહનિરે લા૦ ભોજન દીધું ન ખાય રં૦ ના૦ ૫૭
**વીરમતી** રાણી ભણઇરે લા૦ જા તે પાછા વાલિ રં૦
હું બેસી રમાડું તેહનિંરે લા૦ ગામ ઉતારૂં ગાલિ રં૦ ના૦ ૫૮
**સુમતિં** જઇ તે તેડીઆરે લા૦ નાટકીઆનો સાથ રં૦
રમવાકાજિં ગહગહ્યારે લા૦ મંત્રી તું અભનાથ! રં૦ ના૦ ૫૯
બાઇઅર આગલિ કિમ રમુરે લા૦ મંત્રી કહઇ સુણો વાત રં૦

1–કલે, જાણે.

અવસર જોઈ બોલીઇરે લા૦ રાય તો ચંદ્ર વિખ્યાત રં૦ ના૦ ૬૦
નાટકીઆ માન્યા સવેરે લા૦ પરઠયો દિવસ સુજાણ રં૦
રાજલોક સહુઈ મિલ્યારે લા૦ માહાજન બહુ મંડાણ રં૦ ના૦ ૬૧

## દુહા.

નાટકીઆ હરખિત થયા, આવ્યા રમવાકાજ;
કરી પ્રણિપતિ મધુરૂં વદઇ, ચિરંજીવો મહારાજ.! ૬૨
ઢિંગ ઢિંગ ઢોલ દેઇ કરી, મેલી સભા તેણિવાર;
ભુંગલ તાલ મૃદંગનો, વાજઇ શબ્દ ઉદાર. ૬૩
રાગ આલાપઈ ધુનિ કરી, શિવમાલા 'શ્રીરાગ';
ગણેશ શબ્દ સંગીતમાં, પ્રથમ હોઈ મહારાજ. ૬૪

## ઢાલ. દેશી વિવા લાની. ૨૯

હેમરથસુત તિહાં આવીઓ, આવ્યા સીમડારાયરે;
સભા જડી તિહાં અતિ ઘણી, સહુ મનિ અધિક ઉચ્છાહરે. ૬૫
બીજી ભુંઈ સભામડપિં, સુંદર નવલખા ગોખરે,
મોતી જડિત વર ચંદુઆ, હેમ સચિત્ર આલેખરે ૬૬
આવી વીરમતી તિહાં, બઈસઇ હર્ષિત ચિત્તરે;
તતક્ષિણ રાણી ગુણાવલી, સાસૂને પૂછઇ પવિત્તરે ૬૭
આંણિ હોઇ બાઇ તુહ્મતણી, તો હું દેખવા ચાહુંરે;
પંજરિ પાસિં કુકડો લઈ, જોઇ નિજ ધરિ જાઉરે. ૬૮
સાસૂ--આણ લહી તદા ગોખઈ, ગઇ બીજે તે ઓલિરે;
નિ પણિ તિમ સિણગારીઓ, આવી બેઠી તિહાં ટોલિરે. ૬૯
નાટકીઆ હરખિત સવે, રમવા કરઇ સજાઇરે;
રોપી થભ અતિ ઉંચો, સરગસ્યું કરઈ વડાઇરે. ૭૦
ચિહુ દિશિં દોર તે જોરસ્યું, દૂરિ બાંધીઆ તાણીરે,
મુખિ મધુરવયણે કરી, ગાયે આયત આણીરે. ૭૧
સાજ કર્યો સવિ નાચનો, વાચનો કરે વિલાસરે;

નવરસ દાખઇ નાચતાં, માચતાં આવઇ એ હાસરે. ૭૨
કહઇ સભાહુંસ હોઇ જો, તે કહો નાટિક કીજઇરે;
**ભરત**નાટિક અહ્મ જાણું, **રામ રાવણ**નું લહીજઇરે. ૭૩
**નલ;કૂઅર; ૧વદંતી**યકેરૂં, રંગિં રમીજઇરે;
લંખમંખકલા સવિ લહું, સંગીતભેદ કહીજઇરે. ૭૪
એમ અનેક નાટિકકલા, રમી જાણું અતિ રંગિરે,
વલતું **વીરમતી** કહઇ, રંજઈ સભા જેણિં સંગિરે, ૭૫
તે નાટિક તુહ્મે નાચો, જિમ લહો દાન પ્રધાનરે;
સુણી આદેશ તેણિં માંડીઓ, નાટિક તાંન સમાનરે. ૭૬
કુમરી **શિવમાલા** તિહાં આવિ, થંભ તલિં તે ઉભીરે;
પૂરેં સરતિ સુરગિં, ચંગિં નાટિક શોભીરે. ૭૭
લોક કહઈ તસ વાતડી, એ લહઈ તિરયંચભાષારે;
વાત જાણુંઈ તે કૂકડો, મનિ ધરિ અમૃત શાખારે. ૭૮
ચિહુ દિસિં દોરિં ચડી, મુખિ વડી વાત બોલંતારે;
એક એક સાહમા મિલઇ, નવિ ભલઈ એક રોલંતારે. ૭૯
યમક શમક સવિ વાજાં, વાજઈ શબદ મિલંતારે;
ગાનતાન સવિ માનસ્યું, નાટક જામિઉં નાચંતારે. ૮૦
**શિવકુમારી** તવ હરષિત, કીરતિ **ચંદની** બોલઇરે;
મનિ જાણિઉં એ ચંદની માતા, સુત નામિં ખોલઇરે. ૮૧
નિઃસુણી સા ડંસીલી, હઇયિડઇ રાખ્યો ડંસરે;
જો એણિં **ચ**દકીરતિ કરી, તો ન દિઓ દાનનો અંશરે. ૮૨
નાટિક રંગિં દેખંતાં, રંજ્યો સભા સહુ લોકરે;
જાણુંઇ જો રાણી દીઇ, તો હોવઇ દાનનો થોકરે. ૮૩
નિસુણી કીરતિ કૂકડઇ, મનિ જાણિઉં એ નવિ આપઇરે;
કીરતિકાંસુ રખે હોઇ, એહવું નિજ મનિ થાપઇરે. ૮૪
હું ! તિરયંચ એણીઈ કર્યો, જીવતો સ્યોએ અવતારરે;

મરણ આગમી તેણઇ વાંચસ્યું, નાંખ્યું કચોલું એ સારરે. ૮૫
દાન પડયું સહુ દેખીઅ હરખીઆ, ધન બહુલુ કુણિ નાખઇરે;
મુદ્રાહાર નિં લૂગડાં નાણું, રોક[કેઇ] અલેખઇરે. ૮૬
નટ તે કોટિધ્વજ થયા, કીરતિ **ચદની** બોલઇરે;
તો રાણી કહઈ પહલું કુણિં, દીઉં દાનચ ભોલઇરે, ૮૭
પણિ કોઇ નવિ સમજઇ, સમજ્યું તેણિં નવિ ભાખ્યુંરે;
**વીરમતી** કહઇ પહલું કુણિં? મુજવિના દાન એહ નાખ્યુંરે. ૮૮
તો હવઇ હુંઅ રમાડુ એને, આપું દાન બહુ મ નેરે;
વલી નાટકીઆ, [1]કહ્યે દિન આવ્યા, રમવાનઈ થાનેંરે. ૮૯
સભા સહુ વલી તિમ જડી, નાટકી નાચઈ રંગઈરે;
વિવિધ ભેદ નાટિકતણા, ઉલટ આંણીઅ અંગિરે. ૯૦
સભા સહુ હરખિત થઇ, રાણી દાન વન[2]આપઇરે;
નટ કીરતિ કરઈ **ચદની**, તે રાણીય ઉથાવઇ રે. ૯૧
તો વલી બીજું કચોલું, કુકડો ચાંચસ્યું નાંખઈ રે;
**વીરમતી**ઇ દેખીઉં, રોખિં, કઠિણ બહુ ભાખઈ રે. ૯૨
વાંછઈ તું હજી કીરતિ પાપી, ન વલી એ લાજરે;
તો હવઇ આપ્યાના ફલ ભોગવિ, વાંછઈ વલી રાજરે! ૯૩
એમ કહી રીશઇ ધડહડતી, લડથડી ઉઠી જામરે;
લેઈ છૂરો મારણ ધસી, દેખી **ગુણાવલી** તામરે. ૯૪
પંજર હઇયિડા આગલિ ધરી, ઉપરિ પડી તે રાણીરે;
**વીરમતી** તે મારવા ઉઠી, મંત્રીઇ જાણીરે. ૯૫
હૂઓ અતિહિ કોલાહલ, સહૂઇ ધાઇનિં આવઇ રે;
સાહીનઇ અલગી કરઇ, એસ્યું તુહ્મ કરિઉં ફાવઇ રે. ૯૬

---

૧–કહી રાખેલા દિવસે, મુકરર કરેલા દિને

૨–વિના. અર્થાત્ આગળની માફક સભા તો રાણીના દાન આપ્યા વિના પણ હરખીત થઈ. અર્થાત્ રાણીએ આ વખતે પણ દાન આપ્યુ નહિ.

એતલઇં બોલ્યો કૂકડો, **શિવમાલા**નઇ જણાવઈ રે;
મુજ માગી લ્યો એહથકી, નિજ તાતનઈસંભલાવઇ રે. ૯૭
તવ તે નાટકિં રીજવી, **વીરમતી** કન્હઈ માગઇ રે;
સ્વામિની દાન તુમ્હારડુ, આપો માગુ તે લાગઇરે. ૯૮
રાણી રીઝી મુખિ કહઇ, જે માગઇ તેહ આપુંરે.
તો નટ માગઇ કૂકડો, એસ્યું દાલિદ્ર કાપુંરે. ૯૯
કહઇ તે તાહરી દોલતંઇ, સોવન બહુ કોડિ પામ્યા રે;
એકજ એહ મનોરથ પૂરવો, જેણઇ કારણિ અહ્મે ધાયારે. ૭૦૦
બોલિં બંધાણી આપઇ [1]નટુઆનિં તેહ પ્રાણીરે;
નિસુણી **ગુણાવલી** ના ભણઇં, પતીવિરહો મનિ આણીરે. ૧
મંત્રી તેડી પૂછિઉં તત્ર તે કૂકડો ભાષઇરે;
અક્ષર લિખી સંત લાવઇ, એ આગલિ કુણ રાખઇરે. ૨
એહ નેટિ[2] મુજનિં મારઈ, તવ કહો કુણ ઉગારઇરે;
જો જીવતા ઉગરઇ તો, મંગલીક બહુ સારઇરે. ૩
તે મારિં મુજ આપો, નાટકીઆનઇ નિરધારરે;
મુજ મન માન્યું એ સાથિં, બીજો મ કરો વિચારરે. ૪
મંત્રી રાણીનઇ કહઇં, રાણીમન નવિ માનઇરે;
મુજનિ એહ આલંબન, દિન જાઇ એ ધ્યાનઇરે. ૫
એ નટ સાચવી સ્યું લહઇ, અંતરંગ નહી કિસ્યો મોહરે;
રાગવિના સ્યું જાલવઇ, અહી છતઇ મુજનઇં છઇ શોહરે. ૬
કહઈ નટ જિમ કુલદેવતા, તિમ અહ્મે એહ આરાધુંરે;
પાલખી આગલિ એહની, વિદ્યાગુરૂપરિં સાધુંરે. ૭
જીહાં નાચું તિહાં પહેલુ, નાટિક કરૂં એહ [3]આગિંરે.
× × + × ૮
જીવપરિં અહ્મે જાલવું, એહનિં વિઘ્ન ન કોયરે;
મંત્રી, કૂકડ[4]-રૂચિ લહી, [5]આપિ રાણીય રોયરે. ૯

૧-નટને. ૨-નિત્ય, રોજ. ૩-દ્વિતીય પાઠે "એહ આણું રે"
૪-કૂકડાની મરજી, નાટકીઆ સાથે જવાની ઇચ્છા. ૫-આપે.

દુ:ખ ભરિ હઇયડું ડસડસઈ, મુખિ બોલિઉં નવિ જાયરે;
નટુઆનઈ તે કૂકડો આપઈ, મરણસમ [પણ] થાઇરે. ૧૦
નટ પહોતા ઉતારઇ, વારઇ મંત્રીય રોતીરે;
કરઈ વિલાપ તે આકલી, પતિ ગયો વાટ તે જોતીરે. ૧૧
વયણ સુણી તે દુ:ખનાં, નિસુણઇં તે પણિ રૂયઇરે;
તસ દુ:ખ પાર ન પામીયઇ, જાણઈ જ્ઞાનીય જૂયઇરે ! ૧૨

**વસ્તુછંદ—**

માય પભણઇ પભણઇ, બિહું મારેસિ મંત્રી સહુ આવી મિલ્યું,
કહઇ વાત એ ન હુઇ કહીઇ, ખલક ફિરી તવ દોહિલું;
નટ કહઈ વર માતલ હીઈ, મંત્રી કહઇ માય દીજીઇ, મૂયો
ગયો એ સમાન,
**ગુણાવલી** સમજઇ નહીં, એ કિમ થાઇ દાન દાન. ૧૩
મંત્રી નિસુણો નિસુણો, એક તુમરાય, કીધો એણીયઇં કૂકડો,
આપિ એ સહું રાજકાજિં,
એ હું કિમ આપું સહી, અવર કવણ આધાર રાજિં !
મુજ દિન કિમ જાઇ પ્રભુ ! મંત્રી કહઈ સુણી વાત;
આપિ રગ કીજઇ નહી, નહીતર કરસ્યઇ ઘાત ઘાત ! ૧૪

**દુહા.**

**ગુણાવલી**વયણે વલીં, મંત્રી તેડી નાટ;
દીઇ ભલામણિ અતિ ઘણી, એક અછઇ ઉચાટ. ૧૫

**ઢાલ. રાગ ગોડી. દેશી ઉલાની. ૩૦**

કહઇ મંત્રી નિસુણો, નટનાયક સુવિચાર;
એ **ચંદ** નરેસર, **આ** પુરીસિણગાર
કોઇક કરમનઈ કારણિ, કૂકડાપણું પામેય;
તે નિમિત્ત એ માના, રાણી કહઈ ન દેય. ૧૬
ભય ઘણો એહવાનિ, જીવ ઘણાનો જોય;
યતનિં સાચવજો, કરજો યતન સહૂ કોય.

પણિ પ્રગટ ન કરસ્યો, **ચંદ** નરેસર નામ;
મોટાનઇ વયરી, હોઈ ઠામો ઠામ. ૧૭
ચુણ દેજો સંભાલી, કરજો સાર સંભાલ,
તવ કહઈ નાટકીઆ, જાણ્યો **ચંદ** ભૂઆલ.
**શિવમાલા** પુત્રી, જાણઇ એહની ભાષા,
કહઇસ્યઇ તિમ કરસ્યું, એહનિં લીલવિલાસા. ૧૮
વલી દીઈ ભલામણિ, **ગુણાવલી** ગુણગેહ;
સુણ સહી! જનમાંતર, એહનિં તુહ્મસ્યું સનેહ;
કોઇ પાસિ ન જાઇ, મુજથી અલગા લગાર;
તે આપિ કહીનઇ, હું મૂંકી નિરધાર! ૧૯
તુહ્મ પાસિં આવ્યા તો, તુહ્મનિં ભલું થાઓ;
વલી ભમતા ભૂતલિ, એણઇં નગરિં ફિર આઓ.
હેમ કોડિ [1]સવાનો, હાર ઉતારી આપ્યો;
બીજું ધન બહુલું આપી, [તસ્ય] દાલિદ્ર કાપ્યો. ૨૦
કહઇ તુહ્મે સાચવજો, જોઇઇતે વલી માગો;
કહઇ નટ સુણો સામિની, કોડી બહુત ધન લાગો.
અહ્મે એહ પ્રસાદિં, કોટિધ્વજપણું પામ્યું;
અહ્મ જીવથી અધિકો, એમ કહી શિર નામ્યું. ૨૧
કરિ લેઈ [2]નાહ પંખિં; કહઈ, પ્રભુ! તુમ મન માન્યુ,
તો મિંસ્યું ચાલઈ, મુજ મન માન્યું અમાન્યું!
મુજ ગતિ શી! હોસ્યઈ, કુણ સંદેશો;
તુમ તો પ્રભુ નિત નિત જોસ્યો, નવનવા દેશો. ૨૨
પ્રભુ મુજનિં વલી તુમ્હો, ફિરિ મિલસ્યો જવ આવી;
તિવારિં મિં દેહની, સાર સંભાલ કરેવી.

---

૧–સવાક્રોડ સોનૈયાનો.

૨–ગુણાવલી પોતાના પંખીનાથને હાથમાં લઇને કહે છે કે, ત
માન્યું તો મ્હારૂં માન્યું અમાન્યું હોય તો પણ મિં-મ્હારૂં શ

વરભોજન વારૂ શાક, સવાદિં જમેસ્યું;[1]
પ્રભુનું મુખ દેખી, સહિઅરસ્યું[2] રંગિ રમેસ્યું. ૨૩
મેવા મિઠાઇ સૂખડી, શાકસવાદ;
ફલ ફૂલ તિવારિં, પ્રભુનો સુણસ્યું સાદ !
તુમ વિરહઇંકરી પ્રભુ ! અણગમતા અનપાન;
અહનિશિ મુજમનિ પ્રભુ ! એકજ તાહરૂં ધ્યાન. ૨૪
મિં ઇહાં ન રહેવાય, પ્રભુવિના ઘડીમાત્ર,
હું સાથિં આવીશ, કરીશ બહુ હું યાત્ર.
મંત્રી કહઈ રાણી ! એમ ન દીસઇ રૂડું;
નાટકીયા સાથિ જાતાં, જન કહઈ કૂડું. ૨૫
કૂકડઈ એ કહિઉ તો, એહનિં હાથઈ આપો,
પણિ નવિ મોકલાઇ તુહ્મનિં, મન થિર થાપો.
હવઇ એ નાટકીઆ, આવઈ દિન દિન જાઇં;
આદેશ દિઓ હવઇ, મન માંનઇ તિહાં જાઈ. ૨૬

## દૂહા—સોરઠી.

મંત્રીકહણિં કૂકડો, આપ્યો ફિરિ સંભાલ;
રોતી રડતી એમ કહઇ, સામી કરે સંભાલ. ૨૭
જાતાંતણો જુહાર, વલતાંતણાં વધામણાં;
દૈવતણો વિવહાર, મિલીઇ જો મરીઈ નહી. ૨૮
એમ કહી આંસૂ અતિ ઝરઈ, અનઈ ભીંજઈ સઘલું દેહ;
ગદગદ[1]સરિં વલાવાનઈ, સામી ! એ સ્યો નેહ ! ૨૯
પાણી [2]પાપણિ છેહ, આવ્યાનું અચરિજ કિસ્યું !
તો હું જાણુત નેહ, જો લોહી આવત લોયણે! ૩૦
છાતી ભીતરિ દવ બલઈ, [3]ધૂઆ ન પરગટ હોય;

---

૧–જમશું. ૨–સખીઓથી.
૧–સ્વરે ૨–પાંપણ ઉપર. ૩–ધૂમાડો.

કઈ! મન જાણે આપણો, કિં જિણિ લાયા સોય. ૩૧
સર્જન ચાલ્યા હે! સહી! ઉતરીઆ ડુંગર પર્જ્જ.
આ ૪'નવબારી' નગરી વસઇ, પણિ, મું મન ઉજડ ૫અર્જ્જ. ૩૨
વાહલાંતણા વિયોગડઈ, જે દુઃખ હયડઈ હોય;
કઇ! મન જાણે આપણું, કઈ વલી જાંણઈ સોય. ૩૩
એમ અનેક પરિ વિલવતી, મૂરછાણિ તે જાણી;
સહીએ સજ્જ કરી વલી, બોલઈ અહવી વાણી. ૩૪
સહિઅર કહઈ સામિની સુણો, નેહતણા ફલ એહ;
થોડઈ કીધઇ દુઃખ ઘણાં, અવિહડનો નહીં છેહ. ૩૫
કોઇ સાથિં કીધો નહીં, નેહ તિહાં સુખ જોય;
જે જન નેહિં વેધીઓ, જીવઈ દુંખિં જગિ સોય. ૩૬

**ઢાલ. રાગ કેદારો. જીવનજી બોલ દીજીયેંજી, એ દેશી. ૩૧**

રાણી **ગુણાવલી** વિલપતીજી, નિજ અવગુણ સંભારી;
અરે તું પાપી આતમાજી, દુઃખકારણિ જો વિચારી. ૩૭
પ્રભુજી! કરજો માહરી સાર, તુહ્મવિણ હું નિરધાર; આંકણી
પ્રભુજી! તુહ્મે જીવન આધાર, સાહિબજી! કરજો માહરીસાર. પ્રભુ. ૩૮
ખાવા પીવા પહિરવાજી, તુમવિણ કુણ દાતાર;
પ્રભુવિણ મંદિર ન શોભીઇજી, કરતાં સવિ સિણગાર. પ્રભુ. ૩૯
આઠ પુહુરએ મુજતણુંજી, અવલંબન એક ચિત્ત;
તિણેં દિન જાતો ન જાણતીજી, પ્રભુમુખ દેખતી નિત્ત. પ્રભુ. ૪૦
દિન કિમ જાસ્યઈ પ્રભુવિનાજી, વયરણિ થાસ્યઇરે રાતિ;
પ્રભુવિણ મનની વાતડીજી, કુણ સુણસ્યઇ દિન રાતિરે. પ્રભુ• ૪૧
મુજ હેતિં પ્રભુજી કૂકડોજી, પામ્યો દુઃખ-અપાર;
તે કારણ મનમાં ધરીજી, કીધો એહ વિચાર. પ્રભુ૦ ૪૨

---

૪-નવકોટ, દરવાજા વાળી. ૫-આજ.

મુજ મન પ્રભુગુણ વેધીઓજી, પ્રભુગુણ દેખી નાટ;
હુઈ હું અલખામણીજી, તેણઈ તુહ્મે ચાલ્યાં વાટ. પ્રભુ૦ ૪૩
[1]સખરી સેજી તલાઇયાંજી, ફુલ વિછાઈ તેહ;
સૂતાં સુખભરિ સેજડીજી, મુઝસ્યું ધરતા નેહ! પ્રભુ૦ ૪૪
પાન સમારી બીડલીજી, થાતી લવિંગ કપૂર;
હાથે ધરી હુ આપતીજી, પ્રભુ લેતાં રંગપૂર. પ્રભુ૦ ૪૫
[2]નેહભરે નયણે કરીજી, પ્રભુજી અમીય ઝરંતિ;
મુજ તનુતાપ સમાવતોજી, તે તનુ-અગનિ જલંતિ. પ્રભુ૦ ૪૬
સાલિ દાલિ ઘૃત ગોલસ્યુ, શાક અનેક સવાદિ;
જિમતાં ગમતાં તે પ્રભુજી, કાં મુકયા વિખવાદિ. પ્રભુ. ૪૭
નિજ કાયા અલખામણીજી, પણિ મૂંકી નવિ જાય;
કાયા, છાયાસારિખીજી, કાં પ્રભુ! તે મુંકા × × × પ્રભુ. ૪૮
લિખી અક્ષર તે કૂકડોજી, મ ધરિ તુ દુઃખ લિગાર;
જો હું લહીશ માણસપણુંજી, કરિશ વેગિં તુજ સાર! પ્રભુ. ૪૯

### દૂહા.

ચિંતા મ કરિશ તું સુંદરી, તુ હીયડાનું હીર;
અંતરયમી તું સહી, જયું પોપટી મન કીર! ૫૦

### ઢાલ. રાગ કેદારો. ઢાલ અનાથીનો, અર્થાત્; શ્રેણિકરાય! હૂં રે અનાથિ નિર્ગ્રન્થ; તિણે મે લીધોરે સાધુજીનો પન્થ શ્રેણિકરાય! હૂરે અનાથી નિર્ગ્રન્થ. ૩૨

કરજોડીનિં ગુણાવલિ જપઈ, પ્રભુ! નિસુણો અરદાસ;
અહનિશિ પ્રભુજી આરાધતી, હું! કાં! મુકી નિરાશ. ૫૧
સનેહી! કરજો સાર સંભાલ, હું તો અબલા બાલ;

---

૧–સારી, ઉત્તમ "સખરેમેં સખરી કોણ, જગતકી મોહની, ઋષભજિનન્દકી પડિમાં, જગતકી મોહની" શ્રી વીરવિજય. ૨–નેહવાળા, નેહભર.

સનેહી! તુમે વાચા પ્રતિપાલ, સનેહી! કરજો સાર સંભાલ.
આંકણી. ૫૨
અંગ પખાલણ કેશ સમારણ, નયને અંજન રેખ;
મુખિ તંબોલ; વિભૂષણ સઘલાં, રંગ્યા વસ્ત્ર વિશેષ. સ૦ ૫૩
મેવા મોદક નઈ મિઠાઈ, ભોજન શાક સવાદ;
એ આદિં પ્રભુ દીઠેં લેવી, કરવું એ આલ્હાદ. સ૦ ૫૪
ધરિ બેઠાં પડિકમણાં સામાઇકિ, પોષહનિં પચ્ચખાણ
દેવપૂજા કરવી ત્રણ કાલિં, એ મુજ સુખનિધાન. સ૦ ૫૫
એમ વિલપતિ દુઃખ દેખંતિ, વારઇ સહિઅર રાંણી;
ઇમિ કીધઇ સ્યું હોઇ સ્વામિની, આ જિનધરમ મનિ જાંણી. સ૦ ૫૬
સનેહ સબંધિં જે દુઃખ થાઈ, તે થોડું તું જાણે;
જેહવા કરમ કર્યા જે જીવઇં, તે સહવા મનિ આણે. સ૦ ૫૭
સરજ્યોં હોસઈ એણી રીતિ, તો તુંજનિં નાહવિયોગ;
નિજ માતાથી આપદ પામી, સરજ્યો એહ સંયોગ. સ૦ ૫૮
તો કેહનિં જે દુઃખ ન દીજઈ, તે સવિ આલપંપાલ;
કરમવિના નવિ સુખ લહીઈ, આપ કરિઉં સંભાલ. સ૦ ૫૯
શાસ્ત્ર સુણ્યા બહુ ધર્મ સંભાલિઓ, ગુરૂસેવા એ પ્રમાણ;
દુઃખ આવઈ કાયર નવિ થાઈઈ, કરઈ એક કરમ પ્રમાણ. સ૦ ૬૦
નિપુણપણું એહજ મનવાલા, ટાલિં મનથી શોગ;
જાણે જિણવયણાથી પ્રાણી, એ સવિ કરમહભોગ. સ૦ ૬૧
સહી સમજાવી રહવા લાગી, પણિ પ્રભુ ખિણ ન વિસારઈ;
એણી જાણસ્યઈ તે ધરિ રહી સુંદરી, તપકિરિઆ તિમ તારઈ. સ. ૬૨
શીયલ નવવાડિં કરી શુદ્ધ, પાલઈ નિરતિચાર;
દાન સદાચાર જીવદયા વલી, ધરમ કરઈ નિત્ય સાર. સ૦ ૬૩

## દુહા.

**શિવકુમાર**; રાણીતણો, [વળી] મંત્રી લહી આદેશ;
સાથિં લેઈ કૂકડો, તે ચાલ્યા પરદેશ. ૬૪

### ઢાલ. રાગ મેવાડો ધન્યાસી (ધન્યાશ્રી). ૩૩.

નાટકીઆરે (૨) તે ચાલ્યા રંગ, **અંગબલિંગદેસિં** ગયા.
તિહાં નરપતિરે (૨) પામ્યા સંતોષ, દેખી નાટક સોહયા. ૬૫
તે પૂછઇરે (૨) વિસ્મય એક, અહ્મ ચિત્તિં અતિ ઉપનો;
આગલથીરે (૨) એ પાલખી સાર, કૂકડો બઇઠો સુહામણો. ૬૬
એહ આગલિરે (૨) નાટિક આદિ, પછઈ ભૂપતિ આગલિ કર્યું,
કારણ કિસ્યું રે (૨) તે કહો સાચ, વયણ સુણી કહઇ ખરૂં. ૬૭
એહ આવેરે (૨) અહ્મ સુખ સંતાન, કોડી ગમે અહ્મે વાધીઆ;
કુલદેવતારે (૨) પરિ અહ્મે એહ, ગુણ એહના આરાધીઆ. ૬૮
હવઈ તિહાંથીરે (૨) ક્રમિ[1] દેશ **બંગાલ** ભેટયો પાલ પૃથ્વીતણો;
તેણિ રંજીરે (૨) બહુ ધન લાખ, બીજો વલી પામ્યો ઘણો. ૬૯
તિહાથી રમતારે (૨) પયગૂરખાંગ **સીંગલ**દીપઈ જઈરમ્યા;
તે પ્રભુનઇરે (૨) સુકલા દેખિ નાટકીઆ તે ગમ્યા. ૭૦૧
તસ રાણીરે (૨) કૂકડો દેખી, સુંદર રૂપ રલીઆમણો;
તે માગઇરે (૨) રમવાકાજ, આપઇ દ્રવ્ય અતિ ઘણો. ૭
કહઈ નાટકીઆરે (૨) એ આતમારામ કેહનઇ એ નવિ આપઈ;
એહનઇ નામિરે (૨) લીલવિલાસ, દુંખદાલીદ્ર તે કાપઇ ૭૨
તેણઇં જોયારે (૨) સ્ત્રી રાજના દેશ, રમવાં મિંસિ હુંસિં કરી;
પછઈ આવ્યારે (૨) દેશ મલ્હાર, **કરણાટક** રમીઆ ફિરી. ૭૩
તેણઇ દેખ્યોરે (૨) દેશ **તિલંગ, દખ્ખણ, મરહઠ્ઠ** જોઇઆ;
તે આવ્યારે (૨) **પોતનપુર** જાણિ, શોભા દેખી મોહીઆ. ૭૪

## (પંચમોધિકાર–પ્રશસ્તિ.)

### ઢાલ–ચૌપાઇ રાગે. ૩૪

સંવત સોળ નવ્યાસીઓ જાણી, આશો શુદિ દશમી ચિત્તઆણી;
શીલ–અધિકારિં **ચંદનરેશ, પ્રેમલાલચ્છી** શીલ વિશેષ ૭૫

[1] ૧–ક્રમેક્રમે ત્યાથી નીકલીને.

તેહ તણો પાંચમો અધિકાર, પૂરણ પુહુતો જન સુખકાર;
**શ્રીતપગચ્છ**મંડણ માહંત, **શ્રીહીરવિજય**સૂરિ સિર સંત. ૭૬
જેહનું લોકોત્તર સરૂપ, પ્રતિબોધ્યો જેણઈ **અકબર** ભૂપ;
પટ્‌માસિ સવિ દેશ અમારિ, તીર્થલોક ભય ટાલણ હારી. ૭૭
તાસ પટ્ટોધર અધિકો રંગ, **શ્રીવિજયસેન**સૂરીશર ચંગ;
કુમત મતતરૂઅરનો કન્દ, છેદ્યો જેણિં ટાલ્યો ફન્દ. ૭૮
તસપાટિ **શ્રીવિજયતિલક**સૂરીન્દ, દરિશન દીઠઈ પરમાનન્દ;
તાસ પટોધર તેજિ દિણંદ, **શ્રીવિજયાનન્દ**સૂરિ સૂરીન્દ. ૭૯
શમદમ લોકોત્તર વયરાગ, દિન દિન જેહનો અધિક સોભાગ;
ગુણ ગાઈ સુરનર નિશિદિસ, માનઈ જેહનિં બહુ અવનીશ ૮૦
તસ શાસનવાચક શિરરાય, **શ્રીગુરૂમુનિવિજય** ઉવઝાય;
તાસ શિષ્ય **દર્શનવિજય** ભણઈ, એતલઈ પૂરણ સહુઈ સુણઈ ૮૧

**इति श्रीचन्द्रायणिनामरासे, पञ्चमोधिकारः सम्पूर्णः ५॥–७८१.**

## ( ષષ્ઠોધિકાર–મંગળાચરણમ્ )
## (વ્યવહારીની આંતર કથા.)

### દુહા

છઠ્ઠે અધિકારઇ રસ ઘણો, અંતર કથા ચરિત્ર;
તે સાંભલતાં ઉપજઇ, મતિ–ગતિ–બુદ્ધિ પવિત્ર ! ૮૨
**પોતનપુર** સોહામણું, જીહાં રમણીક આરામ,
મધુરી મીઠી રસભરી, વનસ્પતિ બહુ નામ. ૮૩
કદલી, દ્રાક્ષ; નિ સેલડી, નલેરીરસ પૂરિ;
બીજોરી; વર દાડિમી સોપારીરંગ ભૂરિ. ૮૪
આંબા; રાયણ અતિ ભલાં, જાંબુ, ફણસ, ખડબૂજ;
અંજીર; ખજુરી; બોરડી, લીંબુ અનનાસ; તરબૂજ. ૮૫
ચંપક, કેતક; મોગરો, નાગરવેલિનિ કુંજ,

લેઇ [1]પરાગ મધુરધ્વનિ, ભમર ભણઇ લઇ ગુંજ. ૮૬
એહવી જાતિ અનેકની, વનસ્પતિ અભિરામ;
નરનારીનઈ રમતિનાં, મનોહર ધર સુખઠામ, ૮૭
મેવાદિ અપિ તિહાં ઘણાં, નિમજાં; પસ્તાં સાર;
અખોડ; બદામ; નિ ચારબી, દ્રાક્ષ; ચારોલી ઉદાર. ૮૮

## ઢાલ. રાગ માલવી ગોડી. વાસપૂજયના રાસની દેશી. મંગલાવતીવિજયે રાજતિ, એ ઢાલ. ૩૫.

**શ્રીપોતનપુર** નયરી વિરાજતિ, અમરપુરીસમ સોહનિશમ્;
દઢગઢ પોલિ સજલ વર ખાઈ, વાડી વન જનચિત્તહરમ્
શ્રીપોતનપુર નયરી વિરાજતિ. આંકણી ૮૯
સમ ભૂમિ મંદિરકી માલા, વારૂ કોરણી ગોખ શુભા;
માનુ ! પુરશોભા જોવાનઇ આવી દેવ વિમાન વિભા. શ્રી. ૯૦
ચોરાશી ચોહુટા અતિ ઓલિં, વિવિધ કૃ(ક્ર)યાણક ભૃત વિપણી,
વિવહારી વ્યાપાર ઘણા તિહાં, મારગિ માગનલોક ભણી. શ્રી. ૯૧
શ્રીજિનમંદિર અતિ ઉન્નતતર, મેરૂ-સુદર્શનસમ વિભવો;
જિનપ્રતિમાની પૂજા વિરાજઈ, જાણું એ સુરલોક નવો શ્રી. ૯૨
તિહાં રાજા **જય** નામિં નિરૂપમ, મંત્રી **વિજય** સુબુદ્ધિ નિલો,
તસઘરિ પુત્રી ગુણમજૂષા, ભૂવનિ તાસિર ભાલતિલો. શ્રી. ૯૩
**રૂપસુંદરી** નામિ અમરીસમ, સ્ત્રા ચોસઠિ કલા કુશલા;
નગરશેઠ તિહાં બહુ શ્રીવંત, **શ્રીવંત** નામિં કીરતિ વિમલા. શ્રી. ૯૪
**શ્રીપતી** નામિં ગુણ શોભાગિણી, [2]વિનીતા તેહની અતિ ચતુરા;
તસ નંદન અતિ રૂપ મનોહર, **રૂપસુંદર** પુણ્યિં પૂરા, શ્રી. ૯૫
મંત્રીપુત્રી યૌવન પોહતી, દેવી દૂરિ નમન માનિ;
તેણઇ તે નગરશેઠનો નંદન, દીઠો રૂપ અધિક [3]વાનિ શ્રી ૯૬

૧-વાસ, ગન્ધ.
૨-સ્ત્રી, પત્ની. ૩-વાન, રંગ, રૂપવાળો.

તે સાથિં નિજ પુત્રી વિવાહી, રંગિં [1]ચંગિં સુખ વિલસઈ;
પ્રીતિ જડી જિમ નેત્ર નખામિષ, એક એક દેખી વિકસઈ. શ્રી. ૯૭
રાજા મંત્રી શેઠ સંઘાતિં, અતિ સતોષ વહઈ હઈયિડઈ;
એક એક વિના નવિ ચાલઈ, અધિક અધિક એમ નેહ જડઈ. શ્રી ૯૮
મંત્રીજમાઈ કરઈ ઠકુરાઈ, વારૂ વસ્ત્ર વિવેક કરઈ;
હીરા માણિક મોતીકી માલા, કંઠિ પહેરી સોહ ધરઈ. ૯૯
કનક કંદોરો જડયો બહુ મૂલો, કર કંકણ મણિ હેમણુ જડયો;
મુદ્રા અંગુલી વેઢવેલીઆ, શોભિત ભાલિં તિલક ચડયો શ્રી. ૮૦૦
સાત પાંચ [2]વયરૂપસમોવડિ, વારૂ વિભૂષા વસ્ત્ર ધરે;
મિત્રિં પરવરિઓ વિનોદ કરંતો, એક પેઢી જઈ અનુસરિઓ શ્રી, ૧
માંહો માંહિ વાત વિનોદં, હાસ્યવશિં વેધકવચણ વદઈ,
એતલઈ એક વ્યાપારી આવ્યો, ગામ આસન્ની કુંણં ન વદઈ. શ્રી, ૨
પૂરવ તિહાં વોહરતિ તેહ માટઈ, આવી હાટઈ ભાર ધરઈ;
જૂના વસ્ત્ર શતખંડ થી ગડાં, દેહઈ બહુ પરસેદ ધરઈ. શ્રી. ૩
સ્યામવરણ દીસઈ તે દેખી, હસતો મિત્રનઈ કહઇ રે સુણો,
આહવું રૂપ આકાર મનોહર, શેઠ સુરતરૂ હઈ આ શેઠતણો. શ્રી ૪
એક કહઈ શિરબંધ નિહાલો, બહુ મૂલો પરદેશતણો;
શાહજી ! એહ મૂલ સ્યું પાવઈ, એહનો પોત અતિ સખર ઘણો. શ્રી ૫
એક ભણઈ એ જમો[3] અમૂલિક, વસ્ત્ર દેસાઉરીનો સોહઇ,
શાહજી ! ગજ કેતાનો હોસઈ, એ દીઠે અમ મન મોહઈ. શ્રી. ૬
ભણઇં એક એહ પછેડી પ્રેખો, અતિ વિજ્ઞાનિં વણી દીસઇં,
કાણાં મિસિ જાલી એ મુંકી, વાય પયસવા, ચિત્ત હીસઈ. શ્રી. ૭
એક[4] ભણઇ રે ! તનકસઓઇપ, ગધ બહુ ગધ સુમહમહકઈ;

---

૧–મૂલપ્રતમાં "રંગિ," એવો પાઠ છે. ૨–સમોવડ, સમાન. સરખે સરખાં વય અને રૂપવાળા પાચ સાત મિત્રો સાથે

૩-જમો, અંગરખુ. મૂલમા "જમો"ને ઠેકાણે, "જગો" પાઠ છે

૪-આંહી "શેઠ" પાઠ છે. પણ ઠીક ન લાગવાથી 'એક" કર્યું છે

૫-તન+કસઓ-ખુસબો, સુગન્ધ

હાસ્યવચન નિસુણી ખેદાણો, હાટધણીં પૂછ્યો સ કહઈ. શ્રી. ૮
એ પુરશેઠ, નિં મંત્રીજમાઈ, તો ખેડીઓ તે એમ ભણઈ,
સાંભલ શેઠિ સ્યું ગરવ કરઈ છઈ, કરિ ગુમાન તે આપિ સુણઈ. શ્રી. ૯
વસ્ત્ર વિભૂષણ ટીલાં ટબકાં, તુજ વિભવ મુજ [1]સિં કાજિ !
વાંકાંચુંકાં થઈ બહુ બોલો, એકવાર ન કહિઉં લાજિં ! ૧૦
જમ હુ ઉપરાજણ નિસુણો, કરી [2]મસગરી દિલઇં આયિં,[3]
તુહ્મે ફૂલૂસી કરતા દીસો, ઉપાઈ સંપદ બાપિં ! શ્રી. ૧૧
બાપતણી જે સંપદ વિલસઈ, આપ કમાઈ નવિ કાંઇ;
તે અધમાધમ પુરૂષ કહીજઈ, દુહવા સ્યાં મારે કો ભાઈ. શ્રી. ૧૨
સુણી સઘલાંઈ શેઠનઈ હસતાં, કહઈ વલી કહઇસ્યો કાંઈ,
ઉત્તર, કહ્યા વચનનો પામ્યો, લાજ્યો તે ઉઠયો ધાઈ ;શ્રી ૧૩
મન વિખવાદ ધરંતો નિજઘરિ, જઈ ઉખર લઇ સેજીં પડયો;
જઈ પરદેશ વૈભવ ઉપાઉં, તો વારૂ નિજ ચિત્ત ચડયો શ્રી ૧૪

**દુહા**

અણ બોલ્યો,નિં અણમણો, સૂતો સેજિં ઠામ;
ભોજનવેલા જવ થઇ, બોલાવ્યો જઈ નામ. ૧૫
ઉઠજો જુમવા કારણિં, ભોજન ટાઢું થાય;
શાક પાક સવિં નિંપનાં, તુમ બોલાવઇ માય. ૧૬
કૂંઅર તે બોલઈ નહી, અતિ રીસાવ્યો જાણી;
માય આવી બોલાવીઓ, ઉઠિ જમણ શી તાણિ. ૧૭
માત કહિઓ નવિ માનીઓ, નવિ બોલ્યો તે નંદ;
તવ જણાવી તાતનિં, ન જિમઇ સુત સ્યો ફંદ ! ૧૮

**ઢાલ. રાગ ગોડી, સીતાની સજઝાયની બીજી ઢાલની દેશી ૩૬**

તાત આવી કહઇં કાં રૂઠોરે, વચ્છ ! ભોજનવેલા ઉઠો;
પ્રાણવલ્લભ કુલ-આધારરે, નવિ બોલઇ તેહ કુમાર ૧૯

---

૧-શે ! શું ! ૨-મસ્કરી. ૩-આઈ, આવી, દીલમા આવી તેમ.

કહઈ તાંત કુણિં તું રોષ્યોરે, અથવા કુણિં વયણે દોષ્યો;
કિં આંણા કુણિં ન માનીરે, જે રીશ કરઈ જિમવાની ૨૦
તેડી મિત્ર સર્વ તે ભાષ્યારે, રીશકારણ કિસ્યુંય વિમાસ્યારે;
કહઇ ગામવ્યાપારી હસાઉરે, તેણિં ઉત્તર × × × હસીઉ. ૨૧
તાતસંપદ વિલસઇ શેઠરે, તેણિં તુજ ઉચી દ્રેઠ;
જઅ ખાસ્યો આપકમાઈરે, તવ હસજો કરી ઉ-તમાઈ. ૨૨
અમે એહજ કારણ જાણ્યોંરે, શેઠિં સુણી હઇયડઇ આણ્યો,
તાત કહઇ તેણિં કરી વાતરે, ઉઠો ભોજન કરો જાત. ૨૩
તવ બોલ્યો નંદન મીઠું રે, એ ભોજન ન ગમઇ દીઠું;
જાવું પરદેશિં આપિંરે, ન જમું જે કમાયું બાપિ ! ૨૪
ઉપરાજી ધન ઘરિ આવુ રે, પછઈ ભોજન ઘરનું ભાવું;
ઘરિ ધનતણી બહુ કોડિરે, ખાઓ ખરચો વિલસો જોડી. ૨૫
લક્ષ્મીનો ઘરિ નહી પારરે, વાણોત્તર ઘરિ હજાર;
વ્યાપાર છઈ દેશોદેશેરે, તુહ્મ જાનું ન એહર વેષ. ૨૬
કહિઉં કથન ન માનઈ એકરે, મંત્રીશ સુણાવી છેક;
આવી મંત્રી બહુ સમજાવઇરે, પણિ તેહનઇ ચિત્ત ન આવઈ. ૨૭
મંત્રીઇ રાય જણાવ્યુ રે, કારણ તે સવિ સંભલાવ્યું;
આવી ભૂપ ભણઈ સુણો શેઠરે, સ્યો મંડયો હઠ એ ઠેઠ. ૨૮
દેશ-ગામ-નગર જે માગોરે, તે આપું એ નહી લાગો;
હય-ગય-રથ-ધન બહુ લીજઇરે, પણિ હઠ એવો નવિ કીજઈ. ૨૯
ઇમ કીધા અનેક ઉપાયરે, સુત સમજાવ્યો નવિ જાય;
એકાંતિ મિલી બેસી હેઠરે, નૃપ મંત્રી નઈ તે શેઠ. ૩૦
સમજાવ્યો ન રહે જામરે, ચાલઈ મન ન રહઇ ઠામ;
કરવો સહી એહવો સંકેતરે, જિમ ચાલી ન શકઈ ક્ષેત. ૩૧
કહઇં સ્ત્રી સમજાવઈ ચલાયરે, સ્ત્રી સમજાવઈ આણ દેવાય;
મંત્રીધરિં રહો પ્રસ્થાનઇરે[1], ઇમ કહીઈ કહણ જો માનઇ. ૩૨

---

૧-પ્રસ્થાનરૂપ. પરદેશ જવાના પ્રસ્તાના રૂપ.

સ્ત્રી કહીઉ જો નવિ માનઇરે, અન્ય ઉપાય કો કરસ્યું છાનઈ;
નૃપ મંત્રી શેઠ વિચારીરે, પૂત્ર પાસઇં આવ્યા વિચારી. ૩૩
કહઇ તાત, સુણો મુજ જાતરે, સહુ સમજ્યું સહીં વિખ્યાત;
નિજસ્ત્રી સમજાવી ચાલોરે, વાત તેહનિં હઇયિડઇ ધાલો. ૩૪
તે કહઇ હા સમજાવું રે, જિમ હોઈ સહુનઇં ઠાવું;
મંત્રીધરિ પ્રસ્થાતું મનાવ્યુંરે, તે ભોજન તેહનિં ભાવ્યું. ૩૫

## દુહા.

નિજનારીનઇ જઇ કહઇ, જો તુજ હોઈ, [1]આયેસ;
તો હું થોડા દિવસમાં, જઇ આવું પરદેશ ૩૬
સ્ત્રી પભણઈ સામી સુણો, તુહ્મ કહેવો પરદેશ;
પારવિહુણી લચ્છી ધરિ, વિલસો તે પ્રાણેશ! ૩૭
એ દિન નહિ પરદેશના, ઈહાં છઈ ભોગસંયોગ;
આગુલી વલગુ છોડી કરી, કિસ્યો અવર સયોગ; ૩૮
ભોજન ભાણે પીરસીઉં, છોડી નવલુ ધ્યાય;
પ્રભુજી! વારૂ એ નહી, અણસમજિઉં નવિ થાય! ૩૯

## ઢાલ. રાગ આસાઉરી. ઢાલ આખ્યાનની.
## ઘડાવિણ માધવ મોગરડો, સોહાવું જિમઇં કાનિ;
## એ દેશી. ૩૭

અણસમજી જે વાત અણવિચારી, કરસ્યઇ તો નર તેહ,
ઘણું સોચામાંહિ પડસ્યઈ પ્રાણી, વાત મુકી દ્યો એહ!
પ્રાણવલ્લભા! એહવી વાતો, કહઈ તું ઘણીઇ જોડી,
તોપણિ તે મુજ ચિત્તિ ન આવઈ, જિહાં જઈ ન આવુ હોડી. ૪૦

## ( રૂપસુન્દરીકથન, પહેલું દૃષ્ટાંત. )

કહઈ કાંતા, [2]દૃષ્ટાંત સુણો એક, કુમર કહઇ કો વારૂ;

---

૧–આદેશ, આજ્ઞા. ૨–મન્ત્રીપુત્રી રૂપસુન્દરી, શેઠપુત્ર રૂપસુન્દરને સમજાવવા એક દૃષ્ટાંત કહે છે.

એક વિવહારીબેટો ઉદ્દેસ્યો, કોઈ વયણ વચારૂ.
માયબાપ સહૂ સર્જન પરિવારિં, વાર્યો ન રહઇ જામ;
નિજનારી સમજાવઇ બહુપરિં, વયણ સુણો અભિરામ. ૪૧
પ્રાણનાથ ! જેણીઈ પ્રિયમાટિ, પીહર સઘલું મૂંકઇ;
તે નારીનિં મૂંકી જાઈ, તુમ સરિખા કિમ ચૂકઈ!
આશીસ તેહની જો લેઈ ચાલઇ, તો રૂડું હોઇ સામી!
પણિ સહુનિં [1]ઉવટથી જાતાં, કુણી [કાંઇ] ન પામી. ૪૨
માલ ઘણો લેઇ પરદેશિં, ઉવટથી સિધાવ્યો;
કુશલિં ક્ષેમિં તે વાંછિત નયરી, વસ્તુ લેઇ મનિ ભાવ્યો,
વેશ્યાવસનિં લાગો તેણઇ, નિજધન તે સાથિં ખાધો;
નિરધનપણું જાણી વેશ્યાઇ, ઘરથી કાઢયો [2]દાધો. ૪૩
દુઃખી થયો ધનવિણ પૂરો, માણસમાંથી ટાલ્યો;
જાણી પિતાઇ આવી, નિજઘરિ તેડીનિં પાલ્યો.

**[ ઇતિ દૃષ્ટાંત. ]**

તિમ જે સુજન [3]ઉવટથી ચાલઇ, તેહના એહ હવાલ!
વયણ અમારૂં માનો પ્રભુજી! ઘરિ રહો થઇ કૃપાલ. ૪૪
વારિઉ કરો પ્રભુ માન [4]મહોત બહુ, લાખીણા ઘરિ બઇઠઈ;
બાહિરિ પગ કાઢયો જવ ભમતાં, દુઃખ ઘણાં તે વેઠઇ,
વાત સુણી કહઇ [5]સાંભલિ કાંતા! સહૂં સરિખા નવિ હોવઈ;
કોઇ નિર્ભાગ્ય હુઓ તો સહૂઇ, એહવા ન હુઇ તું જોવઇ. ૪૫
એહ વાત ન કરી તેણઇ, સુણિ વેગિં આવેશ;

---

૧–ઉવટ, આપદા, પીડા. સહુને દુઃખ દઈને જતા કાંઇ પ્રાપ્ત થાય નહિ ! એવો ભાવ છે. ૨–બળ્યો ૩–ઉવટ, ઉવાટ, કુમાર્ગથી. ૪–આબરૂ, મહત્ત્વ. "વિનતિ અવધારેરે, પુરમાંહે પધારે, 'મહોત' વધારે બબ્બર રાયનું રે" શ્રીપાલરાસો. ખંડ ૨ જો ઢાલ ૫ મી ગાથા ૧ લી. ૫–સાભલ, અપ્રતિમાં "સાભલ" ને બદલે "સાંભલિ" કરવામાં આવેલ છે ઘણે સ્થાને તેને ફેરવીને હમોએ "સાભલ" પણ કર્યું છે.

એકવાર બોલ લાગો મુજનિં, તું કાંઇ દુઃખ ન પામેશ,
સા ભણઇ હવડાં એમ તુમે બોલો, પછિ નવિ થાઇ;
ઘરિ મુજનિં તુહ્ય વિરહવિગૂચણ, દિન [૬]વરસાંસો જાઇ ૪૬
[૧]નરનિં નારી ઘણી પરદેશિં, આવી મિલઈ ધન દેખી;
[૨]તિહાંરી પરણી; ઘરની નારી, મુંકઇ તેહ ઉવેખી.
કુમર કહઇરે નિવિડ[૩] પ્રેમ તુજ ઉપરિ, મુજથી એમ ન હોય;
નિજનારી ન સંભારઈ જે નર, અધમાધમ કહિઓ સોય. ૪૭
હા કહી સહૂઇં સજન મુજનિં, તું ભણઈહા જઇ આવું;
સ્ત્રી કહઇ નરવિસાસ ન આવઇ, પછઈ તુહ્ય કીંહાં પાવું.
[૪]પૂંઠિં પ્રાણથકી હું ચુકું, તે તુહ્ય ચિત્ત ન આવઇ;
**પવનકુમારઇં, અંજના** પરણી, બહુ હરખઇ મન ભાવઈ. ૪૮
નિરાપરાધ પરણી તે છાંડી. કઇઇંતે નવ ચાલઈ;
કાઉસગ્ગિ શાસનદેવી આવી, શીલપ્રભાવિં માલ્હઈ.
શાસનદેવિં જઈ સમજાવ્યો, જઇ સતીનઇં સંતોષી;
કહો કુણ નરવિસાસ કહીઇ, એહવી સતીનઇં [૫]સંદોષી. ૪૯

## દુહા.

આવો મોવો તાહરઇ, હઈયિડઈ, મુજ વિસાસ;
પણિ અવસ્યઇ ચાલવું, સ્ત્રી સુણી હૂઈ નિરાશ. ૫૦
સમજાવ્યો સમજઈ નહી, તાત જણાવી વાત;
કરી પ્રપચ કો અવિનવો, રાખેવો જમાત. ૫૧
મિલી નૃપ મંત્રી જોતિષી, શેઠ સ્વજન ગંભીર,
ધન આપી બહુ જોતિષી, સમજાવ્યો સત્તિ હીર. ૫૨

---

૬—વર્ષસમાન.

૧—નરને, પુરૂષને. ૨—ત્યાંની, પરદેશની. મારવાડી શબ્દ.

૩—નિવડ, ઘાટો દઢ. ૪—પછી.

૫—સંદોખી, સંદુઃખી. અર્થાત દુઃખી કરી.

જોતિષી ભણઇં સુણો કૂકડા, નામ ધરાવઇ તેહ;
[૬]નગરિં કો રાખઇ નહીં રાતિ, હુકુમ કરો એહ! ૫૩
કુમર ન જાણઇં તે પરિં, નયર પડહો ફિરઇ જોય;
જસ ઘરિ હોઈ કૂકડા, રાતિં વનિ રહઇં સોય! ૫૪
તેણિં કરી સા જે[૧] કૂકડા, [૨]નિજ [૩]વનિઇ લેઇ જાઈ;
બ્યાહણ્યુંઇ ઘરિ આવઈ વલી, રાય હુકુમિં એ થાય. ૫૫
એહ ઉપાય કરો તુહ્મે, જિમ રહઈ કુમર ન જાય;
મુહૂરત દેસું કુમરનિં, કૂકડા બોલઈ [૪]ચલાય. ૫૬
એહ સંકેત કહસ્યું સહી, કુમર આગલિ સુવિચાર;
તું તેડાવિં આવસ્યું. દેજો માન અપાર. ૫૭
એહ વિચારી સહુ, પહોતા કુમર [૫]નિંસંગિ;
તુહ્મ નિર્ધાર કહો હવઇ, કરસ્યું મનનઈ રંગિ. ૫૮
શેઠનંદન કહઇ ચાલસ્યું, અમ જાણ્યો નિર્ધાર;
જોતિ મુહૂરત જે કહઈ, માનું તેહ વિચાર. ૫૯
તતક્ષિણ જોતિષી તેડવા, [૬]નફર ગયા વાચાલ;
જોતિષી તેડી આવીઆ, બોલઇ બોલ રસાલ. ૬૦
ગ્રહ વરતઇ તે જોતિષી, માંડી લગન પ્રધાંન;
લગનવિચાર તે બહુ કરઇ, જોતિષી થઈ સાવધાંન. ૬૧
ગ્રહ વરતઇમાં જઇયે વલી, મુહૂર્તની વઈ ઘાત;
માંહોમાંહી સમજી કરી, નિસુણો એહ અવધાત. ૬૨

---

૬–અસ્મિનપ્રતે દ્વિતીયપાઠે "નગરિં કો રાખઈ તેહ." આ ગાથાની મતલબ આવી છે. જોષિએ કહ્યું કે નામ માત્ર કૂકડાને પણ નગરમાં કોઇ પણ રાતના રાખે નહિ તેવો બંદોબસ્ત કરો.

૧–દ્વીતીય પાઠે "તેણિં કરી સાંજઈ કૂકડા," સાંજઈ એટલે સાંજે, સન્ધ્યાએ "સા જે" એટલે સા એટલે જેની પાસે હોય તે તે ધણીએ જેજે કૂકડા હોય તેને. ૨–પોતે ૩–વનમાં. ૪–ચાલવાનું. ૫–નિંસંગે. કુમર પાસે. ૬–નોકર, ચાકર.

સુણો કુમર કહઇ જોતિષી,[૭] વરસ છમાસિં કોઈ,
દિન શુદ્ધિં દિન કો નહીં, મુહૂરત દીજઇ સોઈ. ૬૩
પણિ પરભાતિ કૂકડો, બોલઈ વેલા જેહ;
અજબ મુહૂર્ત એ જાણજો, જોતાં ન મિલઇ તેહ! ૬૪

**ઢાલ. રાગ કેદારો—ગોડી. સુણો મેરી સજની, રજની તજાવેરે; એ દેશી. ૩૮**

તેડી કુમરને જોતિષી ભાષઇરે, કૂકડા પાછલિ રાતિ [૧]આપઇરે;
તે વેલા મુહૂરતની જાણોરે, નવિ બોલઇ તો તે દિન તાણોરે. ૬૫
એમ તે વેલા સહુ નિરધારીરે; કુમરિં તે મનિ સંભારીરે;
કૂકડો બોલઇ નહી એમ કરતાંરે, દિન વોલ્યા નારીસ્યું રમતાંરે. ૬૬
કાવ્ય; [૨]સિલોક; અનઇ હરીઆલીરે, [૩]ગાહાપ્રહેલી કહે રસાલીરે;
સજ્જ થાઇ જાવા પરભાતિરે, ન સુણઇ કુકડશબ્દ પ્રભાતિરે. ૬૭
ચાલી ન શકઇ એમ દિન જાવઇરે, તવ **શિવકુમાર**નાટકીઓ આવઇરે;
[૪]પાલીતલાવની જિમણ કરીનિરે, સઘલો સાથ મનિ હરષ ધરીનિરે. ૬૮
પરધાનઘરિ પાછલિં આવીરે, રહ્યા વાસો તિહાં મંડલી કરાવીરે;
થઈ પરભાતની વેલા જામરે, તેણઈ સમઈ નારીવયણ અભિરામરે. ૬૯
થયા ઉજમાલ પ્રિઉ ચાલેવારે, તો સ્યું કામ વિવાહ કરેવારે;!
કરી વિવાહનિં છેહ દેઇઇરે, તે કિમ પરણી નવિ નિરવહીઇરે! ૭૦
તેનું કીજઇ જે નિરવાયરે, પ્રીતિતણો વિરહો નવિ થાયરે;
જનમલગઇં તે પ્રીતિ ન જાયરે, તો ઉત્તમ તે એમ ગાયરે! ૭૧
પ્રીતિ કરી ધરી છેહ ન દેવોરે, સતીજ પરણ્યો તે નિરવહેવોરે,
વલ્લભ! તિમ જો તેડુ નિહીલઇંરે, તો સંતાપ બિહુ સંભાલઇરે, ૭૨

૭-વરસ ૭ મહિનામાં કોઈ શુદ્ધદિન આવતો નથી. એવો અર્થ છે.
૧-આખે, કહે, બોલે. ૨-શ્લોક ૩-ગાથાપ્રહેલી ૪-પાલ. તળાવની પાળઉપર.

## દુહા. સોરઠી.

મિલસ્યઇ આંખિ પંખ, આંખિ મિલસ્યો જબ પ્રભુ !
નહી તો નિઃદિન આંખિ, વૈરભાવ બેહૂનિં થયો ! ૭૩
સામી ! નવલો પ્રેમ, છાંડીનઇ કિમ ચાલસ્યો !
મન તુમ્હારૂં એમ, અવર કોઇનમ્ભ આલસ્યો ! ૭૪
કરીઈ કુણસ્યું વાત, વહાલાં વિણું હઇયડાતણી !
ચાલેસ્યો પરભાતિ, પ્રિઉ પરદેશિં સ્યા ભણી ! ૭૫
જેહવો માહરો પ્રેમ, તુમઉપરિ અવિહડપણિ;
કુમર **સુદર્શન** જોય, **મેઘવતી**પરિ અતિ ઘણિ ! ૭૬

## (રૂપસુન્દરી કથન, બીજું દૃષ્ટાન્ત.)

### ઢાલ. રાગ કેદારો-ગોડી. દેશી પૂર્વઢાલવાળી. ૩૯

પુહવી **તિલકપાટણ**નો વાસીરે, કુમર **સુદર્શન** ગુણ-અભ્યાસીરે;
વ્યાપારી તે **તપનપુર** આવઇરે, દેવગુરૂભગતો ધરમ બહુ ભાવઇરે. ૭૭
નિત દેવપૂજા સુગુરૂ [1]વખાણરે, નરનારી લક્ષ્યણનો જાણરે;
એક દિન બાલિકા દીઠી નારીરે, નયણે તે અતિ લાગી પ્યારીરે. ૭૮
પાસિં મિત્ર **યશોધર** જાણીરે, પૂછિઉ એ કુણ કુલની રાણીરે;
કિં ! સુરરમણી કિંનરનારી, કિં ! વિદ્યાધરી માનિની સારીરે. ૭૯
મિત્ર **યશોધર** કહઈ વિવહારીરે, બેટી ગુણપેટી [2]સૂરીજિ હારીરે;
**ઇંદુમતી** શીલવ્રત પાલઇરે, પરણી પરનરનઇ નવિ નિહાલઇરે. ૮૦
કહઈ **સુદર્શન** મેહિની લાગીરે, પૂરવભવની પ્રીતિ એ જાગીરે;
તો હવઈ એક બોલાવો જોઇયેરે, એણીચિત્તહરણીઇ મોરૂંમન મોહીયુંરે. ૮૧
તિહાં જઈ એકુજ ગુનેહ તેં બોલાવઈરે, દૃષ્ટિવિકરરયુ નેહ દેખાવઇરે;
આવો સહોદર એમ કહી બોલીરે, નેહ લગો પણિ હું નહી બોલીરે. ૮૨
આદરમાન સિંહાસન દેઈરે, શ્રીફલ ભેટણું હાથમાં લેઇરે;
**ઇંદુમતી** કહઇ મન હરી લીધુંરે, તુમ્હે મુજનઇ કિસ્યું કામણ કીધુંરે ૮૩

---

૧-વ્યાખાન, ગુરૂ-ઉપદેશ  ૨-સૂરજ, સૂર્ય, સૂર્યતેજને પણ હરાવનારી.

કહેતાં સંચિ[1] ન આવઇ ભાઇરે, તુહ્મે આવી મુજ પ્રીતિ ઉપાઈરે;
ધરિ મુજ બાંધવ પાંચ છઈ મોટારે, તિમ તુહ્મે છઠા ભાઇ નહી ખોટારે. ૮૪
ખાઓ પીઓ ધન [2]વિલસો વારૂરે, તુહ્મે જાણો તે દીઓ મુજ સારૂરે;
મનવચનકાયા રાખી ઠામિંરે, આવો જાઓ અહ્મ ધરિ કામિંરે. ૮૫
એમ તે વાતિં પ્રીતિ વધારીરે, એક એકનઇ દીઈ શીખ સારીરે;
નવનવ વસ્તુ વિજ્ઞાનઇ નિપાઇરે, આપિ હેજિં આ ! લ્યો ભાઇરે. ૮૬
કુમર પણિ સખરા [3]કુમખા સાડીરે, આપે ઉંચાં ગમતાં કાઢીરે;
એક રીશાવઇ એક મનાવઇરે, પણિ તે પ્રેમ અધિકો પાવઇરે. ૮૭
જિમેં રમેં કરેં વાત વિનોદઇંરે, એક એક દેખી ધરઇ બહુ મોદરે;
મનિ સંકલ્પ થાઇ અનેકરે, ન જણાવઇ કો કેહનઇ વિવેકરે. ૮૮
આપ આપણું કોઇ ન મૂંકઇરે, કાયાથી કો શીલ ન ચૂકઇરે;
કુમર વ્યાપારિં ધન બહુ વાધ્યુ રે, ધરમ કરમ તેણિં સઘલું સાધ્યુંરે. ૮૯
વરસ પણવીસ[*] નેહ એમ ચાલ્યોરે, **ઇંદુમતી**નઈ રોગ બહુ સાલ્યોરે;
દિન દિન દુર્બલ દેહિં થાયરે, ક્ષીણ થઇ તે ધાંન ન ખાઇંરે. ૯૦
કરી [4]અણસણ પચ્ચખાણ સમાધિરે, ભાઈ ભલામણ દીધી પુણ્ય સાધિરે;
છાંડી મનથી નેહજંજાલરે, ધરી [5]સંવેગ જપઇ નોકારરે. ૯૧
થઈ પરહુણી ગઈ પરલોકિંરે, ભાઇ, દુઃખ બહુ તેહનિં શોકિંરે;
વારિઉં ન કરઇ × × × , × × × × વાર્યો બહુ લોકિરે. ૯૨
ઠામ નામ તસ વસ્ત્ર પરિધાંનરે, દેખી દુઃખ સંભારઇ માનરે;
વિસાર્યું નવિ જાઈ દુ.ખ્ખરે, વેધ્યો નેહઈ કિમ લઇ સુખ્ખરે ૯૩
કરિ વિલાપ રહઈ મનમાંહિંરે, ઇહાં કાં આવ્યો પડયો દુ.ખમાંહિ રે;
હવઇ સહી ઇહાં મિં ન રહવાયરે, વાણોત્તરનઇં સુંપી સવિ જાયરે. ૯૪
**સગરનગર**ભણી ચાલ્યો વીરરે, મનિ વયરાગ ધરઈ તે ધીરરે;

---

૧–સંકોચ. ૨–ભોગવો. ૩–કાંચલીકપડું, કમખો, कमूखाब. *પચીસ. (૨૫) ૪–જુઓ પાનું ૪૪ ગાથા ૬ઠી ૫–સાધુપણું.

રાતિ દિવસ તેહનિં સંભારઇરે, **ઇંદુમતી** ધ્યાનિં ચિત્ત ઠારઇરે. ૯૫
[1]એક સૂતાં આવી જગાડઇરે, **ઇંદુમતી** કહઇં કાં દેહ તાડઇરે;
હું સુરલોકેં બહુ સુખ પામીરે, મુજતુજ મિલન હોસ્યઈ વળી સામીરે. ૯૬
મનથી ધરમ મ મૂંકીશ વાહલારે, કાઢે મનથી વિરહદુઃખભાલારે;
**સગરનગર** તુજ,મુજનિં સરખીરે,[2]ભગતિ ભગિની મિલસ્યઈ હરખીરે ૯૭
તેહનું વયણ તું મત ઉથાપઇરે, જે માગઈ તે હરખઇં આપઇરે;
નિસુણી તે આલિંગન દેતીરે, જાગ્યો ગઈ તવ મનનિં લેતીરે. ૯૮
**સગરનગર** તેહુ પહુત્તરે, તિહાં ધરમ કરઈ વાણિગપૂતરે;
વ્યાપારી થયો અધિકો લાભરે, મેલ્યો દ્રવ્યતણો તિહાં ગાભરે. ૯૯
એક દિન તિહાં પોષધશાલારે, સુણી ઉપદેશ ગુરૂ વિશાલારે;
**ગુણવતી**; ભત્રીજી સાથિંરે, ગેલિં આવઈ વલગી હાથીંરે. ૯૦૦
[3]રૂપિં રવિ–શશી તે થંભાયરે, દીઠઇં દુખડાં સઘલાં જાયરે;
દેખી કુમર **સુદર્શન** રૂવરે, પામ્યો અચંબો અતિહિં અનૂવરે. ૧
**મેઘવતી** કહઈ નિસુણો કાકીરે, એ નર દીઠઇ હું ભઇ છાકીરે;
દેખત નયણે નેહ ભરાયરે, કાકી કહે મુજ; તુજ પરિ થાયરે. ૨
જાણઇ જનમાંતર નયણાં નેહરે, પછઇ ઉલ્લાસ ધરઇ વરઇ દેહરે;
બેહુઇં દેખ્યો નેહ ઉલહસીઓરે, એ સાથિં જનમાંતર વસીઓરે. ૩
બોલાવ્યા તસ આપિં જાઇરે, તે તવ બોલ્યો આવો માઇરે;
**ગુણવતી** કહઇ અવિચલ વાચારે, બોલી ન જાણઇ તે નર કાચારે. ૪
આવો ઘરિં તેડી જાયરે, કરી ભગતિ જિમ સુખીઓ થાયરે;
વાત સવે તે પૂરવલી પૂછીરે, **ઇંદુમતી**નું દુઃખ સવિ મૂકીરે. ૫
નિવિડપ્રીતિ તે સાથિં પાલઇરે, એક એકનિ ક્ષિણમાં સંભાલઇરે;
જિમ બઈ શરીરઇં જીવ હોઈ એકરે, તિમ તે ચાલઈ સહૂ વિવેકરે, ૬
ભોજન–પાણી જે આરોગઈરે, તે સવિ **મેઘવતી** હાથિં ભોગઇંરે;

---

૧–એક વેળા ૨–ભક્તિ, ભક્તિભાવવાળી. ૩–રૂપથી.

[1]એણિમેલિં ચાલ્યું જાયરે, એક તમાસો નિસુણો થાયરે. ૭

દુહા.

**ઇંદુમતી** આવી મિલી, કુમર **સુદર્શન** હેજિ;
પૂછિઉ સુખીઆ છો તુમ્હે, કહઈ છું તાહરઈ તેજિ. ૮
**ગુણવતી મેઘવતી** મિલી, **ઇંદુમતીનિં** જામ;
**ઇંદુમતી** કહઈ સાભળો, હું છું [2]અમરી નામ. ૯
પણિ મુજ તુહ્મ એ કુમરસ્યું, આસન છઈ સંબંધ;
જનમાંતરનો જાણવો, તે સુણજો [3]પરબંધ. ૧૦

( દેવીએ કહેલો સુદર્શનપૂર્વપ્રબન્ધ. )

ક્ષેત્ર **વિદેહઈ કુમરપુર, ગુણવતી** તસ માય,
આઠ પ્રિયા આપણ સહિત, એ સ્વામી પ્રભુ રાય.! ૧૧
રાજ્ય ત્યજી દીક્ષા ધરી, તે પુહુતા સુરલોક;
તિહાંથી [4]**ભરતિં** અવતર્યા, ભિન્ન ભિન્ન પણઈ થોક. ૧૨
**ભૂતિલકે** વ્યવહારીઓ, હું ! **તપનપુર** જાણ,
તુહ્મે **સગરનગરઇં** મિલ્યા, બીજાં ગતિ અવરાંણ. ૧૩

[ઇતિ સુદર્શનપૂર્વપ્ર૦]

આપણુ બેહુસ્યુ અધિક પ્રેમ, આગનિ પણિ સંબધ,
× × × × × × ૧૪
**ગુણવતી મેઘવતી** કહઇ, તુમે જાણ્યો એ સનેહ;
તો નિત મિલનું હે સખી ! બોલ દેઈ જાઇ તેહ. ૧૫

ઢાલ. રાગ કેદારો ગોડી. રે ! દરિયા તું દેજે મારગ સાર, એ દેશી ૪૦

**મેત્રવતીનાં** મુંસાલીઅ રે, જાઇ તીરથકાજિ;
**મેઘવતીનઇ** સાથી લીઇરે, ના ન કહઈ તે લાજિ.

૧-એ પ્રમાણે. ૨-દેવપત્નિ, દેવી. ૩-પ્રબન્ધ. ૪-ભરતક્ષેત્રમાં

કહઇ સુણિ કુમર **સુદર્શન** સાર, કાં મૂંકઇ મુજ નિરધાર;
નહીં ઉત્તમ એ આચાર, કહઈ સુણિ કુમર સુદર્શન સાર.
આંકણી. ૧૬
સમજ બહિનિ તુજનઈ કહુ રે, તુજ ચાલઇ બહુ નહી સુખ;
તુજ વિણ દીકઇ દુઃખ ઘણું રે, તુ તો કાં દીઈ દુખ. કહઈ. ૧૭
૧તિં મન મોહિઉં માહરૂં રે, તું મુંજ પ્રાણઆધાર;
તિં બાંધી પ્રીતિરાસડીરે, હવઈ કાં હોઈ દુઃખકાર. ક૦ ૧૮
તુજ વિરહો મુજ દોહિલોરે, મિં તે ખમ્યો નવિ જાય;
તુંજ ચાલેવું મુજને સહીરે, મરણસમાણું થાય! ક૦ ૧૯
તુજ ગુણ મુજ કિમ વિસરઇરે, ૨તેથી બહુ ઉપગાર;
ખાવાં પીવાં પહિરવારે, સાચવતી સુખકાર. ક૦ ૨૦
ભોજનવેલાં નિજ કરિંરે, કેલવી અમૃતાહાર;
તે કિમ મુજનિં વિસરનરે, તે તાહરો ઉપગાર. ક૦ ૨૧
સૂખડીવેલા બહુપરિંરે, જેમ મન માન્યું દેત;
હું આપું તે હિતકરીરે, નેહ ધરી તું લેત. ક૦ ૨૨
ખોલઈ માથું ધરી કરીરે, સૂતો સુખભરિ જાન;
તવ તું સુખ તુજ હાથસ્યુંરે, ફરસતી મુજ સુખ તામ ક૦ ૨૩
ઇમ અનેક સુખકારણઇરે, કરતી નેહ–વિલાસ;
તે મુજ ૪ખિણખિણ સાંભરઇરે, તો આ સ્યું કરઇ હાસ. ક૦ ૨૪
**મેત્રવતી** વળતુ કહ્યુંરે, હુ જઈ આવીશ વેગિ;
માન સંભાલ લેસ્યાં ધણીરે, મ ધરો ચિત ઉદ્દવેગિ. ક૦ ૨૫
ગમતાં અણગમતાં છેકેરે, કરતી વયણ–વિલાસ;
તે મુજ મીઠાં લાગતારે, ખમતો આણી હાસ! ક૦ ૨૬
દેઈ છેહુ વિરહો વલીરે, જાસ્યો ઉલંઘી મુજ;
તો મિં તુમસ્યુ ચાલઈ [સ્યુ રે], કરિ મન માનઈ તુજ. ક૦ ૨૭

---

૨–ત્હારા પ્રત્યે ૩–ત્હારાથી. ૪–ક્ષણે ક્ષણે, પળે પળે.

તીરથ કરવા ચાલી સતીરે, કુમર **સુદર્શન** તાસ,
નિવિડપ્રેમવિરહભણીરે, મૂકઈ મુખિ નિસાસ ક૦ ૨૮
સરસ વસ્તુ નવિ વાવરઇરે, ઉચા વસ્ત્ર નિષેધ;
**મેઘવતી** નવે વિસરઇરે, દેખવા ધરઈ ઉમેધ.[૨] ક૦ ૨૯
તેલ સુગંધ ગમઈ નહીરે, નવિ ખાઇ તે પાન;
કુણિં બોલવ્યું નવિ રૂચઇરે, મનિ **મેઘવતી**નું ધ્યાન. ક૦ ૩૦
દિન દિન દેહ દુર્બલ હોઈરે, અવટાઇ અંતરંગ;
[૧]વે અણુ આવી જે સહઈરે, તે કિમ પુષ્ટો અંગ. ક૦ ૩૧
આવટણું દેખી કરીરે, હાકી રાખઈ ચિત્ત;
આજકાલ તે આવસ્યઈરે, કરીઈ ચિત્ત પવિત્ત. ક૦ ૩૨
માન લાજ લોપનૂં નહીરે, માનનો બહુ અધાર;
ખાઈ પીન માતકહાણથીરે, તેણઈ તે જીવઈ સાર. ક૦ ૩૩
આગલિ સરસ સંબંધ ધણોરે, કહુંનાં વાધઈ ગ્રંથ !
**મેઘવતી** જિમ વારતાંરે, ચાલી દુઃખનેઇ પંથ ક૦ ૩૪

**[ઇતિ સુદર્શનદૃષ્ટાન્ત.]**

પ્રેમિં ઈમ દુઃખ ઉપજઈરે, કહઈ [૨]મંત્રીસુના અરદાસ;
મુજ પ્રેમ તુમસ્યુ તેહવેરે, કાંન મૂકો નિરાશ ક૦ ૩૫
પાઈ લાગીને વિનવુરે, હુ છુ તુમ્હારી દાસી;
ધરિ રહી આસ્યા પૂરવોરે, લોક દીઈ સાબાસી ! ક૦ ૩૬
પ્રભુ ! ચાલઇ દુખ થાસ્યઈ ઘણુંરે, કુમર **સુદર્શન** જેમ;
હુંછુંવી વાત કરંતડારે, કૂકડો બોલ્યો તેમ. ક૦ ૩૭
કૂકડો જેટલઈ વાસીઉરે, બયઠો થયો શેઠપૂત;
મુહૂરત આવ્યું માહરઇરે, સકલ સજાઈ લેત. ક૦ ૩૮
તિલક કરાવ્યુ કૂંકુમઇરે, ચોખાથી પિણ નિલાડિ,
હાથે શ્રીફલ આપીઉરે, કીધ પ્રયાણ દહિ [૩]ઝાડિ ક૦ ૩૯

---

૨–ઉમેદ, હર્ષ ૩–દર્હો ખાઇને.

૧–તે, મેઘવતી. ૨–રૂપસુન્દરી, રૂપસુન્દરને કહે છે.

ભરતાર ચાલ્યા પછી પ્રિયારે, કરઈ વિલાપ અપાર;
રૂદન કરઈ ઘણું દુઃખ ધરઈરે, એ સ્યું કર્યું કિરતાર ! ૪૦
પાપી એહવો કુણ હવોરે, જેણઇ નરપતિની આંણ;
લોપી રાખ્યો કૂકડોરે, મારૂં તેડી તાણ. ક૦ ૪૧
નફરનિં કહઈ તે કૂકડોરે, જેહનિં ઘરિ તસ તેડી;
નિરતિ કરી નફર કહઇરે, નાટકીઆઘર કેડી ક૦ ૪૨
તેહનાં તેડયાં નવિ આવીઆરે, નાટકીઅ નિરધાર;
પુત્રી, તેડી પરધાનનિંરે, વાત કહી અપાર. ક૦ ૪૩
મંત્રી કોપ્યો મનથકીરે, ભણઇ કુણઈ રાખ્યો એહ;
કરો હલ્લાં તે ઉપરિંરે, કૂકડો લાવો તેહ.! ક૦ ૪૪
તવ નાટકીઆ ઝુઝનાંરે, સજજ કર્યાં હથિયાર;
પહિરી [1]જીવરણી સવેરે, સનદ્ધબદ્ધ પરિવાર. ક૦ ૪૫
[2]વારૂ માણસ [3]વારવઇરે, વિચિં આવ્યા કહીઇ વાણી,
[4]મરણીક એ માણસ ઘણારે, એસ્યું મ કરો તાણી. ક૦ ૪૬
અનરથ બહુ થોડા કામનિરે, વારૂ નહી નિરધાર;
સ્વસ્થા થઈ પુત્રીનઈ કહઇરે, તે મારકણા અપાર ક. ૪૭
ચાલણહાર તે ચાલીઆરે, પાછા નાવઈ આજ;
બલીઆસ્યું વઢઈ જન મરઇરે, વિણસઈ આપણુ કાજ. ક. ૪૮
લાભ થોડો કલિ[5] ટાલનાંરે, પુત્રી કહઇ ભલું તાત;
તે એક કૂકડા કારણિંરે, મરઈ બહુ જન વિખ્યાત. ક૦ ૪૯

## દુહા.

તે લાવો ઇહાં કૂકડો, જે બોલ્યો પરભાત;
વિરહ કર્યો જેણે નાહનો, તે પુહુચાડું ઘાત. ૫૦

---

૧–જીવરક્ષિકા, બખતર ૨–સારા, સજ્જન. ૩ વારે, રોકે
૪–સાહસીક, મરણિયા. ૫–કલહ, કલેશ, ક્રોધ, યુદ્ધ.

વદઈ મંત્રી નર[1] સહસ બઇ, મુંઆં આવઈ હાથિ;
[2]નાલિં કુહનઇ જીવતા. જોર નહીં એ સાથિ। ૫૧
પુત્રી ભણઈ માણુસ ઘણા, રખવોલાની આદિ,
તે જોવા લાવો ઇહાં, જોઉ નિશિવેદીનિલાડિ. ૫૨
પછઇ પરધાંન જઈ કરી, દેઈ વિસાસ કરી મેલ;
માગ્યો જોવા કૂકડો, તે નાપઇ થઈ ભેલ. ૫૩
મૂકીઓ લેઇ માણુસ ભલાં, મંત્રી કૂકડ લેય;
જેમ એ તિમ નર આએણી, ટહે પુત્રીનઇ દેય. ૫૪

## ઢાલ, રાગ ગોડી ત્રિપદી.[3] ૪૧

દેખી કૂકડો સાર, મોહી માનની માંન.
મૂકી મુખી ઇમિ ભણઇં એ. ૫૫
સુંદર દેખી પંખ, આંખિ અમી ભરી કરી,
ફરસતી પુંપુઆલતી એ. ૫૬
કહવા લાગી નારી, [4]સુણિલહી કૂકડા;
જનમાંતર સ્યું વિરાધીઉ એ. ! ૫૭
જે તે આવી આજ, બોલી વિરહ દીઓ;
યૌવનવેશિ બાપડા એ ૫૮
દુલહો નાહવિયોગ, તે દુ:ખ દેઇનિં;
કિમ્ ? તે છૂટીશ કૂકડા એ. ! ૫૯
કોઈ કરમિં તિરયચ, એણિ ભવિ તું હવો,
વિરહ કરઇ હવઈ ભવ કિસ્યો એ. ૬૦
એહવા કરમ અઘોર, કાં કરઈ કૂકડા।
એહ વિપાક અતિ દોહિલો એ. ૬૧

---

૧-એ હજાર.૨-ન આપે. ન+આલિં-આને. ૩-જુઓ પાનું ૭૦ ઢાલ ત્રિપદી. ૪-સુણીલે, સાભળીલે.

એતલા ઉફરૂં[1] દુ:ખ, નથી સંસારમાં;
જોય વિચારી જીવસ્યું એ. ૬૨
કોઈ દીઇ દશ ગાલિ, તે દુઃખ વિસરઈ,
બૂસડિ બઇં તેહજ પરિ એ. ૬૩
ધન જાઈ બહુ કોડિ, તે વેલાએ સાંપડઇ;
પણિ એ દુઃખ સાલઇં, દુઃખ-ખણું એ. ! ૬૪

**દુહા.**

ધનસંપદ આવી મિલઇં, તિમ પ્રભુતા વલી જોય;
ગાલિ બૂસટિ નહી ગૂમડાં, પણિ એ દુઃખ સાલઈ દુઃખ હોય. ૬૫
સુખદુઃખ સહુનિં સારિખા, જાણી કર્યો ઉપગાર;
દુઃખ નવિ દીજઇ કોયનિં, ઉત્તમ એ આચાર ! ૬૬

**ઢાલ. રાગ સિંધુઓ, ત્રિપદી. ૪૨**

તિં ઓછી મુજ નાહનો ! કરીય વિછોહ ઉમાહનો !
ઉમાહનો, એમ કહી રૂઇ ઘણું એ ૬૭
ઈમ તે દેખી તે કૂકડો, રોવા લાગો બાપડો;
બાપડો આંસૂ આંખિં આણતો એ. ૬૮
કહેવા લાગી સુંદરી, તું કાં રોઈ દુઃખભરી,
દુઃખભરી હું રોઉ પ્રભુવિરહઇં કરી એ ૬૯
તવ સંજ્ઞાઈ કુકડઇ, પાટલો અણાવી તે રડઈ;
ભુઈ પડઈ ઠીકાલી[2] અણાવતો એ. ૭૦
ચાંચઈ કરી અક્ષ્યર લિખઈ, [3]સુણિ સુંદરી તે ઈમ [4]ભખઈ,

---

૧–ઉપરાંત, એ ઉપરાંત, એ વિના "આત્મસ્મરણ ઉફરો બીજો નથી ઉપાયજી". **ભ લણકવિ** ૨–ઈંટ, વા રોડાનો ટુકડો. ઠિકાળવો.
૩–સુણ–સાંભલ. આ પુસ્તકમાં જેમ "સાંભલ" ની બદલે "સાંભલિ" કરવામાં આવ્યું છે, તેમ "સુણ"ને બદલે ઘણેક "સુણિ" વાપરવામાં આવેલછે.
૪–કહે.

કાં ઝખઇ[1] મુજનિં તું કૂકડો એ. ૭૧
સાંભલિ હું નહી કૂકડો **પૂરવદેશ** આછઇ વડો;
તિહાં વડો **આભાપુરી**નયર વડો એ. ૭૨
કરમિ **નલ** દવદં**તી**અ, રાણી મૂંકી રોઅંતીઅ;
રોઅંતીઅ **સીતા રામિં** વનિ તજીએ. ૭૩
**રાવણ**નાં દશ મસ્તક, ભુંઈ પડયાં સ્ત્રી પસ્તક;
[4]સ્ત્રી પસ્તક નર બહુ જગમાં દુઃખ લહ્યાં એ. ૭૪
હું પણિ કરમવશિં પડયો, કોઈ કારણ સંકટ ચડયો;
એવડો કરમિં સંચ આવી મિલ્યો એ. ૭૫

**દુહા.**

સુણિ સુંદરી નહી કૂકડો, હુ **આભાપુરી** રાય;
કરમિં સંકટવશિ પડયો, એહવો મિલ્યો ઉપાય. ૭૬
સંકટ છૂટુ હે સહી. બઇસું રાજ્ય સુઠામ ।
તવ બહિનર તું માહરી, સારૂં વાંછિતકામ. ૭૭
દોષ મ દેસ્યો કરમનિં, કરમિં સુખદુઃખ હોય,
કરમ કરઇ જે આપણાં, તે ભોગવઈ સહુ કોય. ૭૮
રૂપસુંદરી તે સાંભલી, મોહ લાગઈ તે સાથ;
શાસ્ત્રવિનોદ કરતાં સવે, વિસરીઓ નિજ નાથ. ૭૯
કામણગારી કામિની, કહીઇ ઈણિ સંસાર;
વૃથા કરિઉ ઇણિં કૂકડઇ, એહ વયણ નિરધાર. ૮૦
મોહગહેલી કામિની, નિરખઇ વારંવાર;
છુવકારઇ મુહ મરકલઇ, ચાંપી હઇયડા હાર. ૮૧
તું દીઠઈ દુઃખ વિસર્યું, થયુ શરીરઈં [1]ચયન;
હૃદય નયનનઈં સુખ હવુ, ગયું વિરહદુખ [2]ગહઇનિ ૮૨

---

૧–ઝંખે ધારે, વિચારે. ૨–સ્ત્રીઓના'કાંઈ નહિ તે કાંઈ કરણી પસ્તાતો પામેલા ૩–ચેન, આનંદ ૪–ગહન.

## ઢાલ. ચોપાઇ દેશી. ૪૩

એહવઇ દિન બીજઇ પડવડો, નાટકીઇ માગ્યો કૂકડો;
મંત્રી કહઇ પુત્રી! તે દીઓ, હા! અમ તાત મુજ કહેણ સુણી લીઓ. ૮૩
તાત! એ દિવ્યરૂપ નહીં કૂકડ જાતિ, એ મુજ દુઃખ સવિ ટાલિઓ;
× × × એણઇ દુષ્ટ મુજ મન વાલિઓ. ૮૪
એતલા માટઈ ધનસંપદા, જેટલું માગઈ તેટલું મુદા,
આપી લેવો એ કૂકડો, નહી તો અન્ય ઉપાય કો જડો. ૮૫
પુત્રીવચનિ જાઈ પરધાન, નાટકીઆનિં દેઈ બહુ માન;
કહઈ ધન જોઇઇ તે તુમ્હે લીઓ, કૂકડો અહ્મ પુત્રીનઇ દીઓ. ૮૬
રઢ લાગી છઈ તેહનિ ઘણી, તે માટઈ આવ્યા તુહ્મભણી;
તુમ્હનિ જડસ્યઇ ઘણાઇ વલ', એહવી વાત તેણઇ સાંભલી. ૮૭
નાટકીઆ કહઈ ધન અહ્મ ઘણુ, કૂકડો જીવથી અધિકો ભણું;
જીવ જાઈ તો જાઓ તેહ, નવિ અપાઇ કૂકડો એહ. ૮૮
નાટકીઆ તે સમજ્યા નહી, મંત્રી વાત પુત્રીનિં કહી;
કૂકડઇ પણિ[1] સંજ્ઞાઇ કહિઉ, આપો હવણાં તે સદ્દહુ'[2]. ૮૯
આપ્યો કૂકડો નાટકીઆ હાથિ, તેહ ચાલ્યા લેઈ સહુ સાથિ;
રૂપસુંદરુ પતિવર સિંધરે, થયુ સુખ મનિ નાહ કરિધરે. ૯૦

[ઇતિ આન્તરકથા]

## (ષષ્ઠોધિકાર–પ્રશસ્તિ.)

સંવત સોળ નવ્યાસીઓ જાણી, આશો શુદિ દશમી ચિત્ત આણી;
શીલ–અધિકારિં ચન્દનરેશ, પ્રેમલાલચ્છી શીલવિશેષ. ૯૧
તેહ તણો છઠ્ઠો અધિકાર, પૂરણ હુઓ જનસુખકાર;
**શ્રીતપગચ્છમંડણ** માહન્ત, **શ્રીહીરવિજય**સૂરીસર સંત. ૯૨
જેહનું લોકોત્તરસરૂપ, પ્રતિબોધ્યો જેણઇ **અકબર** ભૂપ;

1–મૂળપ્રતિમાં "સંજાઈ," એવો પાઠ છે. 2–ગ્રહ્યુ, કબૂલ્યું.

ષટ્માસિ સવિ દેશ અમારિ, તીર્થલોક ભય ટાલણહારી. ૯૩
તાસ પટ્ટોધર અધિકો રંગ, **શ્રીવિજયસેન**સૂરીસર ચંગ;
કુમત મતતરૂઅરનો કન્દ, છેદ્યો જેણિં ટાલ્યો ફન્દ. ૯૪
તસ પાટે **શ્રીવિજયતિલક**સૂરીન્દ, દરિશન દીઠઇ પરમાનન્દ;
તાસ પટોધર તેજિ દિણંદ, **શ્રીવિજયાનન્દ**સૂરિ સૂરીન્દ. ૯૫
શમદમ લોકોત્તર વયરાગ, દિન દિન જેહનો અધિક સોભાગ;
ગુણ ગાઇ સુરનર નિશિદિસ, માનઈ જેહની બાહુ અવનીશ ૯૬
તસ શાસનવાચક શિરરાય, **શ્રીગુરૂમુનિવિજય** ઉવઝાય;
તાસ શિષ્ય **દર્શનવિજય** ભણઈ, એતલઈ પૂરણ સહુઈ સુણઈ. ૯૭

## इति श्रीचन्द्रार्या नामरा , ष ोधि ारः सम्पूर्णः ६ ||–९९७

## (સપ્તમોધિકાર–મંગળાચરણમ્.)

### ઢાલ. ચોપાઇ રાગે. ૪૪

હવઇ સાતમો અધિકાર લિખાય, નાટકીયાતે ચાલ્યા જાય,
રમતા **દક્ષિણ માલવદેશ,** [1]**મેદપાટ; મારૂઆદિ** નિવેશ. ૯૮
**ગૂજર;**કૂંકુણદેશ નિવેશ, **સોરઠ** સુંદર દેવનો દેશ!
તિહાં તીરથ સમરથ સુખદાય, **શ્રીશત્રુંજય, રૈવતગિરિરાય.**[2] ૯૯
દેશમંડણ નયર સિર તિલક, **ત્રિમલપુરનામિ**[3] હોઈ પુલક;
તે ઉતરિઆ જઈ આરામિ, કીધું ભોજન રહી આરામિ ૧૦૦૦
જઈ ભેટ્યો **મકરધ્વજ**[4] ભૂપ, દેખી નાટકીઆના રૂપ;
પૂછ્યા તે બોલઈ પ્રભુ સુણો, **પૂરવદેશ** મહિમા છઈ ઘણો. ૧
એહવઈ સમઇ તિહાં **પ્રેમલા**, દીઈ દાન વયણ કોમળા,
પણિ કો ભરતાર **આભાપુરી**, પૂછઈ ખબરિ ન કહઈ કો ખરી. ૨
રાજા મકરધ્વજ ઇમ કહઇ, વાત ખરી હોઈ તો કો લહઈ,

---

૧–મેવાડ, ૨–ગિરનાર ૩–પ્રેમલાલચ્છીનાગું ગામ અર્થાત્ નાટકીઆ ઓ પ્રેમલાના પિતાના દેશમાં આવ્યા. ૪–પ્રેમલાલચ્છીનો પિતા.

પણિ જાણીઈ છઈ જે એ વાત, પુત્રી કહેઉં ખોટું નિરધાત. ૩
રાજા બંદીખાનઈ જેહ, મુકો છોડી પરહાં તેહ;
એહવું રાયવયણ સાંભળી, **પ્રેમલા** કર જોડી કહઈ વલી. ૪
તાત સુણો જો મૂંકો તેહ, તેહ સુખિં ઘરિં જાવે એહ;
પણિ મુજ ખોટી પ્રભુ કાં કરો, જ્ઞાનીવયણ તે હઈયડઈ ધરો. ૫
શાસનદેવતણી જે વાણી, તે સંભારો હઈયડઈ આણી;
સોલે વરસે મિલસઈ નાહ, તિહારિં જણાસ્યઈ ચોર નિં શાહ. ૬
મસવાડા છ થાકઈ હવઈ, હાથ વહેથમાં આવ્યું કવઈ;
નિરતિ કરિનઈ જેમ નિભાય, તે તિમ કરવું પૃથ્વીરાય. ૭
ભુપ ભણઈ સાંભલિ નંદિની, વરસ પન્નર છમાસ ખેદિની;
નિરતિ ના પામી કિસી કોઈ, સાચું હેઇ તો ન કથઈ સોય. ૮
**પ્રેમલા** ભણઈ ભગવંતનઈ ભજું, અવર આલપંપાલ સવિ તજું;
માહરઇ સાનિધિ શાસનદેવી, તો સાચું થાસઈ સુણિ હેવિ. ૯
જૈનમુનીસર જ્ઞાન સહુ સાચ, મ કહીઈ મણિ ન હોઈ કાચ;
તો સહી હોસ્યઈ સાચી વાત, નહિતો પણિ કુણ વારઈ ઘાત. ૧૦
એહવઈ આવ્યા નટઅળીવંત, રાજાઈ પૂછ્યા તે સંત;
**પ્રેમલા** છઈ નૃપનઈ હુકડી, નાટકીઆ કહઈ વાત સુણી વડી. ૧૧
**પૂરવદેશ આભાપુરી** ઠામ, તિહાં આવ્યાની નિસુણો સામ;
નિસુણી **પ્રેમલા** કહઈ અહ તાત, **આભાપુરી**ની આવી વાત. ૧૨
મંત્રી **સુબુદ્ધિ** ભણઈ સુણો ભૂપ, હવઈ જાણીસ્યંઈ સયલ સરૂપ;
પૂછ્યા નાટકીઆ કહઈ વયણિ, તિહાં રાજા નામિં સુણઈ અવની. ૧૩
નાટકીઆ કહઈ નરેશ, સોલ વરસ થયાં ખબરિ લેશ;
ન લહઈ કો કિહાં તે ગયો, સુદ્ધિ નહી તે કાંઇંઇં થયો. ૧૪
રાજ્ય કરઈ તિહાં તેહની માય, **વીરમતી** નામિં મહારાય;
પૂછઈ મંત્રી પાસખી કુણિં દીવ, કૂકડો આ કીહાંથી લીવ. ૧૫
નાટકીઆ ભણઇં **ચંદ્ર**નરેશ, તેહના ઘરથી એહ વિશેષ;

એહ પ્રસાદ ધન ઘણું અમ્હે લહિઉં, જાણિઉં તેહવુ તુહ્મનિં કહિઉ. ૧૬
મંત્રી કહઈ આવ્યો વરસાત, ચોમાસું ઈહાં રહો વિખ્યાત;
કૂકડો **શિવમાલા**નઈ ભણઇ, રહો ચોમાસું મતિ અહ્મતણઇ. ૧૭
બેટી, તાત સુણાવઈ તેહ, નાટકીઈ માનિઉં સુણિ એહ;
કહઈ **પ્રેમલા** કરજોડી કરી, અવધારો શ્રીનાથ ઉચરી. ૧૮
શુદ્ધિ લહીએ પ્રભુની ખરી, સોલ વરસ થયાં તેયુઇં વરી;
જિહાં હોસ્યઈ તિહાંથી આવસ્યઇ, પૂરા દિવસ થઈ ફાવસ્યઈ. ૧૯
રાખો દિવસ સવિ પૂરા થાય, રાખ્યા ખરચી દેઇ રાય;
કહઇ **પ્રેમલા** મુજ જોવા કાજ, દિવરાવો કૂકડો મહારાજ ! ૨૦
મુજ સાસરીઓ એ કૂકડો, [1]ચ્યારિમાસ રહો પાસિ વડો;
રાજાઈ નાટકીઆ ભણ્યા, આપો કૂકડો એ દિન ગણ્યા ૨૧
રામતિકારણિ માગઇ ઘણું, ધન દેસ્યું માગો એહ તણું;
તો, નાટકીઆ આપઈ નહી [1]કૂકડોમતિ જાવા ગહગહી. ૨૨
કૂકડાનુ મન દેખી તેહ, આપ્યો તે રાજાનિ એહ;
રાજાઈ પુત્રીકરિ દીઓ, તવ પુત્રીઇ હરખિં લીઓ. ૨૩
ભોજનવિધિ તસ પૂછી તાસ, [ત્યારે] પુહતી **પ્રેમલા**ની આશ;
નાટકીઆ ઉતારા દીઆ, શુદ્ધિ લઈ સહુ મન ગહગયા. ૨૪

**દુહા.**

નાટકીઆના વયણથી, ભૂપની ટલી મનભ્રાંત,
સાચો કહ્યો મુજ પુત્રીઇં, **ચંદ**તણો વિરતાંત. ૨૫
મિ જાણ્યું ખોટુ વદઈ, પુત્રી જીવિત કાજ,
એ નાટકીઆ આવતઈ, રહી અમારી લાજ. ૨૬
જામાતા પરગટ હુસ્યઈ, હવઈ ઉતરસ્યઈ કલંક;
**પ્રેમલા** થાસ્યઈ નિર્મલી, કુલ થાસ્યઈ નિકલંક. ૨૭
**પ્રેમલા**જનક[2]રીઝ્યો ભણઇ, જેહનિં શીલશિણગાર,

[1] ચારમાસ, ચાતુર્માસ
[1] કૂકડાની મરજી જવાની થઇ [2]–પ્રેમલાનો પિતા.

તેહની સુરસેવા કરઈ, દેવ કરઈ જયકાર. ૨૮
**પ્રેમલા** કૂકડાનિં કહઇં, તું મુજ આતમરામ !
મુજ પ્રિયતમના ઘરતણો, તેણઇં વહાલો અભિરામ ! ૨૯

**ઢાલ. રાગ ધન્યાસી. દેશી–સુડાની, રાગ—સામેરી. ૪૫.**

**પ્રેમલા** કરિ ધરિ કૂકડો, કૂકડો ચાંપી હઇયડાબારરે;
કહઈ મુજ સાસરીઓ મિલ્યો, કૂકડાં ! દુલહો વિરહવિકારરે. ૩૦
નાહ ચોરીમાંહી કહી ગયો, કૂ. આભાનયરી અહિ ઠાણુરે;
તેણિ પનરવરસ થયો, કૂ. આજ તે વયણુમંડાણુરે. ૩૧
જાનીવાસઈ જાયનાં, કૂ. રથથી ઉતરતાં સાહ્યોરે;
કર છોડાવી માહરો, કૂ નાસી ગયો તેહનો વાહ્યોરે. ૩૨
આવ્યા જે **સિંધુ** દેશના, કૂ. તેણઈ કોઢીધરિ એકરાતિરે;
હું અલગી ઉભી રહી, કૂ તેહ લવ્યો બહુ ભાંતિરે ! ૩૩
દિન બીજઇ રોઈ કરી, કૂ. મુજનિં કલંકીત કીધીરે;
કોપ્યો તાત મુજ ઉપરિં, કૂ. શલી દેવા આણુ દીધીરે. ૩૪
મંત્રી **સુબુદ્ધિં** સમઝીઓ, કૂ. વાત એકપક્ષી નવિ કીજઇરે
તેડી તાતિ પૂછીઉ, કૂ વાત સુણી મનિ ખીજઇરે. ૩૫
તેડી મંત્રી ચ્યારનિં, કૂ. પૂછી રૂપની વાતરે;
તે કહેતાં ખોટા પડયા, કૂ. જોયું વાતની ધાતરે. ૩૬
શત્રુકાર મંડાવીઓ, કૂ. દેઉ નિત્યઇ દાનરે;
કોન કહઈ **આભા**પુરી, કૂ. નામ છતું અભિરામરે. ૩૭
એ વિરહદુઃખવારતા, કૂ. કુણ આગલિં કહવાઇરે;
જે કર્મિં આવી મિલ્યું, કૂ તેતો આપિં સહીવાઇરે. ૩૮
તે દિનથી મિ કૂકડા, કૂ વારી દેહસંભાલરે;
સરસ વસ્તુ સવિ પરહરી, કૂ. માહરા એહ હવાલરે. ૩૯
મુજ સાસરાથી આવીઓ, કૂ, કહઈ સમાચાર કેહવારે;
નાહ છોડી મુજ કિહાં ગયો, કૂ. દિન કિમ જાસ્યઇ એહવારે.! ૪૦

ઉમાહઈ નાહ પરણી ગયો, કૂ. વલતી ન પૂછી સારરે;
અપરાધ મિં કો ન જાણીઓ, કૂ. કહઇ તે વિચારરે. ૪૧
કહઈ રાણી ઘણી તેહનિં, કૂ. હું તેણિં ન સંભારીરે;
વિનય દેખતાં જો માહરો, કૂ. તો હું લાગત પ્યારીરે. ૪૨
મુજ હાથે જલ નવિ કર્યું, કૂ. ભોજન મિં ન કરાવ્યુંરે;
પાન સમારી નવિ દીયાં, કૂ. કામ કિસ્યું ન ભલાવ્યુ રે. ૪૩
નાહઇં નેહ ધરી કીસ્યો, કૂ. મુજનિં નવિ બોલાવીરે;
મોહિ મનોરથ મનિ રહ્યા, કૂ. તુજ દીઠઇ હું ફાવીરે. ૪૪
મિં નવિ દીઠું સાસરૂં, કૂ. હરખ ન પોહતા માહરારે;
એહવી હું દોભાગિણી, કૂ. સ્યા હવાલ, હવઇ માહરારે. ૪૫
સાસુહેજ ન મિં લહિઉં, કૂ. નણંદલતું ન જોયું માથુ રે;
દેવરહાસ્ય ન મિં સૂણ્યું કૂ. તે હવઈ દેખવું કિહાંથુંરે.[1] ૪૬
નોધારી હતી હું સહી, કૂ. થઇ ધણીઆતી આજરે;
તુજ આવ્યઇ સુણિ માહરી, કૂ. અધિકી વાધી લાજરે. ૪૭
તું મનમોહન માહરો, કૂ. તું મુજ પ્રાણઆધારરે;
તિં મુજ મનડું મોહિઉં, કૂ. તુજ ઉપરિ મુજ પ્યારરે. ૪૮
એકવાર મુજ નયણડે, કૂ. નાહનો કરિ મેલાવરે;
તુજ વિના સુણિ કૂકડા, કૂ કુંણિ આગલિ કરૂં રાવરે। ૪૯
તુજ દીઠઈ મુજ દુઃખડાં, કૂ. વિસરીઆં વિકરાલરે;
હવઇ મુજપ્રિયમેલાવડો, કૂ. કરિ તું છઈ અતિહિં કૃપાલરે. ૫૦
વિરહવેદન મિં બહુ સહી, કૂ. હવઈ મિં ખમીય ન જાયરે,
હવઇ તું મુજ તે પરિ કરે, કૂ. પ્રિયમેલાપકથાયરે. ૫૧
દ્રાખ; બદામ, અખોડ એ, કૂ. ચુણ વેલાઈ સંભારરે;
ભોજન ધોઅણુ સંભાલવું, કૂ. કરે તે વારોવારરે. ૫૨
આલંબન સુખનું થયું, કૂ. વેલા જાતી ન જણાઇએરે;

[1] -અર્થાત્ કિહાંથી, કયાંથી.

વાત સુણી તે કૂકડો કૂ. હઈયડું દુઃખે ભરાયરે. ૫૩
કૂકડો ખિણ દુમનો થઈ, કૂ. તાસ ન જણાવઈ આપરે;
એ દુઃખ એમ સરજિઉં હુસઇં, કૂ. કઈ જનમાંતરપાપરે. ૫૪
ઇમિ કરતાં ચ્યારિમાસ હવા, કૂ. [1]વરખાનો ગયો કાલરે;
અન્ન સવે સુહુગાં થયાં, કૂ. હુઓ દેશ [2]સુગાલરે. ૫૫
સરદસભાવિં નિરમલો, કૂ. નિરમલજલ તેનિ વાણિરે;
મોર કલા રમઇ આપણી, કૂ. વ્યપારી ચઢઈ વાંહણિરે. ૫૬
મારગ ફરકી સવિ હવા, કૂ. ચાલઈ ગાડા રથ સમુદાયરે;
તવ તેહ નાટકીઆ સવે, કૂ. ચાલવા ધરેય ઉચ્છાયરે. ૫૭
આવી રાયનિં વિનવઇ, કૂ. આપો રયણીનો વેદીરે;
અહ્મે પરદેશી પરહુણા, કૂ. રહ્યા ચારમાસ નિંવેદીરે. ૫૮
રાયે પુત્રીનિં જણાવીઉં, કૂ. માગઇં નાટકીઆ ચલાઉંરે;
તેણઇં આપો કૂકડો, કૂ. સુણી ભાગો મનઉમાહોરે. ૫૯
વલતું નૃપપ્રતિં પ્રેમલા, કૂ. કહઈ એ સાસરીઓ જીવરે;
ધન લઇ આપઇ એ કદા, કૂ. મુજ આલંબન સદિવરે. ૬૦
નાટકીઆ તે નવિ દીઈ, કૂ. વલતું **પ્રેમલા** ભાખઇરે;
જિમ ચ્યારમાસ; તિમ દિન વલી, કૂ. ચ્યાર પડખો સુણિ
મુજ આશરે. ૬૧

**(કૂકડાને થયેલી વિમલાચલ યાત્રા, અને કૂકડામાંથી ચન્દનું પ્રગટપણું.)**

**વિમલાચલની** યાતરા, કૂ. મુજનિં વેગિં કરાવોરે;
નાટકીઆ ભાઇનિં દીઉં, કૂ. તિહાંથી વહેલી આવીરે. ૬૨
ઇમ કહી સાહીઅરસ્યું મિલી, કૂ. લેઈ નિજ પરિવારરે;
**શત્રુંજય** ચડી ઉતાવલી, કૂ. ભેટયા જિન સુખકારરે. ૬૩
એક [1]સૂકડિ કેસર ઘસઈ, કૂ. એક લેઈ ફૂલ સમારઇરે;

---

૧-વરસાદનો ૨-સુકાલ ૧-સુકડ, સુખડ.

એક અગર ઓરૂખો કરઈ, ક. એક દીપક ધૂપ સારઈરે. ૬૪
એક પખાલઇ ધોતીઆં, ક. એક સૂકડિ ઉતારઈરે;
એક સજ્ઝાઇ બીજી કરઈ, ક. એમ તે આનમ નારઈરે. ૬૫
**પ્રેમલા સૂરજકુંડ** જઈ, ક. કાંઠઇ મૂક્યો કુકડવરે;
કરઈ અંઘોલ નિજ દેહની, ક. કરઇ વિચાર નૃપકુંવરે. ૬૬
સોલ વરસ થયાં મુજ સહી, ક. ભલો નિર્યંચ–અવતારરે;
છેહડો નાવઇ કરમનો, ક. કિહાં મુજ નર–અવતારરે. ! ૬૭
તો હવઈ જીવી સ્યું કરૂં, ક. ²સુંકું વિટંબના એહરે;
તીરથ કિહાં પામું વલી, ક. જાં? હવઇ એ દેહરે ! ૬૮
ચિંતવતાં એમ કૂકડો, ક. કુંડમાંહિ ઝંપલાવ્યું રે.
જાણી **પ્રેમલા** ગહબરી, ક. અરે ! હાં હાં ! ન પડ્યું હાતુ રે. ૬૯
એ સ્યું કીધું કુકડા, ક. કીધું વયરીનું • કામરે;
નટનઈ ઉત્તર દેઉં કિસ્યો, ? ક. તે ફેડરયઇ મુજહામરે. ૭૦
એમ કહી પાછલિથી વલી, ક. **પ્રેમલાઈં** ઝંપાવ્યું રે;
જઇ કરી ઝાલ્યો કૂકડો, ક. બૂડતી સખી પડિઉં હાતુ રે. ૭૧
ધાઇ આવી સખી સહુ, ક. **પ્રેમલાનિં** કરિ ઝાલીરે;
કાંઠઇ આણી રાણીય, ક. કહઇ એસ્યુ કીધું પ્રાણીરે ! ૭૨

## ( ચન્દ અને પ્રેમલાનો મેલાપ. )

**પ્રેમલા** કરિ ધરિ કુકડો, ક. હાથસુ પાંખ સમારઇરે;
તવ [1]કચડિં જે દોરડિં, ક. માઇ બાંધ્યો હતો દુઃખકારરે ૭૩
સોલે વરસે સડયો(ભ્યો) હતો, ક. આંગુલી તણાયો ત્રૂટોરે;
વિરહદુખ સવિ ભોગવ્યુ, ક. પાપકરમ સવિ ખૂટોરે ૭૪
તવ નરરૂપ થયો કૂકડો, ક. તે દેખો **ચંદનરેશોરે;**
**પ્રેમલાઇં** તે ઓલખ્યો, ક. પહેરણ આપ્યો વેષોરે. ૭૫

---

૨–મૂલપ્રતિમાં "સુકુ" પાઠ છે ૧–કેડમા.

હરખી ઉઠી આવી રહી, કૂ. કહઇ રાયનિં જઇ સંભલાવોરે;
તુહ્મ જમાઇ પ્રગટ થયો, કૂ વસ્ત્ર-વિભૂષણ લાવોરે. ૭૬
દેવા વધામણી રાયનિ, કૂ. જન દોડયા જઈ સંભલાવઇરે;
હરખ થયો તવ તેહનિં, કૂ. અતિ અચરિજ હઇયિડઈ આવઇરે ૭૭
**શત્રુંજય** યાત્રા કરી, કૂ. પૂજી **ઋષભજિણંદરે;**
ભાવના ભાવી અતિભલી, કૂ ઉતરીયાં ગિરીન્દરે. ૭૮
દીધી વધામણી અતિ ઘણી, કૂ. રાય પામ્યો અતિ-આનંદરે,
દેખવા સહુ જમાઇનિં, કૂ. મિલીઆ લોકના વૃંદરે. ૭૯

**દુહા.**

હાથી ઘોડા રથ સવે, શિણગારે ધરી મોદ,
[2]વહેલી સુખાસણ પાલખી, છત્ર ચામર સુવિનોદ. ૮૦
ઢોલ દમામાં દડવડી, પંચશબ્દ નિર્ઘોષ;
ભુંગલ ભેરિ ને ફેરીનાં, શબ્દ વાજઈ નિર્દોષ. ૮૧
નોબતિ વાજઇ છંદસ્યું, હલ ગુહિરો ગાજઈ મેહ;
મદન ભેરિ ઢક્કા રવિ, ત્રિભુવનજન ધરઈ નેહ. ૮૨
[1]જલમતી ઘોડા મલપતા, [2]પ્લુત્યગતિ ચાલંત;
સુરસુંદરીસમ સુદરી, ગાતિં જન મોહત. ૮૩
સામહિઉં સર્વ સજ્જ કરી, ચાલઇ ચઢતઈ નૂર;
ભૂપજમાઇ ભેટવા, આણી આણંદ પૂર. ૮૪

**ઢાલ. રાગ કેદારો ગોડી** તે તરીઆ ભાઈ તે તરીઆ. **એ દેશી ૪૬**

**શ્રીમકરધ્વજ** ભૂપ પ્રતાપી, મંત્રી **સુબુદ્ધિ** વિશેષરે;
સહસ પુત્ર સાથિં બલ સબલા, પહેર્યા શોભિત વેષરે. શ્રી. ૮૫
પાર નહી તિહાં માનવનો, જોવા મિલીઆ દેવરે;
અતિ આડંબર અંબર[3] છાહ્યો, કટકરજિં તતક્ષેવરે. શ્રી. ૮૬

---

૨–વ્હેલ, ગાડા. ૧–જલદ, સુન્દર. ૨–પ્લુત. અશ્વગતિ વિશેષ, નાચતા કુદતાં જવુ. ૩–કટકરજે-લશ્કરના ચાલવાથી ઉડતી ધળથી અંબર-આકાશ જાણે છવાયું ન હોય ! તેવો ભાવ છે.

વાજઇ ભૂગલિ ભેરી દમામાં, વાજઈ મોટાં નિસાણરે;
ગાયન ગાઇં રંગ રસાલા, ગીતનાટિકમંડાણરે. શ્રી. ૮૭
યાચકજનનઇ દાન દીઈ બહુ, હયગય વસ્ત્ર સુનાણરે;
રથ બેઠી સોહાસણિ રાણી, ધવલમંગલમંડાણરે. શ્રી. ૮૮
જઇ **શત્રુંજય** યાત્ર કરીનિં, વારૂરૂપ જમાઇરે;
ચોરીમાહિં દીઠો તે તેહવો, કવણ કુબુદ્ધિ મિ ધ્યાઇરે. શ્રી. ૮૯
સહી **પ્રેમલાની** અજબ પુણ્યાઈ, ભાગ્યતણી એ વડાઇરે;
સાંઈઈ સાંઇ મિલઈ તે ધાઇ, તે સુખપાર ન પાઇરે. શ્રી. ૯૦
વસ્ત્રવિભૂષણ કરી અમૂલાઈ, હાથીખંધી ચઢાઇરે;
લોક સહુ કુસુમિસું વધાઈ, ધવલમંગલ તિહાં ગાઇરે. શ્રી. ૯૧
દેખો લોકો એ ઠકુરાઈ, કીધી પૂરવકમાઇરે,
એહવુ દેખી સુણોરે ભાઈ, કર્જો ધરમ સખાઇરે. શ્રી. ૯૨
નયરપ્રવેશ [૧]સુસકુનિં કરાવઇ ઘરિઘરિ ઉચ્છવ થાઇરે;
ઘરિઘરિ તોરણ ધજા લહકાઇ, ઘરિઘરિ મંગલ ગાઇરે શ્રી. ૯૩
કુંકુમહાથા ભીતિ લગાઈ, નાટકની રચનાઇરે;
દાન દીઈ બહુ અતિ હરખાઇ, ઇણિપરિ ઉચ્છવ થાઇરે શ્રી. ૯૪
**પ્રેમલાલચ્છી** અતિ હરખાઇ, બેઠી સુખાસણ આઇરે;
માન મહોત દીઇ તસ ભાઇ, [૨]તાતિ સતી કરી ગાઇરે. શ્રી. ૯૫
રાજા, મંત્રી, ભૂપજમાઈ, વાતિં આપ કમાઇરે,
કહી સહુનિં મનિ સુખ ઉપાઇ, એમ દિન આનંદદાઇરે શ્રી. ૯૬
રાય **મકરધ્વજ** કહઇ મંત્રીનઇ, કીધી એણઈ ઠગાઈ,
કપટ કરી કલંક નીંદાઈ, રાય **કનકરથે** ઠાઇરે. શ્રી. ૯૭
એહનિ ચોરનો દંડ નિપાઇ, કપટ કરી ફલ પાઇરે,
વાત સુણી **કનકરથ** રઇ, ઝાનચિંતાઈ ઉપાઇરે શ્રી. ૯૮
**ચંદ**વિના બીજો નહી કોઈ, રાખઈ મરણથી રાયરે,
ઇમ જાણીનઈ કોઇ ન જાણઈ, તિમ ધન નફર સજાઇરે. શ્રી. ૯૯

૧–શાશુકને. ૨–તાને,' પ્રેમલાના પિતાએ.

રાતિ બઇ પુહુર પછી સહુ સૂતઇ, **ચંદ**ઘરિ તે જાયરે;
જાણી **ચંદ** તે સાહમો આવઇ, ઉત્તમ એમ ગવાયરે. શ્રી ૧૧૦૦
કહો સ્યું કામ જે તુહ્મે પધાર્યા, મુજનિં કાં ન તેડાવ્યોરે;
ભૂપ ભણઇ એ કાજ અગોચર, તે માટિં હું આવ્યોરે ! શ્રી. ૧
**મકરધ્વજ** ભૂપતિ પરભાતિં, કુટંબસહિત અહ્મ મારઇરે;
રાખણહારન કો નહિય અમારો, કીધા ગુણ ચિતારઇરે. શ્રી. ૨
જો રાખઇ તો તું ઉપગારી ! તું જગિ જીવિતદાતારરે;
અહ્મ કરણી જો તુહ્મે સંભારો, તો કો અવર ન ત્રાતારે. શ્રી. ૩
સુણી વયણ કહઇ **ચંદ**, સ્યું ! બોલો, માહરઇ તુહ્મે છો તાતરે;
મુજ જીવંતાં કોઈ ન મારઈ, નિશ્ચલ બોલ એ જાતરે. શ્રી. ૪
જાઓ ઘરિ સુખઇં નીદ કરો જઈ, નિરભય થયો તે સાથરે;
તિહાં ચોકી **ચંદની** બેઈઠી સારી, એ ઉત્તમનરનાથરે. શ્રી. ૫
થયો પ્રભાત સભાઇં આવ્યો, **શ્રીમકરધ્વજ** ભૂપરે,
કાલ કૃતાંત થયો તે ભીષણ, એહવો થયો વિરૂપરે. શ્રી. ૬
તેડી નફરનઈ તેહ તેડાવ્યા, **ચંદ**ચોકીઇં આખ્યારે;
ખબરિ કરી જઈ **ચંદનઇં** તેણઈ, **ચંદઈં** થોભાવી રાખ્યારે. શ્રી. ૭
**ચંદ** ગયો તિહાં રાજસભાંઇ, સામી ! તે સ્યું તેડાવ્યારે;
રાય ભણઇ એ ખોટા કપટી, અન્યાઇ રખાવ્યારે. શ્રી. ૮
એ માટઈ મિં સુતા કલંકી, જે સૂધી સતી સારરે;
એહનિ મારણ મિં આદેસી, પુણ્યિં રહી નિરધારરે. શ્રી. ૯
તે માટે સવિ કુટુંબસહિત એ, હણવા તેડયા તેહરે;
**ચંદ** કહઈ સામી! અવધારો, સહી ન મરઈ હવઇ એહરે. શ્રી. ૧૦
એણે સામી મુજ પરણાવ્યો, તો એહ માહરઈ તાતરે;
તે હવઈ જો મરસ્યઈ મુજ બેઠાં, તો હું કહો સ્યો જાતરે. શ્રી. ૧૧
રાય ભણે એ અતિ અન્યાઇં, તુમે એ વાત મ તાણોરે;

એહની કરણી તમો સવિ જાણો, તે કાં હઇયડઇં નાંણોરે શ્રી. ૧૨
**ચંદ** કહે જે એણઇં કીધું, તે સવિ માહરઈં કાજિરે;
એણિ મુજ ઉપકાર કર્યો એ, ન મરઈ તુમથી રાજિરે. શ્રી. ૧૩
રાયે જમાઈએ કીધો જાણી, તેડાં મૂકયાં તેહરે,
તે આવી નૃપપાએ લાગા, પગિ લાગો **ચંદનઈ** એહરે. શ્રી. ૧૪
આજલગી[1] જીવો તે જાણો, **ચંદ**તણો ઉપગારરે,
થાઇ પ્રશંસા ત્રિભુવનિ, એહની, **ચદ** ઉત્તમ તે સારરે. શ્રી. ૧૫
અવગુણ કીધઈ ગુણ કરી માનઈ, એ ઉત્તમઆચારરે;
**ચંદ** **નરેસર** મોટો જગમાં, સહી જીવિતદાતારરે. શ્રી. ૧૬
રાય **કનકરથ** ચિંતઈ મનમાં, હવઈ સંસાર અસારરે;
ધરિ જઇનિં કહો હવઈ સ્યું કરવુ, રૂડો સંયમભારરે. શ્રી. ૧૭
ધિગ્ ! ધિગ્ ! મોહ એ મયણવશિં જીવ, કરઈ અકારજ કરતારે;
પણિ દોહિલાં હોઈ ભોગવતાં, દુરગતિ કારણ એતારે. શ્રી. ૧૮
ઈમ જાણી માગઈ આદેસો, **ચંદ**નરેસર કેરોરે;
**કનકધ્વજ** આ ખોલઈ તુમારઈ, અમે લેસ્યુ મુનિવેશોરે. શ્રી. ૧૯
**ચંદ** કહઈ કાં તે તવ પભણઇ, ચરિત સંસારનાં દીઠાંરે;
હવઇ અહ્મે એથી થયા ઉભગા, સંયમના હલ મીઠાંરે. શ્રી. ૨૦
તો **ચંદિ** આદેશજ દીધો, કરી પ્રશંસા સહૂઇરે;
**ચંદ** કહઇ ભાઈ **કનકધ્વજ** ! ચિંતા ન કરવી કહીઇરે. શ્રી. ૨૧
એ ભાઇનઇ વારૂ થાસ્યઇ, તિમ હું કરીશ એ કાજરે,
તે સહુઇ દીક્ષા લેઈ મુનિ પાસિ, સાધિઉ આતમકાજરે. શ્રી. ૨૨
**ચદ** રાજાઇં નિજ મંત્રાનિ, અનિ **ગુણાવલી** રાણીરે;
માય ન જાણઈ તિમ મોકલીઓ, લેખ લખ્યો હિત આણીરે. શ્રી. ૨૩

**દુહા.**

સોલ વરસ તિર્યંચપણું, ભોગવી કરમહ ભોગ,

---

૧-મૂલમા "પટી" પાઠ છે.

પુણ્યપ્રભાવિ પામીઓ, માનવપણનો યોગ. ૨૪
સુખશાતા મુજનિં અછઇ, શ્રીજિનધરમપ્રસાદ;
થોડા દિનમાં આવસ્યું, મિલસ્યું મન આલ્હાદ. ૨૫
કાગલ પુહુતુ મંત્રીને, **સુમતિ** સુણાવ્યો વાંચી;
**ગુણાવલી** હરષિત થઇ, લેખ લિખઇ મુદમાચી. ૨૬

## ( ગુણાવલી પત્ર. )

સ્વસ્તિ **શ્રીવિમલાપુરિં**, જિહાં છઇ પ્રભુ શ્રી **ચંદ**.
**આભાથી** તે **ગુણાવલી**, લેખ લિખઇ આણંદ. ૨૭

### ઢાલ. રાગ કેદારો. ૪૭

પ્રભુ લેખ તુહ્મારો ઓવીઓજી, વાંચ્યો **સુમતિ** મંત્રીશ;
પ્રભુ તે સુખ થયું જીવનિંજી, પુહતી સઘલી જગીશ
સનેહી ! આવો વેગિં ઘરે. આંકણી ૨૮
પ્રભુ ! તુહ્મ વિરહદાવાનલિંજી, દાઝઈ દેહ અપાર,
પ્રભુ ! નેત્ર અમીછંટા કરીજી, છાંટી કરી સુખકાર સ૦ ૨૯
પ્રભુ ! તુહ્મ કાગલ સાંભલીજી, જે સુખ ઉપનું અંગિ;
તે સુખવાત લહઈ જીવડોજી, કઈ જાનિ મનિ રંગિ સ૦ ૩૦
વિરહી હોઈ ઉતાવલાંજી, તે દુખ ખમ્યું રે ન જાય,
ઘડી, વરસાં સો સમી હોવઇજી, તુહ્મ આવ્યઈ સુખ થાય સ૦ ૩૧
નેત્ર તપઈ તુહ્મ દેખવાજી, કાનહીઇં તુહ્મવાત,
અંગ તપઈ તુહ્મ ભેટવાજી, જીભ સદા ગુણ ગાત(ન) સ૦ ૩૨
તુહ્મ આવ્યઈ ઓચ્છવ અતિ ઘણાજી, તુહ્મ આવઈ મંડાણ;
તુહ્મ આવ્યઈ એ પ્રાણીઓજી, લહઇ સંતોષ સુજાણ સ૦ ૩૩
પ્રભુગુણ સારાં ફૂલડાંજી, ગૂથી ટોડર[1] સાર,
હું આરોપું તે ગલઇજી, તેથી સુખ વિસ્તાર સ૦ ૩૪

૧--માલા.

ઘણું ઘણું લિખીઇં કિસ્યુંજી, લિખતાં નાવઈ [1]છેહ;
પ્રભુ ! હવઈ કરવું તેહવુંજી, ઉજ્ઝાસઇં નિજનેહ સ૦ ૩૫
તુ પ્રભુ રહસ્યો જિહાં ઘડીજી, ધનધન તેહજ ઠામ;
તિહાં તુહ્માર઼ઇં તેટલુંજી, પણિ ઇહિાં વિણુસઇ કામ. સ૦ ૩૬
રાજ્ય સંભાલો આપણુંજી, [2]સીજઇં સઘલાં કાજ;
બીજે સમાચાર વિસ્તરિંજી, મંત્રી લેખઈ સાજ સ૦ ૩૭
વાંચી લેખ સનેહસ્યુંજી, આંણી મનિ એ વાત;
ઇહાં વેગિં પધારવુંજી, થોડઈ ઘણો અવદાત. સ૦ ૩૮

[ઇતિ ગુણાવલી પત્ર]

લેખ લિખીનિં પઠાવીઓજી, હુઇ *સણસણ પુરમાંહિ;
[1]ચોકની છકની વારતાજી, ન રહી ઢાંકી તિહાંહિ સ૦ ૩૯
ઇમ અનુક્રમીં સાંભલીજી, **વીરમતીઈં** વાત;
**ચંદ** હતો જે કૂકડોજી, તે નરરૂપી જાત. સ૦ ૪૦
તેણીઇં આરાધ્યા દેવતાજી, પૂછિંઉ વાત એ સાચ;
દેવ હવઇ સાચી સુણોજી, **વીરમતી** કહઈ વાચ. સ૦ ૪૧
જાઓ મારી આવો **ચંદનઇ**જી, દેવ કહઇ સુણિ વાત;
અહ્મે ન ચાલઈ તે પ્રતિંજી, તે બલીઓ તુહ્મ જાત, સ૦ ૪૨
વલી બીજા સુર ભાખીઆજી, તેણંઈ તેહ જબાપ;
તવ રીશઇં તે ધડહડીજી, ચાલી મારણ આપ સ૦ ૪૩
તે સઘલાએ દેવતાજી, લેઇનિ આકાશિ;
ચાલી નૃપનિં મારવાજી, દેવ પડયાં તે પાસિ સ૦ ૪૪
દેવે વિચાર્યું અણચિંતવ્યુંજી, રખે મારઈ જઇ ભૂપ;

૧–છેડો અંત ૨–બિગડે

*વાતનો અવાજ, વાતની ખબર.

૧–ચોગની છગની, ચારગની છગની અથવા ચોકની છકની. ચોક-ચૌટામાં જાહેર થયેલી.

આગલિથી અણજાણતઈજી, જઈ જણાવું સરૂપ. સ૦ ૪૫
અરે! **ચંદ** ભૂપ તે સાંભલોજી, જિમ હું આવ્યો જાણી;
**વીરમતી** તુજ મારવાજી, તિમ આવઇ મતિ(મનિં)આણી સ૦ ૪૬
દીઠી આકાશે આવતીજી, ઉઠયો **ચંદ** નરેશ;
સાહમો તેભણી ચાલીઓજી, ખડ્ગ લેઇ સુવિશેષ. સ ૪૭
આવતો નૃપ જવ જાણિઓજી, તવ બોલઇ અભિમાનિ;
અરે! પાપી બીહતો નથીજી, ધીઠ વયણ સુણે કાનિ. સ૦ ૪૮
સહુ તમાસા સાંભલઈજી, દેખઇ સહુઈ લોક;
પણિ કો તે સ્યું માંડઈ નહીજી, જુંઈ લોકના થોક. સ૦ ૪૯
**ચંદ**, મરણ તિહાં આગમીજી, સાંમો થયો અબીહ;
**વીરમતી** કહઇ **ચંદલાજી**, હવઈ જાઈશ કહઈ કિહાંહ. સ૦ ૫૦
એમ કહી દેવ હકારીઆજી, દેવ ન બોલઇ કોય;
**વીરમતી** કહઇ કાં સવેજી, એણઇં સમઇ અલગા હોય સ૦ ૫૧
દેવ કહઇ અમ્હે સ્યુ કરૂ જી, એહવું તેજ ન ખમાય;
એહતું પુણ્ય ચઢતું અછઇજી, તુજ પરિવારિઉં આય! સ૦ ૫૨
એમણિ સુણી રીસિં ભરીજી, અધિક અધિકી તે નારી
પોતઈ કાંતી ધરી કરીજી, ધાઇ કહઈ મુખિ મારી. સ૦ ૫૩
વપમાં આવી જેહવઈજી, પગ એક સાહી તામ;
માથા પાછલિ ફેરવીજી, કહઇ કરિઉં ભોગવિ આમ. સ૦ ૫૪
શિલા સંઘાતિં ઝીકતાંજી, આછેટી બહુ વાર,
ધોબી ધોણિં લૂગડુ જી, પછાડી ધરી ખાર. સ૦ ૫૫
[1]મરણગઈ **વીરમતી** સુણીજી, [2]જાત ગયો તતકાલ;

---

+બીધા વિના. ૧–મરણગતિ. 'ગઇ' શબ્દ માગધીભાષાનો છે.

૨–પુત્ર, ચન્દરાજા. ચંદ, વીરમતીનું મરણ સાંભલી તુરત માતાના શરણ-પાસે ગયો, અને તે વખતે દેવોએ આકાશે રહી પુષ્પવૃષ્ટિ કરી, એવો ભાવાર્થ છે.

દેવિં કુસુમા ગગનથીજી. વૃષ્ટિં કરી ભૂપાલ. સ૦ ૫૬
જયજયારવ દેવિં કર્યોજી, હુઓ તે જયજયકાર;
સાખાસી સહૂઇ કહીજી, ઓચ્છવ અધિક અપાર. સ. ૫૭
**વીરમતી** એ પાપિણીજી, પામી ફલ અસરાલ;
કીધાં ભોગવઇ આપણાંજી, ગઇ નરગિ વિકરાલ. સ૦ ૫૮
**ચંદ** ધરિ આવ્યો ફિરીજી, હરખ્યું સહુ પરિવાર.
ઉતારઇ અઉઆરણાંજી, જય! તુ જગદાધાર ! સ૦ ૫૯
માયમરણકારણ સવેજી, લૌકિક જે જે કામ,
તે સાચવીઆ ધુરથકીજી, શોક નિવાર્યો તામ. સ૦ ૬૦
કેતલાએક દિન રહી પછઇજી, આવ્યા સભાઇ ભૂપ,
સુખિં રહઈ તિહાં રાજીઓજી, વાધ્યું તેજ સરૂપ. સ૦ ૬૧
એહવઇ **આભા**પુરીથકીજી, આવ્યો લેખ ઉદંત,
પહોતા હરષ થયા ઘણાજી, વાંચી લેખ તે સત સ૦ ૬૨

## (મન્ત્રી પત્ર)

**સુમતિં** હેજસ્યું લિખ્યોજી, લેખ વિશેષ અપાર,
સ્વસ્તિ શ્રીજિનવર નમીજી, **વિમલપુરિં** સુખકાર. સ૦ ૬૩

## દુહા.

અપર કાગલ સ્વામિનો, સુખસૂચક બહુ ભાતિ,
સુખી થયો તે વાંચતાં, સભારૂ દિન-રાતી. ! ૬૪
હુ જાણું હવડાં મિલુ, દૈવ દીઈ જો પંખ !
માણસ કિમ હુઈ ચિંતવ્યું, સાહાજિ વિના બહુ ઝ ખ. ૬૫
**ગુણાવલી**[નેં] વિરહો દહઇ, પ્રભુવિન ધાન ન ખાય,
ખાધુ, અણખાધાસમું, રાખેવા નિજ કાય. ૬૬
ચક્રવાક સમરઇ રવિ, જિમ બપ્પીહા મેહ,
ગુણવતો ગુણવતનિં, તિમ સમરઈએ તેહ (નેહ.) ૬૭

## (ગુણાવલી-ઉવાચ.)

વાલિહમ વહેલા આવજો, મુજ મિલવાનિં કાજિ;
બીજું સહૂઈ છઈ ભલું, આવી બયસો રાજિ ! ૬૮
જલ કાજલ અંઘોળવું, કુસુમાદિકના યોગ;
તેહનો વિરહો ટાળવા, કરવો નયણસંયોગ ! ૬૯
શાલિ ગહુ અનઇ સૂખડી, વસ્ત્ર ધોયાં વલી પાંન,
તુમ્હ દીઠઇ સહુ વાવરૂં, એ નિશ્ચઇ પ્રભુ માંન ! ૭૦
તુમ્હે પ્રભુ નિજ મનથકી, વિસારો હવઈ જોય;
તો વાલેસર તુમ્હ વિના, મુજ ન સંભારઈ કોય ! ૭૧
**સુમતિ** લિખઈસ્વામી સુણો, તુમે સુખી તિહાં જોય;
સૂનું રાજ્ય ન મૂકીઇં, જોવઇં બહુ સુખ હોય. ૭૨
નીતિશાસ્ત્રે કહિઉં અછઇ, તે ચિંતિ [હે] દેવ !
એતાં સૂનાં નહી ભલાં, વિણસઈ સૂનાં એવ ! ૭૩
રાજ્ય૧ ભોજ્ય૨ શય્યા૩ વલી, સ્ત્રી૪ વાહન૫ નિંધ્યાન(યાન)૬;
સૂનાં મહેલ્યાં નહી ભલાં, મનિ ધરજો એ ધ્યાન. ૭૪

[ઇતિ મંત્રીપત્ર.]

એહવું વાંચી લેખમાં, **મકરધ્વજ** કે રાય;
અનુમતિ માગઇ ચાલવા, **ચંદનરેસર** રાય. ૭૫
**મકરધ્વજ** નૃપ ના કહઈ, ઈહાં રહતાં સુખ પૂર,
સઘલઇં સરખું સજ્જનાં, વાધે અધિકું નૂર. ૭૬
**ચંદઈ** ફિરી સમજાવીઉં, જે **મકરધ્વજ** રાય;
આંણ લહી તે નૃપતણી, ચાલણ કરઈ ઉપાય. ૭૭
કરી સજાઈ પુરથકી, બાહિર કીધ પ્રયાણ;
**શિવકુમાર** નટનઇ કહઈ, મૂકો નાટક ગાન. ૭૮
સેવા કરવી માહરી, માગ્યા દેઇશ ગરાસ;
તેહુ તિમ સાથિં થયા, રહ્યા **ચંદ** નૃપ સાથ. ૭૯

મંત્રી તેડી **પ્રેમલા** કહઈ, નહીં કરમનો છેહ;
દીસઇ છઈ નહી આવીઓ, નાહ ન બોલાવી નેહ! ૮૦

**ઢાલ, રાગ મારૂણી. ૪૮**

કહઈ **પ્રેમલા** મંત્રીનઈ આપિં, પૂછી તાત નૃપ ચાલઇરે;
મુજનઈ કાંઈ નવિ બોલાવી, માહરા સ્યારે હવાલરે! ૮૧
આવીશ ન આવીશ કાંઇ ન ભાખ્યુ, આપિં ઉઠી ચાલઇરે;
નિરતિ કરો તુમે તે કનિં જાઇ, રાખે વિલંબો વિચાલિરે ૮૨
મંત્રી **સુબુદ્ધિ** ગયો **ચંદ** પાસિં, ઉભો કરી પરિણામરે;
આદર દેઈ **ચંદિ** બોલાવ્યો, કિમ આવ્યા ઇહાં કામિંરે. ૮૩
પાસિં તેડી પૂછ્યો મંત્રી, ભાષઈ વિનય વિવેકીરે;
સામી! તુમે નિજ ગામિ સિધાવો, પ્રભુતા ઉદય અનેકીરે. ૮૪
પણિ **પ્રેમલાનઇ** ઈહાં તેડાવસ્યો, કિં પિહર ઠાવેસ્યોરે;
આણિ દીઓ જે હવે પ્રભુ નિજમુખિ, તિમ તે સહીય કરેસ્યઈરે. ૮૫
**ચંદ** કહઇ મુજમનકુ મનાવઈ, તો હું કરૂ અંગીકારરે;
એક રાતિ કોઢી ઘરિ રહી તે, દીઇ ધીજ[1] મનિ ઉદારરે. ૮૬
તો મંત્રી કહઈ સામી કેહવું, ધીજ કરાવસ્યો એહનિંરે;
**ચંદ** કહઈ **કનકધ્વજ** કોઢી, સાજો કરવો એ તેહનિંરે. ૮૭
નિસુણી મંત્રી ગયો તે પાસિ, કહ્યો સવિ અવદાતરે;
**પ્રેમલાલચ્છી** પ્રભુઆદેસિં, પડવજી તેહજ વાતરે. ૮૮
મત્રીઇં **ચદ**રાય જણાવિઉ, જોડી[2] સભા તેડાવઇરે;
કહઇ એ જો ધીજિં તું સૂધી, તો મુજનિ ખરૂંય સોહાવઇરે ૮૯
સુણી પ્રભુવયણ તે **પ્રેમલાલચ્છી**, કરી જઇ જલ-અંઘોલરે
વિમલ વસ્ત્ર પહિરીનિં સભાઈ, આવી મનિ રંગરોલરે. ૯૦

---

૧–અપરાધી વા નિરપરાધી છે તે જાણવાની પરીક્ષા, પ્રતિજ્ઞા. જેવી કે "તુળા, જળ, અગ્નિ, કોષ, અને વિષાદિ."
૨–બોલાવી, સભા ભરીને.

ગણી નોકાર પસલી[1] ભરી નારી, કોઢી જેહ કુમારરે;
**કનકધ્વજ** નામિં નૃપનો સુત, રાણી સાહમો સારરે. ૯૧
સૂરજ સાહમી રહી મુખિ બોલઇ, મનવચનકાયાઇરે;
શીયલ જો મુજ સૂધું હોવઇ, એક ચિત **ચંદરાજા**ઇરે. ૯૨
શાસનદેવીતણઇં સુપ્રભાવિં, તો એહનો કોઢ ટલજોરે,
એમ કહી પસલી નીરતણી જે, છાંટી સહુ સાંભલજોરે. ૯૩
એતલઇ કોઢ ટલી નવદેહો, હુઓ રાજકુમારરે;
સોવનવાન સોહઇ દેહકાંતિ, રૂપિ મયણ ઉદારરે. ૯૪
કુસુમવૃષ્ટિ કીધી તિહાં દેવઇ, હુઇ આકાસિં વાણીરે;
સતીશિરોમણિ જયજય **પ્રેમલા** ! **ચંદ** નરેસરરાણીરે. ૯૫
જયજયકાર હુઓ જગમાંહિં, સતીગુણ જગમાં ગવાઇરે;
શીલપ્રભાવિં સ્યું નવિં થાઇ, માનઇ સુરનર રાયારે. ૯૬
**કનકધ્વજ**નિં દઇ નિજ દેશો, પુહુચાડયો નિજ દેશિંરે;
× × × × × × × × ૯૭
**ચંદ** કહઇ હવઇ માતપિતાની, આણ લેઇ ઘરિ આવોરે;
આપણઇં જાવું પોતાનઇં રાજિં, વેગિં કરિ મનિ ભાવોરે. ૯૮

**દુહા.**

**ચંદ્ર**વદની સુણિ સુંદરી, તું ગુણવંતી નાર;
સતીશિરોમણિ તું સહી, ધિન ધિન તુજ અવતાર. ! ૯૯
શીલવતી હું જાણતો, નહુંતો મનિ સંદેહ;
તાહરૂં શીલ દીપાવવા મિં ધીજ કરાવ્યું એહ ! ૧૨૦૦
ધીજિં સૂધી ઉતરી, કુલવંતી ગુણધામ;
વિમાનિકસુર સાખિસ્યુ, તિ જગિ રાખ્યું નામ. ૧
મૃગલોચની ગજગામિની, તું મુજ મોહનવેલિ;
મુજ મનિમંદિર તું વસી, મિં પામી સુરવેલિ ! ૨

---
૧-ખોબો, એકજ હાથનો.

ચંદ કહઈ સુણિ વચ્છિની, હવઇં જાવું નિજ દેશ;
માતપિતા હિત સૂખડી, લેઈ આવો આદેશ. ૩

**ઢાલ. રાગ ગોડી. દેશી ચૂનડીની. ૪૯**

દ્યોહુ દ્યોહુ[1] રજા મુજ [2]માડલી, જોઉં સાસરૂ તુહ્ય આદેશરે;
પ્રભુ સાથિ સિધાવું ઇહાંથકી, તે તો પુહુચઇ નિજદેશરે.
દ્યોહુ દ્યોહુ રજા મુજ માડલી. આંકણી. ૪
માય માયાઈ મનિ ગહબરી, હિતશીખ દીઈ સુણિ વચ્છિરે;
તું સતીયશિરોમણિ સુર કહી, જયજય **પ્રેમલાલચ્છી**રે દ્યો. ૫
તોહેં પણિ પ્રભુમનિ ચાલજે, મમ લોપીશ પ્રભુઆણરે
સુખદુ:ખની હોઇ વિભાગિણી, તું તો સહેજિં ચતુર સુજાણરે. દ્યો. ૬
સાસરીઆં મિલી મન તેહનાં, આવરજી લેજે અપારરે;
પતિતણું સહુ સ તોપજે, જિહાં શોકિતણા વ્યવહારરે. દ્યો. ૭
શોકિ સહુ સાથિં મિલતી રહજે, દુહવિસ માં દાસી ગુલામરે;
ખોલતાં જીભઈઅમીઅ સંચારજે, એમ પામીશ તુ અભિરામરે. દ્યો. ૮
દોહિલું સહી આપિ તિમ કરે, નવિ વિણસઇ નૃપનું કામરે;
ઉપગાર કરે સવિ જીવનિ, છાંડઇ પરમાદનુ ઠામરે દ્યો ૯
એમ માયતણી સુણી સીખડી, પિતાનિં પૂછઈ જાયરે;
તાત કહઈ સુણિ ધરમિ સવિ ભલું, કરજે શીખ દીઈ માયરે. દ્યો. ૧૦
બીજી માતા સવિ વિનવી, લાગી રહી તેહનઇ પાયરે;
વચ્છિ ! તું વહિલી આવજે, મિલવાનિં અમ સુખ થાયરે. દ્યો ૧૧
સહુસ ભાઇનઇ જઇ વિનવઇ, મંત્રીનઇં સવિ પરિવારરે;
લહી અનુમતિ તેહની મનિ રલી, સવિ કહઈ પતિભગતિ ઉદારરે. દ્યો. ૧૨
એમ લેઇ સજાઈ આપણી, વલી લેઇ નિજ પરિવારરે;
પિહરીઆં રોતાં પાછાં વલઈ, વચ્છિ ! વહેલી આવઇ એકવારરે; દ્યો. ૧૩
**પ્રેમલા** પણિ પાછું જોયતી, રોતી ડસડસતી જાયરે;

---

૧–દેઓ દેઓ, આપો આપો. ૨–માતા.

એ પિહર શેત્રુંજ જાદુઆં, સહીં મુજનિં વેગલાં થાયરે. દ્યો. ૧૪
રથ બઇઠી રાય બોલાવતાં, ચિન્ત લાગઇ તેણઈ ઠાયરે;
અવિછિન્નપણઈ નિજ ઘરભણી, વેગિં તે ચાલ્યા જાયરે. દ્યો. ૧૫
મારગ બહુ કટક વિકટ થયું, નવિ લહીઈ સૈન્યનો પારરે;
આગલ્યા જલ પીઇ નિરમલું, પાછિલાનેઇ કાદવ ઠારરે. દ્યો. ૧૬
ખેહિં રવિ છાહ્યો (યોં) કટકની, હય ગય રથ નર નહી પારરે;
બહુ રાય મિલઇ આવી સવે, અતિ પ્રચંડ પ્રતાપ ઉદારરે. દ્યો. ૧૭
પોહતા **પોતનપુર** ઢૂંકડા, જાણી કટક [1]પરાઠી કોયરે;
સબલો ગઢ ભીડી નૃપ રહ્યો, સુણી **ચંદ** કેવરાવઇ સોયરે. દ્યો. ૧૮
ભગિની માની મિં મંત્રીસુતા, કૂકડાપણઇ તેહ સંભારિરે;
હું આવું મિલવા કારણિં, ધરજો માં બીહક લગારિરે. દ્યો. ૧૯
આવી મિલી વાત સવે કહી, આપ આપણી જે હુઇ હેજિરે;
અતિ આદરિં તિહાં તેડીઆં, બહિનિ બહિનિપતિ બહુ તેજિરે. દ્યો. ૨૦
દેઈ દેશનિલાતિ બહુ તેહનિં તેહનિં, રાખ્યાં તે આપણઇ પાસિરે;
તિહાંથી હવઈ **આભાપુર**ભણી, ચાલ્યા તે વેગિ ઉલ્હાસિરે. દ્યો. ૨૧
મંત્રી **સુમતિ** ખબરિ કહી ખરી, કરી સાજ કટક દલ લેયરે,
સાહમા આવીને તે મિલ્યા, પહેરાવ્યા મંત્રી તેયરે. દ્યો. ૨૨
**આભાઈ** આભાઈ આવ્યા વેગિસ્યું, કીધાં તે બહુત મંડાણરે;
મત્તામયગલ સિણગારિઆ, પાખરિઆ બહુ કેકાણરે. દ્યો. ૨૩
વાજઈ તિહાં ભેરી ઝલ્લરી, પંચશબ્દ અતિ નિસાણરે;
સિણગારિઉં નયર સયલ બહુ, જાુઈ તે રાણો રાણીરે. દ્યો. ૨૪
આવ્યા ભલઇ **ચંદન**રેસરૂ, એમ લોક દીઇ આશીશરે;
બહુ ધવલમંગલ મહેલીઆ ગાઇ, કહઇ પુહતી જગીશરે. દ્યો. ૨૫
માગ્યાં દાન લહઇ યાચક સવે, કરઇ જિનદર્શન સુખહેવરે,[2]

---

૧–પરરાજ્યનું કોઈ સૈન્ય યુદ્ધમાટે આવેલ છે એવું જાણીને પોતનપુરના રાજાએ ગામભાગોલો બંધ કરાવી. ૨–સુખના હેતુ માટે.

ઢ વાંદી ધરિ પુહુતા પ્રભુ, રાયરાણાં બહુ કરઇ સેવરે. ઘો. ૨૬
ંધાણા તોરણ ઘરઘરિં, મંદિર મંદિર ધ્વજ ઓલિરે,
રાજભુવન સવે સિણગારિઆં, સિણગારી સવે પોલિરે. ઘો. ૨૭
આવી મિલી રંગિ **ગુણાવલી**, પુહુતી તે મનની આશરે;
વલી વિરહવિગૂચણ સવિ ટલી, હુઆ સુખતણા અભ્યાસરે ઘો. ૨૮
મિલી વાત સવે આપ આપણી, કહી સંભલાવઇ અવદાતરે;
દુ કર્મ હતાં તે ભોગવ્યાં, હવઈ હરખિં સુખની વાતરે. ઘો. ૨૯

## (સપ્તમોઽધિકાર–પ્રશસ્તિ.)

### ઢાલ. ચૌપાઇ દેશી. ૫૦

સવત સોળ નવ્યાશીઓ જાણી, આશો શુદિ દશમી ચિત આણી,
શીલ–અધિકારિ **ચન્દનરેશ**, **પ્રેમલાલચ્છી** શીલ વિશેષ. ૩૦
તેહ તણો સાતમો અધિકાર, પૂરણ પુહુતો જન સુખકાર;
**શ્રીતપગચ્છ**મંડણ માહંત, **શ્રીહીરવિજયસૂરિ** સિર સંત. ૩૧
જેહનું લોકોત્તર સરૂપ, પ્રતિબોધ્યો જેણઇ **અકબર** ભૂપ;
પટ્માસિ સવિ દેશ અમારિ, તીર્થલોક ભય ટાલણહારી. ૩૨
તાસ પટ્ટોધર અધિકો રંગ, **શ્રીવિજયસેન**સૂરીશર ચંગ;
કુમત મતતરૂઅરનો કન્દ, છેદ્યો જેણિ ટાલ્યો ફન્દ. ૩૩
તસ પાટે **શ્રીવિજયતિલક**સૂરીન્દ, દરિશન દીઠઇ પરમાનન્દ;
તાસ પટોધર તેજિ દિણંદ, **શ્રીવિજયાનન્દ**સૂરિ સૂરીન્દ. ૩૪
શમદમ લોકોત્તર વયરાગ, દિન દિન જેહનો અધિક સોભાગ;
ગુણ ગાઇ સુરનર નિશિદિસ, માનઈ જેહનિં બહુ અવનીશ ૩૫
તસ શાસનવાચક શિરરાય, **શ્રીગુરુમુનિવિજય** ઉવઝાય,
તાસ શિષ્ય **દર્શનવિજય** ભણઇ, એતલઇ પૂરણ સહુઇ સુણઇ. ૩૬

**इति श्रीचन्द्रायणिनामरासे, सप्तमोऽधिकारः सम्पूर्णः७॥–१२३६**

# (અષ્ટમોઽધિકાર–મંગળાચરણમ્.)

## ઢાલ. ચૌપાઇ દેશી. ૫૧

આઠમઇ **અધિકારે** પુણ્ય પ્રધાંન, તે **ચંદ** કરસ્યઇ થઇ સાવધાન;
પુણ્યિં પૂરવ–આપદ ટલી, પુણ્યિં આવી સંપદ મિલી. ૩૭
હવઈ સભાઇ આવ્યો રાય, સભા મિલી સહુ તેણઈ ઠાય;
પ્રધાંન પ્રમુખ સવિ આવી મિલ્યા, સહુ સંતોપ થયા દુંખ ટલ્યા. ૩૮
આઉકાર આવંતડા કરઈ, સમાધિ પૂછંતા તે સવિ ઠરઇ;
સહુ લોકમનિ જાણઇ અસ્યું, પુણ્ય અમારૂં જાગિઉ તસ્યું. ૩૯
પ્રધાનાદિક આગલિ વાત, કરી ભલાવી જેહણી માત;
નિઃકંટક હવઇ પાલિં રાજ, સાધઇ સઘલાઇ તે કાજ. ૪૦
સભા વિસરજી ઘરમાં ગયા, રાણી હરખ ઘણા અતિ થયા;
**ચંદ** સંભલાવી વીતિ આપ, **ગુણાવલી** આલોયું પાપ. ૪૧
**પ્રેમલાઇ** પણિ કહ્યો અવદાત, રાજા કહઇ ટલીઓ ઉતપાત;
**વીરમતી** જે મરણિં ભઇ, તોહ ભાવઠિ સઘલી ગઇ. ૪૨
હવઈ રાજા પાલઇ તે રાજ, ધરમ–અરથકામ સાધઇં કાજ,
નિજ લક્ષ્મી કાજગરી કરઇ, પુણ્ય પ્રબલ પોતઈ અણુસરઇ. ૪૩
જિનમંદિર નયર; પુર; ગામ, હરખિં કરાવઈ ઠામોઠામ;
જિનમંડિત પૃથવી તેણઇં કીધ, લક્ષમીનો લહાવો બહુ લીધ. ૪૪
બિંબ ભરાવ્યાં બહુ બહુ ભાંતિ, યાત્રા પ્રતિષ્ઠા ધરીધરી ખાંતિ;
પૂજા બહુ ભેદિં નિત કરઈ, ગુરૂ–ઉપદેશ સૂધો મનિ ધરઇ. ૪૫
ભગતિ ભલા મુનિજનની કરઈ, [1]સામીભગતિ વિશેપિં ધરઈ,
અભયદાન દીઇં જે જંતુ, અનુકંપાનો અધિકો સંતુ. ૪૬
ઉચિતકીરતિ પણિ તે સાચવઈ, જશકીરતિ કરી જન રાચવઈ;
વસ્ત્રવિભૂષણ ભોજન ભલાં, મેવા મિઠાઇ અતિભલાં, ૪૭
ઇમિ અનેક વર વસ્તુ વાવરઇ, સહુ સજ્જનનઈ સુખીઆ કરઈ;

[1]–સંઘભક્તિ, સાધર્મિકભક્તિ.

રાણી જાંણી બે તે વિશેષ, વિલસઇ ભોગ તે સાથિ અશેષ. ૪૮
**ગુણાવલી** એકદિન રયણીમજાર, [2]સુપનિં દેખિં સૂરજ ઉદાર;
**પ્રેમલા** તિમ દેખઇ વલી ચંદ્ર, ફૂલ્યઈ વલી ઉપનુ છંદ. ૪૯
બિહું રાણીઇં જનમ્યા નરિંદ, [3]પ્રાચીદિશિ જિમજનમેં દિણિંદ;[4]
[ગુણાવલી]**ચન્દ્રસેન**[નામિમહેન્દ], પ્રેમલા **પ્રેમચન્દ્ર**નામિ ગજેન્દ્ર. ૫૦
જનમમહોત્સવ કીધા અપાર, વિદ્યા સયલ ભણી સુખકાર;
**ગુણાવલી**સુત **ચંદ્રસેન**કુમાર, રાજકન્યા પરણી વર ચ્યાર. ૫૧
**પ્રેમલાલચ્છી**તણો સુત જેહ, **પ્રેમચંદ**કુમર હુઓ ગુણગેહ;
યૌવન પુહુતો અનુક્રમિ તેહ, પરણી સાત કન્યા સુનેહ. ૫૨
**પ્રેમલા ગુણાવલી** બેહુ તેહ, માનઈ વડી બહિનિ પરિ એહ;
આણ ન લોપઇ તેહની કદા, માહોમાંહિ સ્નેહ-સંપદા ૫૩

(ચન્દ અને રાણીઓનો આનંદસંવાદ.)

**ગુણાવલી** નઇ **પ્રેમલાલચ્છી**, રાજાગોષ્ટી કરઈ મન સ્વ્થી,[5]
કાવ્ય; સિલોક; ગાથા; નઈ દુહા, હરીઆલી પ્રહેલિકા ઉહા; ૫૪
કહઈ ચંદ, રાણી કહો એક વાત! લોક સુભાષિત જાણો ધાત;
રાણી કહઇ "ત્રણ અક્ષર નામ, દુખદીઈ જગમાંહિ સામ !" ૫૫
ચંદ ઉત્તર "**વિરહો**" કીઓ, તો રાણી કહઇ "હવઇ મત દીઓ,"
**પ્રેમલા** ભણઇ ભૂપતિ અવધારિ! "ત્રિણિ અક્ષર નામ વિચારિ. ૫૬
તેથી જય વરીએ સુખ ઘણા, લેઇઇ સુરનર શિવપદ તણા;"
ભૂપ ભણ્ઇં, "એ **ધરમ** ઉદાર! અહનિશિ એ કરવો નિરધાર." ૫૭
ચંદ ભણઇં, "તો ધરી સ્નેહ, ત્રિહું અક્ષર કહજો તુમ તેહ!
તેણઇં હોઇ સયલ સંવાદ, અરથ કહો મોંહિ મ કરો વાદ." ૫૮
ગુણાવલી કહઇ 'ધરજે સામ ! અમઉપરિ તે મન અભિરામ;
જે તુમે ગાથામાંહિ [6] કહો, તે પ્રભુ અમે સહી તાહરો લહો." ૫૯

૨-સ્વપ્ને, સ્વપ્નમાં. ૩-પૂર્વદિશામાં. ૪-સૂર્ય. ૫-સ્વસ્થ. ૬-સનેહ.

પ્રેમલાપ્રતિં ભણઇં વલી ભૂપ, "ચિહુ અક્ષરનું કિસ્યું સરૂપ ?
તેણઇં સઘલઇં આદર લહઇ, ડાહ્યુ નિપુણ સહુ તેહનિં કહઈ!" ૬૦
"ચતુરાઈ તે મોટું નામ, જેણઈ સમરઇ સઘલાં કામ"
ગુણાવલી કહઈ "તેતો ભલી, એહુ પક્ષી તુમ્હ કાંતા મિલી. ૬૧
એક ચતુર એક હોઇ મૂઢ, તે સ્યું જાણઇ મનનું ગૂઢ;
બિંહુ સરખી ચતુરાઇ હોઇ, પ્રીતિ ભલી ચતુરાઈ સોઈ; ૬૨
એક વિકલ એક સકલની જોડી, તે દુ:ખદાઈ પ્રીતિં ખોડી;
ચતુરઇં ચતુર મિલઇં જો ચગ, તો પહોચઇં સહુ મનનાં રંગ. ૬૩

## (સુબુદ્ધિવૃત્તાન્ત.)

ઇણ્યિ સુબુદ્ધિતણી પરિંતેય" કહઈ નૃપ "તે કુણ કહો ગુણગેય"
કહઈ રાણી સામી સાંભલો, વસંતપુર નયર છઈ ભલો. ૬૪
વિવહારી છઇ નારિ સુબુદ્ધિ, નારી અતિહિ ચતુર છઈ ઋદ્ધિ;
વિવહારી મનઇ જાંણઇ એહ, ચતુર ઘણું છઈ ગુણનો ગેહ. ૬૫
મુજ ઘરિ છતઇ આછઇ જો એમ, અલગઇ હુતઇં કરસ્યઈ કેમ;
તો જોઉ એહનુ પારખુ, ઘરિ બાહિરી સઘલઈ સારિખું. ૬૬
મનમાં આવી એહવી વાત, સ્રીનેઈ કહઇ સાંભલિ અવદાત;
હું પરદેશિં ચાલીશ આજ, વ્યાપારિ કાંઈ ઉપનું કાજ! ૬૭
વનિતા કહઇ શી પરિ માહરી, શેઠ ભણઇ ન રહેવાઈ અધઘરિ;
ચતુર પણઇં તુમે કીધી પ્રીતિ, કાં વિયોગ કરો દુ:ખની રીતિ. ૬૮
વિરહદુ:ખ મોટું જગમાંહિ, તે ન ખમાઇં સહી ક્ષોણમાંહિં;
તે દુ:ખથી મરણજ ભલું, દૈવ કન્હિં માંગું એતલું. ૬૯
શેઠ ભણઈં ચિંતા કાં કરઇ, વહેલો આવીશ જાણે સિરઈ,
એમ કહીનઇં ચાલ્યો શેઠિ, દિન કેતે તે પહોતો ઠેઠિ. ૭૦
દિવસ કેતલા તિહાં કણિ થયા, લેખ લિખી કો સાથિ પાઠયા;
[1]કોઇ દિવસતણું છઇ કામ, પછઇ હું આવીશ વહેલો ગામ. ૭૧

[1]—કેટલાક.

તે માણસનિં આપ્યો લેખ, તેણિં શેઠનિં પૂછ્યો વિશેષ;
તુમ ઘરિ કહો કિહાંકણિ અચ્છઈ, લહી[૨] અહનાણ તિહાં જાઉ પચ્છઈ ૭૨
કહઈ વ્યવહારી સાંભલિ ભાય, જે ઘરિઆંગણ ચંપતરૂ થાય;
તેણઇં ઘરિ જઈ આપે તું લેખ, તે ચાલ્યો આવ્યો પુરી દેખ. ૭૩
જઇ નગર ઘરઆંગણિ સવે, ચંપક ઘરિ ઘરિ દીસઈ તવે;
તેણઇં જાણિઉં આતો ચંગ, કહિઉ અહિનાણ પણિ મોટું ઢંગ ! ૭૪
કિહાં આપું એ લેખ સુજાણ, તે માણસ પણિ અતિહિં સુજાણ;
તેણઈ વિચારિઉં બીજા ચંપ, ફૂલ ઉતાર્યાં દીસે સંધ.[૩] ૭૫
એકઇં ઘરિ અણઉતર્યાં દીઠ, તે મનમાંહિ લાગો મીઠ;
તિહાં જઇ કહિઉ ઇભ્ય સુભદ્ર, ઘર આ હોઇ કઈ નવિ લદ્ર. ૭૬
સ્ત્રી કહઈ હા ભાઇ હોઈ એહ, કાગલ આપ્યો વાંચીઓ તેહ,
પચ્છઈ તેહનો લખ્યો જબાપ, ઘણઈ માનિ લિખ્યો છઈ આપ. ૭૭
માણસનઈ કહઈ લ્યો આ લેખ, તે જુઇ ચતુરાઈ રેખ;
સ્યું કહીનઇ આપું આ લેખ, આથી(ઘી) આગલિ માસ છઈ જયેઠ. ૭૮
એતલાં ચિન્ન કરઈ જો વાંચી, નહીતર કાગલ લેજે ખાંચી;
વાંચી લેખ નઇ મીચઈ આંખિ, મુખિ નિસાસ મુંકઈએ સાખિ ૭૯
લઈ કાગલ જિહા આવ્યો શેઠ, તવ તે સાહમી દીધી દ્રેઠ;
કાગલ વાંચીનઇ તિમ કીધ, તવ તેણઈ સાબાસી દીધ ૮૦
વલી વેગિં અતિ જાણી પ્રેમ, લેખ લિખ્યો ચતુરાઈ એમ,
પ્રેમ હુંતઈ કાગલ કિમ લિખ્યો, માણસ પૂછ્યો કહઈ પારખ્યો. ૮૧
મુજ દેખંતાં લિખ્યો નિજહાથિ, તે દીધો માહરેં સાથિ;
તેણઇં કાગલિ ગાથા એક, લિખિ જણાવ્યો આપ વિવેક. ૮૨
વિરહણિ કાગલ નહુ જલ્યો, નયણાં નીર વહતઇ નહુ ગલ્યો;
તો જાણું મુજથી એ પ્રેમ, ઓછો હુઓ મનિ આવઈ એમ. ૮૩

---

૨-એધાણી ૩-સઘળે. મૂલમાં "સપ" પાઠ છે.

## દુહા.

વિરહણિ જવ દીપીઓ, દગ જલ ગયો મુંઝાય;
વાયુનીસાસઈ જલ પીઓ, તવ લિખીયો નિરમાય. ૮૪

## પૂર્વઢાલ.

એહવું લિખિત વાંચીનેઈ શેઠ, વેગિં ધરિ આવ્યો શુભદ્રેઠ;
સ્ત્રી સંતોષ થયો અતિ ઘણો, વાધ્યો પ્રેમ તે શેઠ મનતણો. ૮૫
કેલવી જાણઇ તે પણિ કોઈ, મન ભેટયા હોઈ જો દોઇ;
જો ચતુરાઇ એહવી હોઈ, તો સુખદુ:ખ જાણઇ સહી સોઇ. ૮૬
નહીતો એક અવટાઇ મરઈ. ત્રોડઈ દિલ દીન હોઇ સરઈ;
પ્રીતિ કિસી જેથી દુખ હોઈ, સુણી રાજા કહઇ સવિ સોઈ. ૮૭

**[ઇતિ સુબુદ્ધિવૃતાન્ત.]**

તિં દોહિલ જાણી મુજ સહી, રાણી કહઈ તિમ પ્રભુઇં વહી;
ગુણાવલી કહે "પ્રભુ! અવધારી, એક હરિઆલી કહો સુવિચારી." ૮૮
"મોટાં પાંચ ધ્યેયના નામ, આરાધઈ સવિ સીઝઇ કામ;
ત્રણિ અક્ષરમાંહિ તે જાણિ, ઇહ પરભવિ સુખીઆ મનિ આંણિ." ૮૯
રાણી કહઇ "મિં તે બહુ ગણ્યાં, તેહનાં ફલ મિં આપિં ચણ્યાં;
ગણી **નોકાર** કરે જે કામ, તે સફલું હોઈ સુણજો સામ !" ૯૦
વલી ગુણાવલી પૂછઇ સામ, "ત્રણિ અક્ષર હીઈ તસ નામ;
પાપડ ખોઉં ધરમ પ્રસાદ, નામ કહુંમ કરો સંવાદ. ૯૧
ભોજનમાન લહઈ તે નામ, દશજણવિણુ નવિ હોઈ કામ;
વિણુ અન્યાઇં કરાવઈ ધીજ, માન પછઈ જિમ કરીઉ પતીજ." ૯૨
ચંદ કહઇ "તે પાપડ હુઈ,' પ્રેમલા કહઈ પ્રભુ સાહમું જોઈ;
"મુજ હરીઆલી કવણ વિચાર, તે કહજો પ્રભુ અરથ ઉદાર. ૯૩
જેણઈ કરી કીજઈ સઘલાં કામ, તે તુમે માહરું લીધું સામ !
તે પ્રભુ રાખો ભલું નિજપાસ, તુહ્મચું મુજ આપો ઉલ્હાસ." ૯૪
વલતું નૃપ કહઈ "તુજ એક ઠામ, માહરઈ એ સરિખી બહુ નામ;

ઘણા વિચિં એક કિમ અપાય, સૂક્ષ્યમ માટઈ વહેંચ્યું નવિ જાય." ૯૫
"બઇ જણ મિલઈ એક નારી થઈ, તે પણિ માહરઈ હઇયિડઇ રહી;
મયણતણઇ ઘરિ ઘરણી ભઇ, તે પ્રભુ પાસેજો મનિ વહી." ૯૬
ભૂપ ભણઇ "કહી જે નારી, તે ઉત્તમ રાખઈ સંસારિ;
તે તુમસ્યું મુજ હઇયિડઇ વસી, ક્ષિણમાત્ર નહી કહીઇ ખસી." ૯૭
રાણી અવર કહઇ "પ્રભુ સુણો, એક વસ્તુ આપો મુજ ઘણો;
આદિઅક્ષર વિણ કડઇ વેલિ, અંત્યક્ષરવિણ સાલણ ભેલિ. ૯૮
આદિ અવસાનિ અંત્ય તે આદિ, મધ્યક્ષર કાઢી મૂકો વાદિ,
તવ તે લોહી ધરાવઈ નામ, તેહનુ નિત્યઈ માહરઈ કામ." ૯૯
ઉત્તરે—"લિંગલો—
હંસચરણની ઉપમા જાસ, ખાધઇં વાધઇં કાંતિ બલ ખાસ;
બાપથી સુત સુતથી હોઈ બાપ, સાંભલિ એહનો એહ જબાપ." ૧૩૦૦

[ઇતિ આનંદસંવાદ.]

વલી સિદ્ધાન્તતણા કહઇ મર્મ, તત્વાતત્વ નઇ ધર્માધર્મ;
ઇમિ અનેક કરઈ શાસ્ત્રની ગોઠિ, કરે ધરમની બાંધઇ મોઠિ. ૧

## (અષ્ટમોઽધિકાર—પ્રશસ્તિ.)

સંવત સોળ નવ્યાસીઓ જાણી, આશો શુદિ દશમી ચિત્ત આણી.
શીલ—અધિકારિ **ચંન્દ** નરેશ, **પ્રેમલાલચ્છી** શીલ વિશેષ. ૨
તેહ તણો આઠમો અધિકાર, પૂરણ પુહુતો જનસુખકાર;
**આતપગચ્છમંડણ** માહન્ત, **શ્રીહીરવિજયસૂરિ** સિર સંત. ૩
**જેહનું** લોકોત્તરસરૂપ, પ્રતિબોધ્યો જેણઈં **અકબ્બર** ભૂપ;
પટ્માસિ સવિ દેશ અમારિ, તીર્થલોક ભય ટાલણહારી. ૪
તાસ પટ્ટોધર અધિકો રંગ, **શ્રીવિજયસેનસૂરીશર** ચંગ;
કુમત મતતરૂઅરનો કન્દ, છેદ્યો જેણિં ટાલ્યો ફંદ. ૫
તસ પાટિ **શ્રીવિજયતિલક**સૂરીન્દ, દરિશન દીઠઇ પરમાનંદ;
તાસ પટોધર તેજિ દિણંદ, **શ્રીવિજયાનંદ**સૂરિ સૂરીન્દ. ૬

શમદમ લોકોત્તર વયરાગ, દિન દિન જેહનો અધિક સોભાગ;
ગુણ ગાઇ સુરનર નિશિદિસ, માનઈ જેહનિં બહુ અવનીશ. ૭
તસ શાસનવાચક શિરરાય, **શ્રીગુરૂમુનિવિજય** ઉવઝાય;
તાસ શિષ્ય **દર્શનવિજય** ભણઇ, એતલઈ પૂરણ સહુઈ સુણઈ. ૮

**इति श्रीचन्द्रायणिनामरासे, अष्टमोऽधिकारः सम्पूर्णः ८॥ १३०८**

## (નવમોઽધિકાર–મંગલાચરણમ્.)

### દુહા.

સંસારિક સુખ ભોગવ્યા, કીધો ધર્મ એકાંત;
નૌમિં અધિકારઈ સાંભલો, પૂરવભવ વૃત્તાંત. ૯
એક દિન બેઠો મોહલમિં, રાજા રંગમિં જામ;
ઉદ્યાનપાલક આવીનઇ, દીઈ વધામણી તામ. ૧૦
**શ્રીમુનિસુવ્રત** વીશમાં, તીર્થંકર મહારાજ;
તુમ ઉદ્યાનઈ આવીઆ, વંછિત ફલીઆ કાજ ! ૧૧

**ઢાલ. રાગ વસન્ત જયતશ્રી. દેશી ધમાલની. ૫૨.**

એહવઈ શ્રીવનપાલ આવીનિંરે, દીઈ વધામણી સામિ;
જય જયવંતો તું પ્રભુ! ભાયગ તુજ અભિરામિ.
ઉદ્યાનઈ જિનય સમોસર્યાએ, શ્રીમુનિસુવ્રસ્વામી;
ચઉત્રીસ અતિશય અલંકર્યાએ. આંકણી. ૧૨
થયા રલીઆયત સાંભલીરે, દીધી વધામણી ભૂરિ;
વસ્ત્રવિભૂષણ આપીઆંરે, કીધુ કીધુ દાલિદ્ર દૂરિ. ઉદ્યા. ૧૩
ચતુરંગિણી સેના સાથિંરે, લેઈ કુટંબ પરિવાર;
નગરલોક સાથિં કરીરે, અતિહિં આડંબર સાર. ઉ. ૧૪
વંદના શ્રીજિણચંદનિંરે, કરવા કાજિં રાય;
ત્રિણ પ્રદક્ષિણા દેઇરે વાદિં, બઇઠા ઉચિત્ત ઠાય. ઉ. ૧૫
દેવતા રચિત સમોસરણિંરે, તે ઉપરિ ભગવંત;

¹ચયસી ચઉવયણે કરીરે, દેશના દીઇ ધરમની સંત. ઉ. ૧૬
દાન સુપાત્રેં દીજીઇરે, પાલવું નિરમલ શીલ;
તપ તપીઈ બાર ભેદનારે, શુભભાવ ધરી કરો લીલ. ઉ. ૧૭
**શ્રેયાંસ,** જિનપદ દાનથીરે, **દવદંતી** શિવ શીલ,
તપથી કેવલ **બાહુબલી**, ભાવથી **ભરત**નિં લીલ. ઉ. ૧૮
હલૂકરમા તે કરી શકઇરે, કરિ જય કરમનો આપ;.
કરમિં વીટયા જીવડારે, બાપડા કરઇં તે પાપ. ઉ. ૧૯
गाहा—"कत्थवि जीवो वलिओ, कत्थवि कम्माइ हुन्ति वलिआइ;
जीवस्स य कम्मस्स य, पुव्वनिबद्धाइ वयराइ. उ.* २०
**૧**ક્રોધ**૨**માન**૩**માયા વલીરે,**૪** લોભ એ ચ્યારિ કષાય;
છાંડી મનશુદ્ધિ સદારે, ધરમ કરો શિવદાય. ઉ. ૨૧
ધરમ કરઇ સુખી સદારે, કરમવસિં જે ધાય;
તે દુખીઓ થાસ્યઈ ઘણુ રે, જીતો જીતો કરમ સુખ થાય. ઉ. ૨૨
**ચંદ** નૃપો જિનવરપ્રતિંરે, કરજોડી પૂછેય;
સામી! સંશય માહરોરે, કહીનઈ મનદુઃખ ભંજેય! ઉ. ૨૩
વયર વહિઉં મુજ ઉપરિ રે, જે પોતાની માય;
તેણીઇ કર્યોરે કૂકડોરે, મારવા કીધ ઉપાય. ઉ. ૨૪
ચટીઓ કરિ નાટકીઆ તણઇંરે, સુખિં પાલ્યો સામિ;
**શિવમાલાઇં** સાચવ્યોરે, આંણી મુકયો **પ્રેમલાની** ઠામિ. ઉ. ૨૫
**પોતન**પુર વિરહી હવોરે, **રૂપસુંદરી**નિં દેવ;
તે મુજ દેખી ગહગહીરે, ભગિની મિં માની સુખહેવ. ઉ. ૨૬

---

૧–ચાર વદનથી, ચાર મોઢાથી, ચારે બાજુના લોકો સાંભલી શકે તેવી રીતે અર્થાત્ એક બાજુ ઉપર પોતે બિરાજે અને ત્રણ બાજુ ઉપર દેવો સ્વશક્તિથી પ્રતિબિંબ બાનાવે.

* ગાથાર્થ—"કવચિત્ બલીઆ જીવ, કવચિત્ કર્મ બલીઆ જાણો;
જીવને અને કર્મને, મૂલનિબદ્ધ વેર પ્રીછાણો."
અથવા—"કોઇ જગોપર બલીઆ જીવ, કર્મે દાબે ભવ હરિ શિવ;
જીવ કરમ દોય માહોમાંહ, રાખે વેર ન તોડે છાહ."

વિરહ વહિઉ **ગુણાવલીઇ**રે, સોલ વરસનું સાચ;
**પ્રેમલા** કલંક ચડાવીઉરે, જુઓ એ સંસારનું નાચ. ઉ. ૨૭
કોઢી **કનકધ્વજ** કાં હવોરે, વલી સહુ સુખસંયોગ;
એકઠા મિલ્યા એ જીવડારે, કરમવસિ સવિ થયા યોગ. ઉ. ૨૮
કરીય કૃપા પ્રભુ આસ દીઓરે, ટાલો મનિસંદેહ;
વલતું પ્રભુ ઉપગારિઓરે, કહઈ સુણો સબંધ તેહ. ઉ. ૨૯

**દુહા.**

જિનવર કહઈ નૃપ સાંભલો, પૂરવભવસંબંધ;
સોલ જીવ એકઠા મિલ્યા, કરમતણઈ અનુબંધ. ૩૦

## (ચન્દ વિગેરે સોળજણાઓનો પૂર્વભવ.)

### ઢાલ. રાગ દેશાખ. ૫૩

હવંઇ શ્રીભગવંત સુણો સંત સાચું,
એ તો કરમનું નાટિક અછઇ યાચું;
**શ્રીતિલકપુરનગર** તિહાં **સુર** રાણો,
તસ મંત્રી એક મંત્રીમાં અતિહિ સ્યાણો. ૩૧
તસ પુત્રી એક સકલ કલાની જાણી,
જિનધરમની ભગતિ કરઇ અમીઅની વાંણી;
હઇયે દેવગુરૂધરમ ધરઈ શુદ્ધભાવિં.
નહી કુટિલ મન તેહ સરલા સભાવિં. ૩૨
તેહનઇ રાયપુત્રી સંધાતિં સંવાદ,
બિહું બહિનિપણિં રહઈ મનિ આલ્હાદ;
પણિ એક મોટું [દુ:ખ] તે મિથ્યાતવાસી,
કૂટકપટ વિપયા વિકથાદિ આસી. ૩૩
જિનધરમની દ્વેષિણી પાપિ રાતી,
પણિ મંત્રીપુત્રી સહ અતિહિં માતી;

નક્કર ચાકરજનનઈ દીઇ પાટુ લાતી.
સખીજનની કરઇ વાટિં હાસ્ય જાતી. ૩૪
ઘણો પ્રેમ તે એમ જીવ નહીય જૂદો,
કાંમ એકઠાં સવિ કરઇ મનહ મૂદો,
માંહોમાંહિ બઇ બોલ એક સુણહુ એહવો,
જિંહા પરણવુ તિહાં પતિ એક તેહવો. ૩૫
હવઈ મંત્રીપુત્રી સુશ્રાવિકા જાણો,
તે સાધવી પાસિ સાંભલઈ વખાણો;
ભણઈ સૂત્ર સિદ્ધાંત અરથવિચારો;
જાણઇ માણસજનમનો એહ સારો. ૩૬
ન રૂચઈ નૃપપુત્રીનિં એહ વાત;
ભણતાં ગુણતાં કરઇ હાસ્ય ઘાત
પણિ વારઈ તે મંત્રીબેટી ન ખીજઇ;
કહણઈ તેહનું કાંઇ મનિં ન લીજઇ. ૩૭
તોહઇ નૃપપુત્રી કહઈ નિસુણો સહીએ,
એ વરતણી સગતિ છાંડીશ હીએ;
નવિ માનઇ તેહના વયણ કાઇ,
તોહઇ તેહ ન આવતી રહઇં તાંઇ. ૩૮
એક દિવસ સાધવી આહારકાજિં,
આવી મંત્રીધરિ દેઈ [1]ધર્મલાભ સાજિં;

---

૧–ધર્મલાભ નામનો આશીર્વાદ જેમ નૈયાયિકમતવાળાંઓ કોઇ નમસ્કાર કરે ત્યારે "શિવાય નમ" સાખ્યો "ઓમ્ નમો નારાયણ" અને દિગમ્બર જૈન "ધર્મવૃદ્ધિ" કહે છે. તેમ શ્વેતાંબરજૈનસાધુ વંદણાં કરે ત્યારે "ધર્મ લાભ" એવો આશીર્વાદ દે છે. જો કે આંહી કાઈ નમસ્કાર લેતાં ધર્મલાભ કહેવામાં આવ્યું નથી. પણ, એવો આચાર છે કે ગ્રહસ્થના મકાનમા સ્ત્રી, પુત્રીઆદિ રમણ કરતા હોય તેઓને ચેતવવા માટેજ ભિક્ષાર્થે ઘરમા પ્રવેશ કરતા મ્હોટેથી 'ધર્મલાભ' શબ્દ બોલે, જેથી તે લોકો મર્યાદા ત્યજીને

તિસઇ મંત્રીપુત્રી નિજ જાલિ સાર;
બેઠી ગોતી પરોતીગ આનંદકાર. ૩૯
નૃપપુત્રી તે બાહિર આવઇ બેઠી,
ઉઠી મંત્રીતનયા પધારો કહી પયઠી.
એમ કહી ઘરમાંહિં તેડીનિં વાંદઇ;
જે જોઇઇં તેહ શુદ્ધમાં ન છાંદઇ. ૪૦
તિસઇ રાજપુત્રીઇં તે મનિ વિચારિઉં,
એહુ મહાસતીનઇં એક કલંક ભારિઉં;
લેઇ ત્રોટી[2] એક કસતટિં ખોસી છાની;
તિસઇં સાધવી [3]વુહરી વલી બહુતમાંની. ૪૧
આવી મંત્રીબેટી કહઇ કિહાંરે ત્રોટી;
શોધઇ ઘણું પણિ ન દીસઇ ત્રોટી.
પૂછઇ કિહાં ગઇ બહુનિ તું કહઇ સાચું,
કહું પણિ તુજ મનિડઇ નાવઇ કાચું ૪૨
કહઇ સાધવીઇ તે લેતાં મઇં દીઠી,
સખી ! સાધુના હાસ્ય નવિ લાગઇ મીઠી;
સાધુસાધવીથી એ ન હોઇ વાત,
તિં મૂંકી હોઇ તિહાંથકી આપી [દે] માત ! ૪૩
કહઇ સાધવી પાસઇ કાઢું તોય,
તો તાહરઇ મનિ [1]સાચલું આવઇ સોય;
એમ કહી સહુ ગયું આપઠામિં,
મન્ત્રીપુત્રીઇં જાણિઉં ઇમ હાસ્ય કામઇં; ૪૪

---

બેઠા હોય તે સાવધાન થઈ જાય તેટલા માટેજ આ સાધવીએ પણ પહેલેથી ધર્મલાભ દીધો. આનો અર્થ એવો નથી કે ભિક્ષા આપવા માટે સાવધાન થઈ જાય. પરન્તુ, તે સ્રીઆદિની મર્યાદા જલવાઈ રહે તેટલા માટેજ. ૨–કેડપટો, કટીત્રોટી, કંદોરો. ૩-વહોરીને, ભિક્ષાલઈને.

૧–સાચું, સાચાપણું.

મિલ્યાં વલી કહઇ બાપડી આપ કાઢી,
બીજું કાંઈ હોઇ તો થાઈ બહુરી;
એહ વસ્તુની હાંસી થોડીજ કીજઇ;
એણી હાંસીથી માહરૂં ચિત્ત ખીજઇ, ૪૫
કહઇ મંત્રીપુત્રી બહિનિ ! કાઢી આપો !
ભણઇ સાધવી પાસિં એ અછઈ થાપો;
મંત્રીશતનયા ભણઇ ન હોઇ એમ !
અમ્હ સાધવીથી સહી કહીઇ કેમ ! ૪૬
તુમે જાણો જે [2]બાંભણ યોગીમૌની !
કડી કાપડી તિમ, ન, એ જૈનમૌની !
હે રાચા કરી મ્લેચ્છના વ્યસન સેવેં;
ચામ ચોરી ચોરી કરી દંડ દેવેં. ૪૭
એ જૈનના સાધુ સદાઇ પવિત્ત;
ગંગાનીરપરિં અતિહિ વિમલચિત્ત,
પનોતી તે સાધુનઈ કાં કલંકઇ,
કિમ છૂટીશ પરભવિ એહ વંકઇ. ૪૮
કહઇ તે સહી સાધવીઇ લીધું,
આવ તુંહનઈ દૃષ્ટિ દેખાડું સીધું; !
પરધાનપુત્રી કહઇ વાત એહ,
નહી યુગતી સહી તુંહનઈ કરવી તેહ. ૪૯
જિસઇ મંત્રીપુત્રી ગઈ સાધવીય પાસી,
આવી રાયપુત્રી તિસઇ તિહાંહિ હાંસી;
કહઈ સાધવીજી તુમે આહારકાજિં,
આવ્યા તિવારે તે ત્રોટી લીધીય કાજિં. ૫૦

---

૨—બ્રાહ્મણ.

## દુહા.

અણઘટતું અછતું કહઈ, જૂઠઈ ઉડેં ઝાલ;
કૂડ કલંક દઈ તેહનિ, તે પાલવ ગ્રહઈ તત્કાલ. ૫૧
રે જીવ ! કૂડું કાં લવઈ, કાંઇ બોલઇ કુવચન્ન;
એકઈ મીઠઈ બોલડઈ, જગ સઘલો સુવચન્ન. ૫૨

## ઢાલ. રાગ કેદારો, દેશી ખજાનાની. પૂન્ય ખજાનો માહરા પૂજ્યનો, એ દેશી ૫૪

વયણ સુણી નૃપપુત્રીનું, ચાટકો લાગો તસ અંગિરે;
મિં રે ! ત્રોટી કિહાં કરિ ધરી, કૃણિં હરી જૂઠ કાં ટંકિરે ?
આલ કૂડાં નવિ દીજઈ, કીજઇ સત્યસું રંગરે; આલ૦ આં૦ ૫૩
નૃપસુતા કહઇરે વસાઉગરી, સતીય થઈ કૂડ કાં ભાખોરે;
એમ લેઈ ભૂષણ લોકનાં, ઝોલીમાં ઘાલીનઈ રાખોરે. આ૦ ૫૪
સાધવી કહઈ મુજ ઝોલીયાં, જૂઓ છોડી સઘલાં ઇહાંહિરે;
આંણી મૂંક્યાં તે ઝોલીયાં, છોડી દેખાડઈ ઉછાહિ રે. આ૦ ૫૫
એક બઈ જોયાં તે ઝોલીયા, નીકલીઉ નહી તિહાં કાંઇરે;
તવ તે મંત્રીસુતા એમ કહઈ, નવિ હોય એ કન્હઇ બાઇરે. આ૦ ૫૬
રાયપુત્રી કહઈ સાધવા, ન દીઈ તો નીકલેં કીહાંઇરે;
ઝોલી સઘલી સુની જોઈઈ, નિરતિ ખરી હોઈ સાહરે. આ૦ ૫૭
જોતાં ઝોલી એક પાત્રની, નાંખી તે સાધવી ઉછંગિરે;
ત્રોટી તે લઘુ લાઘવી કલા, કોઇ ન જાણઈ તે સંગિરે. આ૦ ૫૮
ઝોલી દેખાડી યતિની[1] ભણઈ, હવઇ સ્યુ દેખાડુ તુજ જોયરે;
તવ તે ઉઠો કહઈ તુમે સહી, ઉઠી ઉચ્છુકપણઇ સોયરે. આ૦ ૫૯
તતક્ષિણ ત્રોટી નીકલી પડી, ભણઇ ભૂપનંદિની જોયરે;
સાધવી પાસિથી નીકલી, હવઈ સવિ સાચલુ જોયરે. આ૦ ૬૦

---

૧–સાધવી.

મંત્રીપુત્રી કહઇ સુણિ સખી, એ સવિ તાહરૂં કામરે;
સાધવીથી નવિ હોઇ કદા, એમ કર્યાનું નવિ કામરે. આ૦ ૬૧
જો કરઇ એહવાં જૂઠડાં, તો તું ન આવીશ ઇહાંહરે;
એહ હાસું વિખાસું[૨] સખી, મ કરીશ હવઇ કિહાંહરે. આ૦ ૬૨
ઉઠી તે નિજ નિજ[ઘરિ], સાધવીમનિ બહુ ખેદરે;
કૂડ કલંક કાં મુજ દીઓ, ચોરીયકારને ભેદરે. આ૦ ૬૩
લોકમાં મુખ એ દેખાડવું, ભલું નહિ એણિ સંસારરે!
જાણી એમ [૩]રાસડી લેઈ કરી, ઘાલઈ ગલઇ પાસ દુઃખકારરે. આ૦ ૬૪
વાજતો સુણિ ગલઈ ઘર ધરો, પાહોરીઇં તે જાણીરે;
શ્રાવકિં પાસ તે કાઢીઉ, ફિરી એ આતમહાણીરે. આ૦ ૬૫
તુમે સહુનિં પ્રતિબૂજવો, તુમનિં કરવું ઇસ્યું ? કામરે;
વાત વિરામ તે જાણીઉ, ચિત્ત રાખવું ઠામરે. આ૦ ૬૬
સાધવી રીશવસિ કરી, અણઘટતી એ વાતરે;
હવઇ કરવા સમ આકરી, આરાધઈ ચરણ સુજાતરે. આ૦ ૬૭
ચારિત્ર પાલઇ એ નિરમલું, પણિ ન ટલિઉં તે શલ્યરે;
ન શકી [૪]આલોઈ દુકૃત, રહિઓ હઇયડઈ તે ભલ્લરે. આ૦ ૬૮
હવઇ નિસુણો તે મંત્રીસુતા, સુતા રાયની બેહૂરે;
એક ભરતારનઇ પરણીઆ, ગઈ સાસરઇ તેહૂરે. આ૦ ૬૯

**દુહા.**

પૂરવપ્રીતિસનેહથી, ન કરાં મન ડમડોલ;
એક ભરતારનિ પરણસ્યાં, કરસ્યાં બેહૂ રંગરોલ. ૭૦
સખીપણાં જગિ તેહનાં. એક જીવ બઈ દેહ;
એક મનિં મન જેહનાં, તેહનો ખરો સનેહ. ૭૧

---

૨–Public વિકાસ, પ્રકાશીત, ઉઘાડું ૩–રાસ, દોરડી.

૪–આલોયણા ગલે ફાસો ઘાલી આત્મહત્યા કરવાના પાપનો પશ્ચાતાપ ક્રોધશલ્યથી કરી શકી નહિ

## ઢાલ. રાગ મલ્હાર. ૫૫

તે બેહૂં સાસરઇ સધાવીઆ, મિલતાં માંહોમાંહિરે;
દીધાં આવાસ બે જૂજૂઆં, રહવાનિં રહઇં તિહાંહિરે.
જુઓ જુઓ કરમ વિભાવનાં. આંકણી. ૭૨
શોકનઇં *નાંતરે બેહૂં તણાં, તિહાં મન થયાં ભિન્નરે;
અણમિલતઈ રસવટ થયો, ભયો પ્રેમ તે છિન્નરે. જુ૦ ૭૩
રાજપુત્રીનિં પિહરથકી, રમવા ખેલવાકાજિરે;
[1]કાબરિ એક એક તિહાં મોકલી તે તો બોલઈ શુભકાજિરે. જુ. ૭૪
કાબરિ વયણ વદઈ ભલું, સુણી લહઇ પરમોદરે;
દેખી તે મંત્રીપુત્રી ભણી, ઘણું કરઇ વિનોદરે. જુ. ૭૫
મંત્રીપુત્રીનઇ તે ખીજવઇ, મનિ ઉપજાવઈ ખેદરે;
પિહરિ તેણઈ જણાવિઉં, એહવી કાબરિ ઉમેદરે. જુ. ૭૬
મંત્રી નયર જોવરાવિઉં, ન મિલઇ કાબરિ જામરે;
જોતાં એક છવડો [2]કોસીઓરે, લેઇ મોકલ્યો તામરે. જુ. ૭૭
પંજર કર ધર્યો તેહનિં, દીઈ ચુણ બહુ તાસરે;
કરધરી તાસ બોલાવે એ, નવિ પોહચઈ તસ આશરે. જુ. ૭૮
દેખી કાબરિ બહુ બોલતી, નવિ બોલઇ કોસીઓ તેહરે;
રાજપુત્રીનાં માણુસ સવે, હસઈ કોસીઓ એહરે. જુ. ૭૯
કાં રે સ્વામિની બોલઈ નહી, તવ ખીજઇ મનમાંહિ રે;
રીશ ચઢી તે ઉપરિં, લેઇ કોસીઉ તિહાંહિરે જુ. ૮૦
બોલાવ્યો તે બોલે નહી, રીશઇ કાઢઇ તસ પંખરે;
તવ રખવાલ તે કરધરી, સામિની કિસી તુહ્મ જંખરે! જુ. ૮૧
જાતિસભાવ ટલઇ નહી, જિમ કાબરિં કીરરે;

---

*–શોકસગપણથી.

૧–કાબરપક્ષી, કાબરચિતરું પક્ષી. ૨–કાબરથી મોટું અને કાળું પક્ષી. એની પૂંછડી એનાથી મોટી હોય છે. કોશિયો.

બોલઇ તિમ એ બોલઇ નહી, કિસી રીશ એ ધીરરે. જુ. ૮૨
પંખ રહી એક તવ છોડીઓ, વેદન બહુત અગિરે;
ભોગવી કરમ કઠિણપણઇ, થોડઇ કાલિ તસ ભગરે. જુ. ૮૩
કોસીઓ જીવ મરણ લહી, **વીરમતી**પણઈ હોઇરે;
અનુક્રમઇ મંત્રીપુત્રી હવઈ, પૂરી આઉખું સોઇરે. જુ. ૮૪
ધરમ-આરાધક ધુરથકી, તેણીઈ ટાલ્યો સ્ત્રીવેદરે;
પામી તે પુરૂષપણુ, ન કર્યો તે પાપનો છેદરે. જુ. ૮૫
મરણ લહી તે મંત્રીપુત્રી, થયો **ચંદ** ભૂપાલરે;
રાજનીતિકરી રાજતો, પ્રજાતણી કરતો સંભાલરે. જુ. ૮૬
મંત્રીધરિ કુલહિત કારિણી, વૃદ્ધા એક સુનારીરે;
તસ સુતા ધરમસખાઈકા, થઈ **ગુણાવલી** સારીરે. જુ. ૮૭
તે **અરિદમન** નૃપની સુતા, પરણઈ **ચંદ** ભૂપરે;
રૂપિ રતિપતિ અધિકસા, એ **ગુણાવલી** જાણો સરૂપરે. જુ. ૮૮
જે રખવાલ કોસીઆતણો, તે પુરૂપ સુજાણરે;
**સુમતિ** મંત્રી થયો તાહરો, તુજનિં [બહુ] સુખઠાણરે. જુ. ૮૯
મંત્રીપુત્રીના માતાપિતા, મરણલહી ઉપનાં દોયરે;
ભૂપરાણી સુખ ભોગવઈ, **વિમલપુરી** દીપતાં જોયરે. જુ. ૯૦
સાધવીનઇ કલંક ચઢાવીઉ, નૃપનદિની જેહરે;
તેહનો જીવ તિહાંથકી, **પ્રેમલા**[પણે] થઈ તેહરે. જુ. ૯૧
રાજપુત્રીના માતાપિતા, મરી સિંધલપુર થાયરે;
નિજ કરમતણેં વસિ પ્રાણીયા, પામે દુ:ખ વિસાયરે. જુ. ૯૨
સાધવીઈ ન ખમાવીઉં, જે ચિંતવીઉં પાપરે;
શલ્ય તેહના અનુભાવથી, થઈ **કનકધ્વજ** આપરે. જુ. ૯૩
[1]ગલત કોઢી તે સદા, કાઢીઓ સાધવી પાસરે;

---

૧–આ પાદનો સંબન્ધ ઉપરની ગાથા સાથે છે. અને બીજા પાદથી નવો સંબન્ધ છે.

તે મરીનિં થયો શ્રાવકો, **સુબુદ્ધિ** મંત્રી મતિ વાસરે. જુ. ૯૪
કાબરિ, કવિલા ધાવિ થઈ, [૨]બિહું તણો સુણો નાહરે;
તે મરી **શિવકુમાર** નટ હુઓ, જેણઈ ટાલીઓ દાહરે. જુ. ૯૫
કાબરિનો રખવાલ થયો,[_] મહિંતો હિંસક સારરે;
રાતિ દિન પોસતો તે સદા, સહિલો સુખકારરે. જુ. ૯૬
રાજપુત્રીસખી તે થઈ, *રૂપસુંદરી તે નારીરે;
માનિ જે બહિન **પોતનપુરી**, વિમલા કરમ અણુંસારીરે જુ ૯૭
દાસી જે મંત્રીપુત્રીતણી; **શિવમાલા** તે જાંણિરે;
નંદિની નાટકીઆતણી, [૩]સોલજીવ મનિ આણિરે. જુ. ૯૮

**દુહા.**

પૂરવભવકૃતકર્મના, બંધતણઈ અનુસાર;
ઉદય ઉદીર્ણા જીવ હુઇ, અનુબંધફલ તેણિવાર ૯૯
શ્રીજિનવરે ઇમ વર્ણવ્યા, સોલજીવપરબંધ;
વલી વિશેષઇં વર્ણવઈ, પૃથક પૃથક સંબંધ ૧૪૦૦

**ઢાલ. રાગ પરજીઓ. ૫૬**

સુણો **ચંદ** નરિંદ નિરૂપમ ! જીવ કરમવિપાકરે;
હસતાં રમતાં કરમ બાંધઈં, ચઢઈ મોહની છાકરે. સુ આં. ૧
કૂકડો તિરયંચપણઇ તે, દુઃખ પામ્યો અતિ ઘણું;
તેણિં કોસીઆપંખ કાઢી, કરમ તે બીહામણું. સુ. ૨
**વીરમતી** દુઃખદાઈ તુજનઈ, તેહ કારણથી સદા;
વયરકારણ એહ જાણો, કીધું કો ન છૂટઇ કદા. સુ. ૩
રાજપુત્રીઇ હાંસી કરતા, કલંકી યતિની સતી;
આલ દીધું તેણઇં લીધું, **પ્રેમલા** વિરહો પતી. સુ. ૪
કલંક દીધું સાધ્વીનઇ, આલ પામી અણછતુ;
**પ્રેમલાલચ્છી**તણઇં ભવિ એ ! જુઓ કરમતણુ મતું ! સુ. ૫

---

૨–રાજપુત્રી, અને મંત્રીપુત્રીનો. * આહી મૂલપ્રતિમા 'રૂપમાલા' નામ છે ૩–આ પ્રકારે સોલ જીવોનો, સોલ જણાઓનો અધિકાર થયો.

સાધવીનો જેણિં પાસ કાઢયો, તેહ સુબુદ્ધિતણિં ભવિં;
પ્રેમલારખવાલ હુઓ, કરી ઉપાય તે નવનવિં. સુ. ૬
સાધવી તે શલ્ય ન ખામ્યું, ક્રોધ કીધો અતિ ઘણો;
બીજઇ ભવિ તેણિં કોઢ પામ્યું, દુષ્ટકરમ બીહામણો ! સુ. ૭
મંત્રીપુત્રીનાં માતાપિતા, બીજઇ ભવિ મકરધ્વજ રાયરે.
બેટી કલંક મનમાહિ ધરિઓ, કીધું કરમ તિમ થાયરે. સુ. ૮
એમ સબંધા સવિ જીવનાએ, જાણવાં મનિ આણવાં;
આપ આપિ સુણી સંબંધા, નિજ સબંધ મનિ માનવા ! સુ. ૯
[ઇતિ ચન્દ્રાદિ પૂર્વભવ.]
આપ સ્વારથ ભવસરૂપ, જોતાં એહ અસારરે;
મોહિં મૂંકયા બહુ પ્રાણી, જાણઇ એ સવિ સારરે. સુ. ૧૦
જ્ઞાન, બલ, ગુણ, રૂપ અનંતા, સેવઇ સુરનર કોડિરે;
તેહું પણિ થિરકરી ન રહિયા, અવર કુણ તે જોડિરે; સુ. ૧૧
શાંતિજિનવર[૧] ભવિક સુખકર, ભોગવી [૨]પદવી દોયરે;
પ્રબલપુણ્યિં અસદૃશ, સ્થિર રહ્યો નવિ સોયરે સુ. ૧૨
ભવસરૂપ સુરવયણથી પામી, મૂકી રાજનો ભારરે;
તપબલિ લહી લબધી મોટી, અથિર સનતકુમારરે. સુ. ૧૩
જીવનિ જગિ ભવ ભમતાં, એક એક સ્યુ જાણિ રે;
માય બાપ સુત સુતા કાંતા, ભાઈ બહિનિ મનિ આણિરે. સુ ૧૪
સબધ એમ હુઆ અનંતા, ભવ અનત ભાવિરે !
તોહઇ ભવનો છેહ ન આવ્યો, જો નહી શુભભાવિરે. સુ ૧૫
ભરતાદિક શુભભાવ પામ્યો, કેવલજ્ઞાન વિમલ ઘણું;
આરીસાના ભુવનમાંહિં, ધન જીવિત તેહ તણું. સુ. ૧૬
ઉપનો વૈરાગ્યરંગ મનિ, ભવ અથિરપણું મનિ ધરી;
વાંદીનિ, જિનવર રાયનિં તે, કહઇ પ્રભુ સુણિ ઉ નિજ[૩]ચરી-સુ ૧૭

---

૧–સોળમા તીર્થંકર. ૨–એક જિનપદવી, અને બીજી ચક્રવર્તીની પદવી.
૩–ચરિત્ર અર્થાત્ ચંદ કહે છે કે પ્રભો ! હમે હમારૂ પૂર્વચરિત્ર સાંભળ્યું.

એ સંસાર અસાર જાણી, મનિ સંવેગ અતિ આવીઉ;
ધરિ જઇ સુત રાજ્ય દેઇ, સંયમ લેવા ભાવીઉં. સુ. ૧૮
કહઈ જિનવર મોહ ન કીજઇં, પ્રતિબંધ કેહનો નાંણીઈ;
ધરમકાજતું તુરત કીજઇ, કાલિ કુણિં નવિ જાણીઇં. સુ. ૧૯
ચંદરય ચિંતઈ રાજય દેઉ, **ચંદ્રસેન**કુમરનિં આજરે;
**પ્રેમચંદ**નિં યુવરાજપદવી, દેઈ કરૂં શુભકાજરે. સુ. ૨૦
સુણી નૃપ નિજમંદિર પહોતો, નારી સમજી સાથિરે;
**ગુણાવલી**સુત રાજ્ય દેઈ, નમઈ જોડી હાથરે. સુ. ૨૧
યુવરાજપદવી દેઈ નિજ કરિં, પ્રેમલાનંદન ભણી;
અવર જે સુત સુતા કુટંબી, યથાયોગ્ય ઋદ્ધિ આપી ઘણી. સુ. ૨૨

દુહા.

જિનઉપદેશિ સમજીઓ, આણી મન વયરાગ;
રાજ્ય તજી દીક્ષ્યા વરી, અધિક થયો સોભાગ. સુ. ૨૩

## (ચન્દ્રાદિ સાધુ—જીવન.)

### ઢાલ. રાગ ધન્યાશ્રી ૫૭.

ધરી વયરાગ ચંદરાજીઓ, ત્યજી રાજ્ય નિં ઋદ્ધિરે;
મોહ મૂંકી સવિ કુટંબનો, મનિ સંવેગની વૃદ્ધિરે ધરી. આં. ૨૪
એક પોતઇં નઇં **ગુણાવલી**, **પ્રેમલાલચ્છી** સુજાણરે;
**સુમતિ** પ્રધાન ચોથો વલી. કરઈ સંયમમંડાણરે. ધ. ૨૫
નાટકીઆ **શિવકુમર** તે, **શિવમાલા** સુતા તાસરે;
જીવએ છ તિહાં ગહગહ્યા, ધન! જિનનો શિર [1]વાસરે. ધ. ૨૬

---

૧—વાસ. સુખડ, કેશર, બરાસ, અને અગરાદિનું બનાવેલ વાસચૂર્ણ. "જિનનો વાસ" એવો આચાર છે કે કોઈને પણ દીક્ષા આપતી વખતે દીક્ષા આપનાર સાધુ, લેનાર ઉપર વાસ—ક્ષેપે છે. આહી જિનેશ્વરે પોતેજ તેઓ ઉપર વાસ નાખ્યો અર્થાત્ સામાન્ય સાધુ ન્હીં પણ જિનેશ્વર પાસે તેઓએ દીક્ષા લીધી. તેથી પોતાને વિશેષ ધન્યધન્ય માનવા લાગ્યા.

જઇ જિન પાસિં સંયમ લીઓ, છએ જીવ સુખહેવરે;
સુણી તેહ દીક્ષા **વિમલપુરિં**, **મકરધ્વજ** એકરે. ધ. ૨૭
તેહ વૈરાગ મનમાં ધરઇ, ધન **ચંદ** નરેશરે;
**પ્રેમલા**, તેહુ સંયમ વરિઉં, અગ્રહ ધરિ તેહ વિશેપરે. ૨૮
મરવું નહી [૧]કિસ્યું આપણઈ, બઈસી રહ્યા નિધરોલરે;
ત્રિહુ જણિ દીક્ષા તિહાં ગ્રહી, રાય રાણી મંત્રી રંગરોલરે ધ. ૨૯
લેઈ દીક્ષા વિચરઇ ભુવિ, હવઈ **ચંદ** ઋષિરાયરે;
તે જિન પાસિં સયમ વરી, લેઈ આલોઅણ ત્રિધા કાજિ રે. ધ. ૩૦
શાસ્ત્ર સિદ્ધાંત સવિ અભ્યાસ્યાં, બહુ શ્રુત થયા તેહરે;
અગ્રેસર થઇ વિચરીઆ, ભણ્યાનું ફલ એહરે. ધ. ૩૧
ક્રોધ–અભિમાનમાયા વલી, જય લોભનો નિરીહરે;
મોહસંસરગથી વેગલા, મનિ તપની બહુ ઇહરે. ધ. ૩૨
ચોથ છઠ અઠ્ઠમ દશમાદિક, કરઈ તપ બહુ ભેદરે;
દેહ તે તૃણસમ લેખવઇ, શુભધ્યાન નહી ખેદરે. ધ. ૩૩
એમ કરી કરમ ક્ષય આપણા, પામ્યુ કેવલનાણરે,
જગજનનિં ઉપગારીઆ, પામ્યા તેહ [૨]નિરવાણરે. ધ. ૩૪

## દુહા.

**ચંદ**મુનિ **પ્રેમલા**સતી, કેવલકમલા સાર;
ભોગવી મુગતિવધુ વરી, શાશ્વતસુખ જયકાર. ૩૫
શીલરતન જગ જેહનિ, તેહનિં ઘરિ નવનિધિ;
**પ્રેમલાની** પરિં સંપજઈ, સકલરિદ્ધિ ગુણવૃદ્ધિ. ૩૬
દર્શનપ્રીતિ સુશીલ જસ, તસ હોઇ અષ્ટમહાવૃદ્ધિ;
ત્રિભુવનિ કીરતિ વિસ્તરઈ, અવિચલ પદ સુખવૃદ્ધિ. ૩૭

---

૧-શું ! શું આપણે મરવું નથી. ૨-મોક્ષ.

# (ગ્રન્થપ્રશસ્તિ.)

## ઢાલ. રાગ ધન્યાસી. ૫૮

ધિન્ન ધિન્ન તે **ચંદ**મુનિ,
શીલ અવિચલ ધરી નારી એહુ;
**પ્રેમલા**શીલથી કેડ તસ ટલીઉં,
સતીયશિરોમણિ હુઈ તેહુ.
ધિન્ન ધિન્ન તે ચંદમુનિ મહામુનિ. આંચલી. ૩૮
લેઇ સંયમ શુચિ શુદ્ધ પાલી કરી,
વિમલકેવલ લહી મુગતિ પોહતા;
ઇમ જે શીલ અવિચલપણું આદરઇં,
તે લહઇ શિવસુખ ધરમ કરંતા. ધિન્ન૦ ૩૯
જુઓ જુઓ શીલમહિમા મહિમડલિ,
જાગતો આજ પણિ એમ દીસઈ;
શ્રીગુરૂ **હીરવિજયસૂરે** જયકરૂ,
નામ સુણતાં ઘણું હઇયિડઉં હીસઈ. ધિન્ન૦ ૪૦
જેણઈ યવનપતિ **અકબર** ભૂપતિ,
તેહ પ્રતિબૂજવી સુયશ લીધો;
પડહ **અમારિ**નો માસ છ [૧]વરસપ્રતિં,
જગતજનનઇ ઉપગાર કીધો. ધિન્ન૦ ૪૧
તાસ પાટિ પ્રગટ પૂરણ પ્રભુ,
જિણઇ **અકબરસભાઈ** પ્રસિદ્ધો;
[૨]ત્રિણ્યસઇં ભટ્ટ જીપી જય [પા]મીઓ,
**શ્રીવિજયસેનસૂરિ** જગ પ્રસિદ્ધો. ધિન્ન૦ ૪૨
પાટિ તસ **શ્રીવિજય**તિલકસૂરિ શુભચરી,

---

૧-દરવર્ષે છમહિનાનો અમારિપડહ. ૨-ત્રણસો.

જિણઇં જગિ કુમત મત દૂરિં ટાલ્યો;
જ્ઞાન વિજ્ઞાન વૈરાગ્ય જગિ દીપતો,
'ત્રિકરણ' શુદ્ધિ ગુરૂવયણ પાલ્યો. ધિન્ન૦ ૪૩
તાસ પટોધરૂ ભવિકજન સુખકરૂ,
દર્શન દુઃખહરૂ જાસ દીપઇ;
અતુલ સૌભાગ્ય જય અધિકો પ્રભુ,
સકલ ભટ્ટારક માન જીપઇ. ધિન્ન૦ ૪૪
**શ્રીતપાગચ્છી** પ્રભુ સૂરિ મુગટામણિ,
**શ્રીવિજયાણંદસૂરિ** સિહો,
તેહની જે સેવ અહનિશિ કરઈ,
તે ભવિજનતણા દીહો. ધિન્ન૦ ૪૫
વિજય જયકારી તસ રાજિ જગ જયકરૂ,
વાચકાધીશ શિર ઈશિ મોટો;
અતિહિં સુપવિત્ર ચારિત્ર જગિ જેહનું,
ચાલતો સંવેગ વૈરાગ્યકોટો. ધિન્ન૦ ૪૬
સાર અવતાર ઉપગારમય જેહનો,
જેણઈ સહુ શાસ્ત્ર આપિં ભણાવી;
મંદમતિ તેહુ પણિ જેણઇ [1]કોવિદ કર્યા,
બૂજવ્યા ભવ્ય બહુનિ જગિ સુણાવી ધિન્ન૦ ૪૭
**શ્રીમુનિવિજય** ઉવઝ્ઝાય સુપસાયથી,
શિષ્ય નિશિદિન તસ ધ્યાન ધ્યાતો;
સયલ તસ સીસ સંદોહમાં અણુસમો,
શ્રીગુરૂગુણહિતે અતિહિ રાતો. ધિન્ન૦ ૪૮
**શીલ-અધિકાર** એ **અંદમુનિ** મહામુનિ,
સતીય **પ્રેમલા** પુહુવી પ્રસિદ્ધિ;

---

૧-૫ ડિત.

સંયમ અણુસરી સાર કેવલવરી,
અનુક્રમિ પામિઆં સયલ સિદ્ધિ. ધિન્નિ૦ ૪૯
કવિ એ [1]દર્શવિજય વિરચિત ચરિત એ,
આપ સંસાર નિસ્તાર કાજે;
શીલધારી બહુ સુગુણ ગાયતાં,
શુદ્ધ પરિણામિ સવિ આરતિ ભાજે. ધિન્ન૦ ૫૦
ચરિત એ ભણુત ગુણુત સુણતાં સહી,
હોઈ કલ્યાણ કારી સદૈવ;
સંવત સોલ નવ્યાસીઇ કાર્તિક શુદિ,*
પંચમી વાર ગુરૂ પુષ્ય તે દિવસમે. ધિન્ન૦ ૫૧
**શ્રીઅબ્રહ્નનપુર** નયર વર મંડણો,
જિહાં [2]**મનમોહનપાસ** રાજઈ;
સંઘ જયજયકરૂ ભવિકજન દુઃખહરૂ,
દેવ સેવા કરઇ બહુ દિવાજઇ. ધિન્ન૦ ૫૨
તત્ર **શાખાપુરઈ** **દલપુરવરં**,
જિહાં જિનરાજ સદા દેવ **સુપાસો;**[3]
ધ્યાન તસ ચિત ધરી ત્રિકરણ શુદ્ધિં કરી,
જાગતી જ્યોતિ જગમાં વિશેષો. ધિન્ન૦ ૫૩
તાસ સુપસાયથી શીલગુણે કરી,
ગાઇઓ સરસ રસ એહ રાસો!
જિહાં લગિં સૂર [4]સસિ ભૂમિ થિર થાજો,
વિસ્તરો જગમાંહિં ગુણવિલાસો. ધિન્ન૦ ૫૪

---

૧-દર્શનવિજય અથવા દર્શવિજય નામ પણ કહેવાય છે.

* આઠ અધિકારમાં આશો શુદિ દશમ જણાવેલ છે. પણ આંહી કારતક શુદિ પંચમી કેમ છે તે સમજાઈ શકાતું નથી.

૨-ત્રેવીસમા પ્રાર્શ્વનાથ. ૩-સાતમા સુપાર્શ્વનાથ. ૪-શશિ, ચંદ્ર.

इति श्रीचंद्रायणिनामरासे, नवमोऽधिकारः श्रीशीलाधिकारे चंदमुनि-प्रेमलालच्छी-सतीरासः सम्पूर्णः ॥-१४८४.

ઇતિ શેઠ દેવચંદ લાલભાઇ-જૈનપુસ્તકોદ્ધાર-ગ્રન્થાંક ૧૪.



ॐ

# આ ફંડમાંથી પ્રસિદ્ધત્વને પામેલા ગ્રન્થોનું સૂચીપત્ર.

શિષ્ય શ્રીજિનકીર્તિસૂરિકૃત (કાવ્યગ્રન્થ)......... —૬—૦

૧૦ **ધીયોગફીલોસોફી**—by મી૦ વીરચંદ રાઘવજી ગાંધી (અંગ્રેજીમાં) યુરોપના ગમનમાં આપેલાં ભાષણો વિગેરે ........ ... . ................૦—૫—૦

૧૧ **શ્રીજલ્પકલ્પલતા**—શ્રીમદ્ રત્નમંડણકૃત..........૦—૩—૦

૧૨ **શ્રીયોગદૃષ્ટિસમુચ્ચય**—શ્રીમદ્ હરિભદ્રસૂરિકૃત આ ગ્રન્થ પ્રોફેસર સુવેલીદ્વારા શોધાયો છે .. ...... .... ..૦—૩—૦

૧૩ **ધીકર્મફીલોસોફી**—by મી૦ વીરચંદ રાઘવજી ગાંધી (અંગ્રેજીમાં) યુરોપગમનસમયે આપેલાં ભાષણો વિગેરે.......................(પ્રેસમાં છપાય છે)

૧૪ **ગૂજરાતીકાવ્યગ્રન્થ**—જૂદા જૂદા મુનિઓના કરેલા રાસાદિ..............................................

મળવાનું ઠેકાણું.

**લાયબ્રેરીયન, શેઠ દેવચંદ લાલભાઇ**

પુસ્તકોદ્ધાર ફંડ ઓફિસ

C/o **શેઠ દેવચંદ લાલભાઇ ધર્મશાળા,**

બડેખાં ચકલો, સુરત સિટી.

*Printed at the Surat Jain P. Press*